

# ब्राह्मण धर्म.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

ભાવાર્થ—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.

---

## ઇશ્વર પ્રાર્થના.

ॐ यत्र ब्रह्मविदो यान्ति दीक्षया तपसा सह ।
ब्रह्माया तत्रनयतु ब्रह्मा ब્रह्म दधातुमे ॥

સંસારમાં પરમાનંદની પ્રાપ્તિ કરવાને કેવળ બ્રહ્મવાદિઓ ભાગ્યશાળી થાય છે. જ્યારે મનુષ્ય નિર્ભય થઇને માનુષી દુખોમાંથી મુક્ત થવા ઇચ્છે છે ત્યારે પોતાના ઉચ્ચ આદર્શને માટે તેને દીક્ષા લેવી પડે છે, અને તે દીક્ષા પ્રમાણે ચાલવામા અનેક પ્રકારના તપ કરવાં પડે છે. હે બ્રહ્મ ! આપ મહાન્ છો, જેથી હમને પણ આપની મહત્ શક્તિ પ્રદાન કરો અને હમારૂં વિશાળ હૃદય બનાવી, હમે સાંસારિક કષ્ટોને સહન કરવામાં બ્રહ્મવાદિઓનું અનુકરણ કરી શકીએ એવા યોગ્ય બનાવો ॐ શમ્ ।

---


પુસ્તક ૫ મું.] વૈશાખ, સંવત ૧૯૭૦. [ અંક ૨ જો.


---

### વિષયાનુક્રમણિકા.




## પ્રાચીન આધુનિક હોળીની તુલના.

(રાગ હોરી)

જાગો શું ? મતિ ક્યાં વિસારી ? હિંદુઓની હો રહી હોળી, જાગો શું૦ ૧

જાતિ સુધારાનો દાવો કરીને, સભાઓ ભરો બહુ ભારી
વિદ્યા લાજ વિહીન નરનારી, કર્મ કરે અનાચારી
જગતમાં હાંસી કરાવી. જાગો શું૦ ૨

ધન્ય ધાન્યથી ફળવતી પૃથિવી, કરતી જન ઉપકાર,
નવસસ્યેષ્ટિ યજ્ઞો કરતા ઋષિ મુનિગણ પરિવાર
વેદોના મંત્ર ઉચ્ચારીઃ જાગો શું૦ ૩

કેસર કસ્તુરી સુગંધિત ચંદન, ફળ ફુલ ઘૃત નવ ધાન્ય,
સ્વાહા શબ્દે અર્પતા આહુતિ, પુનિત અગ્નિ માંહ્ય–
યજ્ઞ શિષ્ટ અશન સ્મરીનેઃ જાગો શું૦ ૪

સામગાનથી પ્રભુ મહિમા વળી, સુણતા વેદ વેદાંત
ઉપનિષદોના ગૂઢ રહસ્યે, કરતા કલેશો શાંત
સંતોનો સંગ કરીને, જાગો શું૦ ૫

મર્મ ભુલ્યા તે મૂળ હોળીનો, ગૃહ્યસૂત્રોની વાત.
રૂઢિએ વળગી રાક્ષસી હોમો, શું નહિ તે જનઘાત ?
જરા દિલ શોચો કરીનેઃ જાગો શું૦ ૬

સમિધા સ્થાને સડેલાં ઇન્ધન, હિંસા, ચોરી, ત્રાસ,
ગોબર, કુમળા વૃક્ષો હોમી, કરતા ધર્મનો નાસ,
અનાર્યોની રીત ગ્રહીનેઃ જાગો શું૦ ૭

ફલ મૃદંગ સહ બકતા ફાગો, લેતા સોંગો અસાર,
પર અબલાને જોતાં ભુકે, ગર્ધવ નાગા ગમાર
ધર્મના ઢોંગો રચીનેઃ જાગો શું૦ ૮

લક્ષ્મણ દૃષ્ટિ સીતા પાયે, દે વાલ્મીકી સાખ,
માતા સમ ભાભીને આજે, ચોળે ગંદી રાખ
કુલમર્યાદા ત્યજીનેઃ જાગો શું૦ ૯

ઉપદેશતા આચાર્યો પૂર્વે, શમ, દમ, તપ, શીલ સાર,
સ્વૈર ભાવે ભરી પીચકારી, સ્ત્રી અંગો પર ધાર
અહહ ધર્મ કુબ્યોરીઃ જાગો શું૦ ૧૦

ચેતો સજ્જન બહુ બગડ્યું છે, સુધારો નિજ હાલ,
ઋતુરચક પ્રભુજીનો પ્રેમે, ગાઓ જયજયકાર
ત્રિવિધ તમ તાપો ટળોરીઃ જાગો શું૦ ૧૧

મણીલાલ. ડી. મોદી.

ॐ

# રામનવમી અને મર્યાદા પુરૂષોત્તમ મહારાજ રામચંદ્રજી.

( લેખકઃ—ગિરિજાશંકર નિર્ભયરામ. )

વિદ્વાન્ ભ્રાતાઓ ! રામનવમી વિષયનો મારો લેખ, ગત માસના માસીકમાં આવવો જોઇતો હતો કારણકે ગત માસ તે ચૈત્ર માસ હતો અને ચૈત્ર માસના શુક્લપક્ષની નવમીને દિવસે મહારાજા રામચંદ્રનો જન્મ થયો હતો, પરંતુ સમયાભાવને લીધે તે સમયે ઉક્ત વિષયમાં કાંઇ લખી શકાયું નહોતું. આમ તો પ્રાતઃસ્મરણીય મહારાજ રામચંદ્રજીના ગુણાનુવાદ એટલા બધા ચિત્તપ્રિય અને આચરણીય છે કે ઉક્ત વિષયમાં જ્યારે બોલીયે, જ્યારે લખીયે ત્યારે બોલાય વા લખાઇ શકાય. તેવી રીતે મનનું સમાધાન કરી આ વૈશાખ માસના અંકમાં હું મહારાજ રામચંદ્રજીના વિષયમાં આપ બંધુઓની સેવામાં મારી અલ્પમતિ પ્રમાણે મારા વિચારો પ્રદર્શિત કરૂંછું.

રામનવમીના દિવસને ભારતવર્ષની સર્વ પ્રજા જાણે છે. તેને રામજયંતિ કહેવામાં આવે છે. આ દિવસ મહારાજ રામચંદ્રજીનો જન્મ દિવસ હોવાથી આપણા દેશમાં તે ઉત્સવનો દિવસ મનાય છે. મહારાજા રામચંદ્રજીનો જન્મ ચૈત્ર માસના શુકલપક્ષની નવમીએ થયો હતો. તે વિષયમાં વાલ્મીક ઋષિ પોતાના બનાવેલા રામાયણ ગ્રંથમાં બાલકાંડ અષ્ટમ સર્ગના ૮ મા શ્લોકમાં નીચે પ્રમાણે કહે છે—

> ततो यज्ञे समाप्ते तु ऋतूनां षट् समत्ययुः ।
> ततश्च द्वादशे मासे चैत्रे नावमिके तिथौ ॥

ભાવાર્થ—યજ્ઞ સમાપ્ત થયા પછી જ્યારે ૭ ઋતુઓ વ્યતીત થઇ ચુકી ત્યારે બારમે માસે ચૈત્ર માસની નવમી તિથિએ માતા કૌશલ્યાના પુત્ર મહારાજ રામચંદ્રજીનો જન્મ થયો. આ પરથી મહારાજ રામચંદ્રજીની જન્મ તિથિ માટે તો કાંઇ વિવાદજ નથી.

આ ધર્મવત્સલ સર્વપ્રિય મહારાજ રામચંદ્રજીનો મનુથી વસાવેલી કોશલ દેશમાં આવેલી અયોધ્યા નગરીમાં જન્મ થયો હતો. આ નગરી કેવા પ્રકારના મનુષ્યોથી વિભૂષિત થયેલી હતી તેનું વર્ણન રજુ કરવામાં આવે તો તે સમયે ભારતવર્ષની શું સ્થિતિ હતી તથા હાલ આપણા દેશની શું અવસ્થા છે તે જાણવાને આપણે સમર્થ થઇએ તેવી ઇચ્છાથી વાલ્મીકિ રામાયણમાં તે નગરની સ્થિતિ વિષયમાં જે વર્ણન કરવામાં આવ્યું છે તે ઉધ્ધૃત કરૂં છું. એક મહાત્માના યશોગાન ગાતાં, તે જે દેશમાં ઉત્પન્ન થયા હતાં તે દેશની સ્થિતિ જાણવાનો પણ પ્રયત્ન કરવામાં આવે તો આપણને આપણા દેશની પૂર્વ સ્થિતિનો ખ્યાલ થઇ શકે અને તેથી આપણી આધુનિક સ્થિતિપર વિચાર કરી આપણે તેમાં સુધારો વધારો કરવા સમર્થ-થઇ શકીયે. રામાયણના વિદ્વાન્ કર્તા મહર્ષિ વાલ્મિકિજી ઉક્ત વિષયમાં નીચે પ્રમાણે કહે છે—

> कामी वा न कदर्यो वा नृशंसः पुरुषः क्वचित् ।
> द्रष्टुं शक्यमयोध्यायां नाविद्वान्नच नास्तिकः ॥
>
> બાલકાંડ સર્ગ ૬ શ્લોક ૮.

ભાવાર્થઃ—અયોધ્યા નગરીમાં કોઇ અવિદ્વાન્ ( મૂર્ખ ) નાસ્તિક, કામી (વ્યભિચારી)

અસત્યવાદી, ખુશામતીયા, કઠોર હૃદયવાળા વા હિંસક દ્રષ્ટિએ પડના નહોતા. આગળ ચાલીને તેજ સર્ગના બારમા શ્લોકમાં નીચે પ્રમાણે કહે છે,

नानाहिताग्निर्नायज्वा न क्षुद्रो वा न तस्करः ।
कश्चिदासीदयोध्यायां न चावृत्तो न संकरः ॥

ભાવાર્થ:—આ અયોધ્યાપુરીમાં અગ્નિહોત્ર નહિં કરવાળા, ગર્દભયાગ્નિ તથા વ્રતોથી હીન, ક્ષુદ્ર, ચોર અને વર્ણસંકર કોઇપણ મનુષ્ય નહોતો.

આ અમુલ્ય યશમાં વિશેષ ઉમેરો કરતાં આ કંડના પંચમ સર્ગના ૨૦મા શ્લોકમાં કહે છે કે,

तामग्निमद्भिर्गुणवद्भिरावृतां, द्विजोत्तमैर्वेदषडङ्गपारगैः ।
सहस्रदैः सत्यरतैर्महात्मभिर्महर्षिकल्पैर्ऋषिभिश्च केवलैः ॥

ભાવાર્થ:—તે નગરી અગ્નિહોત્રી, ગુણવન્ત, ૭ અંગો સહિત વેદપારંગત દ્વિજોત્તમ તથા હજારો વિદ્યાર્થીઓને વેદાધ્યયન કરાવવાવાળા સત્યરત મહાત્મા મહર્ષિ અને મંત્રાર્થ દ્રષ્ટા ઋષિઓથી ભરપૂર હતી.

આહા ! ભારતવર્ષની રામાયણકાળમાં શું જાહોજલાલી હતી ! તે વખતમાં અનીતિ અને ધર્મના તત્વો લોકોની રગેરગમાં કેવાં સંપૂર્ણ રીતે ભરેલાં હતાં. તે સમયમાં વેદવિદ્યા તરફ કેટલો પ્રેમ હતો. આજ વેદવિદ્યાનો લોપ થયો નાસ્તિકતા અને ધાર્મિક કૃત્રિમતા વધી, નીતિના નિયમોને તિલાંજલી અપાઈ. પૂર્વ ભારતવર્ષ ઉન્નતિના શિખરપર અને હાલનું આર્યાવર્ત અવનતિના ઉંડા ખાડામાં છે એમ કહીએ તો ખોટું કહેવાશે નહિ. ઋષિમુનિઓ અને ધર્મવત્સલ મહાનુભાવોથી શણગારાયલી આ નગરીમાંજ મહાપુરૂષ રામચંદ્રજીનો જન્મ ન થાય તો અન્ય કયે સ્થળે થઈ શકે ? હે અયોધ્યા નગરી ! હાલના તારા પટમાં રહેનારા મનુષ્યોને જોઇને તું ખરેખર દુઃખી થતી હઈશ. હે ધાર્મિક નગરી ! કદાચિત્ મહારાજ રામચંદ્રજી અને વસિષ્ટ કશ્યપાદિ તપોધન ઋષિઓનું તને સ્મરણ થતું હશે ત્યારે તારા અંતરમાં વેદના થતી હશે પરંતુ ભલી નગરી ! ચિંતા કરીશ નહિં. ધૈર્ય ધારણ કરજે. સંસારના અસ્તોદયના ચક્રમાં તારો સમય હાલ અસ્તમાં છે. તારા પુત્રો સમયાન્તરે પુરૂષાર્થી થશે તો તને તારા પુર્વસ્વરૂપમાં પુનઃ લાવશે.

વાંચકો ! રામાયણની અયોધ્યા નગરીની શોભા નિહાળતાં આપણે તેમાં નિમગ્ન થઇ ગયા હવે આપણે આપણા વિષયના અન્ય ભાગ પર આવીશું.

સંસારમાં જીવાત્મા માતાના ગર્ભમાં આવી મનુષ્યત્વને પ્રાપ્ત થાય છે ત્યારે તેની પ્રથમાવસ્થા તે બાલ્યાવસ્થા છે અને તે બાલ્યાવસ્થાની ૭ વર્ષની ઉમરથી તે ૨૫ વર્ષ સુધીની ઉમર સુધીની અવસ્થાના સમયમાં ઋષિ મુનિઓની આજ્ઞા પ્રમાણે મનુષ્યે બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું જોઇએ. આ આશ્રમને બ્રહ્મચર્યાશ્રમ કહેવામાં આવે છે. યશસ્વી, ધર્મજ્ઞ, પરોપકારી, સત્યવક્તા ઇત્યાદિ અનેક પ્રકારના અનુપમ ગુણોને પ્રાપ્ત કરવાનો આ સમય છે પરંતુ આધુનિક સમયમાં તો બાલ્યાવસ્થામાંજ બ્રહ્મચર્યને તિલાંજલી આપવામાં આવે છે અને તે આશ્રમમાં ગૃહસ્થાશ્રમ સંપૂર્ણ થઇ જાય છે. રામનવમીને દિવસે આપણે મહાત્માજીનો ઉત્સવ મનાવીએ છીયે, કેટલાક તો તે નિમિત્તે ઉપવાસ પણ કરે છે અને તેમાં પુણ્ય માને છે પરંતુ સર્વગુણસંપન્ન મર્યાદાશીલ રામચંદ્રજીનું જીવન આપણને શું શીખવે છે તે તરફ આપણે જોતા નથી. વાલ્મીકિ રામાયણનો આશ્રય લઇ આપણે મહારાજ રામચંદ્રજીનો

પ્રથમ આશ્રમ કેવો હતો તે તપાસીશું.

**બ્રહ્મચર્ય વ્રતધારી મહારાજ રામચંદ્રજી.**

જ્યારે રામચંદ્રજી, લક્ષ્મણજી, ભરતજી તથા શત્રુઘ્નજી વિવાહ સંસ્કારાર્થ મંડળમાં બેઠાં છે તે સમયે મિથિલાધિપતિ મહારાજ જનકજી કહે છે કે—

सर्वे भवन्तः सौम्याश्च सर्वे सुचरितव्रताः ।
पत्नीभिः सन्तु काकुत्स्था मा भूतकालस्य पर्यय ॥ ३२ ॥

ભાવાર્થઃ—હે કકુત્સ્થ વંશીઓ! આપ સર્વ સૌમ્ય સ્વભાવવાળા અને પૂર્ણ રીતે 'બ્રહ્મચર્ય'ને ધારણ કરવાવાળા ઉત્તમ આચરણશીલ છો.

આગળ અયોધ્યા કાંડના પ્રથમ સર્ગના ૧૭ મા શ્લોકમાં મહારાજ રામચંદ્રજીના ગુણોનું વર્ણન ગ્રંથકાર કરે છે તેમાં જણાવે છે કે—

सर्व विद्याव्रत स्नातो यथावत्साङ्गवेदवित् ।

ભાવાર્થઃ—રામચંદ્રજી બ્રહ્મચર્યવ્રત પૂર્વક સર્વ વિદ્યાઓમાં પારંગત અને યથાવત્ અંગો સહિત વેદના જ્ઞાતા હતા

આગળ અયોધ્યા કાંડના દ્વિતીય સર્ગના શ્લોક ૨૦ માં કહે છે કે—

सम्यग्विद्याव्रत स्नातो यथावत्सो वेदवित् ॥

ભાવાર્થ એ છે કે મહારાજ રામચંદ્રજી બ્રહ્મચર્ય વ્રત ધારણ કરી સર્વઅંગોસહિત વેદોને જાણવાળા છે.

વિચારશીલ વાચક વૃન્દો! મહારાજ રામચંદ્રજીના જીવનપરથી આપણે એ તાત્પર્ય કાઢી શકીયે છીયે કે આજ સ્થળે સ્થળે અને ગૃહે ગૃહે મહાત્મા રામચંદ્રજીનું સ્મરણ થયા કરે છે તેનું કારણ શું? તેનું કારણ એ છે કે શાસ્ત્રાજ્ઞા પ્રમાણે તેમણે સંપૂર્ણ બ્રહ્મચર્યવ્રત ધારણ કરી વેદાદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને તપોધન ઋષિ વસિષ્ટ વિશ્વામિત્ર પાસે સ્નાતક પદવી પ્રાપ્ત કર્યા પછી શ્રીમતી જાનકીજીની સાથે વિવાહિત થયા. હાલના જેવા પાંચ પાંચ, સાત સાત અને દશ દશ વર્ષના બ્રહ્મચર્ય વ્રતધારી ગૃહસ્થાશ્રમી તે નહોતા. રામ રામ રામ રામ ઘણી વખત કરીયે છીયે પરંતુ તેના ગુણ સામે જોતા નથી તેથી આજ અધર્મી અને વેદ વિરોધી લોકો સંસારમાં ઘણાં નજરે પડે છે આટલા વિચારે આપણે મહાનુભાવ રામચંદ્રજીના જીવનથી એ શીખ્યા કે જો આપણે રામચંદ્રજીના સાચા ભક્ત હોઇએ, આપણે રામચંદ્રને અંતઃકરણથી સત્પુરુષ માનતા હોઇએ તો આપણું કામ છે કે આપણે બ્રહ્મચર્યવ્રતધારી બનવું અને ભાવિ પ્રજાને તેવા વ્રતધારી બનાવી આર્ય પ્રજાનું નામ દીપાવવું જોઇએ. (અપૂર્ણ.)

---

## વેદધર્મ માટે અમેરિકામાં પ્રાણ અર્પણ કરનાર મુન્શીરામના જીવન પર એક દ્રષ્ટિ.

---

ફાલ્ગુન તથા ચૈત્રના "વૈદિક મેગેઝીન" નામના અંગ્રેજી માસિકમાં ગુરૂકુલની શિક્ષણ પદ્ધતિની શ્રેષ્ઠતા સ્વીકારનારા ખાસ લેખો પ્રસિદ્ધ સ્ત્રીપુરૂષોએ લખેલા છે. તેમાં સૌથી આશ્ચર્યકારક લેખતો ગુરૂકુળના રસાયણશાસ્ત્રના પ્રોફેસર મહેશ્વરણ-સિંહ એમ. એસ. સી.નો છે. તે

આપણાં રોમાંચ ઉભાં કરે છે. પ્રો. સિંહ ચિત્તાકર્ષક વર્ણન કરતાં કહે છે કે અમેરીકાના પાર્સફીક કીનારા પર આવેલા નગર સીએટલમાં હું એક દહાડે સાયંકાળે મારી એક સ્ત્રી મિત્ર મીસીસ જેમ્સ સાથે ઝરૂખામાં બેઠો હતો. રાત્રે નવ વાગ્યા હતા પરંતુ સૂર્ય હજી અસ્ત થયો નહતો સ્ત્રીનો પતિ હજી આવેલો ન હોવાથી હમે અમેરિકાના મૂળ વતનીઓના કરૂણારસિક ઇતિહાસ સંબંધી ઉહાપોહ કરતાં હતાં. એટલામાં સેવિકાએ ખબર કરી કે કોઇ મળવા આવ્યું છે જોયું તો તે મુન્શીરામ નામના પંજાબી ગૃહસ્થ હતા. તેમને હમે પૂછ્યું કે અહીં કેમ આવવું થયુ ? તેમણે કહ્યું કે મારો ઇતિહાસ લાંબો છે, મારી નોકરી લશ્કરમાં પાયદળમાં હતી તે ગયા પછી મારો એક ઉપદેશ હરદ્વાર ગુરૂકુળની સેવા કરવાનો હતો, પરંતુ થોડા દિવસ સુધી કામ કરતાં મને માલમ પડ્યું કે મારા જેવા અભણનો ત્યાં ખપ નથી! તે પછી તેમણે ગુરૂકુળની પ્રસંશા એટલી તો લાગણીથી કીધી કે તેથી હું દંગજ થઇ ગયો. પણ " હિંદ કેમ છોડ્યું ' એ જવાબ મળ્યો કે મેં છાપામાં વાંચ્યું કે જાપાનને રશીયા સાથે યુદ્ધ ચાલે છે અને જાપાનીઓ હીંદીઓ જેવા છે માટે તેમને મદદ કરવી. તેથી રોકાયો ગયો પણ જાપાનીઓએ જરૂર નથી એમ કહ્યું. હું નિરાશ થયો. ત્યાં મેં તમારૂં નામ તથા ખ્યાતિ સાંભળ્યાં. તેથી આવ્યો છું. મારે થોડા પૈસા કમાવા છે.

મદદ કરો. તેથી મેં તેની સીએટલના ભલા સોલીસીટર મી. એડવર્ડ જેમ્સ જેમને ત્યાં હું રહેતો હતો તેની સાથે મેં ઓળખ કરાવી. મી. જેમ્સે પૂછ્યું તમે કોણ અને ક્યાંના છો ? મુન્શીરામે કહ્યું હું આર્ય છું અને પછી પૂર્વ તરફ આંગળી કરી કૈલાસ દર્શાવ્યો. અંગ્રેજી ન જાણવા છતાં અહીં સુધી આવી શક્યા માટે મી. જેમ્સ આશ્ચર્ય પામ્યા. મુન્શીરામે મને હીંદીમાં કહ્યું કે મારી વાત સમજાવો અને કહ્યું કે હું પંજાબથી આવું છું. મારો હેતુ અહીં વૈદિક ધર્મનો પ્રચાર કરવાનો તથા ગુરૂકુળને નાણાં મોકલી આપવાનો છે. મી. જેમ્સે તેને બાળી વિગેરેનું કામ સોંપ્યું. પણ જે કામ મીસીસ જેમ્સ બતાવે તે એટલું તો ઝડપથી કરી નાખે કે હવે શું કરાવવુ તેની મીસીસ જેમ્સને સમજણ પડે નહીં. કામ વગર બેસી રહેવા અને મફત પગાર લેવા મુન્શીરામે સાફ ના પાડી. મીસીસ જેમ્સ પણ મુન્શીરામની લાગણી ભરી વાતોથી ચકીત થઇ. તે પણ મહા વિદુષી હતી. હાર્વાર્ડ યુનીવર્સીટીના પ્રખ્યાત પ્રોફેસર જેમ્સની તે પુત્રી થાય એને પોતે કવયિત્રી તેમજ નાટક લખનારી હતી. તે હીંદી સમજતી નહોતી તો પણ મુન્શીરામના હાવભાવ પરથી તેના બોલવાનો સાર સમજી શકાય છે કે નહીં તેનો અભ્યાસ કરવાનો આરંભ કરી દીધો! મુન્શીરામના ઉત્સાહનો ચેપ મીસીસ જેમ્સને લાગ્યો અને ગુરૂકુળ જાતે એકવાર જઇને જોઇ આવવા દેવા પોતાના પતિને વિનંતિ કરી. વળી મુન્શીરામને તેણે અંગ્રેજી શીખવવા માંડયું પણ તે કાંઇ અંગ્રેજી શીખવા નહોતો આવ્યો તે પછી કારવેલીસ ખતે કોલેજમાં ગયો, જ્યાં મુન્શીરામે આવીને મને વધારે વધારે મજુરી કરી વધારે કમાવાની ઇચ્છા પ્રદર્શિત. કરી તેને જોઇતુ કામ મળ્યું. ત્યાંની નજદીક રીનર ખાતે મોટાં લાકડાં ઉચકવા પર તે રૂ. ૭ા ને રોજે-( ૨ા ડૉલર ) રહ્યો. અહીં તે ઠર્યો. તેણે ત્યાં આશ્રમ સ્થાપ્યું પણ એ શરતે કે તેનાં ભાષણો સાંભળે ! જેને તેનો કંટાળો કે વાંધો નહી હોય તેને મુન્શીરામને ત્યાં ચમન કરવાની હતી. જે પણ આવતો કે મળતો તેને ગુરૂકુળની ઉત્તમતા વિષે કહેતો અને જ્યાં સુધી શ્રોતા કંટાળીને કે સમજીને ગુરૂકુળને સહાયતા આપવાનું સ્વીકારતો નહીં ત્યાં સુધી મુન્શીરામ તેને સમજાવતા

કરતો. જે કોઇ નોકરી વગરનો થાય તે મુન્સીરામને પકડતો ને મુન્સીરામ તેને બીજી રીતે પકડતો. તેની જીભ જરા કઠોર હશે પણ હૈયુ નરમ હતું. જે પણ મદદ જેને જોઇએ તે લક્ષાધિપતિની ઉદારતાથી આપતો પોતે તો સાધુ જીવન ગાળતો. પોતાનો ખર્ચ બહુજ ઓછો હતો માત્ર રોટી તથા માખણ સિવાય કાંઇ ખાતો નહીં જેને પણ તે પૈસા ઉધાર આપતો તેને કહેતો કે મારે નહીં જોઇએ પણ તે પૈસા બને ત્યારે ગુરૂકુળ મોકલાવી આપજો. જ્યારે રીનર ખાતે મને એ છેલ્લો મળ્યો ત્યારે મેં પૂછ્યુ કે તમે હવે હીંદ ક્યારે જશો ' તેણે જવાબ આપ્યો ' આ શરીર હવે ત્યા જશે નહીં. મારે માટે તો આકર્ષણબિંદુ માત્ર ગુરૂકુળજ છે પણ હું જાતે તો તેની સેવા કરવા અયોગ્ય છુ માટે જે કમાઇશ તે ગુરૂકુળને મોકલીશ અને જો કોઇ મનુષ્ય ત્યા કામ લાગે એવો અત્રે જણાશે તો ત્યા મોકલી આપીશ, માટે હું તો હવે મૃત્યુની તૈયારી કરૂ છુ કે જેથી નવીન શરીર ધારણ કરીને હીંદની સેવા કરવા ફરી જન્મુ મને તો લાગે છે કે ત્રણ વર્ષમા અમેરિકાએ મને શીખવેલા પાઠો હીંદમા અમલમા મુકવા સારૂ મારો ત્યા પુનર્જન્મ થશે "

તેની વાત ખરી પડી! ગુરૂકુળના યશોગાન ગાતા ને બાદ બેજ વર્ષે તેમનો દેહાત થયો. ડાકટરો કહેતા કે તેણે પુષ્ટિકારક (ખાસ કરીને તેઓએ તેને કહેલા ઇંડા) ન ખાવાથી તેનો અકાલે દેહાત થયો પરંતુ તેના મિત્રો તો તેની પોતાની ભવિષ્ય વાણીનો સિદ્ધિજ થયેલી માનતા. હજી પણ અમેરિકામા હીંદુ વિદ્યાર્થિઓ વચ્ચે ગુરૂકુળ માટેની મુન્શીરામની નિસ્સીમ ભક્તિની વાત થયાજ કરે છે એ અપ્રસિદ્ધ હતો પરંતુ ઘણા પ્રસિદ્ધો કરતા તેમનામા દૈવત અતિ વિશેષ હતુ લેખક અંતમા વાજબી રીતે કહે છે કે ગુરૂકુળમાં તેના સ્મારક તરીકે એક શિષ્યવૃતિ સ્થાપવી જોઇએ તપોધન બ્રાહ્મણો આવી શક્તિ ધારણ કરે તો તેમની ઉન્નતિ સત્વર થાય

---

ૐ

## તપોધન બ્રાહ્મણોની ચોથી કોન્ફરન્સ કયાં થશે ?

---

સુજ્ઞ જ્ઞાતિબાધવો! પરમાત્માની અપાર દયા છે કે તેમણે આપણી જ્ઞાતિપર દયા કરી તેની ત્રણ કોન્ફરન્સો કરાવી. ત્રીજી કોન્ફરન્સ પાટણ મુકામે પરમાત્મા નિર્વિઘ્ન સમાપ્ત કરશે એવી નિશ્ચયાત્મક ઇચ્છા છે. ત્યાના જ્ઞાતિબધવો ઘણા ઉત્સાહથી કોન્ફરન્સનું કાર્ય કરી રહ્યા છે અને મહાશય ભીખારામભાઇ પણ તનતોડ મહેનત કરી રહ્યા છે પાટણ નિવાસી મ નથુરામ કરમચંદએ નો આ કાર્યાર્થ ખાસ રજા લીધી છે અને પાટણ મુકામે ઉપડી ગયા છે અને ત્યાના કામમાં મ. ભીખારામભાઇને સહાયક બન્યા છે. તે શિવાય ત્યાંના જ્ઞાતિજનો પણ ઉલટ ભર્યો ભાગ લે છે એટલે પાટણનું કામ ધમધોકાર ચાલે છે અને તે ઘણી સારી રીતે પાર પડશે એટલુજ નહિ પરંતુ મારે કહેવુ જોઇએ કે અન્ય બે કોન્ફરન્સો કરતાં આ કોન્ફરન્સ વધારે દીપી નીકળશે પરમાત્મા ત્યાંના જ્ઞાતિજનોમા ઉત્સાહની વૃદ્ધિ કરે અને તેમને સર્વ પ્રકારની સપત્તિ બક્ષે અસ્તુ

પાટણની ત્રીજી કોન્ફરન્સની ઉલટ ભરી વાતો કરતા, તેમાં મળનારા આનંદની અપે

ક્ષામાં હર્ષ પામતાં, જ્ઞાતિ હિતૈષિઓના અંતઃકરણમાં એ વિચાર પણ ઉદ્ભવતો હશે કે પાટણની કોન્ફરન્સ થઇ ગઇ પરંતુ તે પછી ચતુર્થ કોન્ફરન્સ કયાં થશે ? કોન્ફરન્સ ભરવાનું ચાલુ રાખવા માટે આવતા વખતનો વિચાર પણ અત્યારથીજ કરવામાં આવે તો તે ઉચિત્ સમજાશે નહિ તો વાત ખાજરે પડી જાય છે અને પાછળથી ફાફાં મારવા પડે છે.

ચોથી કોન્ફરન્સ ભરવાનું નક્કી કરતાં પહેલાં મારે વિચારશીલ બંધુઓ પાસે કોન્ફરન્સ વિષયમાં કેટલાક વિચારો મૂકવાના છે અને તેમાં હું, કોન્ફરન્સો ભરવાથી આપણી જ્ઞાતિની ઉન્નતિ થઇ શકશે કે કેમ તે વિષયમાં પ્રથમ વિચાર કરવા ધારૂં છું કારણ કે જો કોન્ફરન્સ ભરવાની ઉપયોગિતા સિદ્ધ થય અથવા કોન્ફરન્સથી આપણી જ્ઞાતિની ઉન્નતિનો રસ્તો નિષ્કંટક થશે તે યદિ સાબીત થઇ જાય તો ચોથી કોન્ફરન્સ કયાં ભરાશે એવા પ્રશ્નને સ્થાન આપવું ઉચિત્ સમજાશે ઘણાક બ્રાતાઓ તો એમ કહે છે કે ઘણાક લોકો અંદરથી જ્ઞાતિની સુધરણા કરતા નથી અને મોટી મોટી વાતો કરી કીર્તિ મેળવવા કોન્ફરન્સ બોલાવે છે એ વાત સત્ય છે કે જ્ઞાતિની આંતરીયસ્થિતિ સુધારવી તે કોન્ફરન્સનું પરિણામ છે અર્થાત્ જે ગ્રામે કોન્ફરન્સ ભરી તે ગ્રામે પોતાની સુધારણા કરવીજ જોઇએ પરંતુ તે ગ્રામ કદાચિત્ પોતાની સુધારણા ન કરી શકતું હોયતો તેથી કોન્ફરન્સ ભરવી એ નકામી છે કે કેમ એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કોન્ફરન્સ ભરવાનો હેતુ એ છે કે દેશદેશાન્તરથી આપણી જ્ઞાતિના લોકો પધારે, તેઓ એકમેકની સાથે મેળાપ કરી અરસપરસ એકમેકના દેશના રીત રીવાજોથી પરિચિત થાય, જ્ઞાતિના વિદ્વાનો પાસેથી જ્ઞાતિની જાહેજલાલીની વાતો શ્રવણ કરે તથા તેની સુધારણા શી રીતે થઇ શકે તે વિષયમાં વિચારશીલ જ્ઞાતિબાંધવોના વિચારો સાંભળે, તે વિચારો અંતઃકરણમાં ધારણ કરે તે પ્રમાણે પોતાની સુધારણા કરે અને પોતે જે દેશમાં વસતા હોય ત્યાંના બાંધવોને તે સુધારણાના માર્ગો સમજાવે આથી પોતાની અને પોતાના અન્યભાઇની સુધારણા થઇ શકે કોન્ફરન્સ ભરવાનો આ હેતુ છે આવા કોન્ફરન્સના શુદ્ધ હેતુને નહિં સમજીને કોઇપણ દેશની જ્ઞાતિ વા વ્યક્તિ અન્યથા વર્તન કરે, તો તેમાં કોન્ફરન્સનો દોષ નથી દાખલા તરીકે જીવાત્માઓને પરમાત્માની આજ્ઞા છે કે તેમણે સત્કર્મો કરવાં, સંસારમાં નીતિથી વર્તન કરવું ઇત્યાદિ પરંતુ પરમાત્માનો જીવાત્માને સંસારમાં મોકલવાનો શુદ્ધ હેતુ વીસરી જઇ જીવો અન્યથા વર્તન કરે છે તેથી તેઓ દુઃખી થાય છે તેમાં પરમાત્માના ઉપદેશનો કાંઇ દોષ નથી અથવા પરમાત્માએ જીવોને સંસારમાં મોકલ્યા તેમાં તેનો દોષ છે. એમ મનાશે નહિ. તેવીજ રીતે કોન્ફરન્સ ભરવાનો ઉપર જણાવ્યા પ્રમાણે તેના ચાલકોનો શુદ્ધ હેતુ છે પરંતુ તેનો કોઇ દુરૂપયોગ કરે તો તેમાં કોન્ફરન્સ વા તેના ચાલકોનો દોષ મનાય નહિ. આટલા વિચાર પછી કોન્ફરન્સ ભરવાનું આપણે બંધ કરીયે તો આપણી જ્ઞાતિમાં કર્તવ્ય પરાયણતાની જાગૃતિ રહેશે કે કેમ એ તપાસવાની આવશ્યકતા છે મારા અનુભવ પ્રમાણે તો કોન્ફરન્સના બંધ થવા સાથે આપણી જ્ઞાતિહિતનો વિચાર કરવાનું પણ બંધ થશે કારણ કે પછી તો કોઇ સમય એવો આવવાનોજ નથી કે જ્યારે આપણી જ્ઞાતિમાં આવી રીતે કેળવણી આપવી જોઇએ, આપણી જ્ઞાતિમાં આ પ્રકારે સુધારણા કરવી જોઇએ એવા વિચારો કરવાનો અવકાશ મળે હાં, મારા વિચાર પ્રમાણે પ્ર. સભા સ્થાપન કરી છે તે યદિ આપણા જ્ઞાતિબંધુઓમાં સ્વહિતની લાગણીઓ કાયમ રાખવા સારા ઉપદેશકો રાખી પ્રચાર કરે,

તેમાં ઘણા ખરા બન્ધુઓ સભાસદો થાય અને તેને આર્થિક સહાયતા આપે તો કોન્ફરન્સ એક વર્ષને બદલે ત્રણ વર્ષના અન્તરે પણ ભરવામાં આવે તો ચાલી શકે પરંતુ પ્ર. સભા પણ નિદ્રાધીન થાય અને કોન્ફરન્સ પણ ઝોકાં ખાવા લાગે તો તપોધન બ્રાહ્મણો તો પોતાની અસલ ટેવ પ્રમાણે ગાઢ નિદ્રાધીન થઇ જાય અને પોતાની ભાવિ પ્રજાનેપુનઃ શુદ્રત્વની જાળમાં ફસાવી જાય. હા ! તપોધન બ્રાહ્મણ બન્ધુઓ ! શું તમે ઇચ્છો છો કે આ જ્ઞાતિમાં આટલી જાગૃતિ આવ્યા પછી પુનઃ તે કુંભકરણની નિદ્રાને આધીન થાય, પુનઃ તે સર્વ વર્ણના ટપલા ખાતી થાય ! મેલ કરવત મોચીના મોચી માફક પુનઃ પોતાની વચલી અજ્ઞાનાન્ધકારની સ્થિતિમાં આવી પડે. અરે ! એવો જ્ઞાતિનો કોણ ક્રુર હૃદયનો પુત્ર હશે કે જે પોતાની જ્ઞાતિની તેવી સ્થિતિ જોવા ઇચ્છે, એવો કોણ જ્ઞાતિનો કપુત્ર પુત્ર હશે કે જે પોતાની જ્ઞાતિને પુનઃ ઝોકાં ખાતી જોવા ઇચ્છે ! મને વિશ્વાસ છે કે સર્વ દિશામાંથી એવોજ અવાજ નીકળશે કે "ના, ના હમે પુનઃ હમારી જ્ઞાતિની અધોગતિ જોવા ઇચ્છતા નથી. હમારી જ્ઞાતિ પુનઃ અધોગતિમાં આવી પડે એમ જોવા, ઇચ્છવા માગતા નથી." હે જ્ઞાતિબાંધવો ! યદિ આ મારૂ માનવું સત્ય હોયતો ચોથી કોન્ફરન્સ કયાં થશે ? એવા પ્રશ્નને આપના હૃદયાકાશમાં સ્થાન આપો અને હે તપોધન સુતો ! પાટણની કોન્ફરન્સ સમયે "ચોથી કોન્ફરન્સ અમારે ગામે થવી જોઇએ, બીજા કોઇ મહાશય કહે કે હમારે ગામે થવી જોઇએ" એવી માગણી ઉપર માગણીઓ થાય ત્યારે તપોધન બ્રાહ્મણોનો ઉત્સાહ સમજાય. મારા વિચાર પ્રમાણે ચોથી કોન્ફરન્સ વઢીયાળ ચુંવાળના જ્ઞાતિબાંધવોએ પોતાના કોઇ સારા ગામમાં ભરવી જોઇએ. તે ગોળના નેતા તરીકે મ. દુર્લભરામ જ્યેષ્ટારામે હામ કરી ચોથી કોન્ફરન્સના પ્રશ્નનો ઉત્તર આપવા તૈયાર થવુ જોઇએ. કોન્ફરન્સની ફી રૂ. ૩૦૦ થી ૪૦૦ સુધી આવે છે તો વઢીયાળચુંવાળ જેવો મોટો ગોળ પોતાના ગામમાંથી છસોથી સાતશો રૂપીયા મેળવી કોન્ફરન્સ નહિં બોલાવી શકે ! હું માનું છું કે વઢીયાળ ચુંવાળ ધારે તો આ ત્રણે કોન્ફરન્સ કરતાં પણ સારી કોન્ફરન્સ કરી શકે. આ શિવાય અન્યગામના બાંધવો, જેમની ઇચ્છા કોન્ફરન્સ બોલાવવાની હોય તેમણે તૈયાર થઇ કોન્ફરન્સમાં પધારવા કૃપા કરવી. સુજ્ઞોને વધુ શું !

સેવક.

ગિરિજાશંકર નિર્ભયરામ.

---

## તપોધન બ્રાહ્મણ વસ્તીપત્રક સંબંધી સૂચના.

---

ગત કોન્ફરન્સ વખતે સિદ્ધપુર મુકામે આપણી પ્ર. સભાના ઠરાવ પ્રમાણે આપણા સર્વદેશી વસ્તીપત્રકના ફોર્મો છપાવેલાં છે અને તે ભરી મોકલવા કેટલાક ગૃહસ્થોપર મોકલી આપવામાં પણ આવેલાં છે પરંતુ હજુ સુધી સર્વ ફોર્મો ભરાઇ આવ્યાં નથી તથા તેમને પત્રો લખતાં પ્રત્યુત્તરો પણ મળતાં નથી એ ઘણું દીલગીરીભરેલું છે. અતઃ જે ગામનું વસ્તીપત્રક અદ્યાપિ થઇ ગયું નહોય તે ગામના એકાદ ગૃહસ્થે છાપેલાં ફોર્મો રા. રા.

પ્રહલાદજીભાઇ સેવકરામ મુ. સિદ્ધપુર એમના તરફથી મંગાવી તુર્ત ભરી મોકલવા કૃપા કરવી. મંગાવેલાં ફાર્મો જેમણે ભરી મુકર્યા હોય તેઓ આ લેખ વાંચી તુર્ત સિદ્ધપુર મોકલી આપશે એવી આશા છે. સર્વ ગૃહસ્થો તરફથી ઉત્સાહપુર્વક ફાર્મો મંગાવી ભરી મોકલવામાં આવે અને તે ભરેલાં ફાર્મો અમારા તરફ આવી જાય તો તૃતીય કોન્ફરન્સ વખતે પાટણમાં આપણું સર્વદેશી વસ્તીપત્રક તૈયાર મૂકવાની આપણી અમલ ઇચ્છા છે તે આપણે પાર પાડી શકીયે, આશા છે કે જે ગૃહસ્થો આ વાત વિસ્મરી ગયા હોય તેઓ આ લેખ વાંચી હમારી પ્રાર્થના તેઓ સત્વર ઉપર અમલ કરશે.

લી. જ્ઞાતિ સેવક,

નથુશંકર ગોવિંદરામ રાવળ.

---

ૐ નમઃ શિવાય.

## આમંત્રણપત્રિકા.

સુજ્ઞ બંધુ !

સેવામાં સવિનય નિવેદન કે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિનો ત્રીજો કોંગ્રેસ મેળાવડો સંવત ૧૯૭૦ ના વૈશાખ વદ ૯-૧૦-૧૧ તા. ૧૮-૧૯-૨૦ મે ૧૯૧૪, સોમ, મંગળ, ને બુધવારના દિવસોમાં પાટણ મુકામે સ્વહિત વિચારાર્થે શ્રીમાન્ પ્રહલાદજીભાઇ સેવકરામના, પ્રમુખપણા નીચે થશે. તે સમયે દેશદેશાન્તરથી આપણા જ્ઞાતિબંધુઓ પધારશે તથા આપણી જ્ઞાતિના વિદ્વાન પુરૂષો તથા શ્રીમાન્ શાસ્ત્રી અંબાલાલ છગનલાલ અને પંડિત હરિશંકર વિદ્યાર્થીનાં વિદ્વતાયુક્ત ભાષણો થશે તપોધન બ્રાહ્મણ વિદ્યાર્થીઓ શિવપૂજા અને યજ્ઞ યાગાદિક ક્રિયાઓ કરશે. તપોધન બ્રા૦ મહિલામંડળની સ્ત્રીઓના હવન, ભજન થશે. આ પ્રસંગે તા. ૧૯-૫-૧૯૧૪ ને મંગળવારે આપણી જ્ઞાતિની સ્ત્રીઓની શ્રીમતી ધન્વંતલક્ષ્મી ગિરિજાશંકરના પ્રમુખસ્થાન નીચે એક મહાન્ સભા થશે. આ બન્ને પ્રસંગોનો લાભ લેવા આપ અને આપના ઘરમાંથી સર્વ સ્ત્રીમંડળને લઇ પધારવા કૃપા કરશો. સ્ત્રીયોને માટે બેસવા વિગેરેની અલગ વ્યવસ્થા કરવામાં આવી છે. પાટણ સ્ટેશનપર જતી આવતી ગાડીયે ૐ ચાંદધારી સ્વયંસેવકો હાજર રહેશે જેઓ ઉતારાપર સર્વને લઇ જશે. આપ કઇ તારીખે કયે વખતે પાટણ પધારશો તે જણાવવા કૃપા કરશો,

લી. દર્શનાભિલાષી,

**ભીખારામ ગોવિંદરામ.**

પાટણની સમસ્ત જ્ઞાતિ તરફથી.

# ત્રીજી તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સના નિયમો તથા સૂચનાઓ

મુ. પાટણ.

( ૧ ) પાટણમા ત્રીજી તપોધનબ્રહ્મણ કોન્ફરન્સની તિથિઓ સંવત ૧૯૭૦ વૈશાખ વદ ૯. ૧૦–૧૧ ને તા. ૧૮–૧૯–૨૦ મે ૧૯૧૪ ને સોમ મગળ અને બુધવારની રાખી છે માટે તે પ્રસગે પધારનાર તપોધન બ્રાહ્મણ બધુઓએ તા ૧૭–૫–૯૧૪ ને રવીવારની સાંજ સુધીમા પધારવા કૃપા કરવી.

( ૨ ) આ મેળાવડામા જ્ઞાતિ સેવા કરવા ઇચ્છનાર સ્વયસેવકો ( Volunteers ) નીમન કરવામા આવશે તેમની પાસે કોન્ફરન્સની રૂ ૧) ફી લેવામા આવશે નહી.

( ૩ ) કોન્ફરન્સમા પધારનાર સર્વ ગૃહસ્થોએ દર મનુષ્ય દીઠ રૂ. ૧) પ્રથમથી મોકલવો પડશે અથવા કોન્ફરન્સ પ્રસગે આપવો પડશે તેના પ્રતિનિધિઓને છાપેલો પાસ આપવામા આવશે જે જોના માગાથી બતાવવો પડશે ભવિષ્યમા અન્ય ઠેકાણે કોન્ફરન્સ ભરવાનુ સુગમ પડે તેવા હેતુથીજ આ નિયમ રાખવામા આવ્યો છે.

( ૪ ) સ્ત્રીઓ તથા પુદર વર્ષની અદરના બાળકો પાસેથી કોન્ફરન્સની રૂ. ૧) ની ફી લેવામા આવશે નહી

( ૫ ) કોન્ફરન્સમા પધારનાર ગૃહસ્થોના ભોજનનો તથા ઉતારાનો પ્રબધ પાટણ તપોધન બ્રાહ્મણજ્ઞાતિ તરફથી કરવામા આવશે

( ) કોન્ફરન્સ સમયે પધાનાર ગૃહસ્થોએ પોતાની સાથે પોતાના ઉપવસ્ત્રો ( અબોટીયાં ) જળપાત્ર અને બીછાના લેતા આવવા કૃપા કરવી.

( ૭ ) કોન્ફરન્સની સભાનો ક્રમ પ્રાત કાળે ૭ વાગાથી અને મધ્યાન્હાનાન્તર ત્રણ વાગાથી શરૂ કરવામા આવશે, માટે તે પહેલા સર્વ બધુઓએ શૌચ સ્નાનાદિક કાર્યોથી નિવૃત્ત થઇ સભામા પધારવા કૃપા કરવી

( ૮ ) કોન્ફરન્સમા ભાષણ આપવા ઇચ્છનાર બધુઓએ પોતાનુ નામ ઠેકાણુ અને ભાષણનો વિષય મને પ્રથમથી લખી જણાવવા કૃપા કરવી.

( ૯ ) સ્ત્રીઓને માટે ઉતારા તથા સભામા બેસવા માટેની અલગ વ્યવસ્થા કરવામા આવશે.

(૧૦) સભામા ભાષણ કરવાના નિમ્ન લિખિત વિષયો રાખવામા આવ્યા છે. (૧) બાળલગ્ન (૨) ગૃહસ્થાશ્રમ (૩) તપોધનબ્રાહ્મણોની ઉન્નતિ (૪) સ્ત્રી કેળવણી (૫) સ્ત્રીધર્મ (૬) આચાર વિચાર (૭) કન્યાવિક્રય (૮) વરવિક્રય (૯) ઇશ્વરભક્તિ (૧૦) સ્ત્રી દીર્ઘાયુ જીવન ઇત્યાદિ

(૧૧) (ॐ) નામક ચાંદધારી સ્વયસેવકો, ઉતારાપર લઇ આવવા દરેક આવતી જતી ટ્રેનોપર પાટણ સ્ટેશનપર હાજર રહેશે.

(૧૨) કોન્ફરન્સ પ્રસગે આવનાર બધુઓ કો દીવસે કયી ટ્રેનમાં પધારશે તે લખી જણાવવા કૃપા કરશે.

(૧૩) પ્રાત કાળના ભોજનનો સમય ૧૧ વાગ્યાનો અને રાત્રીના ભોજનનો સમય ૭॥ વાગ્યાનો રાખવામા આવ્યો છે તો ભોજન સમયે ભોજનાલયમાં હાજર થવા કૃપા કરવી.

(૧૪) આ સમયે ન્યાતના તડોની અથવા બીજી તકરારો કાઢવા દેવામા આવશે નહી.
(૧૫) આ નિયમ પ્રમાણે કોન્ફરન્સ પ્રસંગે પધારનાર સર્વ બધુએએ વર્તન કરવા કૃપા કરવી પડશે
(૧૬) તપોધન બ્રાહ્મણ વિદ્યાર્થીઓ દરરોજ પ્રાતઃકાળે શિવપૂજા, સધ્યા, અગ્નિહોત્રાદિ વૈદિકકર્મકાંડ કરશે. તથા તપોધન બ્રાહ્મણ માહેના મંડળની સ્ત્રીયોનાં હવન ભજન થશે.
(૧૭) કોન્ફરન્સ મંડપનુ સ્થાન તથા ઉતારાઓના સ્થાનો સ્ટેશન પાસે રાખવામા આવ્યા છે.
(૧૮) કોન્ફરન્સમા પધારનારાઓના ઉતારા માટે અલગ અલગ સ્થાનો રોકવા I આવ્યા છે જેનો જે ઉતારો હશે તે ઉતારા ઉપર સ્વય સેવકો પધારનાર ગૃહસ્થોને લઇ જશે.
(૧૯) પાટણ જવા માટે મ્હેસાણા જંકશન સ્ટેશને ઉતરવુ પડે છે ત્યથી એક ગાડી સાડા અગિયારે પાટણ જવા ઉપડે છે અને એક વાગે પાટણ પહોચાડે છે અને બીજી ગાડી સાજે સાડા સાત વાગે ઉપડી પાટણ રાત્રિના નવ વાગે પહોચે છે–આ ગાડીના સમય તરફ લક્ષ આપી દરેક પધારનાર ગૃહસ્થે પોતાના સ્થાનથી નીકળવાની વ્યવસ્થા કરવી

ભીખારામ ગોવિંદરામ.
સ્વા ક. પ્રમુખ.

---

## તૃતીય તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સ પાટણનો કાર્યક્રમ.

તા. ૧૮-૫-૧૯૧૪, સોમવર,

પ્રાત કાળ

૭—૭॥ હવન (તપોધન બ્રાહ્મણ વિદ્યાર્થીઓ)
૭॥–૮ ભજન ઇશ્વર સ્તવન
૮—૮। વ્યાખ્યાન મ ગિરધરલાલ ડુગરભાઇ
૮।–૮॥ ભજન મ. વિનાયક સુ૦ વ્યાસ
૮॥ ૮। વ્યાખ્યન (આપણી ફરજ) મ. દુર્ગાશકર ભાઇશકર
૮।–૮। ભજન મ. ગિરિજાશકર શુકલ
૮॥ ૧૦ વ્યાખ્યાન.

સાયકાળ

૩—૩॥ ભજન.
૩॥–૪ સ્વાગત કમીટીના પ્રમુખનુ વિવેચન
૪—૪॥ પ્રમુખની દરખાસ્ત.
૪॥–૫ પ્રમુખનું શરૂઆતનું ભાષણ
૫—૫॥ ભજન મ. નરભેરામ મોતીરામ (વીરમગામ)
૫॥–૬ વ્યાખ્યાન ડા. કેશવલાલ મોતીલાલ (સામાજીક અવનતિ)

૬—૬ાા વ્યાખ્યાન રા. રા. પ્રભાશંકર હરનારાયણ બી. એ.
૬ાા—૬ાાા ભજન મ. વિનાયકરાવ.
૬ાાા-૭ા વ્યાખ્યાન મ. ગંગાશંકર ટી. શર્મા.

તા. ૧૯-૫-૧૯૧૪, મંગળવાર.

પ્રાતઃકાળ.

૭—૮ શિવપૂજા, તપોધન બ્રા. વિદ્યાર્થીઓ
૮—૮ા ભજન.
૮ા—૯ શિવપુરાણના ૪૪મા અધ્યાયની કથા. મ. ગિરિજાશંકર નિર્ભયરામ.
૯-૧૦ાા પધારેલા ગૃહસ્થોનો પરસ્પર મેળાપ અને વાર્તાલાપ.

મધ્યાન્હકાળ.

૨—૩ તપોધન બ્રા૦ સ્ત્રીપરિષદ્.

સાયંકાળ.

૪ા-૪ાા ભજન.
૪ાા-૫ા વ્યાખ્યાન. મ. શંકરલાલ ગુલાબરાય. તપોધન બ્રા. ઋષિકુળની આવશ્યકતા.
૫ા-૫ાા ભજન.
૫ાા-૬ાા વ્યાખ્યાન, તપોધન બ્રાહ્મણોનું તપ. મ. ગિરિજાશંકર નિ.
૬ાા-૭ા સંવાદ. તપોધન બ્રા. વિદ્યાર્થીઓ.
૭ા-૭ાા ભજન, શાન્તિ પાઠ.

તા. ૨૦-૫-૧૯૧૪, બુધવાર.

પ્રાતઃકાળ.

૭—૭ા હવન ત. બ્રા. મહિલામંડળની સ્ત્રીઓ.
૭ા-૮ ભજન. " "
૮—૮ા વ્યાખ્યાન, અંબાલાલ શાસ્ત્રી.
૮ા-૧૦ા આપણી ઉન્નતિ માટે આપણે શું કરવું જોઇએ તે સંબંધી વિચાર.

સાયંકાળ.

૩—૩ા ભજન.
૩ા—૪ વ્યાખ્યાન, પંડિત હરિશંકર વિદ્યાર્થી.
૪—૪ા ભજન તથા સ્તોત્ર ગાન. બ્હેન મણિલક્ષ્મી.
૪ા—૪ાા વ્યાખ્યાન મ. નથુશંકર ગોવિંદરામ.
૪ાા-૫ વ્યાખ્યાન. બ્હેન તારામતી.
૫—૫ા વ્યાખ્યાન. મ. ગિરિજાશંકર નિ. શાહીશાળા.
૫ા-૬ાા વ્યાખ્યાન. મ. ગિરિજાશંકર નિ. આપણામાં શાની ખોટ છે.
૬ાા—૬ાાા ભજન.
૬ાાા—૭ા પ્રમુખનો ઉપસંહાર તથા સન્માન અને શાન્તિ પાઠ.

**ભીખારામ ગોવિંદરામ.**
ત. બ્રા. સ્વા. કમિટિના પ્રમુખ.

# વિવિધ સમાચાર

## પોતાના મરણ પાછળ પત્નિએ સંસાર સદાને માટે છોડયો.

પતિના મરણને લીધે દેહત્યાગ કરવાને લગતો બનાવ તા. ૨૩-૪-૧૪ ના સવારમાં કલકત્તા ખાતે થયો હતો. એક જોગેન્દ્રનાથ નામના બાબુ કે જેઓ જાણીતા જમીનદાર અને વેપારી હતા. તેમનું મરણ થવાથી તેમનાં પત્નિ જે યુવતી હતાં તેમણે પોતાના શરીર ઉપર ગ્યાસતેલ છાંટી ને આગ સળગાવી હતી. તેણીએ કાંઇ બુમ બરાડા પાડયા નહોતા તેમ તેનાં સગાંવહાલાંનું ધ્યાન મરનારના તરફ હોવાથી આ બનાવની એકદમ ખબર પડી નહોતી. જ્યારે ચાદર નીચેથી આગના ભડકા દેખાયા ત્યારે તે સ્ત્રી તરફ દોડયાં હતાં પરંતુ કમનશીબે તે વખતે તે લગભગ બે ભાન સ્થિતિમાં માલમ પડયાં અને થોડા વખત પછી તે મરણ પામ્યાં હતાં. પત્નિની પોતાના પતિ પ્રત્યેની નિસ્સિમ ભક્તિ દુઃખકારક છે.

## પત્નિ પાછળ બળી મરનાર પતિ

સતિ થવાની ખબર આપ્યા પછી અમે અમારા વાંચકો સમક્ષ બીજી એક એથી અન્ય તરેહની વાત રજુ કરીએ છીએ. તે એ કે કલકત્તામાં પોતાની પત્નિ મરણ પામવાથી એક સેન નામના બંગાળી યુવાને પોતાનાં કપડાંને ગ્યાસતેલ લગાડી દિવાસળીથી સળગાવી પોતે બળી જઇ દેહ ત્યાગ કર્યો હતો.

પતિ પત્નિ તરફ અને પત્નિ પતિ તરફ પોતાના દેહને બાળી મુકી પોતાના પ્રેમની લાગણીઓ જાહેર કરે તેના કરતાં મારા વિચાર પ્રમાણે એકમેકની પાછળ ધર્મ અને નીતિથી વર્તન કરી સંસારમાં પરોપકારી કામો કરે તે વધારે ઇચ્છવા યોગ્ય છે.

**જાપાનમાં લગ્નનું ગણાતું યોગ્ય વય**—"મોડર્ન રીવ્યુ"ના માર્ચ માસના અંકમાં જાપાનમાં લગ્ન કઇ વયે કરવામાં આવે છે તેની કેટલીક જાણવાજોગ વીગતો આપવામાં આવી છે. જેપનના "સીવીલ કોડના" કાયદા પ્રમાણે પુરૂષ ૧૭ તથા સ્ત્રી ૧૫ વર્ષથી ઓછી ઉમરે કાયદાપૂર્વક લગ્ન કરી શકતાં નથી. અને આટલી નાની ઉમરે પણ લગ્ન થવાં બહુ અસાધારણ છે, કેમકે સ્ટેટીસ્ટીક્સ ખાતું કે જે આ સંબંધી આંકડા રાખે છે તે જણાવે છે કે, દર વર્ષે ૧૧ વર્ષની માત્ર બસોજ છોકરીઓ પરણે છે. ૧૬ વર્ષે ૭૦૦૦ પરણે છે, અને વીસ વર્ષે આશરે ૪૦,૦૦૦ પરણે છે. ૧૯૧૦ માં ૨૧ વર્ષની વયે ૨૭૫૯૬, અને ૨૨ વર્ષની વયે ૪૫૨૨૧ છોકરીઓ પરણી હતી. તે પછી સંખ્યા ઘટતી જાય છે. સરેરાશ ૨૧ વર્ષે કન્યાનું તે દેશમાં લગ્ન થાય છે. હવે પુરૂષોનું લગ્ન જોતાં જણાય છે કે ૧૫ વર્ષે તો ૨૦ કે ૩૦ જ લગ્ન થાય છે, અને ૧૭ વર્ષે ૪૦૦૦ પરણે છે. ૨૬ વર્ષે ૬૧૪૦૧ ની સંખ્યા આગલે એક વર્ષે આવી હતી જે સૌથી મોટી છે, તે પછી દર વર્ષે સંખ્યા ઘટે છે. એટલે કે જાપાનમાં સામાન્ય લગ્ન વય પુરૂષોનું ૨૫-૨૬ તથા સ્ત્રીનું ૨૦-૨૧ ગણાય. બ્રહ્મચર્ય વિષે જે દેશમાં ઘણું ઓછું લખાયું છે તે દેશમાં આ પ્રમાણે બ્રહ્મચર્યનો મહિમા પળાય છે. જ્યારે જ્યાં શાસ્ત્રો તથા ઇતિહાસોમાં સૌથી વધારે ગાવામાં આવ્યો છે ત્યાં તે સૌથી ઓછું પળાય છે! બહુ બોલવાથી કાર્યપ્રવૃત્તિ ઉલટી મંદ પડે છે એવો કાંઇક સૃષ્ટિ નિયમ તો નહી હોય ?

**એક વિચિત્ર જાતિ**—ડચ ન્યુગ્વાયના (દક્ષિણ અમેરીકા)માં એક જાતિ છે કે જે પોતાનું આખું ઘર રાચરચીલું સદા પોતાની સાથેજ રાખે છે ! સ્ત્રીઓ અને છોકરાંઓની પીઠપર એક એક કોથળો હોય છેજ, કે જેમાં વસ્ત્ર પ્રવરણ, સર્પણુ, અન્ન સામગ્રી, અને બીજું પરચુરણ ભરેલું હોય છે ! એટલુંજ નહિ પણ બચ્ચાંવાળી માતાઓ પોતાનાં નાનાં બાલકને પણ એજ કોથળામાં નાખે છે ! કુતરતા બચ્ચાંપર તેમનો પ્રેમ પોતાનાં બાલક જેટલોજ હોવાથી તેને પણ એજ કોથળામાં સ્થાન આપવામાં આવે છે.

**૨૦ વર્ષે હૃદયના દુખથી ગાડી ભાડું મોકલી આપ્યું !**—આવક ઉપરના કર ઉપર વડી ધારાસભામાં ગયે વર્ષે તકરાર નીકળતાં, આગલા ખજાનચી સર ગાઇ ફ્લીટવુડે એવા ઉદ્ગાર કાઢ્યા હતા કે વિલાયતની પેઠે આ દેશમાં કોઇ આવકદાર "કેન્સ્યન્સ મની" મારાપર મોકલી આપતું નથી. આવકપરનો કર ખાઇ જનારાઓને અપ્રમાણિકતા માટે પાછળથી પસ્તાઇને, જ્યારે તે કર નનામી રીતે મની ઓર્ડર કે ચેકથી મોકલી આપે છે ત્યારેજ તેમનું હૃદય ડંખતું બંધ પડે છે. આ પ્રમાણે કર ભરનારા ઇંગ્લંડમાં ઘણા મળી આવે છે. અને એજ બાબતમાં નહીં પરંતુ બીજી બાબતોમાં હાલમાં ન્યુ કેસલ ખાતે નોર્થ ઇસ્ટર્ન રેલ્વે કંપની ઉપર એક જણે દેઢ શીલીંગ મોકલી આપી હતી. તેણે નનામી રીતે તેનો એવો ખુલાસો કર્યો હતો કે ૩૦ વર્ષની વાત ઉપર તે તથા તેની બાયડી ન્યુ કેસલ ખાતે ટ્રેનમાં ભાડું આપ્યા વગરજ આવ્યા હતા તે વાત યાદ આવતાં, હૃદય ડંખવાથી તેણે મનીઓર્ડર કર્યો છે. ત્રણ વર્ષની મુદતની રાહ જોનારાઓને આથી ઘણું આશ્ચર્ય થશે ! પરંતુ જ્યાં સુધી આવી પ્રમાણિકતા અને હૃદયવશતા પ્રજાની વ્યક્તિઓમાં નથી આવી ત્યાં સુધી તેની ખરી ઉન્નતિ થવાની આશા બહુ ઓછી છે.

---

## લંડનમાં એક પ્રદર્શનનું આકર્ષક દ્રશ્ય.

---

સુવિજ્ઞ પાઠકો ! આપે યદિ ભૂગોળ વિદ્યાનો અભ્યાસ કર્યો હશે તો આપને વિદિતજ હશે કે લંડન ઇંગ્લાંડની રાજધાની છે અને જગતના સર્વ નગરોમાં તે શિરોમણિ શહેર છે. તેને શહેર કહેવા કરતાં પ્રાન્ત કહેવો ઉચિત સમજાશે કારણ કે તે ઘણુંજ વસ્તીવાળું શહેર છે તથા તેમાં માઇલોના માઇલો સુધી તમે ચાલ્યા જાઓ તો પણ તમને ખેતર તથા જંગલનું નામ નિશાન પણ નહીં મળે. આવા સ્થાનમાં ત્યાં વસતા લોકોના મનોરંજનાર્થે વિવિધ પ્રકારની સામગ્રી હોવી જોઇએ તે પ્રમાણે અત્ર બ્રીટીશ મ્યુઝીયમઆદિ અનેક અત્યયત તરેહના સ્થાનો વિદ્યમાન છે તો પણ વારંવાર અત્ર ભિન્ન ભિન્ન પ્રકારના પ્રદર્શનો ભરવામાં આવે છે તેમાંનું એક પ્રદર્શન લંડનમાં ગત સપ્ટેમ્બર માસમાં ભરાયું હતું તેની વિગત વેદધર્મોપદેશક શાસ્ત્રી કેશવ દેવજીએ પૂરી પાડી છે તે સુજ્ઞ વાંચકોના જ્ઞાનાર્થે જણાવું છું.

"ગત ૧૩ સપ્ટેમ્બરને ત્રણ વાગે હમે લંડન શહેરનું એક પ્રદર્શન જોવા માટે ગયા હતા. પ્રદર્શનમાં દાખલ થવાને માટે એક શિલીંગ અર્થાત્ બાર આના ફી આપવી પડે છે. આપણા દેશમાં એક આનો વાપરવો તે કાંઇ વિસાતમાં નથી તેમ અત્ર શિલીંગને માટે

પણ સમજવામાં આવે છે. દરરોજ આ પ્રદર્શનમાં લગભગ દશથી પંદર હજાર સુધી પ્રેક્ષકો ભાગ લેતા હશે. અંદર દાખલ થતાંજ સામે કેટલીક વસ્તુઓ દ્રષ્ટિગોચર થવા લાગી. બન્નેબાજુએ કૃત્રિમપર્વત બનાવવામાં આવ્યો હતો અને તેના પર સ્વીઝરલાંડની રેલોની નકલ ઉતારવામાં આવીહતી. આ પર્વત ઘણો ઉંચો બનાવવામાં આવ્યો હતો. તેમા કેટલેકઠેકાણે ગુફાઓ બનાવવામાં આવી હતી. રેલવે વિદ્યુત શક્તિથી ઘણા વેગે ઉપર જતી હતી અને અતિ શીઘ્રતાથી નીચે આવતી હતી. જે નર નારી તેમાં બેસતા હતા તેમને આ ગાડીમાં કેવા આચકા લાગે કે તેનો અનુભવ મળ્યો હશે. ઉપરથી આવતી રેલ એકદમ નદીમાં પડતી અને પાણી ઉરાડતી એકદમ ઉપર ચઢી જતી હતી, શતશઃ મનુષ્યો આ દ્રશ્યને જોવામાં નિમગ્ન થઇ રહેતાં હતાં. તેની પાસે હવાઇ વહાણો ઉડી રહ્યાં હતાં. આ વહાણો ઘણી ચતુરાઇથી બનાવવામાં આવ્યાં હતાં. વિજળી શક્તિથી આ વહાણો ચલાવવામાં આવતાં હતાં. આ વહાણો

શોક. શોક. શોક.

જણાવતા દીલગીરી થાય છે કે માન્યવર મહાશય ભીખારામ ગોવિંદરામનાં પુત્રવધુ જેઓ બાલ વિધવા હતાં તેઓ ગત તા૦ ૨૮-૪-૧૪ ના રોજ સ્વર્ગવાસી થયાં છે. મરહુમ વિદ્યાવિલાસી અને શાંતિ પ્રિય હતાં તેમના અવસાનથી તપોધન બ્રાહ્મણ જ્ઞાતિને એક પૂરી ખોટ પડી છે. પણ ઇશ્વરેચ્છા આગળ ઉપાય નથી. પરમાત્મા મરનારના આત્માને શાંતિ આપો

જે સીપાઇઓની સમાન વસ્ત્ર ધારણ કરતી ફરતી રહેતી હતી. તેમની પીઠ ઉપર ક્રોસનું ચિન્હ હતું. સેવિકા પદ ગ્રહણ કરવાને માટે તેમણે પણ આ મંડળમાં ભાગ લીધો હતો. આ પ્રદર્શન સમયે આવાં બાલકો બે, પંચ, દશ કે સોની સંખ્યામાં હતાં એમ નથી. પરંતુ લગભગ ૨૦,૦૦૦ સ્કૌટ આ પ્રદર્શનમાં હાજર થતાં હતાં. તેમના મુખ્ય નાયક પણ તેમની સાથે હતા. આમાં દશ વર્ષના બાલકથી પચ્ચીસ વર્ષના યુવકો સુધી દ્રષ્ટિએ પડતાં હતાં.

( અપૂર્ણ. )

આ "ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ગોપાલલાલ મંગળદાસે છાપ્યું—અમદાવાદ

# ब्राह्मण धर्म.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

ભાવાર્થ—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.

---

## ઇશ્વર પ્રાર્થના.

ॐ तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतम् ।
पतिं पतीनां परमं परस्तात् विदाम देवं भुवनेश मीड्यम् (श्वेता. ६।७ ॥)

ભાવાર્થ—હે કૃપાનાથ ભગવાન્ ! તમે ઇશ્વરના પરમ્ મહેશ્વર છો, તમે દેવતાઓના પરમ્ દૈવતરૂપ છે, તમે પતિ (માલીકો)ના પણ પતિ છો, તમે સર્વથી પર છો, સર્વ ભુવનોના અધિપતિ છો અને તમેજ કેવળ પૂજવા યોગ્ય છો. જીવાત્માનુ સામર્થ્ય અલ્પ છે અને તેથી તમેજ તેના સર્વ સામર્થ્યવાન્ અધિપતિ પરમેશ્વર છો અને સર્વને પૂજ્ય કેવળ જગન્નિયંતા પ્રભુ આપજ છો.

---

પુસ્તક ૫ મુ. ] જ્યેષ્ઠ, સંવત ૧૯૯૦. [ અંક ૩ જો.

---

વિષયાનુક્રમણિકા.




## કન્યાવિક્રય.

( રસ અગમ અપાર, સુરનરે પાર ન પામે વેદ વાણી વદે–એ રાહ.)

### [ પુત્રી–માતાપિતાને. ]

ઓ માતપિતા, ચિંતાનો પોઢણુ વર ઘરડો જોઈ ક્યાં મરૂ?
હું સમજું નહિં, વર ધરપર મંદર જર મારૂં કેમ કરૂં
કરી સગાઈ રૂપૈયાનો ગંજ કર્યો, પાપી પિતા પણુ નહીં ડર્યો;
બુરો બાળાપણુનો હાલ કર્યો, ઓ માતપિતા.... .... .... ૧
હું ઘરજોગી થઇશ જ્યાં નારી, વર કરશે શ્મશાન પથારી;
મારો લેશે શણુગાર ઉતારી, ઓ માતપિતા.... .... .... ૨
હાલ ઘરેણાં વસ્ત્રે શણુગારી, કેમ મા થઇ કેરની કરનારી;
હું છું સાત વર્ષની કુમારી, ઓ માતપિતા.... .... .... ૩
ખાવાની કોથળીઓ આવે, તે છાનાં માબાપો ચાવે;
હાડ માંસ રૂધિર મારૂં ખાવે! ઓ માતપિતા.... .... .... ૪
ક્રૂરે વાંઢા જગતમાં ચુવાનો, કન્યાથી હજાર ઘણાં માનો;
ન, રે પુત્રી કુંવારી સત્ય માનો, ઓ માતપિતા .... .... ૫
વર ઉભો તોરણે જો જો બારૂ, તમે શું ઇચ્છયું સારૂ મારૂ;
કેમ દીવા ઓલવી કર્યું અંધારૂં, ઓ માતપિતા.... .... .... ૬
તોરણુ વર ડોસો કે તે દીધો, ઉકરડેથી રત્ન લીધો;
નથી ઘરમાં મુંડી તમે સગાં દીધો, ઓ માતપિતા .... .... ૭
કરી કપટ ઘરેણું લે ઉતારી, પછી જોજ્યો વરની શાહુકારી;
કોઇ જામીન થાઓ પરોપકારી, ઓ માતપિતા.... .... .... ૮
મળ્યો મનુષ્ય જન્મ દુર્લભ મારો, કેમ પિતા થયો છે હત્યારો;
ધર્માચાર્યો આવી ઉગારો, ઓ માતપિતા.... .... .... .... ૯
વર ઘરમાંથી જાતાં નાણું, વણુ ખાતરે ઘર કર્યું કાણું,
પછી કેમ ભરીશ મારૂ ભાણુ, ઓ માતપિતા.... .... .... ૧૦
એ રકત પૈસા છે લોહીયાળા, સત્ય કરગરી કહું છું હું બાળા;
નક્કી નહિં છોડે જમડા કાળા, ઓ માતપિતા.... .... .... ૧૧
મને વેચી તે પૈસે વેપાર કરે, પછી છળભેદથી પેટ ભરે;
શિવરામ કહે સત્કર્મી ડરે, ઓ માતપિતા.... .... .... ૧૨

કવિ શિવરામ અંબારામ જોશી.

## સ્વજ્ઞાતિ દાઝ.

( મ્હારા રામ ગયા વનવાસરે—એ રાહ. )

રૂડા ઋષિ મુનિ સુકુમારરે, રંક જ્ઞાતિની દાઝ તો કરો.
સંભાળી આપણા જે જ્ઞાતિ ઉદ્ધારકોને, થાઓ કર્તવ્યમાં તૈયારરે. રંક૦
જગ ઉપકાર કરવા, જ્ઞાતિની દાઝ ધરવા, ઉઠો જ્ઞાતિબંધુ આવારરે, રંક૦
બોર્ડીંગ સ્થાપો વીરો, વિત્તદાન આપો ધીરો, ખોલી ત્રીજોરીયોના દ્વારરે. રંક૦
ભાવિ બ્રહ્મચારીયોનાં મનનાં, જે તનનાં દુખડાં હરવા, તત્પર થાઓ આવારરે. રંક૦
જ્ઞાતિના વીરલાઓ! ધર્મમાં ઢીલ શાની, સજો કર્તવ્યની તલવારરે. રંક૦
માનાપમાન ત્યાગી, ખાર દ્વેષ ઇર્ષ્યા છોડું, સંકટે બનો ધીર ને વીરરે રંક૦
જ્ઞાતિ ઉદ્ધારવાને નિર્ભય સિંહ જાગ્યો, જ્ઞાતિના મંગળ કરવા કાજરે. રંક૦
સિંહનાદ કરતો કરતો, જ્ઞાતિના દુઃખ ધરતો; આવ્યો પાટણપુરી મોઝારરે. રંક૦
જેના પુરૂષાર્થવડે વેદાધિકાર પામ્યા, કરાવ્યું જ્ઞાતિતણું ભાનરે. રંક૦
ઉઠો તપોધન બંધુ જ્ઞાતિ ઉદ્ધારવાને, કરી સ્વાત્માર્પણ નિજ હિતાર્થરે. રંક૦
ભુખ્યા ભાઇયોને માટે દયા ઉર લાવી, વર્તાવો જયજયકારરે. રંક૦
આશિષ પામો પુરી, શ્રેયઃના સાધકોની, કરી જ્ઞાતિમાતાનો ઉદ્ધારરે. રંક૦
આજે અનાથ જેવા, તપોધન નામધારી, ભટકે ભિક્ષાર્થે દ્વારો દ્વારરે. રંક૦
યાદ કરી મોટેરા દધી આદિ ઋષિઓને, શરમાવો કેમ નહિં તલભારરે. રંક૦
માટે હે જ્ઞાતિવાનો ધર્મની વારે ધાઓ ઉઠો શાન્તિ કરવા અપારરે. રંક૦
ખરા તપોધન ઋષિ મુનિ કહાવો ભાઈઓ, દીપાવો જગમાં રૂડુ નામરે. રંક૦

( શંકરલાલ ગુલાબરાય. છઠર. )

ॐ

## રામનવમી અને મર્યાદા પુરૂષોત્તમ મહારાજા રામચંદ્રજી.

( લેખકઃ—ગિરિજાશંકર નિર્ભયરામ. )

વિધ્વધ્વર્ય પાઠકો ! ગતાંકમાં રામનવમીના પ્રસંગ પર વિચાર કરીને મહારાજા રામચંદ્રજીના એકાદ બે ગુણોનું આપણે ગાન કર્યું. આપણે જોયું કે, મનુષ્ય જીવનની ઇમારતનો પાયો, મહારાજા રામચંદ્રજીએ ધર્મશાસ્ત્રોના પ્રમાણે રચ્યો હતો. તે પાયો એવો મજબુત બનાવ્યો હતો કે તેમના જીવનમાં આવતાં અનેકાનેક સંકટો તેમણે રમતની માફક સહન કર્યા એમ નહિં પરંતુ તે સંકટ સમયે નીતિ અને ધર્મથી લેશ માત્ર દૂર ખસ્યા નહિં. આપત્તિના સમયમાં ધૈર્યને છોડી મનુષ્યો પોતાના ધર્મને તિલાંજલી આપે છે પરંતુ એક આદર્શ જીવનધારી મહાત્મા રામચંદ્રજી, મહાન્ સંકટ સમયમાં પણ, પોતાના ધર્મને

વિસરી ગયા નહિં. આનું કારણ શું ? કારણ એજ છે કે, તેમણે પોતાનો પ્રથમ આશ્રમ સુધાર્યો હતો. તેમણે બ્રહ્મચર્ય ધારણ કરી વસિષ્ટ અને વિશ્વામિત્ર જેવા તપોધન ઋષિઓ પાસે વેદવેદાંગ અને અસ્ત્રશસ્ત્ર વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. તેથી તેમનામાં સામાન્ય મનુષ્યો કરતાં પણ વિશેષ શક્તિ આવી હતી. આધુનિક સમયમાં તો પાંચ પાંચ, સાત સાત અને દશ બાર વર્ષનાં છોકરાં છોકરીઓના વિવાહ કરી તેમના બ્રહ્મચર્યાશ્રમ પર પાણી ફેરવવામાં આવે છે. તેમને યોગ્ય સમય સુધી ગુરૂની પાસે રાખી, ધર્મ નીતિ તથા અર્થ શાસ્ત્રનો અભ્યાસ કરવા દેવામાં આવતાં નથી. જ્યારે એટલે જે વયમાં તેમનો અભ્યાસ કરવાનો સમય હોય છે તે સમયમાં તેમને બે ત્રણ છોકરાનાં બાપાજી થવાનો સમય પ્રાપ્ત થઇ ચુકયો હોય છે. તે સમયમાં તેમને જે સમય ગૃહસ્થાશ્રમ માંડવાનો હોય છે તે વખતે ધાતુક્ષયાદિ રોગોથી પીડીત બની સંસારને સદાને માટે છોડવાનો વખત આવે છે. આવા અનિષ્ટ પ્રસંગોને નહિં જોવાની ઇચ્છા કરવાવાળાઓએ, મહાત્મા રામચંદ્રજીના ભક્ત બનવું જોઇએ અને તેમની માફક પૂર્ણ બ્રહ્મચર્ય પાલન કરી પશ્ચાત્ ગૃહસ્થાશ્રમી બનવું જોઇએ. રામનવમીનો ઉપવાસ કરીને મહારાજ રામચંદ્રજીના જન્મ પછી ભોજન કરીયે છીયે. તે ભોજનની પૂર્વે. યદિ મહાત્માશ્રી રામચંદ્રજીના ગુણનું સ્મરણ કરી તે ગુણાનુસાર વર્તન કરવામાં આવે તો તેમના પરની આપણી ભક્તિ સિદ્ધ થાય પરંતુ મુખમેં રામ ઔર બગલમેં છુરી તે કહેવતની માફક મહાત્માના ગુણોનું અનુકરણ કરવાનો સમય આવે ત્યારે "શું કરીયે, આપણે તે એ મહાપુરૂષને પહોંચી શકીયે ?" એવા વાકયો કાઢી અધર્મ અને અનીતિના પથપર ચાલીયે અને પ્રાતઃકાળ થાય ત્યારે સ્નાન કરી હાથમાં માળા લઇ "રામ રામ" કરીયે તેથી આપણે સંસારયાત્રા નિર્વિઘ્ન સમાપ્ત કરી શકીયે નહિં. મહારાજ રામચંદ્રજીના આપણે ખુશામતી ટટ્ટુ અને તેમના કટ્ટ શત્રુ છીયે એમ સિદ્ધ થાય. અસ્તુ. આટલુ વિસ્તાર પૂર્વક વિવેચન કરવાનુ કારણ એ છે કે મહાપુરૂષના અન્ય ગુણોનું વર્ણન કરતા તેમના ગુણોનાં ગ્રાહક બની તદનુસાર વર્તન કરવાનું આપણે બળ ધારણ કરીયે.

### મ. રામચંદ્રજી અને લક્ષ્મણજી સંધ્યાગ્નિહોત્ર નિત્યકર્મ કરતા હતા.

પ્રિય પાઠકો ! મહાપુરૂષોના જીવનમાંથી આપણે જેટલું જાણી શકીયે તેટલું ઓછું છે. બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય કુલોત્પન્ન સંતાનો આજ કાલ પોતાનું નિત્ય કર્મ શું છે તે જાણતાં નથી તેમ જાણવાની ઇચ્છા પણ કરતાં નથી. કેટલાક બ્રાહ્મણોને મેં મારી નજરે જોયાં છે કે તેઓ સંધ્યા, ગાયત્રી અને અગ્નિહોત્ર શું તે જાણતાં પણ નથી. તો કરવાની તો વાતજ શાની ! દ્વિજ વર્ણના લોકો હાલ અધોગતિને પામ્યા છે તેનું કારણ પણ એજ છે કે તેમને પોતાનાં નિત્ય નૈમિત્તિક કર્મોનું ભાન નથી અને તેઓ કરતાં પણ નથી. તપોધન ઋષિ મહાત્મા વિશ્વામિત્ર, મ. રામ લક્ષ્મણને શસ્ત્ર શાસ્ત્રના અભ્યાસાર્થે પોતાના આશ્રમમાં લઇ ગયા હતા ત્યાં તેમનાં નિત્ય કર્મનું વર્ણન આવે છે. વા. રા. ના બાલકાંડ, પંચદશ સર્ગના ૧૧, ૧૨ મા શ્લોકોમાં નીચે પ્રમાણે વર્ણન આવ્યું છે.

कुमारावपि तां रात्रिमुषित्वा सु समाहितौ ।
प्रभातकाले चोत्थाय पूर्वां सन्ध्यामुपास्य च ॥ ११ ॥

स्पृष्टोदकौ शुची जप्यं समाप्यं नियमेन च ।
हुताग्निहोत्रमासीनं विश्वामित्रम वन्दताम् ॥ १२ ॥

ભાવાર્થ—બન્ને રાજકુમારો સિદ્ધાશ્રમમાં સાવધાનીથી રાત્રિના સમયે નિવાસ કરી, પ્રભાતમાં ઉઠી, પ્રાતઃકાળની સંધ્યા અને નિયમપૂર્વક જપ સમાપ્ત કરી, વિશ્વામિત્રને અભિવંદન કર્યું અને અગ્નિહોત્ર કરવાને માટે બેસી ગયા.

બાલકાંડના સોળમા સર્ગના ૧૮ મા શ્લોકમાં કહે છે કેઃ—

सहि रामं प्रशस्यैवं ताभ्यां सन्ध्यामुपागमत् ॥

ભાવાર્થ—વિશ્વામિત્રજી રામની પ્રસંશા કરતાં બન્ને ભાઇઓને સાથે લઇને સંધ્યા ઉપાસનામાં પ્રવૃત્ત થયાં.

આગળ બાલકાંડના સત્તરમા સર્ગના ૧૪ મા શ્લોકમાં કહે છે કે.

सुप्रभाता निशाराम पूर्वासन्ध्या प्रवर्तते ।
उत्तिष्ठोत्तिष्ठ भद्रं ते गमनायाभिरोचय ॥
तच्छ्रुत्वा वचनं तस्य कृतपूर्वाह्निक क्रिय ः ॥

ભાવાર્થ—શોણા નદીના તટપર મહર્ષિઓ સહીત રાત્રી વ્યતીત કરી. પ્રભાત થવાથી વિશ્વામિત્રજીએ રામને કહ્યુ કે હે રામ! પ્રભાત થઇ ગયું માટે ઉઠો, પ્રાતઃકાળની સંધ્યા કરીને આગળ ચાલવાને માટે તૈયાર થઇ જાઓ. આ પ્રમાણે ગુરૂનું વચન શ્રવણ કરી, ભ. રામચંદ્રજીએ પોતાનું પૂર્વાહ્નિક કર્મ કરી લીધું. વિચારશીલ ધર્મ પ્રિય બાંધવો! ધર્માત્મા રામ લક્ષ્મણ તરફ તેમના નિત્ય કર્મ કરતાં તમારી દ્રષ્ટિ ફેરવો. પરમાત્માના સંપૂર્ણ ભક્ત મહાપુરૂષ અરણ્યોમાં અને તપોવનોમાં પોતાના સંધ્યાગ્નિ હોત્રાદિ નિત્યકર્મ કેવાં નિયમ પૂર્વક કરતાં હતાં! તપોધન બ્રાહ્મણો! તમે તો આ વિષય તરફ લક્ષ આપી તેના સત્વર ગ્રાહક બનો. જુઓ તમારા વંશજ મહારાજ વિશ્વામિત્ર, મહાત્મા રામચંદ્રજીને પ્રાતઃકાળમાં ઉઠાડી સંધ્યાગ્નિહોત્રાદિ નિત્યકર્મ નિયમપૂર્વક કરાવે છે, અને પોતે કરે છે. તેમના તેવા સાત્વિક અને ધર્માનુરાગી કામોને લીધેજ તે તપોધન ઋષિ કહેવાતા હતા. તપોધન જેવું એક મહાન્ પદ કંસાર અને ઘી ખાવામાત્રથી મળી શકતું નથી. તે નિકટપદ એશ આરામ કરવાથી પ્રાપ્ત કરી શકાતું નથી, એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી સ્ત્રી કરવાથી તપોનિધિ, તાપસપદ ગ્રહણ કરી શકાતું નથી, તે પરમાત્મા પ્રિય પદ તો, પોતાના નિત્ય નૈમિત્તિક કર્મો કરવાથી, ધર્મ અને નીતિના માર્ગો પર ચાલવાથી આપત્તિના સમયમાં પણ આત્મિક બળ ધારણ કરવાથી, પ્રાપ્ત કરી શકાય છે. તમારા પૂર્વજ કણાદ, કપિલ, વિશ્વામિત્ર. વસિષ્ઠાદિ ઋષિઓ; તેવી રીતે તે પદ પ્રાપ્ત કરી, સંસારમાં પોતાની ઉજ્વળ કીર્તિ મૂકી ગયા છે. તેના ગુણોનુ સ્મરણ કરો અને તપોધન પદને પુનઃ પતિતાવસ્થામાંથી મુક્ત કરી ઉચ્ચાવસ્થામાં લાવો. લોકો કહે છે કે તપોધનો આદિત્યમાંથી આવ્યા, કોઇ કહે છે કે તેઓ અમુક કારણોને લીધે પતિત થયા. માટે તપોધન થયાં પરંતુ હે ઋષિ કુલોત્પન્નો! હું તેમ માનતો નથી અને પતિતોને તપોધન કહેવામાં આવે છે તેવો અવિચારી

અર્થ માનવાને હું કોઇ પણ રીતે તૈયાર નથી. દૂષીલી બુદ્ધિએ તપોધનોનો આવો હલકો અર્થ કર્યો છે પરંતુ આ અંતઃકરણ તો એમજ માને છે કે તપોધનો સંસારમાં અનાદિ કાળથી છે અને તે અનંત કાળ સુધી રહેશે. આ સર્વ ખરૂ પરંતુ તે ઉચ્ચાશયો પાર પાડવાનું કોના હાથમાં છે ? હાલના કહેવાતા તપોધનોના હાથમાં છે. તેમણે પોતાના એશ આરામનો ભોગ આપવો જોઇએ, તેમણે પોતાની ત્રીજોરીમાં નાણુંઓ મુકવાનું બંધ કરવુ જોઇએ, તેમણે મિષ્ટાન્ન ખાવાનું છોડવુ જોઇએ. ક્યાં સુધી ! ત્યાં સુધી કે જ્યાં સુધી પોતે, વા પોતાની ભાવિ પ્રજા પોતાના તપોધન પદને પ્રાપ્ત કરી શકે.

વાંચકો ! હું તમને ક્યાં લઇ ગયો ! રામાયણકાલવા તપોધન ઋષિની સંતતિની સ્થિતિ પર લઇ ગયો. તેમના આદર્શ જીવન પર તેમની ઉન્નતિનો મુખ્ય આધાર છે માટેજ આપનો અમુલ્ય સમય મેં લીધો. અસ્તુ. તાત્પર્ય એ છે કે મહાત્મા રામચંદ્રના ભક્તો ! જાગ્રત થાઓ, અને તેમના બ્રહ્મચર્ય તથા નિત્યકર્મના ગુણાનુકરણીય બનો. વિદ્વાન્ બંધુઓ ! મહાત્માના અન્ય અદ્વિતીય ગુણોનુ યશોગાન આપણે આગામી અંકમાં કરીશું.

( અપૂર્ણ. )

---

## વિચાર વિવિધતા.

---

( ૨ )

( લેખકઃ-ફર્સ્ટગ્રેડ સ. આ સર્જન કેશવલાલ મોતીલાલ માંડવી-સુરત. )

અનુસંધાન પુ. ૪. અંક ૧૦-૧૧ પૃ૪ ૧૭૧ થી.

"Teach me to feel for others Woes. !"

"દુઃખી દરદીને સહાય થવાનું શિખવો !"

તપોધન બ્રાહ્મણ સૃષ્ટિ પૈકી જે જે સાક્ષર સજ્જનો પ્રચલિત દૈનિક અગર સાપ્તાહિક વર્તમાનપત્રો વાંચતા હશે, તેમનાથી ભાગ્યેજ અજાણ્યું રહ્યું હશે કે, મોટાં શહેરોમાં અનેક સ્ત્રીપુરૂષો, 'અકસ્માતમા પ્રાથમિક મદદ' અને 'ઘરગતુ માવજત' આદિનું દયા અને પરોપકાર પરિપ્લુત શિક્ષણ આપનારી જગપ્રસિદ્ધ 'સેંટ જ્હોન એમ્બ્યુલન્સ એસોસીએશન' નામની સંસ્થાનો લાભ લે છે, પરંતુ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના જે જે ભ્રાતાઓ અને ભગિનિઓ, આ બ્રાહ્મણ-ધર્મ માસિક શિવાય બીજું કોઇ પણ ન્યુસ પેપરનું વાંચન કરી શકતા નથી. ખાસ કરીને તેવા જ્ઞાતિ ભાઇઓને જાણવું કાંઇક ઉપયોગી થઇ પડશે એમ ધારીને, તા. ૨૭-૪-૧૪ ને રોજ, સુરતના કલેક્ટર મી. જે. પી. બ્રેન્ડર, એમ. એ આઇ. સી. એસ. ના પ્રમુખપણા નીચે, માંડવીમાં એક સબ સેન્ટર કહાડવાના હેતુથી ભરવામાં આવેલી સભામાં સ્થાનિક સ. આ. સર્જનના ભાષણનો સંક્ષિપ્ત સાર અત્રે આપવા યોજ્યું છે. " પોદળો ભોંય ઉપર પડતાં કંઇક પણ ધુળ લઇનેજ ઉપડશે. " એ લોકોક્તિ અનુસાર આ 'વિચાર વિવિધતા' લેખપ્રથિનું વાંચન નિરર્થક જશે નહિ. એવી દૃઢ આત્મ શ્રદ્ધા છે

## સેંટ જહોન એમ્બ્યુલન્સ એસોસીએશન, તેના શિક્ષણની આવશ્યકતા અને ઉદ્દેશ.

મનુષ્ય માત્રની જીંદગીમાં, સાધારણ રીતે બે બનાવો બને છે. એકતો, 'અકસ્માત ઇજા.' અને બીજું, 'એકાએક મંદવાડ.' એ બનાવો કયારે બનશે? તેના ભાવિનું અનુમાન કરી શકાતું નથી. પરંતુ તે બનાવો બને ત્યારે તેના બુદ્ધિપુર્વક ઇલાજો લેવા જોઇએ, આવા બનાવોનો જેમને અનુભવ થયો હોય છે, તેઓજ માત્ર તેથી થતો ઉદ્વેગ સંપુર્ણ રીતે સમજી શકે છે. અકસ્માત ઇજા, અગર એકાએક મંદવાડ જ્યારે આવી પડે છે, ત્યારેજ તેના દુઃખ નિવારણ માટે આપણે કશુ કરી શકવાનું સામર્થ્ય ધરાવતા નથી, એમ આપણને ઘણા ખેદ સાથે ખબર પડે છે. હરેક પ્રકારની મુસાફરી વખતે, તેમજ સાધારણ ગૃહકાર્યની ધાંધલમાં પણ અકસ્માત ઇજા થવાના કેટલા બધા સંભવ છે? તેનો જ્યારે આપણે શાંત વૃત્તિથી વિચાર કરીએ છીએ, ત્યારે સહજ સમજાય છે કે, એવા અકસ્માતથી થતાં દુઃખ અને નુકશાન જેમ બને તેમ ઓછાં કરવાનાં સાધન તૈયાર રાખવાં જોઇએ. અને તેમ ના બની શકે તો તેને માટે સાવચેત રહેવાનું ડહાપણ પણ શિખવું જોઇએ.

૨. આપણા દરરોજના જીવન—વ્યવસાય તરફજ જોઇએ તો જણાય છે કે, એક સાદી સમજણનો વેપારી, પોતાના માલને નુકસાન પહોંચવાના સંભવને લીધે તેનો વિમો ઉતારવામાં ડહાપણ માને છે, અને અવિચારી ઉધારથી નુકસાન ના થાય માટે, રોજમેળના હિસાબ લખવાની કાળજી રાખે છે. આવીજ રીતે સાધારણ સમજણનાં સર્વ સ્ત્રીપુરૂષોએ પણ એક મંદવાડ અથવા અકસ્માત ઇજા માટે તે બાબતનું જ્ઞાન સંપાદન કરવા રૂપ વિમો ઉતરાવી રાખવો આવશ્યક છે. 'શસ્ત્રક્રિયા' અને 'વૈદક શાસ્ત્ર'નાં મુળતત્ત્વોના અભ્યાસથી ઘણી જીંદગીઓ બચાવી શકાય છે. અગર તો સગાં સ્નેહીઓનાં, અટકાવી સકાય તેવાં. દુઃખ દરદમાં ઘટાડો કરી શકાય છે.

૩. આ એમ્બ્યુલન્સ સંસ્થાના શિક્ષણનો ઉદ્દેશ તેના અભ્યાસીને 'ડાકટર' કિંવા 'નર્સ' બનાવવાનો ઢોંગ કરવાનો નથી. કારણકે, એક વૈદક કોલેજમાં મળતા શિક્ષણથી જુદાજ પ્રકારનું શિક્ષણ આ છે. એક કુશળ શસ્ત્ર વૈદ તો હરેક પ્રકારની ઇજા માટે સારામાં સારાં અને ઘણાં પસંદ પડેલાં ઓજારોનો ઉપયોગ કરી જાણે છે. પરંતુ આ એમ્બ્યુલન્સ સંસ્થાના અભ્યાસીને તો, એકાએક અડીભીડીના પ્રસંગે, જે કંઇપણ પદાર્થ પેહેલો હાથમાં આવે, તેના શાસ્ત્રાનુસાર સદુપયોગ કરવાને શિખવાનું છે. જેવાં કે એક 'હાથમાં રૂમાલ' હોય, અગર એક 'નેકટાઇ' હોય, તેને બાંધવાના પાટા તરીકે કેવી રીતે ઉપયોગમાં લેવો? એક 'કમરપટો' હોય, અગર એક 'પાઘડી' હોય, તેને ધોરી નસમાંથી રક્તસ્રાવ થતો હોય તે અટકાવવામાં કેવી રીતે વાપરવો? એક 'લાકડી' હોય, એકાદ 'ઉશીકું' હોય અગર ગડીયો વાળેલુ 'ન્યુસપેપર' હોય, તેને હાડ ભંગના ટેકા તરીકે કેવી રીતે ગોઠવવું? અને એક બે મોટી લાકડીઓ તથા એકાદ જોડ મોટા કોટ જેવી સાધારણ વસ્તુઓને પણ ઇજા પામેલાને સુખ રૂપ ઉચકવાની ડોળી બનાવવાનાં કામમાં કેવી રીતે લેવાં? વિગેરે પ્રકારની સમયસુચકતા અને દીર્ઘદર્શીપણાનું શિક્ષણ આપવાનો ઉદ્દેશ, આ એમ્બ્યુલન્સ સંસ્થાનો છે.

૪. હવે, દરરોજના જીવનના સાધારણ અકસ્માત પૈકી થોડા, ઉદાહરણ રૂપે, આપણે તપાસીએ. ગમે તો કલમ ઘડતાં કે પેન્સીલ છોલતાં, ગમેતો શાક સુધારતાં કે બળતણનાં લાકડાં ચીરતાં, ગમે તો પગે ઠેસ વાગતાં કે ગાડી ઘોડે જતાં આવતાં, હાથે, અથવા પગે, નાના મોટા જખમો થવાનો સંભવ, આપણા નિત્ય જીવનમાં, ડગલે અને પગલે. હોય છે. વળી, બાઇસીકલો, મોટર ગાડીઓ, ટ્રામો, અને આગબોટ તથા આગગાડીઓના, હુંઆ, વિસમી સદિના સુધારાના જમાનામાં, મુંબઈ–સુરત જેવાં શેહેરો તેમજ વાટે આવતાં ગામડાંમાં પણ, લોહીની પોરી નસ કપાઈ, ને ભયંકર ઈજા થવાના બનાવો પણ, આજકાલ સાધારણ થઇ પડ્યા છે. આવા પ્રસંગે, યોગ્ય 'રક્ત વાહિની' ઉપર તાત્કાળિક દબાણ મુકવાથી, ઘણી વખત જીંદગી બચાવી શકાય છે. આવા પ્રકારનું શિક્ષણ આપવાનો ઉદ્દેશ, આ એમ્બ્યુલન્સ સંસ્થાનો છે.

૫. ગમે તેવા નજીવા જખમ, અગર ઘસરડાની ગફલત કરવાથી, અથવા ભીંતો ઉપરનાં, ધુળથી ભરેલાં, કરોળીઆનાં 'જાળાં' જેવાં, અનેક જન–વિખ્યાત ગણાતાં, પરંતુ વાસ્તવિક રીતે તો, ભયંકર નુકસાન કર્તા, ઉપચારોથી કેટલીક વખત ઉદ્ભવતા 'ધનુર્વાત' અને "scepticalmia" એટલે લોહી ઝેરી થઈ જવાનાં પરિણામો પણ, બુદ્ધિપૂર્વક લગાવેલા સાધારણ મલમ પટાથી અટકાવી શકાય છે. એવી તરેહનું શિક્ષણ આપવાનો ઉદ્દેશ આ એમ્બ્યુલન્સ સંસ્થાનો છે.

૬. એશઆરામમય જીંદગીમાં એકાએક બેશુદ્ધ બની જવાના બનાવ પણ સાધારણ થઈ પડ્યા છે. આવી વખતે કંઇક પણ કરી જાણનાર માણસ, ઘણો આવકાર દાયક થઇ પડે છે. રસ્તે ચાલતાં, અગર કુળીઆમાં, 'ફેફરૂં' થઇ આવવાના બનાવ પણ અસાધારણ નથી. એવા દરદીનું બીન જરૂરી દુઃખ ઓછું કરવાના તાત્કાળીક ઉપાય લેવા, એ પુન્યનું કામ છે. સમુદ્ર, કિંવા, નદી કીનારે, મરણ તોલ ડુબી ગયેલાંની તરતજ સારવાર કરવી જોઇએ. અગ્નિ અગર ઉન્હા પ્રવાહિથી દાઝયા હોય, ઝેર ખવાયુ હોય, ગળે ફાંસો ખાધેલો હોય, ઝેરી હવાથી ગટર અગર ગોડાઉનમાં ગુંગળાઇ જવાતું હોય, અથવા સર્પ દંશ થયો હોય, એવા એવા અનેક અણધાર્યા અકસ્માતના પ્રસંગોએ, આ એમ્બ્યુલન્સ સંસ્થાના અભ્યાસી સ્ત્રીપુરૂષોએ અતિ અમુલ્ય સેવાઓ બજાવી છે.

૭. ઇજનેર, ફીટર, ટરનર, સુથાર, સોની, લુહાર, કડીઆ મજુર આદિ, સર્વ પ્રકારનાં કામદારો માટે, અગત્યનું છે કે, જરૂર પડે મદદ કરી શકાય તેટલુ જ્ઞાન સંપાદન કરવું. આવા જ્ઞાનથી આવતી 'આત્મશ્રદ્ધાને લીધે, ઘણા જોખમ ભરેલા ધંધા કરવાનું સામર્થ્ય થોડા ઘણા નિર્ભય પણાથી પ્રાપ્ત થાય છે. તેમાં પણ, વિશેષે કરીને, બે વર્ગના માણસોને માટે તો, "અકસ્માતમાં પ્રાથમિક મદદ" નું શિક્ષણ મેળવવાની ઘણીજ જરૂર છે. તે બે વર્ગમાં, એકતો આપણી સંરક્ષક પોલીસ ફોજ, અને બીજા 'રેલ્વે કામદારો' આપણે જોઇએ અને જાણીએ છીએ કે, શેહેરોમાં, રસ્તે રસ્તે, અને કુળીએ કુળીએ, થતા અકસ્માત સાથે, પોલીસ લોકોને સતત કામ લેવાનું હોય છે. સળંગ મોટી રેલ્વેના વ્યવહારમા નાના તેમજ મોટા ભયંકર અકસ્માતથી, સર્વ રેલ્વે કામદારો સારી રીતે વાકેફગાર હોય છે તેમને આવું જ્ઞાન ખાસ ઉપયોગનું છે. સાધારણ ખાનગી માણસો તેમજ નિશાળના

માસ્તરો, અને મુછો ફુટતા વિદ્યાર્થીઓ માટે પણ આવું શિક્ષણ, કંઇ ઓછું અગત્યનું નથી. દાવાનળ, જળપ્રલય, ધરતીકંપ, વિદ્યુતપતન, અને રણસંગ્રામ જેવી મહાન આફતો સમયે, તેમજ ક્રિકેટ, હોકી, બેડમીંગટન, ફુટબોલ જેવી મરદાઈ રમતો, તથા ગીલીદંડો અગર ફુકા રમતાં છોકરાં છોકરીઓ વિગેરેને થતા નાના મોટા અકસ્માત સમયે, આવું શિક્ષણ અતિ આવશ્યક છે. આવા આવા અણધાર્યા સંજોગોને વખતે, આવા શિક્ષણની કિંમત આંકી શકાય તેમ નથી.

૮. સારાંશમાં, આ એમ્બ્યુલન્સ સંસ્થાનો ઉદ્દેશ એટલોજ છે. એકાએક મંદવાડ અગર અણધાર્યા અકસ્માતમાં, ન્યાતજાતના તફાવત રાખવા વગર, પ્રાથમિક મદદ આપવી અને માંદા, અગર ઇજા પામેલા ઇસમોને, જેમ બને તેમ થોડી અગવડથી, આરામ આપીને છેવટના દુઃખ નિવારણની ખાસ જગા, જ્યાં હોય ત્યાં, સારી રીતે હવાઇ જવાં. તથા માંદાની માવજતના વ્યવહાર ઉપાય યોજવા, ઉપરાંત દરદીના ઓરડામાં સ્વચ્છ હવાની છુટથી આવ જા થાય, એવું એવું આરોગ્યતાના મુળતત્ત્વોનું શિક્ષણ ફેલાવવું. આટલું ખાસ યાદ રાખવાનું છે કે, આ એમ્બ્યુલન્સ સંસ્થાનો ઉદ્દેશ, દાક્તર, વૈદ કિંવા હકીમ સાથે હરીફાઇ કરવાનો નથી. પરંતુ, તેમના કામમાં મદદ રૂપ થવાનો છે. અકસ્માતની જગાએ દાક્તર આવી પહોચે, અગર દરદીને દાક્તર પાસે લેઈ જવાય, તે દરમીઆન ફાયદા કારક ઇલાજો અજમાવવા. (અપૂર્ણ).

---

## લંડનમાં એક પ્રદર્શનનું આકર્ષક દ્રશ્ય.

(ગતાંકથી પાને ૩૨ થી ચાલુ.)

આ સર્વ બાળકો અને યુવકો પોતાના માબાપને ગૃહે રહે છે, સ્કુલમાં અભ્યાસ કરે છે, ઘરનાં કપડાં પહેરે છે, પોતાની ઇચ્છાથી કવાયદ કરીને પોતાના મહોલ્લાની ટોળીમાં ભાગ લે છે. દુઃખીઓની સેવા કરવી, સ્ત્રીઓને સહાયતા કરવી, ભુલથી ભટકતાં ફરતાંઓને માર્ગ બતાવવો, સર્વની સાથે નમ્રતાપૂર્વક વ્યવહાર કરવો એ તેમનું કર્તવ્ય છે. (ધન્ય છે વિલાયતની આવી સુશિક્ષિત પ્રજાને, આપણા દેશમાં તો ઘરના રોટલા ખાઇને પારકાની સેવા કરવા કોણ જાય એવા વિચારો થયા કરે છે જ્યારે આપણી રાજકર્તા પ્રજાના બાલકોમાં ઘરનાં રોટલા ખાઇને પારકાઓની સેવા કરવાનો ભાવ શરૂઆતથીજ ભરવામાં આવે છે શું ભારતવર્ષની પ્રજા અને પ્રસંગાનુકુળ તપોધન બ્રાહ્મણ પ્રજા આથી કાંઇ ધડો લઇ ઉચિત કરશે?) આ બાલકોનાં અંતઃકરણો સમય સમયે દેશના પ્રસિદ્ધ યોદ્ધાઓ વ્યાખ્યાનો દ્વારા પ્રોત્સાહિત કરે છે. ઉત્તમોત્તમ વીરતાના કાર્યો તેમને દેખાડી ઉત્તેજીત કરે છે. જ્યારે હુ પ્રદર્શન જોઇ હું તે સમયે તેમને દરીયાઇ બેરા અને હવાઇ વિમાનોનું યુદ્ધ દેખાડવામાં આવતું હતું. આ સમયે લગભગ દશ હજાર સ્ટેટ ઉપર કહેલાં બાળકો હાજર હતાં. મ્યુઝીયમ વિભાગમાં મોટા મોટા યોદ્ધાઓનાં સ્મારક અને રણસ્થળોનાં ચિત્રો દેખાડવામાં

આવતાં હતાં. આમાં જોધપુરનિવાસી જનરલ સર પ્રતાપસિંહનું ચિત્ર પણ વિદ્યમાન હતું. સ્થાન સ્થાનપર નિશાન મારવાની સામગ્રી તૈયાર રાખવામાં આવી હતી. તેની જે ફી રાખવામાં આવી હોય તે ફી આપવી અને નિશાનો મારવા. પાંચ વાગ્યાનો સમય થયો એટલે દશ હજાર સ્કૌટ રણક્ષેત્રમાં જવા લાગ્યા. આ સ્થાનપર જહાજી કૃત્રિમ યુદ્ધ બતાવવાનું હતું. અંદર એક મોટું વિશાલ ભવન હતું. જેને એમ્ફી થીએટર કહેવામાં આવે છે. આ સ્થાન દશ હજાર નરનારીઓને કૃત્રિમ રણસંગ્રામને માટે હતું. સામી બાજુએ જલજ જલ નજરે પડતું હતું. ઉપર ઉત્તમ પરદા હતાં. તે ઘણાં શોભા આપતાં હતાં. રણસંગ્રામમાં જનારા બાલક બાલિકાઓ પોતપોતાની સામગ્રી સાથે પોતપોતાના સ્થાનપર બેસી ગયા દક્ષિણ દિશામાં વાજાં વાગવા લાગ્યાં અને તરતજ તે જલમાંથી એક જંગી જહાજ નીકળી આવ્યું. આ જહાજમાં પ્રત્યક્ષમાં કોઇ મનુષ્ય દેખાતું નહોતું પરંતુ તેપર કેવળ અંગ્રેજી ઝંડો દેખવામાં આવતો હતો. એ પ્રમાણે ૭ જહાજો બહાર નીકળી આવ્યાં. આ જહાજોમાં વીજળીના દીવા બળી રહ્યા હતા. આ જહાજો આમ તેમ ફરી રહ્યાં હતાં કે સામેના નગરની ડાબી બાજુએથી એક જહાજ નીકળ્યું ત્યાંથી પ્રકાશ થયો, અને તરત એક ગગનારોહી ભવનો બજારો વિગેરેની રમણીય નગરી દ્રષ્ટિએ પડી. તેના બજારોમાં ટ્રામ્વે તથા લોકોની અવરજવર દેખાતી હતી. આ નગરીમાં હવાઇ વિમાનો ઉડી રહ્યા હતાં. નગરીની સામે પર્વતઉપર લાઇટ હાઉસ જ્યોતિસ્તમ્ભ પ્રકાશમાન થઇ રહ્યો હતો. હવાઇ વિમાનમાં માણસોએ ઉપરથી ગોળા મારવાનું શરૂ કર્યું. નીચેના જહાજોએ પણ તેમનો જવાપ દેવા માડયો. એ પ્રમાણે લડાઇ ચાલી. ભયાનક લડાઇનો દેખાવ દેખાડવામાં આવ્યો અને અંતે Union Jack નો વાવટો ફરવા લાગ્યો. બાલકોમાંથી ખુશાલીના અવાજો નીકળવા લાગ્યા. ખુશાલીના બેન્ડો વાગવા લાગ્યા. આ ઘટના એક કલાક સુધી ચાલી. આ ઘટના સમાપ્ત થયા પછી બહાર આવીને જોયુ તો દક્ષિણ ખુણામાં નૃત્યગૃહમાં નાચો થઇ રહ્યા હતા વિગેરે.

લંડનમાં આ પ્રમાણેના પ્રદર્શનો કરવામાં આવે છે જેથી જણાય છે કે ત્યાંની પ્રજા દિનપ્રતિદીન કળા કૌશલ્યમાં ઘણીજ આગળ વધતી જાય છે. તેમાં ઉત્સાહ અને મગજ ખીલવવાની શક્તિઓ પણ વૃદ્ધિ પામતી જાય છે. આપણા દેશના લોકોમાંથી ઉત્સાહપૂર્વક કામ કરવાની શક્તિ નષ્ટ થયેલી દેખાય છે. કદાચિત કોઇએ કામ ઉપાડયું તો બે ચાર મહિના ઉત્સાહથી કર્યું અને "હવે મારાથી નથી થતું, લોકો ધ્યાન નથી આપતાં એટલે હમે શું કરીયે. લોકો સંસ્કારી નથી" એવા નિરાશાના શબ્દો ઉચ્ચારી કામો કરતાં બંધ પડી જઇયે છીયે. આવી રીતના નિરાશાવાદે તપોધન બ્રાહ્મણોની અને ભારતવર્ષની પ્રજાની દુર્દશા કરી નાંખી છે. શું તપોધન બ્રાહ્મણોના અગ્રગંતાઓ આ પર લક્ષ આપી પોતાનું કાર્ય કરવામાં ખંત તથા ઉત્સાહ ધારણ કરી પોતાની જ્ઞાતિને નહિં દીપાવે?

ગિ. નિ.

ॐ

तत्सत्परमात्मने नमः

# श्रीसज्जनशतक.

( સંયોજક-यति )

### મંગલ.

अनन्तनामध्येयाय सर्वाकारविधायिने ।
समस्त मन्त्रवाच्याय विश्वैक पतये नमः ॥

### ઉપક્રમ.

સમગ્ર સંસાર તરફ દૃષ્ટિ કરીએ તો મનુષ્ય માત્ર એક સરખાંજ નજરે આવશે છતાં તેમાં બે પ્રકાર રહેલા છે. જગત્‌માં એવા બે પ્રકારની પણ અનિવાર્ય અગત્ય છે. અંધકાર ન હોય તો પ્રકાશનું સ્વરૂપ સમજાય નહિ. પ્રયત્નથી વિમુખ રહેનાર ને વિશ્રાંતિની કિંમત ગણનામાં આવતી નથી. નઠારા વિના સારૂં સમજાતું નથી. જ્ઞાનદૃષ્ટિથી જોતાં સંસારમાં કાંઇ શુભાશુભ નથીજ, પરંતુ જે શુભાશુભ ભાસે છે તે ગ્રાહક દૃષ્ટિએ અગર તેના ઉપયોગના શુભાશુભ યોગથી ગણાય છે તેજ રીતે સર્વ જીવાત્મારૂપ હોવાથી કોઇ શુભાશુભ નથીજ છતાં પ્રત્યેક જીવને સૃષ્ટિનો અનુભવ મેળવવા માટે પ્રાપ્ત થયેલાં શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ વિગેરેનો તે જેવો ઉપયોગ કરે છે તે પરથી તે સારો કે નઠારો ગણાય છે. સર્વ સાધનોના ઉપયોગમાં બુદ્ધિ એ મુખ્ય છે તે સ્વાર્થપરાયણ રહી કાર્યમાં પ્રવર્ત થાય તો તેમાં સ્વાર્થ અંશના યોગે દુરૂપયોગનું વધારે દર્શન થાય છે. બીજાના હિતની ખાતર સ્વાર્થનો ત્યાગ કરી કાર્ય કરવામાં આવે છે ત્યારે સદુપયોગ ગણાઈ ઉત્તમતા મનાય છે. આવા પ્રકારની ઉત્તમતા એ પ્રાણીને સુખદાતા થાય છે. માટે સુખેપ્સુએ તો તેવાજ પ્રકારનું આચરણ કરવું જોઇએ ઉત્તમ આચરણ ક્યારે કર્યું કહેવાય એ દરેક વ્યક્તિને જાણવાની જરૂર છે. સંસારીઓ જેને ઉત્તમ અધમ કહે છે તે વસ્તુતઃ તેવું નથી કારણ વ્યવહાર પરાયણ પુરૂષો જ્યાં પોતાને અનુકૂળ લાગે ત્યાં ઉત્તમતા માને છે ને પ્રતિકૂળ ભાસે ત્યાં અધમતા ગણે છે. આવા પ્રકારનો તેમનો નિયમ કાયમ રહેતો નથી. આજ જેને સારૂં ગણ્યું હોય તેને આવતી કાલે નઠારૂં ગણે છે એટલે એ ધોરણ કોઇ પણ રીતથી માન્ય રાખવા યોગ્ય નથી. શુભાશુભનો પ્રથમથી આપ્ત પુરૂષોએ નિર્ણય કરેલો છે તે તરફ નજર રાખી જ્યારે ચાલીએ ત્યારે યથાર્થ સુખ અનાયાસે પ્રાપ્ત થાય છે. તેટલા માટેજ સજ્જન પુરૂષોના સદ્‌ગુણોનું વર્ણન કરવા અત્ર પ્રવૃત્તિ કરી છે. તે ગુણોને કેવળ વાંચી જવા માત્રથીજ સજ્જન થવાતું નથી પરંતુ વાંચી વિચારી તેનું અનુકરણ કરવાથીજ સજ્જન થવાય છે. વધારે સ્પષ્ટતાથી કહીએ તો વધારે ખોરાક ખાવામાં બહાદુરી નથી પરંતુ જઠર જેટલું પચાવી શકે તેટલું ખાઇને શરીરનું પોષણ કરવામાં નિપુણતા છે તેજ વાત અત્રે પણ લાગુ છે અર્થાત્

ગુણોનું શ્રવણ કરી, મનન કરી, આચારમાં ઉતારવા. આવો પ્રકાર કરનાર અવશ્ય સજ્જન થાય છે. તેની સજ્જનતા સર્વ નિયંતા સર્વને સ્ફુરાવો એવા સંકલ્પ પૂર્વક ઉપક્રમનો અંત આણવામાં આવે છે અસ્તુ.

## પ્રારંભ.

અનુબંધનું સ્વરૂપ સમજ્યા વિના વિચારવાનની ગ્રંથમાં પ્રવૃત્તિ થતી નથી માટે પ્રથમ અનુબંધ કહીએ છીએ. અધિકારી, સંબંધ, વિષય ને પ્રયોજન. સદ્ગુણ પ્રાપ્ત કરી સુખ મેળવવાની ઇચ્છાવાળો પુરૂષ આ ગ્રંથનો અધિકારી છે. ગુણપ્રાપ્ય છે તે વાચક પ્રાપક છે એટલે તેનો પ્રાપ્યપ્રાપકભાવ સંબંધ છે. સદ્ગુણોનું સ્વરૂપ જે પરિણામે સર્વે પ્રકારની ઉન્નતિ સાધક છે તે વિષય છે, દોષોદબાઇ ગુણની વૃદ્ધિ થઇ શુદ્ધ સત્વરૂપે પરિણમતાં તેમાંથી જ્ઞાન પ્રકટ થાય એ પ્રયોજન છે. અનુબંધ કહ્યા પછી ગ્રંથનો આરંભ પણ થાય છે.

अञ्जलिस्थानि पुष्पाणि वासयन्ति करद्वयम्
अहो सुमनसांप्रीतिर्वामदक्षिणयोः समा ॥ १ ॥

ભાવાર્થ—અંજલિમાં રહેલ પુષ્પ બેઉ હાથને સુવાસિત કરે છે. ખરે! પુરૂષનો પ્રેમ આશ્ચર્યકારક છે. કારણ તેને મન તો ડાબો અને જમણો બેઉ હાથ સરખાજ છે. આકૃત એ છે કે વૃક્ષપર આનંદમાં ખીલી રહેલ સુમનને એક હાથ તોડી ભેદ પાડે છે બીજો હાથ તેને ધારી રાખી સંરક્ષણ કરે છે. એક કર ભક્ષક ને બીજો રક્ષક છે. તે ભેદ તરફ દૃષ્ટિ કરી રક્ષકપર રાગ અને ભક્ષક ઉપર દ્વેષ ન કરતાં ઉભયને સમાન સુગંધી આપે છે. કુસમવત્ જેનું ઉચ્ચ હૃદય છે એવા ગુણવાન સજ્જન પુરૂષો પણ आत्मवत् सर्वभूतेषु જોતા હોવાથી અમુક શત્રુ છે વા મિત્ર છે એવો ભેદ ગણી પોતાના ઉત્તમ ગુણનો મિત્રને લાભ અને શત્રુને ગેરલાભ કદિ પણ આપતા નથી; એ તો સર્વને સમાન ગણી સર્વને લાભ થાય એવાજ પ્રકારની પ્રવૃતિ કરે છે. સજ્જન પરીક્ષુએ આજ રસ્તાનું અનુકરણ કરવું જોઇએ.

દોહરો.

અંજલિ સ્થાને પુષ્પ જે, દે કરદ્વય ને ગંધ;
દક્ષિણ વામ ગણી ઉ–ર, ધરે ન ભેદનો બંધ. ૧

---

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि
लोकोत्तराणां चेतांसि कोहि विज्ञातुमर्हति ॥ २ ॥

ભાવાર્થ—સાધુ વા સજ્જન પુરૂષનું ચિત્ત વજ્ર થકી પણ કઠિણ હોય છે અને કુસુમ કરતાં પણ કોમળ હોય છે. એકજ વસ્તુમાં અથવા ધર્મીમાં બે વિરોધી ધર્મ રહી શકે નહિ એવી ઘણાની માન્યતા હોય છે પરંતુ વેદાન્ત સિદ્ધાન્ત જેની સમજમાં આવેલ છે તેને ઉક્ત ઘટનામાં કાંઇ આશ્ચર્ય લાગતું નથી કારણ પંચદશીકાર વિધારણ્યસ્વામિએ સ્પષ્ટ કહેલ છે કે मायायां सर्वसंभवात् "માયામાં સર્વ સંભવ હોવાથી" એજ પ્રમાણે સજ્જન પુરૂષોનું મન પણ કોમળને કઠણ ઉભય પ્રકારનું છે. તેની સ્પષ્ટતા એ છે કે

પોતાની ઉચ્ચ બુદ્ધિથી તેમણે જે નિશ્ચય કર્યો હોય છે તેમાં ગમે તેવા પ્રકારની આફત આવી પડે તોપણ તેનું ચિત્ત ચલતું નથી, પ્રાણાંત સમય પ્રત્યક્ષ થયા છતાં પોતાનો નિશ્ચય ફેરવતા નથી તે વખત તેનું હૃદય સર્વની દૃષ્ટિમાં વજ્રસમાન પ્રતીત થાય છે.

અન્ય રીતીએ વિચાર કરતાં આવી દઢતા છતાં એ પ્રકાર કરતાં ધર્મને નીતિને અથવા જનહિતને યત્કિંચિત્ પણ હાનિ થતી સમજાય તો પોતાના વિચાર આર્દ્ર હૃદયથી તુર્તજ ફેરવી નાખે છે અને એમ કરવામાં બીજાને માટે પોતાને ગમે તેટલું વેઠવું પડે તો પણ તેમાં પાછા હઠતા નથી એમ કોમળને કઠિણ ઉભય પ્રકારે સજ્જનનું ચિત્ત રહે છે. વિદ્વાનો કહે છે કે સજ્જન પુરૂષના ઉચ્ચ ભૂમિકામાં વિલસતા ચિત્તને જાણવાને કોણ યોગ્ય છે? ગુણની ઉપાસના કરી તેની કિંમત જેની બુદ્ધિમાં ઉતરી નથી તેવાને તો આમાં કાંઇ આશ્ચર્ય લાગશે નહિ. પરંતુ ગુણોપાસકને તો અદ્‌ભૂત રહસ્ય અવશ્ય જણાશેજ. એવા ગુણી વિના બીજું કોઇ સજ્જનના ચિતને સમજી શકે એમ નથીજ.

દોહરો.

કઠિણ વજ્ર થકી અતી, કોમળ કમળ ન તુલ્ય;<br>
સજ્જન કેરા ચિત્તનું કરે કહો કો મુલ્ય. (૨)

---

गवादीनां पयोऽन्येद्युः सद्योवाजायतेदधि ।<br>
क्षीरोदधेस्तु नाद्यापि महतां विकृतिः कुतः ॥३॥

ભાવાર્થ—ગાય વિગેરેનું દુધ બીજે દિવસે જોતજોતો પરિણામ પામીને દધિ-દહીં થઇ જાય છે કારણ તે અલ્પ છે પરંતુ ક્ષીરસાગર-દુધનો સમુદ્ર અદ્યાવધિ દુધ રૂપેજ રહેલ છે એ દુધ કરોડો વર્ષ જેટલો દીર્ઘકાલ ગયા છતા દધિરૂપે વિકાર પામતુંજ નથી. ખરેખર! જેને મહત કહેવામાં આવે છે તેમાં કદિ પણ વિકાર આવતોજ નથી. નિર્વિકારત્વ એજ મહત્તાનું ચિન્હ છે. સજ્જન પુરૂષો પણ સદા નિર્વિકારીજ રહે છે. ગમે તેટલો સમય વ્યતીત થવા છતાં તે વિકૃતિ ધારતા નથી અર્થાત્ પોતાના ઉત્તમ ગુણોથી ચ્યુત થતાજ નથી. તેમની શાન્તિનો ભંગ કોઇ પણ કારણ સામાન્ય કારણ-ને લઇ થતોજ નથી. સામાન્ય મનુષ્ય કદિ ભૂલ ખાઇ સજ્જનની મર્યાદાનો ભંગ કરી તેમના પ્રતિ તિરસ્કારથી જુએ છતાં સજ્જનો તેના એ કૃત્યની ઉપેક્ષા કરીને પોતાની મોટાઇમાં વિકાર ઉત્પન્ન થવા દેતા નથી. તુચ્છકારણ માટે બોલી બગાડતા નથી.

દોહરો.

અલ્પ દુધ ગાયો તણું થાય દધિ આકાર,<br>
ક્ષીરાબ્ધિ બહુ કાળનો વડાને નહિ વિકાર. (૩)

---

संपदो महतामेव महतामेवचापदः<br>
वर्धतेक्षीयतेचन्द्रो नतुतारागणःक्वचित् ॥ ४ ॥

ભાવાર્થ—મહત્-મોટાનેજ સંપદા મળેછે અને દુઃખ પણ મહાનના શિરપરજ આવી પડે છે એ વાત દાખલો આપી સિદ્ધ કરે છે કે તારાગણમા ચંદ્ર સર્વથી મોટો છે તો તેને વધવું ને ઘટવું પડે છે. તારાઓને તેમાંનુ કંઈ નથી ત્યારે તેમનો પ્રકાશ સંપત્તિ પણ સ્વલ્પ

છે. કરોડો તારાઓ રાત્રિમાં જણાય છે છતાં અંધકારના આવરણને અલગ કરી શકતા નથી. ચંદ્રમાને સતા પ્રકાશ વધારે છે તેથી એકલોજ ઉદય થતાંજ અંધકારને ઉડાવી દે છે પરંતુ તે શુકલ પક્ષમાં વૃદ્ધિ પામતો પૂર્ણીમાએ પૂર્ણ જણાય કૃષ્ણ પક્ષમાં ક્ષય પામતો પામતો અમાવાસ્યાએ અદશ્ય થઇ જાય છે એટલે સંપત્તિ સાથે વિપત્તિનો પણ અનુભવ કરે છે તેજ પ્રમાણે સદ્ગુણરૂપ સંપત્તિ મેળવી સજ્જન થવા વાળા વિરલ હોય છે અને સામાન્ય ગુણધારી ઘણા હોય છે. તેમાં સામાન્ય મનુષ્યો બહુ એકત્ર થયા છતાં કોઇ પ્રકારની પડેલ તકરારનો અંત આણી શકતાં નથી ને ગુણવંત એક સજ્જન વચ્ચે પડતાં તેના તેજના પ્રભાવથી સહજમાં તે તકરારનો અંત આવે છે એવો સજ્જનનો પ્રભાવ છે; પરંતુ તે પ્રભાવને વધવાને ઘટવાના પ્રસંગો વારંવાર ઉભા થાય છે. દુર્જનો તેની સજ્જનતા તોડી પાડવા તેના તરફ અનેક પ્રકારનાં વિઘ્નો પ્રેરતાજ રહે છે તેમાં કોઇ વખતે સજ્જનનું તેજ ઢંકાઇ ગયા જેવું દેખાય છે. તેના પર વિપત્તિનો વરસાદ વર્ષતો જણાય છે પરંતુ અંતમાં એ વિખરાઈ જતાં તેનો ઉત્તમ ગુણ પૂર્ણીમાના ઈંદુની માફક પૂર્ણ પ્રકાશે છે અર્થાત્ યથાર્થ સુખ દુઃખનો અનુભવ પણ પૂરાને વિશેષનેજ થાય છે સામાન્યને નહિ.

દોહરો.

સુખ મોટાને સાંપડે દુઃખ પણ તેને થાય,<br>
વધે ઘટે છે ચંદ્રમાં તારાને નહિ કાંય. (૪)

---

विकृतिं नैव गच्छन्ति सङ्गदोषेण साधवः<br>
आवेष्टितं महा सर्पैश्चन्दनं न विषायते ॥ ५ ॥

ભાવાર્થઃ—સંગ દોષ વડે સાધુઓમાં વિકૃતિ આવતી નથી. જેમ મોટા સર્પ રાત્રિ દિવસ ચદનને વિંટાઇને રહે છે છતાં સર્પના સંગથી ચંદન વિષવાળું થતું નથી. આપણામાં કહેવત છે કે "સોબતે અસર" વા "સંગ તેવો રંગ" એ વાત સજ્જન સાધુને માટે નથી. નીચ મનુષ્ય સાધુનો સંગ કરી ઉચ્ચ થાય છે પણ નીચની સોબત સજ્જનને આદરણીય નથી.

---

## વિવિધ દેશપરદેશ સમાચાર.

**વીજલી શક્તિનાં અદભુત કામો**—યુરોપમાં પ્રાકૃતિક નવી નવી પ્રકારની શોધો થતી જાય છે જે જોઇને ભારતવાસીઓ તો અજાજ બની જાય છે. બાષ્પ, વીજળી અને આસથી આજ દિવસ સુધી રેલ, તાર, હવા ગાડી, બ્હાણો આગબોટો આદિ વાહનો ચાલતાં અને ઉધડતાં જાણ્યાં છે અને જોયાં છે, પરંતુ હવે તો મનુષ્ય ઉભા ઉભા તેમની મેળે ચાલી શકે છે એવી શોધ થઈ છે. અમેરિકાના ન્યુયોર્ક નગરમાં એક કારીગરે આશ્ચર્ય જનક પગના ખાસઓ બનાવ્યાં છે. તેમાં તેમણે બે ઘોડાની તાકાત વાળી મોટર લગાડેલી છે, તેમાં વીજળીની શક્તિ છે. મનુષ્ય તે પર ઘણી સહેલાઇથી ઉભા રહી શકે છે. તે ખડાંઓ પહેરે છે અને પોતાને જેટલી ગતિથી જવું હોય તે પ્રમાણેનું બટન દબાવવાથી તેના પ્રમાણમાં તે ખડાંઓ મનુષ્યને લઇને નાસવા લાગે છે. આ ખડાંઓથી વધારે શ્રમ

પડતો નથી. જેટલો ચાલવાથી શ્રમ પડે છે તેટલોજ તેનાથી શ્રમ પડે છે પરંતુ કામ શીઘ્ર થઇ જાય છે. ધન્ય છે યુરોપનાં ફળદ્રુપ મગજને.

**અમેરિકામાં ભારતવાસીઓની સભા**—અમેરિકાના સંયુક્ત રાજ્યમાં આજ કાલ ૧૫૦ ભારતીય વિદ્યાર્થીઓ છે. દર માસે પાંચ દશ નવા આવતાંજ જાય છે. આ સર્વ વિદ્યાર્થીઓએ મળીને **"હિંદુસ્તાન સમતિ"** નામની એક સભા ઉભી કરી છે. વર્તમાન અને ભવિષ્યના ભારતીય વિદ્યાર્થીઓને શિક્ષણ પ્રાપ્ત કરવામાં સહાયતા પ્રદાન કરવી તથા શિક્ષણ સબંધમાં શોધખોળ કરી તે વિદ્યાર્થીઓને બતાવવી એ આ સભાનો મુખ્ય ઉદ્દેશ છે. આ રાજ્યના સર્વ સ્થાનોમાં જ્યાં ભારતીય વિદ્યાર્થીઓ છે ત્યાં આ સભાની શાખા છે. શિકાગોમાં આની પ્રધાન શાખા છે.-બીજા દેશોમાં પ્રયાણ કરીને ભારતવાસીઓ પોતાના બધુંઓને ભુલતા નથી તે સદ્‌ભાગ્યની વાત છે.

**પનામાનું વિશ્વપ્રદર્શન**—સન ૧૯૧૫ નાં ફેબ્રુઆરીમાં પનામા-પેસિફીક' વિશ્વ પ્રદર્શન અમેરિકાના સેન ફ્રાન્સીસ્કોમાં શરૂ થનાર છે. અમેરિકાએ આ પ્રદર્શન માટે આખી જગતના માનવોને નિમંત્રણ કરેલાં છે. આ મહાન્ વિશ્વપ્રદર્શનમાં ભાગ લેવાને સર્વત્ર અનેક પ્રકારની તૈયારીઓ ચાલી રહી છે ત્યારે આપણા દેશમા જાણે કોઇ એ વાતજ જાણતું નથી! ઘણાઓ તો એમજ સમજતા હશે કે અમેરિકા જેવા સુધારાને શિખરે પહોચેલા દેશના મહાન પ્રદર્શનમાં મોકલવા યોગ્ય એવી કાંઈ પણ વસ્તુ હિંદમાં નથી કે, જેથી આ લાભ લઇ શકાય! આ ભય કેટલેક અંશે ખરો છે, ઔદ્યોગિક વિષયમાં હિંદ પછાત છે, અને ખેતી જુના સાધનો વડે થાય છે. માત્ર કંઇક હસ્તકલાનું અસ્તીત્વ રહેલું છે કે જે મોકલવા યોગ્ય ગણાય. આ સિવાય ભારતવર્ષની પ્રાચીનકાલની ઐતિહાસિક વસ્તુઓ, પ્રાચીન ધર્મગ્રંથ વગેરે પણ ત્યાં સ્થાન મેળવી શકે એમ છે. આમ બની શકે એમ છે, પરંતુ તે કાર્ય કરે કોણ? અમારા અભિપ્રાય પ્રમાણે એક કમીટી નિયુક્ત કરવી જોઇએ, કે જે આવી એવી વસ્તુઓનો સંગ્રહ કરી કરાવી ત્યાં મોકલવાનો પ્રબંધ કરી શકે પરંતુ એ તરફની કંઇ પ્રવૃત્તિ જણાતી નથી. ગમે તેમ પણ આ કાર્ય અગત્યનું છે. હિંદના પ્રાચીન ગૌરવની કંઇક ઝાંખી એ ગૌરવને સુચવતાં રહેલાં કેટલાક અવશેષોથીજ થઇ શકે એમ છે અને તે કરવાનો આવો અલભ્ય લાભ ચુકવો જોઇએ નહિં.

## બહેરાંઓને સાંભળવાનું યંત્ર.

પ્રત્યેક મનુષ્યને જ્ઞાનેન્દ્રિયદ્વારાજ જ્ઞાન મળે છે. મધુર અને સ્વાદિષ્ટ ભોજન કરતાં કરતાં રસેન્દ્રિયનું જ્ઞાન વધે છે. વૃદ્ધ અને સુખકારક પદાર્થોનો સ્પર્શ કરતાં સ્પર્શેન્દ્રિયની શક્તિ વધે છે, અને પ્રકાશમાં બહારની વસ્તુઓને જોતાં જોતાં નેત્રેન્દ્રિયનો વિકાસ થાય છે. આજ પ્રકારે ધ્વનિના તરંગોથી પણ શ્રવણેન્દ્રિયની (ધ્વનિ તરંગદ્વારા જ્ઞાનપ્રાપ્તિની) સ્વાભાવિક શક્તિ કંઇક ઓછી થઇ જાય છે. આનું પરિણામ એ આવે છે કે તેઓ બહારથી આવેલા અવાજને સાંભળી શકતા નથી. આવાં બેહેરાં મનુષ્યો એટલે કે જેમની શ્રવણશક્તિ તદન નષ્ટ થઈ ગઇ હોય તેઓને માટે એક વિજળીક યંત્રનો ઉપયોગ કરવાની શોધ થઇ છે. આ યંત્રનો બનાવનાર પેરીસનો આલ્બર્ટ મારિસ નામનો એક ડૉક્ટર છે. ત્રણેક મહિના ઉપર બ્રાઇટન શહેરમાં યુરોપની એક વૈદ્યક પરિષદ ભરાઇ હતી. આ પરિષદમાં ડૉ. મારિસે, અનેક વૈજ્ઞાનિકોની સમક્ષ પોતાની શોધ સબંધી કેટલાક પ્રયોગ કરી

બતાવ્યા હતા. આના પહેલાં પણ એણે ૧૭૫ બહેરા લોકો પર એ યંત્રના પ્રયોગ કર્યાં હતા. આ પ્રયોગનું પરિણામ નીચે પ્રમાણે આવ્યું હતું.

પ્રયોગ પહેલાં શ્રવણેન્દ્રિય શક્તિની આ દશા હતી.

1) ઘડીયાળનો ટીક ટીક અવાજ ૧૦ ફુટ દુરથી સંભળાતો નહોતો.
2) ધીમો હાંફવાનો અવાજ. ૧૦ ફુટ છેટેથી સંભળાતો નહોતો.
3) સાધારણ બોલવાનો અવાજ ૬૦ ફુટ દુરથી સંભળાતો નહોતો.

યંત્રનો પ્રયોગ કર્યા પછી.

1) ઘડીયાળ ૧૫ ફુટ દુરથી સંભળાય.
2) હાંફણુ ૧૫ ફુટ દુરથી સંભળાય.
3) બોલવાનો અવાજ ૭૦ ફુટ દુરથી સંભળાયો.

આ યંત્રમાં દર સેકંડે ૮૦ થી ૩૫૦૦ સુધી ધ્વનિ તરંગ (Sound Vibractions) ઉત્પન્ન કરવાની શક્તિ છે. મનુષ્યના અવાજની સ્વાભાવિક સીમા પણ એટલે સુધીના ધ્વનિ તરંગોથી પરિમિત છે. જે વખતે આ યંત્રનો તાર બહેરા માણસના કાનમાં લગાડવામાં આવે છે અને ધ્વનિ-તરંગ ઉત્પન્ન કરવામાં આવે છે ત્યારે એના કાનમાં કંઇક ગલીપચી થની.

---

સુરતના ખબરપત્રી જણાવે છે કે વૈશાખ માસમાં સુરતમાં તપોધન બ્રાહ્મણ જ્ઞાતિમાં લગ્નની ધામધુમ ઘણી સારી રીતે થઇ હતી. તે અરસામાં નિમ્નલિખિત મહાશયોએ પોતાને ત્યાં વિવાહ પ્રસંગે નીચે પ્રમાણે દાન કર્યું હતુંઃ—

| | |
|---|---|
| મ. નાથુભાઈ દુર્લભરામ તેમની પુત્રી બ્હેન ચંદનના લગ્ન નિમિત્તે. | રૂ. ૨-૦-૦ |
| મ. મંગુભાઇ ફકીરચંદ તરફથી ભાઇ જેશંકર ગોપાળજીના લગ્ન નિમિત્તે. | રૂ. ૨-૦-૦ |
| મ. નાથુભાઇ શિવલાલે પોતાની પુત્રી બ્હેન લક્ષ્મીના લગ્ન નિમિત્તે. | રૂ. ૨-૦-૦ |
| મ. નાગરજી ગોવિંદજી ગુપ્તેશ્વરવાળાએ પોતાના પુત્ર આણુશંકરના લગ્ન નિ. | રૂ. ૨-૦-૦ |

આ દાન સુરત તપોધન બ્રાહ્મણ વિદ્યોત્તેજક મંડળને આપવામાં આવ્યું છે જેથી ઉપરોક્ત સર્વ મહાશયોને ધન્યવાદ ઘટે છે. આ દ્રષ્ટાન્ત સર્વ મહાશયોને અનુકરણીય છે.

---

ખંભાતની તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના પ્રતિષ્ઠિત ગૃહસ્થ મ. હરગોવનદાસ નાનાલાલની પુત્રીના લગ્ન ખંભાત મુકામે વૈશાખ માસમાં ઘણી ધામધુમથી કરવામાં આવ્યા હતા. તે પ્રસંગને લીધે તેમણે આપણી જ્ઞાતિના ઉપયોગી ખાતાઓમાં દાન આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. જે રકમ મળશે તે હવે પછીના અંકમાં પ્રગટ કરવામાં આવશે.

---

તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ હિતૈષી મ. ગંગાશંકર ટી. શર્માના લગ્ન ખંભાત મુકામે ઘણાં સમારોહથી વૈશાખ માસમાં થયા હતા. તેમના તરફથી પણ દાનની જે રકમ પ્રાપ્ત થશે તે હવે પછીના અંકમાં પ્રગટ કરવામાં આવશે.

---

હર્ષ સમાચાર—મ. છોટાલાલ દયાશંકર રાવળ પેથાપુરના મામલતદાર નીમાયા છે જેથી તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ હર્ષ પામી છે. આવા હોદ્દાને પ્રાપ્ત કરી જ્ઞાતિ ઉત્કર્ષના વિચારો હૃદયમાં વિકસે અને વિશેષ ખીલવશો એવી અભિલાષા છે.

---

૩૦

## પાટણમાં તૃતીય તપોધન બ્રાહ્મણ કૉન્ફરન્સ.

તપોધન બ્રાહ્મણોની ત્રીજી કૉન્ફરન્સ પાટણ મુકામે સ્ટેશન નજદીક શેઠ વીઠ્ઠલ ચત્રભુજની જગામાં શ્રીમાન્ મહાશય પ્રહલાદજીભાઇ સેવકરામના અધ્યક્ષપણા નીચે તા૦ ૨૩, ૨૪, ૨૫, મે ૧૯૧૪ ના દિવસોમાં ભરાઇ હતી. અમદાવાદ, ધોળકા, વડીયાલ, સુંવાલ, છોટેર, છગામ ચરોતર. સુરતાદિ સ્થલોએથી અનેક સ્ત્રીપુરુષો, આ કોન્ફરન્સમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવા આવ્યા હતા. તા. ૨૨-૫-૧૪ ને દિવસે મધ્યાન્હ કાળે બે વાગે પ્રમુખ સાહેબ મ. પ્રહલાદજીભાઇ પાટણ સ્ટેશને ઉતર્યા હતા તેમને આવકાર આપવા રા. ભીખારામ ગોવિંદરામ તથા મુંબાઇવાળા ગિરિજાશંકર નિર્ભયરામ વિગેરે અનેક ગૃહસ્થો સ્ટેશનપર હાજર રહ્યા હતા. તે પછી તેમને વાજતે ગાજતે ઉતારાપર લઇ જવામાં આવ્યા હતા. તા. ૨૩ મે ૧૯૧૪ ને શનિવારના પ્રાતઃકાળે ૭ વાગે સુરત તથા ખંભાત તપોધન બ્રાહ્મણ વેદશાળાના વિદ્યાર્થીઓએ વૈદિક હવન કર્યો હતો. તેનો પ્રભાવ પધારેલા પ્રતિનિધિઓ ઉપર ઘણો સારો પડયો હતો. તે પછી લગભગ આઠેક વાગ્યાને સુમારે પ્રમુખના ઉતારા ઉપરથી ૪૦૦ થી ૫૦૦ સ્ત્રી પુરૂષો સાથે એક મોટું સાજન પાટણના મુખ્ય રસ્તાપર થઇને વાજતેગાજતે ફરવા નીકળ્યું હતું. લોકો ઘણા આનંદમાં જણાતાં હતા. સ્ત્રીયો ગીતો ગાતી હતી અને પ્રમુખ સાહેબ પોતાના પુત્ર અને મ. ગિરિજાશંકર સાથે બે ઘોડાની ગાડીમાં બેઠેલા હતા. રસ્તામાં મ. દુર્ગાશંકર મ. કેશવલાલ અને મ. નથુશંકરભાઇએ પોતપોતાના સ્થાનો આગળ તે સાજનને ઉભુ રખાવી પ્રમુખનો હારતોરાથી સત્કાર કર્યો હતો. તે પછી બરાબર ૯ વાગ્યાને સુમારે પ્રમુખ સાહેબ અને સર્વ સાજન મંડપમાં પધાર્યા હતા અને તેમને કુમારિકાએ વધાવી લીધા હતા.

તે પછી વિ. અંબાલાલનું એક અસરકારક ભજન થયું હતું. તે પછી પાટણના રા. કાળીદાસ કેશવલાલ, ચંદુલાલ પ્રભુરામ, દામોદર નથુરામ અને કવિ અંબાલાલ જેશંકરના *વ્યાખ્યાનો થયાં હતાં જેમાં જ્ઞાતિ ઉન્નતિના ઉપાયો વિષયમાં વિવેચન કરવામાં આવ્યું હતું.*

સાયંકાળે ત્રણ વાગે વ્યાસ વિનાયકરાવના ભજનથી કૉન્ફરન્સનું કામ શરૂ થયું. સ્વાગત કમીટીના પ્રમુખ રા. ભીખારામ ગોવિંદરામનું ભાષણ શરૂ થયું તેમાં તેમણે કૉન્ફરન્સો ભરવાની શું આવશ્યકતા છે તે વિસ્તાર પૂર્વક જણાવ્યું હતું. શ્રવણ-મનન નિદિધ્યાસન અને અનુભવ એ સાધનોમાં પ્રથમ સાધન શ્રવણ છે અતઃ કૉન્ફરન્સ ભરવાની જરરીયાત છે કારણકે તે શિવાય આપણી જ્ઞાતિ ઉત્કર્ષના શું ઉપાયો છે તે આપણે જાણી શકીયે નહિં. તેમનાં વ્યાખ્યાનનો સારો પ્રભાવ પડ્યો હતો. તે પછી પ્રમુખસ્થાનની દરખાસ્ત મુકતાં શ્રીમાન્ મ. પ્રહલાદજીભાઇ સેવકરામને ચુંટી કાઢવામાં આવ્યા હતા. તેમણે પોતાનું શરુઆતનું ભાષણ ઘણીજ વિદ્વતાપૂર્વક રીતે કર્યું હતું. તેમાં તેમણે, "આપણે તપોધન બ્રાહ્મણ છીયે; છતાં કાંઇ જુદાજ પ્રકારના મનાયા છીયે તથા આપણે કેળવણીમાં ઘણાં પછાત

છીયે. આપણી ઉન્નતિ માટે આપણે જે જુદા જુદા ભાગમાં વ્હેંચાઇ ગયા છીયે તેમ નહિં થતા આપણે સર્વએ એકત્ર થઇ જવુ જોઇએ. કુસંપ વૈર અભિમાનાદિને છોડી આપણે ઐક્યતા કરવી જોઇએ. બંધુઓ ! ત્રણ વર્ષથી આપણી કોન્ફરન્સ ભરાય છે અને વસ્તુત આપણામા પ્રેમની લાગણીયો ઉત્પન્ન થાય તેવોજ તેનો હેતુ છે. ઘણાકો કોન્ફરન્સ ભરવાના હેતુને નહિ સમજી તેનાથી કાંઇ ફાયદો નથી, તેથી કાંઇ લાભ થવાનો નથી એવા ઉદ્ગારો કાઢે છે પરંતુ આપસમા પ્રેમ, એકમેક સાથે પરિચિતપણું શાળાઓ ઉત્પન્ન કરવી, જ્ઞાતિનું અભિમાન થવુ ઇત્યાદિ અનેક લાભો કોન્ફરન્સથીજ થઇ શકે છે.

પ્રથમ આપણે વસ્તીપત્રકથી આપણા જ્ઞાતિ બાંધવોની સ્થિતિ તપાસવાની છે. તેમની સ્થિતિ જાણ્યા પછી, તેમની ઉન્નતિ માટે આપણે કાંઇ પણ યોજના કરી શકીયે. તેને માટે વસ્તીપત્રકના ફોર્મો છપાવ્યા છે અને ઘણાં ઠેકાણે મોકલી આપ્યા છે. તેમાંથી કેટલાક ભરાઇ આવ્યા છે અને કેટલાક હજુ ભરાઇને આવવાના છે. આવેથી આપણે તે વિષયને પરિપૂર્ણ કરી ઉત્કર્ષ માટે આગળ વધીશુ.

તે પછી આપણી કેળવણીની સ્થિતિ વિચારણીય છે કેળવણીને માટે પુરૂષાર્થી બનવાની જરૂરીયાત છે અને તેવા બની આપણી જ્ઞાતિમાં વિદ્યાનો પ્રચાર થાય તેવો મુખ્ય લક્ષ રાખવો જોઇએ. વિદ્યાગ્રહી થવાથી વાલ્મીક, પાણિની વેદવ્યાસાદિ મહાન્ પુરૂષો થયા છે માટે કેળવણીનો પ્રચાર કરવો તે આપણો મુખ્ય ઉદ્દેશ છે.

આપણી જ્ઞાતિમાં નિરાધાર વર્ગ મોટો છે એમ આપણે સારી પેઠે જાણીયે છીયે. એના નિરાધાર વર્ગના આપણા બંધુઓને આપણે કામે લગાડવા તે આપણી ફરજ છે. જગત્મા જીવન તેનુંજ સાર્થક છે જેનાથી બીજા ઘણાક માણસો જીવે છે.

કેળવણીને માટે આપણે વિવિધ પ્રકારના ફંડો કાઢવા જોઇએ. શિષ્યવૃત્તિઓ, બોર્ડીંગ સ્કુલો વેદશાળાઓને માટે પહોંચી વળવા માટે લોટરી વિગેરેથી નાણાં મેળવવા વ્યવસ્થા કરવી જોઇએ.

ખેતીવાડીની ઉન્નતિ માટે સહાયકારી મંડળીઓ સ્થાપન કરવી જોઇએ.

તેમણે બાળલગ્ન તથા રડવા કુટવાના અનિષ્ટ રીવાજો દૂર કરવા કહ્યુ હતું. આ શિવાય કોન્ફરન્સની ફી વધારવા સબધમા બ્રાહ્મણધર્મ માસિક, પ્રતિનિધિ સભા સંબધમાં ઘણા મનન કરવા જેવા વિચારો દર્શાવ્યા હતા. તેમનુ વ્યાખ્યાન છપાયુ છે જે બ્રાહ્મણધર્મ ઓફીસ સીધીગલી મુબાઈ એ ઠેકાણે બે પૈસાની ટીકીટ મોકલેથી મળે છે.

તત્પશ્ચાત્ ધોળકાવાળા શ્રીમાન્ ડા કેશવલાલ મોતીલાલે સામાજીક અવનતિ એ વિષય ઉપર વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે આપણી શારીરીક અવનતિનુ કારણ બાળલગ્ન અને બ્રહ્મચર્ય ભંગ છે પ્રાચીન સમયમા જ્યારે સ્વયંવરોથી લગ્ન થતાં ત્યારે આજ કેવળ માબાપની ઈચ્છાથી લગ્નો થાય છે. આ શિવાય લગ્ન પ્રસંગે ઉભય પક્ષે પરસ્પર પ્રેમ દર્શક ચિહ્નો દર્શાવવાં જોઇએ તેને બદલે પાપડો ભાગવા ફટાણાં ગાવા ઇત્યાદિ અનિષ્ટ ચિહ્નો દેખાય છે અને તેના પરિણામમા ગૃહસ્થાશ્રમ પણ તેવોજ દુઃખદાયી નીવડે છે. તેમનું આ વ્યાખ્યાન ઘણુંજ વિદ્વતાયુક્ત અને વિચારપૂર્વક હતું. તેનો પ્રભાવ પણ શ્રોતાજનોપર

ઘણોજ ઉત્તમ પ્રકારનો પડ્યો હતો. તે પછી ઇડર નિવાસી મહાશય શંકરલાલ ગુલાબરાયે એક બોધયુક્ત અસરકારક ભજન ગાયું હતું. તેમના ભજન બાદ તાળીયોના ગગડાટ વચ્ચે મ. ગિરિજાશંકર નિર્ભયરામનું વ્યાખ્યાન શરૂ થયું હતું. તેમણે પોતાનો વિષય "તપોધન બ્રાહ્મણોનું તપ" રાખ્યો હતો. તેમણે પોતાના વ્યાખ્યાનની શરૂઆતમાં ઉપરનો વિષય રાખવાની આવશ્યકતા શું ! તે પ્રતિપાદન કર્યું હતું. તપોધન શબ્દથી તેમનું તપ સિદ્ધ થઇ ગયું છે. તે છતાં તપોધનોનું તપ એટલા માટે રાખવામાં આવ્યું છે કે તપોધનો આજ કેવળ નામનાજ તપોધનો રહી ગયા છે માટે તપોધનો કેવા પ્રકારનું તપ કરે તો તપોધનો કહેવાય તે જાણવાની અત્યંત આવશ્યકતા છે જેથી આ વિષય રાખવામાં આવ્યો છે. આપણું પ્રથમ તપ એ છે કે આપણે દૂર દૂર દેશોમાં રહેવાથી એકમેકને ભૂલી જઈ દરેક પ્રકારથી જુદા પડી ગયા છીયે અને તેમાંથી પ્રેમની લાગણીઓ દૂર થઈ ગઇ છે તે ઉપ- સ્થિત કરવી જોઇએ. જ્યાં સુધી આપસ આપસમાં પ્રેમ ઉત્પન્ન નહિં થાય ત્યાંસુધી આપણી ઇષ્ટ સિદ્ધિ થઈ શકશે નહિં. કેટલાકો આચાર વિચારના ભેદે પોતાનામાં પ્રેમની લાગણીઓ રાખી શકતા નથી એમ કહે છે પરંતુ મારો વિચાર એવો છે કે પોતાના બંધુઓમાં આચાર વિચારોની સુધારણા પણ પ્રેમ શિવાય થઈ શકતી નથી. જે સુધારકો જેમને સુધારવાના છે તેમને તરછોડે છે તેઓ તેમનાથી જુદા પડી તેમને સુધારવાની સ્વપ્ને પણ આશા રાખી શકતા નથી. આ પ્રમાણે વિવિધ પ્રકારના દ્રષ્ટાન્તોથી તપોધન બ્રાહ્મણોના તપનું પ્રથમ લક્ષણ પ્રેમ પર ઘણીજ અસરકારક રીતે વિવેચન કર્યું હતું. તેમના વિવેચનાન્તર પ્રમુખ સાહેબે સર્વ મહાશયોને જણાવ્યું કે આજના વકતા મ. ગિરિજાશંકરજીએ અરસપરસમાં પ્રેમની લાગણીઓ ઉત્પન્ન કરવા માટે આપને પ્રતિજ્ઞા કરવા જણાવ્યું છે તે પર લક્ષ આપી હવે પછી આપ સર્વ તે પ્રમાણે વર્તન કરશો. આવી રીતે પ્રથમ દિવસની કાર્યવાહી સમાપ્ત થઇ હતી બીજે દિવસે પ્રાતઃકાળે સુરત અને ખંભાત ત. બ્રા. વિદ્યાર્થીઓએ શિવપૂજા કરી હતી. તે પછી મ. વિનાયકરાવ તથા ગિરિજાશંકર શુકલાદિના ભજનો થવા બાદ મ. ગિર્ધરલાલ ડુંગરભાઇનું કેળવણી વિષય ઉપર ભાષણ થયું હતું. અમદાવાદ મંડળના મ. ત્રીકમલાલે જ્ઞાતિ મેવા એ વિષય ઉપર એક કાવ્ય ગાઇ બતાવ્યું હતું. તે પછી મ. ગિરિજાશંકર નિર્ભયરામે શિવપુરાણના ૪૪ મા અધ્યાયની કથા કરી હતી. તેમણે જણાવ્યું કે આ શિવપુરાણથી કથા કરવામાં પ્રથમ પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ઉપનિષદકારાદિ બ્રહ્મજ્ઞાન ગ્રંથોની કથા કરવાનું મૂકી, શિવપુરાણની કથા કરવાની શું આવશ્યકતા છે? ઉત્તર એ છે કે હાલમાં કહેવાતો તપોધન બ્રાહ્મણોના ઇતિહાસ શિવપુરાણના ૪૪ મા અધ્યાયમાં છે એમ કહેવામાં આવે છે તે કારણથી તે ઇ- તિહાસ તપાસવાની જરૂર છે. તે ઇતિહાસ તપાસતાં પહેલાં પુરાણોની શું સ્થિતિ છે તે પણ આપણે જાણવું જોઇએ. સનાતન ધર્મના વિદ્વાનો કહે છે કે સંપ્રદાયોના આચાર્યોના આપસ આપસના મતભેદને લીધે પુરાણોમાં એકમેક ઠીકઠીકમાં અનેક પ્રકારના વિરોધની વાતો ઘુ- સાડી દીધી છે. આ કારણને લીધે આપણે તપોધન બ્રાહ્મણો સમ્બંધમાં જે અભિપ્રાય પુ- રાણોપરથી બાંધવાનો છે તે મનુસ્મૃતિકારે બતાવેલી કુંચી ઉપરથી બાંધી શકીશું. તે કહે છે કે તર્કથી આપણે સત્ય જ્ઞાન પ્રાપ્ત કરી શકીશું. અતઃ શિવપુરાણના ૪૪ મા અધ્યાય ઉપર વિચાર કરતાં તે કુંચીનો આશ્રય લઇશું. પ્રથમ તો આ અધ્યાયને ૪૩ મા અધ્યાય

સાથે જોડતાં અંતિમ શ્લોકમાં એમ કહ્યું છે કે દેવલકોનું કર્તવ્ય શું? આવી રીતનાં કર્તવ્ય સબંધનો પ્રશ્ન પૂછતાં દધીચિ નામના બ્રાહ્મણની કથા કરી છે. પ્રશ્ન કાંઇ અને ઉત્તર કાંઇ એવું દ્રષ્ટિએ પડે છે. તેમણે શિવપુરાણના ૪૪ મા અધ્યાયની મુખ્ય મુખ્ય વાતો લઇ તપોધન બ્રાહ્મણો વેદાધિકારી શુદ્ધ બ્રાહ્મણો છે એમ સિદ્ધ કર્યું હતું. તેમની કથાનો જનસમુહ ઉપર ઘણોજ સારો પ્રભાવ પડયો હતો. તે પછી અમદાવાદ હિતચિન્તક મંડળના વિદ્યાર્થીઓએ ગુરૂકુળ વિષય ઉપર સંવાદ કરી બતાવ્યો હતો. તેની જનસમુહ ઉપર ઘણીજ સારી અસર થઇ હતી. ઉપરોક્ત મંડળનું આ કર્તવ્ય ઘણું પ્રસંશનીય હતું. તે પછી મ દુર્ગાશંકર ભાઇશંકર અને પં. હરિશંકર શર્માના વ્યાખ્યાનો થયાં હતાં. પં. હરિશંકરના ઉપદેશની સ્ત્રીજનો ઉપર ઘણીજ સારી અસર થઇ હતી. તે પછી સભા વિસર્જન થઇ હતી અને રા. પ્રહ્લાદજીભાઇ સેવકરામ રા. ભીખારામ ગોવિંદરામ, રા. ડા. મણિલાલ ચુનીલાલ, રા. ડા. ડા. કેશવલાલ મોતીલાલ, રા. મણિલાલ મગનલાલ, રા. ડા. માધવલાલ રા. ગિરિજાશંકર નિર્ભયરામ વિગેરે પ્રતિષ્ઠિત મહાશયોની એક કમિટી પધારેલા સર્વ ગૃહસ્થોના મકાનો પર પરસ્પર મેળાપ કરવા ગઇ હતી અને ત્યાં આ જ્ઞાતિની ઉન્નતિ સબંધમાં ચર્ચાઓ કરી તેની ટીપ્પણુ કરી લીધી હતી. પધારનાર ગૃહસ્થોનો ઉત્સાહ ઘણો સારો નજરે પડતો હતો. આ પ્રમાણે બીજા દિવસની પ્રાતઃકાળની કાર્યવાહી સમાપ્ત થઇ હતી.

## દ્વિતીય તપોધન બ્રાહ્મણ મહિલા પરિષદ્.

ઉપરોકત કાર્યવાહી સમાપ્ત થયા પછી મધ્યાહ્‌ન કાળે ૨ા વાગે કોન્ફરન્સ મંડપમાં સ્ત્રીઓની એક ગંજાવર સભા થઇ હતી. આ સમયે લગભગ ૨૫૦ થી ૩૦૦ સ્ત્રીઓએ હાજરી આપી હતી અને સાંજ સુધીમાં તે વધીને લગભગ ૩૫૦ થી ૪૦૦ ની થઇ હતી. આ સ્ત્રી સંખ્યા હેરત ઉપજાવનારી હતી. પ્રથમ મણીગૌરી તુલજારામે મંગળાચરણ કર્યું હતું. તે પછી મહિલા પરિષદ્‌ના પ્રમુખ તરીકે શ્રીમતી ઇચ્છાલક્ષ્મી ગિરિજાશંકર નિર્ભયરામને ચુંટી કાઢવામાં આવ્યા હતા. તેમણે પોતાનું પ્રમુખસ્થાન લઇને પોતાનું શરૂઆતનું ભાષણ ચલાવ્યું હતું. તેમાં તેમણે વિધવિધ દ્રષ્ટાન્તોથી આવી સ્ત્રી પરિષદો ભરવાની અગત્યતા બતાવી હતી અને સ્ત્રી સુધારણાની અતિ આવશ્યકતા સમજાવી હતી. અતિ ઉત્તમ અને સદ્વિચાર ધરાવનાર મનુષ્યોના ગૃહમાં યદિ કુસંસ્કારી અને અશિક્ષિતા સ્ત્રી હોય તો તે ગ્રહ કારાગૃહ સમાન થઇ પડે છે માટે સમાજ સુધારણામાં સ્ત્રીઓની સુધારણા પ્રથમ છે. તે તરફ સર્વે સ્ત્રી પુરૂષોએ પ્રથમ લક્ષ આપવું જોઇએ. તેમના વ્યાખ્યાન પછી શ્રીમતી સૌ. ચંચળગૌરી કેશવલાલે નારી ધર્મ ઉપર ટુકમાં વિવેચન કર્યું હતું. તેમના પછી સુરતનિવાસી કમળાગૌરી તુલજારામે સ્ત્રી ધર્મ ઉપર વિવેચન કરી વિધવાઓની સ્થિતિ અને તેમના ધર્મ ઉપર વિવેચન કર્યું હતું. વિધવાઓને ધાર્મીક અને નીતિવતી બનાવવા માટે વિધવાશ્રમો કાઢવાની જરરીયાત સિદ્ધ કરી બતાવી હતી. તેમની વ્યાખ્યાન આપવાની શૈલી પ્રભાવશીલ હતી. તેમના વ્યાખ્યાનો પછી સૌ. મહાલક્ષ્મી બ્હેન, સૌ. સાવિત્રી બ્હેન તથા ગં. ભાગિરથી બ્હેન તથા મણિ બ્હેનના ઉત્તમ વિવેચનો થયાં હતાં. તેમના વિવેચનાન્તર ગં. કમળાલક્ષ્મી પ્રહલાદજી સેવકરામનાં પુત્રી, ગૃહિણી કર્તવ્ય વિષય ઉપર વિવેચન કરવા ઉભાં થયાં હતાં. તેમનું વ્યાખ્યાન અતિ વિચારશીલ અને વિદ્વતાથી ભરપુર હતું, તે વ્યાખ્યાન છપાયલું

છે. તેમના કથનનો સારાંશ એ હતો કે જે સ્ત્રી ગૃહસંસારના સર્વ કાર્યોમાં પોતાના પતિને સહાયક થઇ પડે છે તથા તેમને કંટાળારૂપ ન થતાં ઘણી જરૂરની બની જાય છે તેજ ગૃહિણી પદ પ્રાપ્ત કરી શકે છે. વ્રત ઉપવાસ કરવાથી ગૃહિણી થવાતું નથી પરંતુ વિવેકી, પતિની આજ્ઞાને આધીન થવાથીજ ગૃહિણી બની શકાય છે. તેમનું વ્યાખ્યાન દરેક સ્ત્રી-પુરૂષે મનન કરવા જેવું છે. તે પછી છાડરવાળા સૌ. લીલાવતી બ્હેન શંકરલાલે અને પાર્વતી બ્હેને પ્રસંગાનુકુલ સારાં વિવેચનો કર્યાં હતાં. ઉપસંહારમાં પ્રમુખે એવો સારાંશ કાઢી બતાવ્યો હતો કે સ્ત્રીઓની ઉન્નતિ અર્થે તેમને આધુનિક કેળવણી સાથે ધર્મ અને નીતિની કેળવણી આપવી જોઇએ તેજ તેમાંથી રામ, યુધિષ્ઠીર જેવા મહાન્ પુત્રો, સીતા દમયંતી પુત્રીઓ ઉત્પન્ન થશે. તેમના ઉપસંહાર પછી તેમનો આભાર માની મહિલા પરિષદનું કાર્ય સમાપ્ત થયું હતું.

તે પછી કોન્ફરન્સના બીજા દિવસની સાયંકાળનું કાર્ય શરૂ થયું હતું. પ્રથમ ગિરિજાશંકર નાનાલાલ શુકલે તથા નરોત્તમદાસ બાલુભાઇએ મ. ગિરિજાશંકર નિર્ભયરામના વિષયમાં તેમણે બનાવેલી કવિતાઓ સુંદર અવાજમાં ગાઈ બતાવી હતી. તે પછી પં. હરિશંકર વિદ્યાર્થીનું વિવેચન થયું હતું અને મ. પરશુભાઇ વ્હાલાભાઇએ આવતી કાલે મહિલા મંડળની સ્ત્રીયોનો હવન થશે એમ કહેતાં તેમણે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિની પ્રસંશા કરી હતી. તેમના વ્યાખ્યાને જ્ઞાતિજનો ઉપર સારો રંગ ચઢાવ્યો હતો. તત્પશ્ચાત્ સાયંકાળની કાર્યવાહી સમાપ્ત થઇ હતી.

કોન્ફરન્સની ત્રીજી બેઠકની કાર્યવાહી પ્રાતઃકાળે ૭ વાગે મહિલા મંડળની સ્ત્રીયોના હવનથી શરૂ થઇ હતી. આ હવન સમયે ગાયકવાડી કડી સ્ટેટના **પોલીસ નાયબસુબા મ. રૂપશંકર મોરારજી બી. એ. એલ. એલ. બી** જે જ્ઞાતિએ ઉદીચ્ય બ્રાહ્મણ છે તેઃ પોતે પધાર્યા હતા અને સ્ત્રીયોનો હવન જોઇ આનંદ પામતા હતા. સ્ત્રીયોના હવન અને ભજન પછી તેમનું વ્યાખ્યાન શરૂ થયું હતું. તેમણે જણાવ્યું કે તપોધન બ્રાહ્મણોની' કોન્ફરન્સ જોઇ હું ઘણો ખુશી થયો છું. તમારી જ્ઞાતિના ઉત્કર્ષને માટે તમે જે પ્રયત્નો કરો છો તે પ્રસંશનીય છે. કેટલાક આપને વેદાધિકાર નથી એમ કહે છે પરંતુ હું તો **એમ નિર્ભય રીતે માનું છું કે જો તપોધન બ્રાહ્મણોને વેદાધિકાર ન હોય તો હમને એટલે ઉદીચ્ય બ્રાહ્મણોને પણ નજ હોય.** તમારે પ્રયત્નશીલ થવાની જરૂર છે. તમને મ. પ્રહલાદજીભાઇ જેવા જ્ઞાતિરત્ન મળ્યા છે તેથી આપની જ્ઞાતિનો ઉત્કર્ષ થશે' એમ હું માનું છું. તેમનું વ્યાખ્યાન રમીનુ અને મનોહર હતું. તે પછી અમદાવાદ હિતચિન્તક મંડળના વિદ્યાર્થીઓએ સંખ્યા અને જ્ઞાતિના શેઠીયાઓ વિષે ચિત્તાકર્ષક સંવાદ કરી બતાવ્યો હતો. તેમના પછી શ્રીમાન્ ડા. માધવલાલનું એક પ્રભાવશાળી વ્યાખ્યાન થયું હતું. મ. વિનાયકરાવે પણ એક વ્યાખ્યાન કર્યું હતું. તે પછી છાડરવાળા મ. નેમશંકર વહાલજીએ પોતાની રમુજવાણીથી શ્રોતાજનોના મન રંજન કર્યાં હતા. મ. ડાહ્યારામ મયારામે ઉઠીને જણાવ્યું કે સર્વ કરતાં વધુ અગત્યનું કામ આપણી ઉન્નતિ માટે બોર્ડીંગ સ્કુલનું છે. તેને માટે આજે ને આજે વિચાર કરી જવું જોઇએ. તે પછી એક નવ વર્ષની છોકરી બ્હેન તારામતી મોતીલાલે પોતાના કાલા શબ્દોમાં ભાષણ કર્યું હતું તેથી શ્રોતાજનો ઘણાજ ખુશી થયા.

હતા તેમના વ્યાખ્યાનથી ખુશ થઇને ઉદીચ્ય બ્રાહ્મણ મ હીરાલાલજીએ તથા ડા. કેશવ લાલજીએ તેમને એક એક રૂપીઆનું ઇનામ આપ્યુ હતુ. તે બન્ને રૂપીયા તે છોકરીએ છોકરીઓના કેળવણીના ફંડમાં પાછા પ્ર સભાને આપ્યા હતા. તે પછી પં. હરિશંકરનું વ્યાખ્યાન થયુ હતું, અને તેમણે બોર્ડીંગસ્કુલને માટે વિવેચન કર્યું હતું, જેથી લોકોના હૃદયો આનંદથી ઉભરાઇ ગયા અને કેટલીક સ્ત્રીઓએ દાન આપવાની શરૂઆત કરી. તે ઉત્સાહથી એમ પ્રતીત થતુ હતુ કે યદિ બોર્ડીંગ સ્કુલ ઉઘાડવામાં આવે તો તેમની યથા શકિત તેઓ ઘણી સારી મદદ કરે. આ પછી પ્રાતઃકાળની કાર્યવાહી સમાપ્ત થઇ હતી આ કાર્ય પછી બપોરના એક વાગે તપોધન બ્રાહ્મણ પ્ર સભાની બેઠક થઇ હતી તેમા જે અગત્યના ઠરાવો થયા હતા તે હવે પછીના અંકમા પ્રગટ કરવામા આવશે પરંતુ તે સભામા મ. અંબાલાલ દામોદર ભટ બી. એ. અને મ. પ્રાણશંકર નાથાલાલને આ સભાના સંયુકત મંત્રીઓ ચુંટી કાઢવામા આવ્યા હતા કારણ કે મ મોતીરામ હરિરામે તેમના મંત્રીપણુ નું રાજીનામુ આપ્યુ હતુ, મ. ગિરિજાશંકર નિર્ભયરામને પ્ર સભાના ઉપપ્રમુખ નીમત કર્યા છે. આશા રાખવામા આવે છે કે હવે પ્ર. સભાનુ કાર્ય શીઘ્રતાથી ચલાવવામાં આવશે. બીજો એવો પણ ઠરાવ કરવામા આવ્યો છે કે હવે પ્ર સભાની મીટીંગ વર્ષમા બે વખત બોલાવવી.

તત્પશ્ચાત્ સાયંકાળે સાડાત્રણ વાગે કોન્ફરન્સની ત્રીજા દિવસની બેઠક શરૂ થઇ હતી પ્રથમ ડભોઇનિવાસી રા શંકરલાલે એક ચિત્તાકર્ષક ભજન ગાયુ હતું. તે પછી સુરત તપોધન બ્રાહ્મણ વેદશાળાના વિદ્યાર્થીઓએ સંવાદ કર્યો હતો તે પછી રા કેશવલાલ ઉજમરામે વ્યાખ્યાન આપ્યુ હતું. આ મહાશય આફ્રિકા જઈ આવ્યા હતા. તેમના તેવા પરિશ્રમને માટે તેમને સભા તરફથી ધન્યવાદ આપ્યો હતો. આ કાર્યવાહીમ શ્રીમાન્ કવિ અંબાલાલ પ્રેમશંકરે. મ. પરભુભાઇ તથા પં હરિશંકર શર્માએ ઉત્તમોત્તમ વ્યાખ્યાનો આપ્યા હતાં પુષ્પતને કરી આ સભામાં અગત્યના ઠરાવો કરવામા આવ્યા હતા. તે નીચે પ્રમાણે છે

ઠરાવ નં. ૧. પાટણ શહેર કે જેમા તપોધન બ્રાહ્મણ જ્ઞાતિની આ કોન્ફરન્સ ભરી આપણી ઉન્નતિના વિચારો શાંતિપૂર્વક આપણે કરી રહ્યા છીયે તે શહેરના રાજ્યકર્તા શ્રી-માન્ નેક નામદાર મહારાજા **સાહેબ શ્રીસયાજીરાવ** ગાયકવાડ મહારાજનો આ સભા ઉપકાર માને છે અને અંતઃકરણપૂર્વક ઇચ્છે છે કે તેમનુ ન્યાયી રાજ્ય અવિચળ રહે અને તેમને સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય.

ઠરાવ ૨. કન્યાવિક્રય-બાળલગ્ન, રડવા કુટવાના રીવાજો તથા સ્ત્રીકેળવણી આદિ વિ-ષયોમા સિદ્ધપુર મુકામે ભરાયલી બીજી તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સ સમયે જે ઠરાવો પસાર કરવામાં આવ્યા છે તેને આ સભા અનુમતિ આપે છે અને ઇચ્છે છે કે આ ઠરાવોની નકલ તપોધન બ્રાહ્મણ પ્ર. સભાના મંત્રી ઉપર આ કોન્ફરન્સના સેક્રેટરીએ મોકલી આપવી અને તે સભાના મંત્રીએ આ ઠરાવોનો અમલ થવા દરેક ગામ વા શહેરની જ્ઞાતિના અગ્ર-ગંતાઓ ઉપર લખી મોકલવુ

ઠરાવ ૩. જ્ઞાતિમા લગ્ન-ઉપવીત-સીમન્તોન્નયન અને જન્મ મરણ પ્રસંગે ન્યાતવરાદિ ખરચો કરવામા આવે છે અત તે પ્રસંગે આપણી જ્ઞાતિના બાળકોને કેળવણીમા સહાયતા આપવા તથા આપણી જ્ઞાતિના ઉત્કર્ષ માટેના ફંડમાં જ્ઞાતિના સર્વ બંધુઓએ નીચે જણા

ચેલા પ્રસંગોએ નિમ્નલિખિત રકમો ત. બ્રા. પ્ર. સભાને આપવી જોઈએ એવા ફરજીયાત ઠરાવો દરેક ગ્રામ વા શહેરની જ્ઞાતિ કરે એમ આ સભા ઇચ્છે છે.

લગ્ન પ્રસંગે છોકરા અને છોકરીના બાપ તરફથી રૂ. ૩) દરેકે

ઉપનીત પ્રસંગે રૂ. ૨) — સીમન્તોન્નયન રૂ. ૨)
જન્મોત્સવ રૂ. ૨) — મરણ પ્રસંગે રૂ. ૧)

આ સભા એમ પણ ઠરાવે છે કે આ ઠરાવનો શાંતિપૂર્વક અમલ કરવા દરેક જ્ઞાતિમાં એક વા બે વિચારશીલ અને બુદ્ધિશાળી મનુષ્યો નીયત કરવા અને તેમને તપોધન બ્રાહ્મણ પ્ર. સભા તરફથી પહોંચ બુક આપી મૂકવી તથા વારંવાર તેમની પાસેથી હિસાબ પ્ર. સભાના મંત્રીએ લેવો.

ઠરાવ નં. ૪. અકાળ મૃત્યુ એટલે ત્રીસ વર્ષની વય સુધીના પુરૂષ અગર સ્ત્રીના મરણ પ્રસંગે તેનું પ્રેત ભોજન ખાવું એ સભ્યતાને છાજતું નથી તથા ધર્મશાસ્ત્રથી વીરૂદ્ધ છે માટે આ સભા ઠરાવ કરે છે કે તેવું પ્રેતભોજન કરવું નહિં એવો દરેક ગ્રામ વા શહેરની જ્ઞાતિએ ઠરાવ કરવો.

ઠરાવ નં. ૫. આ જ્ઞાતિમાં કેળવણી અને સ્વહિતની લાગણી ઉત્પન્ન કરવા માટે એક પૈસા ફંડ ઉભું કરવું. તેને માટે પૈસાફંડની પેટી દરેક ગ્રામ વા શહેરમાંના એક ઉત્સાહી મહાશયને ત્યાં રાખવી અને તેને લગતી સર્વે ઉચિત્ વ્યવસ્થા પ્ર. સભાના સેક્રેટરીએ કરવી.

ઠરાવ. નં. ૬. આ જ્ઞાતિના બાળકો અને યુવકોને કેળવણી લેવામાં સહાયતા આપવા માટે તથા ધાર્મિક જ્ઞાન આપવા માટે એક બોર્ડીંગ હાઉસ સ્થાપન કરવાની જરૂર જણાય છે પરંતુ તેને માટે, જે સ્થિર ફંડના વ્યાજમાંથી તેનો હમેશને માટે નિભાવ થઇ શકે એવા એક મોટા ફંડની તથા તેની દેખરેખને માટે એક વિદ્વાન્ સદાચારી અધ્યક્ષની જરૂરીઆત છે. તેની જરૂરીયાત પુરી કરવા માટે આ સભા ઠરાવ કરે છે કે તેની યોજના ઘડી કાઢવા નિમ્નલિખિત મહાશયોની કમીટી નીયત કરવી અને તે કમીટીએ ઉક્ત વિષયમાં પોતાનો રિપોર્ટ આજથી ૭ માસમાં ઘડી કાઢી ત. બ્રા. પ્ર. સભાને મોકલી આપવો અને તે સભાએ તે પર વિચાર કરી ઉચિત્ કરવું તથા આજની કોન્ફરન્સમાં બોર્ડીંગ હાઉસને માટે જે ધન આવ્યું છે તે પ્ર. સભાના ચોપડે તે ખાતે જમે કરવા પ્ર. સભાને લખી મોકલવું.

## કમીટીના ગૃહસ્થોનાં નામો.

(૧) રા. પ્રહ્લાદજીભાઇ સેવકરામ, (૨) રા. પ્રભાશંકર હરનારાયણ બી. એ. મામલતદાર ધંધુકા, (૩) રા. ડા. કેશવલાલ મોતીલાલ સબ. આ. સરજન માંડવી, (૪) રા. છોટાલાલ દયાશંકર રાવળ, મામલતદાર ધોળકા, (૫) રા. છગનલાલ મોતીલાલ, નાયબ દીવાન ખંભાત, (૬) રા. દુર્લભરામ જ્યેષ્ટારામ કારભારી સાણંદ (સ્ટેટ), (૭) રા. ડા. મણિલાલ ચુનીલાલ (પાટડી), (૮) રા. મણિલાલ મગનલાલ ભટ, (૯) રા. બાખારામ ગોવિંદરામ, (૧૦) રા. શંકરલાલ ગુલાબરાય, (૧૧) ગિરિજાશંકર વિજયશંકર, (૧૨) રા. મોહનલાલ દલપતરામ નડીયાદ, (૧૩) રા. હરગોવનદાસ નાનાભાઇ, (૧૪) રા. નાથુભાઇ નરોતમ, (૧૫) રા. ગિરિજાશંકર નિર્ભયરામ, (૧૬) રા. મથુરાશંકર ગોવિંદરામ પાટણ, (૧૭) રા. ગંગાશંકર.

આ કમીટીના સેક્રેટરી તરીકે મહાશય શંકરલાલ ગુલાબરાયને નીયત કરવામાં આવ્યાછે.

બોર્ડીંગ હાઉસ સ્થાપન કરવાને માટે જોઇતું મોટું ફંડ થાય તે દરમ્યાન એક નાનું ફંડ ઉભું કરી તેમાંથી રૂ. ૫)ની બે સ્કોલરશીપો આપવાની પ્ર. સભાએ વ્યવસ્થા કરવી એમ આ સભા ઠરાવે છે.

ઠરાવ નં. ૭. કોન્ફરન્સ હમેશને માટે ભરી શકાય તેને માટે હાલ કેવળ પુરૂષ વર્ગ પાસેથી રૂ. ૧ની ફી લેવામાં આવે છે તેને બદલે હવે પછી પુરૂષ વર્ગને માટે રા. ૨ અને સ્ત્રીઓને માટે રૂ. ૦ાા ની ફી રાખવી એમ આ સભા ઠરાવે છે.

ઠરાવ. નં. ૮. કોન્ફરન્સની યોગ્ય રીતે વ્યવસ્થા કરવા માટે તેના સેક્રેટરી તરીકે રા. ડા. કેશવલાલ મોતીલાલ. એમ. આ. સરજન માંડળીને તથા રા. ગંગાશંકર. ટી. શર્માને જોઇન્ટ (સંયુક્ત) સેક્રેટરીઓ નીયત કરવા અને તેની ઓફીસ બ્રાહ્મણધર્મ માસિકની ઓફીસમાં રાખવી એમ આ સભા ઠરાવે છે.

ઠરાવ. નં. ૯. શ્રીમાન્ મલીકે મોઆઝ્ઝમ શહેનશાહ પંચમ જ્યોર્જના ન્યાયી અને શાંત રાજ્ય નીચે આપણે સુખ પૂર્વક વિના વિઘ્ને આ કોન્ફરન્સ અથવા બીજા અનેક સદ્હિતના કાર્ય કરી શકીયે છીયે તેને માટે આ સભા પોતાની વફાદારી જાહેર કરે છે અને બ્રીટીશ રાજ્ય અમર તપો એવું આ સભા અંતઃકરણ પૂર્વક ઇચ્છે છે.

ઠરાવ. ૧૦. ઉપરોક્ત સર્વ ઠરાવોની નકલો યોગ્ય સ્થળે મોકલી આપવા આ સભાના પ્રમુખને વિંનતિ કરે છે.

આ ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા. તે પછી પ્રમુખે ઉપસંહાર કરતાં જણાવ્યું કે આ કોન્ફરન્સની કાર્યવાહીથી મને આનંદ થાય છે. આજના વિવિધ વિષયોપરના વક્તાઓના વક્તવ્ય ઉપર યદિ હું બોલવા લાગું તો ઘણો સમય થઇ જાય. દરેક વક્તાનો કહેવાનો તાત્પર્ય એજ છે કે આપણી જ્ઞાતિના અનિષ્ટ રીવાજો દૂર થાય અને આપણું ગૌરવ પ્રાપ્ત થાય. તેમાં કેળવણી એ એક મુખ્ય સાધન છે. તેને માટે બોર્ડીંગ હાઉસ સ્થાપન કરવાની આવશ્યકતા દરેક વક્તા તરફથી સ્વીકારવામાં આવી છે અને હું પણ સ્વીકારૂં છું. તેને માટે આપણી કોન્ફરન્સે ઠરાવ કર્યો છે અને તે સત્વર અમલમાં આવે એમ જોવા હું ઇચ્છું છું; આ બોર્ડીંગને માટે હું પણ મારી આવકમાંથી વાર્ષીક કાંઇ રકમ આપી યથાશક્તિ મદદ કરીશ. પાટણની જ્ઞાતિએ જે અનહદ માન મને આપ્યું છે. તેને માટે હું તેનો આભારી છું. એવા અનેક હિતકર વચનો ઉપસંહારમા કહ્યાં હતાં.

તેમનો ઉપસંહાર થનાં પહેલાં તેમના ચિરંજીવી ઇંદુપ્રસાદના હાથે બ્હેન મણીગૌરી તુલજારામ, બ્હેન તારામતી મોતીલાલ અને પાટણના બે નાના બાળકોને ઓરણી તથા પુસ્તકોના ઇનામો પ્રમુખ તરફથી અપાવવામાં આવ્યા હતા.

તેમના ઉપસંહાર બાદ પ્રમુખ અને અન્ય પધારેલા ગૃહસ્થો તથા વોલંટીયરો, તથા પાટણની જ્ઞાતિ, તથા ઉતારા આપનાર ગૃહસ્થોના આભાર માનવામા આવ્યા હતા. તે પછી સભા વિસર્જન કરવામાં આવી હતી.

---

# શ્રીમદ્ભગવદ્ગીતા.

( શુદ્ધ ભાષાંતર ઉપરાંત તાત્વિક બોધ માટે પુષ્કળ
વ્યાખ્યાન સહિત. )

આ એક ખરો સિદ્ધાંત છે કે ધર્મગ્રંથો તથા તત્વ વિચારના અક્ષરોનો કેવળ પાઠ પડી જવા કરતા તથા અર્થ અને તાત્પર્ય સમજીને પાઠ કરવાથી વિશેષ ફળ છે શ્રીમદ્ ભગવદ્ગીતા જેવા પુસ્તકને માટે તો તે બહુ જરૂરનું છે અને તેથીજ અમે શ્રીશંકરાચાર્યવાળું ભાષ્ય તથા શંકરાનંદ નીલકંઠ અને શ્રીધર વગેરે પંડિતોના વ્યાખ્યાનોપર લક્ષ રાખી તત્વ વિષયનો એક પણ અંશ ન જવા દઈ આ સ્વતંત્ર વ્યાખ્યાનવાળું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. આત્મ શ્લાઘાથી નહિ પણ સત્ય વાત પ્રસિદ્ધિમા મૂકવાના આશયથી અમારે કહેવું પડે છે કે શાસ્ત્રીય વિષયોમાં બિલકુલ નહિ ખેડાયેલી ગુજરાતી ભાષામા આજસુધી ગીતા શાસ્ત્રના ગૂઢ વિવેચનાપૂર્વક એવું આ સિવાય બીજું એક પણ ગીતાનું પુસ્તક બહાર પડ્યું નથી

આ પુસ્તકમાં પ્રત્યેક શ્લોકના અર્થની સાથે વ્યાખ્યાનમા તે અર્થનું વિશદીકરણ, તેમાં આવતા તાત્પર્યોના સરળ અને સ્પષ્ટ સમાધાનો તથા ઉંડા ભાવાર્થો આપવામાં આવેલ છે, જેમા પ્રસંગોપાત્ત યોગશાસ્ત્રની પદ્ધતિ તથા ન્યાયશાસ્ત્રના અનુમાનાદિ વિષયો પણ સમજાવેલા છે; એટલુંજ નહિ પણ જે જે શાસ્ત્રના વિષય જ્યાં જ્યાં આવેલા છે ત્યાં ત્યાં તે ઉપયુક્ત રીતથી ગોઠવેલા છે. [illegible] તેની વાચકને [illegible] દરેક અધિકારીઓ આ પુસ્તક અવશ્ય મનન કરવા જેવું છે કિંમત રૂ. ૪ ચાર. [illegible] આશરે ૮૦ ફોર્મ [illegible] [illegible] ગ્રાહકોને ભેટ

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર કાઠીયાવાડ.

# ब्राह्मण धर्म.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

ભાવાર્થ—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.

પુસ્તક ૫ મું. ] આષાઢ, સંવત ૧૯૭૦. [ અંક ૪ થો.

## ઇશ્વર પ્રાર્થના.

ॐ य आत्मदा बलदा यस्य विश्व उपासते । प्रशिषम् यस्य देवाः
यस्यच्छायाऽमृतं यस्यमृत्युः कस्मै देवाय हविषा विधेम ॥ यजुः ॥

હે અદિતીય બલયુક્ત પ્રભો ? હે પરમ જ્ઞાનવાન્ ભગવાન્ ! સંસારમાં જેટલા પ્રકારના બલ છે તે સર્વના અધિષ્ઠાતૃ દેવ આપજ છો. આપના બળનો લાભ ઉપલબ્ધ કરી આત્મજ્ઞાનીઓ જ્ઞાનની સીમાને પ્રાપ્ત કરી સંસાર સાગરમાંથી તરી જાય છે. હે આત્મજ્ઞાન પ્રદાત ! ધર્માત્મા તથા સજ્જન મનુષ્યો સંસારના દુ:ખમાંથી ઉત્તીર્ણ થવાની ઇચ્છાથી આપનો આશ્રય લે છે અને આપની પ્રાર્થના કરે છે. હે ભગવાન્ ! જેમણે કૃતજ્ઞતા તથા ભક્તિપૂર્વક આપની આરાધના કરી નથી તે આત્મા મૃતક છે અને તેનામાં જીવન નથી. જે પવિત્ર આત્માઓએ આપની સેવામાં પોતાના આત્માને યુક્ત કર્યા છે તેમનું જીવન સંસારમાં ધન્ય છે. હે જ્ઞાનસાગર, બલભંડાર ! સંસારાધાર ! સારોના પણ સાર ! હમે સર્વ બલત્રય તથા આત્મજ્ઞાન પ્રાપ્તિ નિમિત્ત રાત્રિદિવા શ્રદ્ધા અને વિશ્વાસપૂર્વક આપનું ધ્યાન કરતા આપના પ્રેમોદધિમાં નિમગ્ન થઇને આપની આરાધના કરીયે છીયે.

## વિષયાનુક્રમણિકા.

## કાવ્યકુંજ.

### વરવિક્રય.

સુરખો રબીરબી કમાણો, માથે મેલરો મોરા પાણો—એ રાગ.

#### દીકરી કહે છે.

કુળવાન વર ચતુરને આપો, દીકરીનો ન રહે નહિ કંઈ બળાપો—ટેક.

નવગ્રહ વેદ આહુતી મંત્રે, શાન્ત થાય તનના તાપો;
દસમો ગ્રહ જમાઇ પીડે તો, શાન્ત નહીં ગમે તેહ આપો. કુળવાન. ૧
દેવતા વગર તો બળશે કાળજું, રોજ રોજ રેશે ઉતાપો;
નાણાના કારણ બે ત્રણ પરણે, શરણે લે દુ:ખ કાપો. કુળવાન. ૨
દીકરી ગાય પશુ દોરે ત્યાં જાય, તમે અરજ સુણો માબાપો;
પશુનેય દે છે સારૂં ઠેકાણું જોઇ, તેથી ઉતરતી કાં થાપો. કુળવાન. ૩
નાતે જમવાનું સમા સમાનું, ભોજન જોઇને કાં આપો;
લાડવા વાળતાં બે હાથ ભેગા થાય, નિરૂદ્યમી જપે એજ જાપો. કુળવાન. ૪
પાંખ વગરની પંખીણી ઉડીને, જાશે જ્યાં બાપનો ન નાતો,
ભાઇથી અધિક ભાગ દઇને તમે, વળ ખાઓ શીદ માબાપો. કુળવાન. ૫
વાટકાના ઝાટકા પાંચસે એકાવન, ખમે કન્યાના માબાપો;
એક ઉપર વળી બીજી દિયે, વળી ત્રીજીનો બાપ લે અંધાપો. કુળવાન ૬
આઠે ટંક કરે જમાવાની બોલી, બોલી જો વરનો ફાંકો;
કુળવાન જોઇને લજ્જીત થઈ, તમે કેતાં નથી એમ કાકો. કુળવાન. ૭
નવસેં નવાણુંયે વેચાય વરધજ, ગજ અર્ધ કીંમતે આપો;
અબોલ જીવથી કીંમત કરી, તમે પરથમ પદિયાને આપો. કુળવાન. ૮
કુળવાન વરનું મુલ અમુલ છે, લોહે પારસનો જ્યું આંકો;
લગાર વેવારે કે વારે નહિ તો, સુખ લહે એનાં માબાપો. કુળવાન. ૯
કુળવાન બુઢા કે લાખોપતિને દઇ, ખોળે ન દેશો રંડાપો;
સોળે શણગાર પછી ભોમાં સમાતાં, સાધવી થઈ જપે ન જાપો. કુળવાન. ૧૦
જમને જમાઇને દયા નહીં, એમાં દશમાં કોક અશરાપો;
શિવરામ કહે હાર્યો દોર્યો માં રહે, સમાન સગાંને આપો. કુળવાન. ૧૧

કવિ શિવરામ અંબારામ જોશી.

## જ્ઞાતિભાઇઓને વિજ્ઞપ્તિ.

શું કહું કથની મારી રાજ—એ રાગ.

અરજ સ્વીકારો મારી આપ, અરજ સ્વીકારો મારી;
વિનતિ પ્રિય ઉરધારી આપ, અરજ સ્વીકારો મારી. આપ અ૦ ૧

જગમાં જન્મીને પ્રેમી પ્યારા, સાર્થક દેહનું સારો;
વળી અમર નામના કરવા, તનમનથી જ્ઞાતિ તારો. આપ અ૦ ૨

ઐકયતા કરવા બંધુઓમાં, વિદ્યા દાનની ખોટો;
અન્યો અન્યાશ્રય મેળવી, ટાળો વિદ્યા ટોટો. આપ અ૦ ૩

જ્ઞાતિ ઉન્નતિ કરવા કોઈ, વિરલા હિંમત ધારો;
નિર્ભયરામ સુતનું ચરિત્ર નિરખી, જ્ઞાતિમાં જ્ઞાન પ્રસારો. આપ અ૦ ૪

અજ્ઞાનીને જ્ઞાન દેવા, અતિ મુશ્કેલી નડશે;
જશ અપજશ જ્ઞાતિજનોને શિરે ધરવો પડશે. આપ અ૦ ૫

સદ્બુદ્ધિ ને પ્રાપ્ત થવાથી, ભવિષ્યે નામના થાશે;
વળી વિભુધર વૈકુંઠવાસી, સ્હાય જરૂર થાશે. આપ અ૦ ૬

સત્ય કહું હું ભાઇઓ મારા, હસી સખા નવ કાઢો,
રૈયત રાજા સંબંધ જેવો, જ્ઞાતિ સંબંધને ધારો. આપ અ૦ ૭

અભિમાની કોઈ થાઓ વાલા, ઋષિજીવન સંભારો;
'ઉદ્ધાર ઉજ્વલ કરવા માટે,' પ્રતિજ્ઞા ઉરમાં ધારો. આપ અ૦ ૮

મારૂં તારૂં મુકી સર્વે, દ્વેષ તજી આ વારે;
ચુનીલાલ સુત વિનવે સૌને, અભિમાન ઉરે ધારો. આપ અ૦ ૯

**ચીમનલાલ ચુનીલાલ,**
વિદ્યાર્થી ત. બ્રા. પાઠશાળા—સુરત.

---

### સેરઠી કવાલી.

તપોધન બ્રાહ્મણો જાગો, આપણી ઉન્નતિ માટે;
કુધારાને વળી ત્યાગો, આપણી ઉન્નતિ માટે.
સ્વધર્મનો પંથ સુધારી, કરો સહુ સર્વ તૈયારી;
જ્ઞાનના ગ્રંથો વધારી, આપણી ઉન્નતિ માટે. ૧

ઠેરેઠેર પાઠશાળાઓ સ્થાપી, વિદ્યાદાનને આપી;
રાખો નહિ હૃદય પાપી, આપણી ઉન્નતિ માટે. ૨

સ્કુલોમાં બાળકો મુકો, આળસ કરવો નહિ ચુકો;
પકડેલું પુંછ તે મુકો, આપણી....ઉન્નતિ માટે. ૩

**સાખી.**

વધુ દ્રવ્ય કેળવણીમાં....ખર્ચો સજ્જન નરનાર;
તનમન ધન અર્પણ કરો....કરો ઐકય અચાર;
બ્રહ્મોદયમાં સહુ આવી, દ્યો બાળલગ્નો ઉડાવી;
કરો સુધારો મન લાવી, આપણી....ઉન્નતિ માટે. ૪

કન્યાવિક્રય વૃદ્ધ વિવાહ, તેનો ટાળી દ્યો ઉત્સાહ;
કુબુદ્ધિ ત્યાગો તો વાહ આપણી....ઉન્નતિ માટે. ૫

એવા સંપથી મ્હાલો, મુકી દ્યો ડોળ જે હાલો;
શરીર સેવામાં આપો, આપણી....ઉન્નતિ માટે. ૬

વિનય સુરજ સુત કહે છે કોણ તૈયાર થઇ રહે છે;
ચિત્ત સાંભળવા ચાહે છે, આપણી....ઉન્નતિ માટે. ૭

**વિનાયકરાવ વ્યાસ.**

ૐ

## તૃતીય તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સનુ નિરીક્ષણ
### અને
## તેથી ઉપજતા વિચારો.

પ્રિય બાધવો ! પાટણમાં ત્રીજી તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સ તા. ૨૩-૨૪-૨૫ મે. ૧૯૧૪ ના દિવસોમાં નિર્વિઘ્ન સમાપ્ત થઇ તેથી સર્વને આનંદ થતો હશે. આ કોન્ફરન્સ થતાં પહેલાં તેમાં એવાં એવાં વિઘ્નો આવી પડેલાં હતાં કે તેપરથી તો એમ પ્રતીત થતું હતું કે આ વખતે પાટણની કોન્ફરન્સ જોઇએ તેવી સફલતા મેળવી શકશે નહિં: પરંતુ જ્યાં પ્રથમ વિઘ્નો હોય છે ત્યાં પાછળથી કાર્ય ઘણું સારૂ થાય છે તે પ્રમાણે પાટણનું કાર્ય પ્રથમની બે કોન્ફરન્સો કરતાં પણ વિશેષ સારૂ થયુ છે એમ કહેવામાં હુ અચકાતો નથી. શ્રીયુત મ. ભીખારામ ગોવિંદરામભાઇને ત્યાં અકાળ મૃત્યુના પ્રસંગો છતાં જ્ઞાતિ હિતની લાગણીને લીધે આ કોન્ફરન્સમાં તેમણે ઘણુંજ ઉત્સાહપૂર્વક કામ કર્યું હતું તેને માટે તેમને જેટલો ધન્યવાદ આપીયે તેટલો ઓછે છે. મ. નથુશંકર ગોવિંદજીએ કોન્ફર-

ન્સાર્થ એક માસની રજા લીધી હતી અને પોતે તનતોડ મહેનત કરના હતા. પાટણની જ્ઞાતિમાં આ મહાશય એક ઉત્સાહી યુવક છે અને તે વારંવાર જ્ઞાતિહિતના કાર્યમાં આગળ પડતો ભાગ લે છે.

## પાટણ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ.

પાટણની જ્ઞાતિને માટે હું મારો અનુભવ જણાવીશ કે તેમાં સામાન્ય રીતે કેટલોક વિખવાદ છે પરંતુ તે જ્ઞાતિના ઘણા ખરા પુરૂષો ઘણા ઉત્સાહી અને પ્રેમી છે તથા તેમને જ્ઞાતિ પ્રતિ લાગણી છે. આ જ્ઞાતિના મ. દુર્ગાશંકર આદિ કેટલાક મહાશયોના કાર્ય અને ઉત્સાહ તરફ નજર કરતાં મને એવો વિચાર થયો કે તેઓ પોતાના ગ્રામને માટે આટલી મહેનત કરે છે તે પ્રમાણે યદિ તેમને વિનંતિ કરવામાં આવે તો તે મંડળી અન્ય ગ્રામોમાં જઇને પોતાના અમુલ્ય સમયના ભોગ સાથે અન્ય કોન્ફરન્સોનું કાર્ય કરવાનું માથે લેતો આપણી કેટલીક ચિંતાઓ દૂર થાય તેથી તે ગૃહસ્થોને મેં બોલાવ્યા હતા અને તેમની સાથે મેં વાતચીત કરી હતી. તેમણે મને જણાવ્યું કે હમારી પાંચ સાત માણસોની મંડળી જ્યાં કોન્ફરન્સ હશે ત્યાં સાત આઠ દિવસ પૂર્વ જઇને મહેનત કરી કોન્ફરન્સદ્વારા જ્ઞાતિ સેવા કરશે. પ્રિય વાંચકો ! આ એક સામાન્ય વાત નથી. આ પ્રમાણે જ્ઞાતિ માટે લાગણીઓ રાખવી તે સર્વ સામાન્ય વાત નથી પરંતુ પાટણ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિમાં આવા ઉત્સાહી બંધુઓ વસે છે તેને માટે પાટણ જ્ઞાતિને અને આવા જ્ઞાતિહિતૈષી પુરૂષોને ધન્યવાદ આપવો જોઇએ અને તેમની પાસે કામ લેવાની વ્યવસ્થા કરવી જોઇએ. આ કાર્યકર્તા પાંચસાત બંધુઓ પાટણમાંથી પ્રાપ્ત થયા તેજ પ્રમાણે અન્ય કોઈ ગ્રામ વા શહેરમાંથી એવા સાત આઠ ઉત્સાહી બંધુઓ મળી જાય તો સ્વયંસેવકોની એક મંડળી આખી કોન્ફરન્સનું કાર્ય ઘણી સારી રીતે પાર પાડી શકે. આવા ઉત્સાહી બંધુઓ પાસેથી કામ લેવા આપણે શું કરવું જોઇએ. મારો વિચાર એવો છે કે આપણી કોન્ફરન્સ સમયે યદિ કોઇ એક સારૂ ગામ તેનો ખરચ ઉપાડી લઇ વ્યવસ્થા કરવા ધારે તો ઠીક નહિ તો હમેશાં કોન્ફરન્સને માટે જનરલ ફંડ કરવું અને કોન્ફરન્સ દરેક મોટા મોટા શહેરોમાં અને સ્ટેશન પાસેના ગામોમાં ભરવી. ચારસોથી પાંચસો રૂપીયાનું જનરલ ફંડ લોકો પાસેથી દર વર્ષ ભરાવીને કરવું અને બાકીનો ખરચ જે રી ઠરાવી હેય તેમાંથી કરવો. જેથી દરેક પ્રાન્ત વા જીલ્લામાં દરવર્ષ જ્ઞાતિજાગૃતિનું કાર્ય થઇ શકશે. દરેક શહેર વા ગામ જ્યાં આપણી જ્ઞાતિની કોન્ફરન્સ ભરવાનું ઠરે ત્યાં આપણી જ્ઞાતિના ઉપરોક્ત ઉત્સાહી યુવકો કાર્ય કરે અને ગામ વા શહેરના આપણા જ્ઞાતિ બાંધવો યદિ સહાયતા કરવા ઇચ્છતા હોય તો તેમની પણ મદદ લેવામાં આવે. દાખલા તરીકે આપણે નડિયાદ વા અમદાવાદ જેવા શહેરમાં કોન્ફરન્સ થયેલી જોવા ઇચ્છીએ છીયે. ત્યાંના જ્ઞાતિબંધુઓ યદિ પોતાના અંતઃકરણપૂર્વક કોન્ફરન્સના કાર્યમાં મદદ કરવા ઇચ્છે તો તેઓજ ઉપરોક્ત ગૃહસ્થોની સહાયતાથી ઉક્ત કાર્ય કરીલે પરંતુ તેઓ યદિ ઉદાસીન વૃત્તિ ધારણ કરી જાય તો ઉપરોક્ત પંદર મહાશયો ત્યાં આઠ દિવસ રહી કોન્ફરન્સની સર્વ વ્યવસ્થા કરીબતાવે. તેમના ખાવા પીવાનો ખરચ કોન્ફરન્સ ખરચમાંથી આપવો પડે. આથી દરેક સ્થળે આપણે કોન્ફરન્સ કરી શકીશું એમ મારૂ માનવું છે. કોન્ફરન્સના ખરચમાં ઘટાડો કરવા માટે આપણે ખાવા પીવાની નિમ્ન

લક્ષિત વ્યવસ્થા કરવી જોઇએ. પ્રાતઃકાળે ખીચડી અને શાક અને સાયંકાળે દાળ ભાત શાક; આ પ્રમાણેની ભોજનવ્યવસ્થા રાખવાથી મારા માનવા પ્રમાણે ખાવાના ખરચમાં ઘટાડો થશે. બીજું શહેર હોય તો થીએટર વા અન્ય કોઇ બાંધેલું મકાન મેળવવા વ્યવસ્થા કરવી જેથી મંડપનો ખરચ કરવો પડે નહિં. ગોદડાંઓ માટે તો પાટણ મુકામથી એવો નિયમ કરવામાં આવ્યો છે કે પધારનાર ગૃહસ્થોએ બીછાનાં પોતાની સાથે લેતા આવવા; જેથી તે સંબંધમાં પણ વિશેષ અડચણો ભોગવવી પડશે નહિં. કોન્ફરન્સની મુશ્કેલીયો જેમ જેમ ઓછી કરવામાં આવશે તેમ તેમ લોકોને પોતાને ગામ કોન્ફરન્સ બોલાવવી સહેલી થઇ પડશે અને કોન્ફરન્સ ચાલુ રહેશે. પાટણ કોન્ફરન્સમાં મારા આવા વિચારને મળતા થનારા બંધુઓ પણ મેં જોયા તેથી મને ઘણો આનંદ થાય છે અને મન એવા વિચાર પર આવી શકે છે કે યદિ જ્ઞાતિના અગ્રગણ્ય પુરૂષો મનોબળ ધારણ કરી અને નિરાશા અને નિરુત્સાહનો ત્યાગ કરે તો આપણી કાર્ય સિદ્ધિ થઈ શકે.

આ કોન્ફરન્સમાં એટલી ખામી દેખાતી હતી કે તેમાં શ્રીમાન્ મ. પ્રભાશંકર હરનારાયણ, મ. છોટાલાલ દયાશંકર રાવળ, મ. દુર્લભરામ જ્યેષ્ઠારામ, મ. ગિરિજાશંકર વિજયશંકર શાહીવાળા, મ. ગંગાશંકર ટી. શર્મા આદિ ગૃહસ્થોની ગેરહાજરી જણાતી હતી. આ સર્વ મહાશયો તરફ તાર અને પત્રના સંદેશાઓ મોકલ્યા હતા અને તેમણે તેમની ગેરહાજરીના યોગ્ય કારણો જણાવ્યાં હતાં અને કોન્ફરન્સને સર્વ પ્રકારની ફતેહ મળે એવી તેમની હાર્દિક ઇચ્છા પ્રદર્શિત કરી હતી. હું અંતઃકરણ પૂર્વક પ્રભુ પ્રતિ પ્રાર્થના કરૂં છું કે ઉપરોક્ત અને અન્ય સર્વ જ્ઞાતિહિતૈષીઓની આડમાં, જે જે કારણો કોન્ફરન્સ પ્રસંગે આવે તે, તે સદા દૂર કરે જેથી આ જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં રૂકાવટ થાય નહિ. અસ્તુ.

આ કોન્ફરન્સમાં નવીન દ્રશ્ય એ દેખાતું હતું કે કોન્ફરન્સના પ્રમુખ રા. પ્રસલાદજી-ભાઇ સેવકરામનું પાટણના મુખ્ય મુખ્ય રસ્તાઓ પરથી એક સરઘસ કાઢવામાં આવ્યું હતું. તે સરઘસમાં અનુમાન ૪૦૦ થી ૪૫૦ સ્ત્રી પુરૂષોએ હાજરી આપી હતી. આ સરઘસે શહેરના સર્વ લોકો પર સારો પ્રભાવ પાડ્યો હતો. આ રીવાજનું અનુકરણ હવે પછીની દરેક કોન્ફરન્સમાં થવું જોઇએ એમ મારૂ માનવું છે.

પુરૂષાર્થનું પરિણામ હમેંશા આવ્યાજ કરે છે. કરેલુ કામ વૃથા જતું નથી. ખંભાત અને સિદ્ધપુર મુકામની કોન્ફરન્સમાં સભાનું અને અન્ય કેટલુંક કાર્ય મારે માથે પડતું હતું તેથી મને તે વિશેષ બોજા રૂપ થઇ પડતું હતું પરંતુ સિદ્ધપુરની કોન્ફરન્સમાં શ્રીમાન ડા. કેશવલાલ મોતીલાલે ઉત્સાહપૂર્વક કાર્યકર્તા તરીખે પોતાનું દર્શન કરાવ્યું હતું અને આ વખતે તો તેમણે મને મારા ઘણા ખરા કામના બોજામાંથી મુક્ત કર્યા હતા અને હવે મને ખાત્રી થઇ છે કે મારી ગેરહાજરીની ખામી પણ તે પોતે દેખાવા દેશે નહિં. પોતે કાર્ય કુશળ અને શાંત સ્વભાવના મહાશય છે તથા તેમનામાં પ્રમાદ તો દેખાતો નથી જેથી તે પોતે સભાને માટે અને અન્ય કાર્યાર્થ આપણને ઘણો સારો સંતોષ આપી શકશે એમાં કાંઇ પણ શક નથી. તે પોતે સભાના કાર્ય ઉપરાંત કોઇની કાંઇ તબીયત બગડી હોયતો ત્યાં પોતે જાતે જઇ તપાસી તેમને ઔષધિ આપતા હતા પણ હું નિર્ભય રીતે કહીશ કે તેમના ઉત્સાહ અને તેમની કાર્ય કરવાની રીતનું અન્ય સર્વ બંધુઓએ અનુકરણ

કરવું જોઇએ. આ મહાશયને આપણી કોન્ફરન્સના સેક્રેટરી નીમત કર્યા છે તે સાંભળી સર્વ જ્ઞાતિબંધુઓ ખુશી થયા વિના રહેશે નહિ. મ. ગંગાશંકર ટી. શર્મા જેમના નામથી તપોધન સૃષ્ટિ પરિચિત છે તેમને તેમના સહાયક મંત્રી નીમવામાં આવ્યા છે. તે પણ કાર્ય કુશળ છે. આ બન્ને જ્ઞાતિહિતૈષી ધર્મવીરો હવે કોન્ફરન્સના કાર્યને શાંતિપૂર્વક સારી રીતે ચલાવશે એવો મને દૃઢ વિશ્વાસ છે.

આપણી જ્ઞાતિમાં ભાષણો આપનારાઓની સંખ્યા વધતી જાય છે અને તે એટલી બધી વધતી જાય છે કે તેમને સમય પણ આપી શકાતો નથી. આ વિષયમાં મારા જ્ઞાતિ બંધુઓનો ઉત્સાહ જોઇ મને ઘણો હર્ષ થાય છે પરંતુ મારે સર્વ બંધુઓને એટલી તો વિનંતિ કરવી જરૂરની લાગે છે કે આપણી કોન્ફરન્સના પ્લાટફોર્મ ઉપર આપણે કેવળ બોલવા ખાતર બોલવું એમ સમજવું નહિ, પરંતુ આપણા બોલવાની અન્યો ઉપર અસર થાય અને તેથી તેમને કાંઇ લાભ થઇ શકે એટલા માટે બોલવું એવા વિચારને લક્ષ બહાર કાઢવાની જરૂર નથી. કેટલાક બંધુઓ તો ત્રીશ ત્રીશ અને ચાલીશ ચાલીશ પાનાઓ લખી લાવી વાંચવા ઇચ્છા પ્રદર્શિત કરે છે પરંતુ તેટલો સમય હોતો નથી તેમજ તેવા શ્રદ્ધાપૂર્વક સાંભળનારાઓ પણ મળવા મુશ્કેલ છે માટે પોતાનું કથન ટુંકાણમાં પતાવી લોકોને તે ચિત્તાકર્ષક થઇ પડે તે ધ્યાનમાં રાખવું જોઇએ, વળી આગળથી માગ્યા પ્રમાણે આપણા બંધુઓએ ભાષણ આપવા માટે પોતાનાં નામઠામ, ભાષણનો વિષય તથા વખત લખી મોકલવા જોઇએ પરંતુ તે પ્રમાણે કરવામાં આવતું નથી જેથી વારંવાર પ્રોગ્રામ ફેરવવો પડે છે અને કેટલાકોને સમય આપી શકાતો નથી. અતઃ ભવિષ્યમાં મારી ઉપરોક્ત સૂચનાઓ ઉપર ધ્યાન આપી ભાષણ કરવા ઇચ્છનારાઓએ પોતાનો વિષય-પોતાનો સમય તથા નામઠામ કોન્ફરન્સના સેક્રેટરીને લખી મોકલવાં અને તે જે સમય આપે તેટલામાજ ભાષણ સમાપ્ત કરવાની ગોઠવણ કરવી.

આ કોન્ફરન્સ સમયે દરેક ઠેકાણેથી એવા ઉદ્‌ગારો સંભળાતા હતા કે આપણે કેવળ ભાષણો કરવાનુ કામ કરવુ જોઇએ નહિ પરંતુ કામ કરવાની પદ્ધતિ ધારણ કરવી જોઇએ. આ ઉદ્‌ગારો નીકળવા એ સામાન્ય વાત નથી. કેટલીક પરિષદોમાં ભાષણોમાંજ નિમગ્ન થઇ જવાય છે ત્યારે આ પરિષદમાં તો "હવે જલદીથી કોઇ સત્કાર્યનો આરંભ કરો" એવા ઉદ્‌ગારો બહુ વહેલાથી સંભળાવા લાગ્યા છે એ થોડા હર્ષની વાત નથી. તેવા ઉદ્‌ગારો ને પરિણામે આ વખતે બોર્ડીંગ સ્કુલ ઉઘાડવા સંબંધમાં એક સ્તુતિપાત્ર ઠરાવ કરવામાં આવ્યો છે અને તેને માટે પ્રતિષ્ઠિત મહાશયોની કમીટી નીમત કરવામાં આવી છે. તે લોકો હવે આ કામ તરફ દુર્લક્ષ ન થતાં તેનાપર ધ્યાન આપી તેની યોજના સત્વર ઘડી કાઢશે, અને લોકોની જીજ્ઞાસા પૂર્ણ કરશે. ગરીબ લોકો, વિદ્વાન્ અને ધનવાન મનુષ્યોપરજ આધાર રાખે છે અને તેમને યથાર્થ સ્થિતિપર મૂકવા તે પણ વિદ્વાન્ અને ધનવાનોનુંજ કામ છે અતઃ તે કાર્યમાં જેટલો પ્રમાદાધીન થઇ વિલંબ કરવામાં આવશે તેટલાજ તેઓ પોતાની ફરજ અદા કરવામાં પછાત છે એમ માન્યા શિવાય ચાલશે નહિં. આ કમીટીના સેક્રેટરી તરીકે આપણી જ્ઞાતિના ઉત્સાહી ઇડરનિવાસી યુવક મ. શંકરલાલ ગુલાબરાય રાવળને નીમત કર્યા છે. આશા છે કે, તે મહાશય પોતાપર આવી પડેલું કાર્ય ઘણાજ ઉત્સાહપૂર્વક અને ખંતથી બજાવશે.

ચોથી કોન્ફરન્સ સબંધમાં વઢીયાળ ચુંવાળ અને છતિસના મહાશયોએ ઉત્સાહ બતાવ્યો છે તથા વડનગરના એક ગૃહસ્થે પણ તેમ કહ્યું છે. તેનું નક્કી કરવા માટે હવે પછી પ્રયત્નો કરવામાં આવશે પરંતુ તેમ થતાં પૂર્વે હું એમ જણાવ્યા વિના નહિં રહું કે ચોથી કોન્ફરન્સ અન્ય સ્થળે ભરવા કરતાં અમદાવાદમાં ભરાવી જોઇએ. અમદાવાદની જ્ઞાતિએ ઉત્સાહ ધારણ કરી અમદાવાદમાં કોન્ફરન્સ કરવી જોઇએ. યદિ અમદાવાદના જ્ઞાતિજનો તેમ ના કરી શકે તો મેં જેમ ઉપર યોજના બતાવી છે તે પ્રમાણે એક જનરલ ફંડ કરી ત્યાંજ કોન્ફરન્સ કરવી જોઇએ જેથી આજુબાજુના ઘણા લોકો તેનો ઘણો સહેલાઇથી લાભ લઇ શકે.

કોન્ફરન્સને માટે લોકોને વૈશાખ વા જ્યેષ્ટ માસ ઘણોજ પ્રતિકુળ છે અતઃ તેનો સમય ફેરવવો જોઇએ. સર્વ લોકોના વિચાર અને મારા માનવા પ્રમાણે ફાલ્ગુન માસ ઘણોજ અનુકુળ સમય થઇ પડશે અતઃ કોન્ફરન્સના નેતાઓ તેની તિથિઓ નિયત કરતી વખતે તે પર પુરતુ લક્ષ આપશે એવી આશા છે.

આપણા જ્ઞાતિબંધુઓમાંથી મિથ્યાભિમાન છુટતાં સમાનભાવની લાગણીઓ કેટલાક હૃદયમાંથી ઉભરાઈ નીકળતી આ વખતે જોવામાં આવતી હતી તે પણ ઘણા સારા ચિહ્નો છે એમ કહ્યા શિવાય ચાલે તેમ નથી.

આ વખતની સ્ત્રીપરિષદ્ અને કેટલીક સ્ત્રીઓનો ઉત્સાહ પણ પ્રસંશનીય દેખાતો હતો. આને પણ કાયમ રાખવાની ઘણી જરૂર છે.

કોન્ફરન્સના નિભાવ માટે આ વખતે ફી વધારવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. તે ઠરાવમાં પુરૂષ વર્ગને માટે રૂ. ૨ ) તથા સ્ત્રી વર્ગને માટે રૂ. ાા રાખવામાં આવ્યો છે. કોન્ફરન્સ હમેશને માટે ચાલે તેવા હેતુથી ફીનો વધારો કરવામાં આવ્યો છે પરંતુ કેટલાક લોકો તરફથી એમ પણ કહેવામાં આવે છે કે આ પ્રમાણેની ફી રાખવાથી ઘણાં લોકો તેનો લાભ લઇ શકશે નહિં. આ માન્યતા અથવા આ વિચાર પણ સત્ય છે, પરંતુ કોન્ફરન્સનો ખરચ નાના ગ્રામવાળાઓ કેવી રીતે ઉપાડી લે તેનો ઉત્તર હજુ સુધી, ફી નહિં વધારવાનુ કહેનાર તરફથી આપવામાં આવ્યો નથી. થોડા મનુષ્યો આ કોન્ફરન્સનો લાભ લે-તે પણ ઇચ્છવા યોગ્ય નથી. નીગાળાવાળા મ. ગોવિંદજી ત્રીકમજીભાઈ પણ ફીના સબંધમાં તેમજ કહે છે. આ વિષય ઉપર જ્ઞાતિના નેતાઓએ પુખ્ત વિચાર કર્યો હશે પરંતુ જ્યારે એમજ માલમ પડયું કે આ પ્રમાણે ફીની વૃદ્ધિ નહિં કરવામાં આવે તો કોન્ફરન્સ ચાલુ નહિં રહે તેથીજ આવો ઠરાવ કરવામાં આવ્યો છે. કોન્ફરન્સ ચાલુ રહે એવી કોઇ બીજી યોજના કોઇ મહાશય બતાવશે તો કોન્ફરન્સના નેતાઓ પ્રથમની માફક ફી રાખશે. કોન્ફરન્સ હિતૈષી ભદ્ર પુરૂષોને હું વિનંતિ કરૂં છું કે તેઓ આ વિષયમાં પોતાનો મતભેદ અને લખી મોકલશે તો તે પર વિચાર કરવામાં આવશે. કોન્ફરન્સમાં થોડા મનુષ્યો લાભ લઇ શકશે તેની સાથે કોન્ફરન્સ વારંવાર થયા પણ કરશે એ સુત્રને પણ વાંચકે ધ્યાનમાં રાખવાની જરૂર છે.

આ કોન્ફરન્સમાં ફંડની વૃદ્ધિ માટે બીજા બે ઠરાવો કરવામાં આવ્યા છે. લગ્નઉપવીતાદિ પ્રસંગોએ અમુક રકમો આપવી તથા એક પૈસા ફંડની પેટી દરેક ગ્રામ વા શહેરમાં રાખવી. આ ઠરાવ પ્રસંશનીય છે પરંતુ તેનો અમલ થવો ઘણો મુશ્કેલ છે. આ કાર્ય કરવા માટે

ઉત્સાહી જ્ઞાતિ પુરૂષોની જરૂરીયાત છે. લગ્ન ઉપવીતાદિ પ્રસંગોએ અમુક રકમ આપવાના ઠરાવો દરેક જ્ઞાતિએ ફરજીયાત કરવા જોઇએ એવો જે ઠરાવ કર્યો છે તેનો અમલ થવો ઘણો મુશ્કેલ પ્રતીત થાય છે. જો દરેક જ્ઞાતિ પોતાનુ હિત સમજે તો તે મુશ્કેલ નથી પરંતુ તેમ થવું અસંભવીત પ્રતીત થાય છે. એવી અસંભાવનામાં આપણે શું કરવુ જોઇએ તેનો વિચાર કરવો આવશ્યકીય છે. એક તો જે મહાશયો કોન્ફરન્સમાં વારંવાર પધારે છે, જે મહાશયો આ ઠરાવને અને કેળવણીના પ્રચારને ચહાય છે, તેઓએ તો આ ઠરાવનો અમલ પોતાપરજ કરી દેખાડવો જોઇએ અને જ્ઞાતિમાં કોઇને ત્યાં લગ્ન વા અન્ય પ્રસંગો હોય તે સમયે ત્યાં પોતાની હાજરી આપી લગ્ન વા તે પ્રસંગો ઉજવનાર પાસે ઉક્ત ફંડમાં ઉપરોક્ત રકમો ભરાવવા વિનંતિ કરવી જોઇએ. આમ કરવાથીજ આપણે ક્રમશઃ આપણા બંધુઓનાં હૃદય આ તરફ વાળવા શક્તિમાન થઇશું અને આપણી ઇષ્ટ-સિદ્ધિ કરી શકીશું. કોન્ફરન્સ અને કેળવણીના હિતસ્વિ આ ઠરાવને આ પ્રમાણે અમલ કરવામાં પછાત પડશે તો આ ઠરાવ કેવળ કાગળ ઉપરજ રહેશે. તેજ પ્રમાણે પૈસા ફંડના સબંધમાં સમજવું. વરસના ચાર પાંચ તહેવારના દિવસો આ ફંડને માટે નક્કી કરવા જોઇએ. (૧) બેસતું વર્ષ. (૨) ગોકુલાષ્ટમી. (૩) શિવરાત્રી. (૪) રામનવમી. આવા તહેવારોના દિવસો નક્કી કરી પછી તે પેટી સાથે જ્ઞાતિહિતૈષી મહાશયે દરેક જ્ઞાતિબંધુ પાસે જવું અને તેમને યોગ્ય લાગે તે રકમ નાખવા વિનતિ કરવી. એમ કરેથી પણ ટીપે ટીપે સરોવર ભરાશે. આવી રીતે કાંઇક મહેનત કરવામાં આવશે તો કામ થશે; નહિ તો આપણે સર્વ બોલવા ભેગા થયા છીયે અને કામ કરવાનો વિચાર નથી એમ સિદ્ધ થઇ જશે. જે બંધુઓ દેવલના પૂજારી છે, જેઓ પેઢીવાળા છે, જેઓ મીલવાળા છે, જેઓનો કાંઇ વ્યાપાર છે તેઓ પોતાને ત્યાં આવી પેટી રાખવા વ્યવસ્થા કરશે તોપણ કાંઇ કાર્ય થશે.

આ સવ હું કોન્ફરન્સના નિરીક્ષણમાં કહી ગયો પરંતુ હવે એ પણ કહીશ કે જે જ્ઞાતિમાં આટલી બધી હીલચાલ થઇ ચુકી છે, જેની અધુના વાહવાહ કહેવાય છે તે જ્ઞાતિ આવા પ્રવૃત્તિના સમયમાં પણ યદિ કાંઇ નહિ કરી શકે તો, માનો કે, આ જ્ઞાતિમાં હવે કાંઇ જીવનજ નથી, તે મૃતઃપ્રાય છે અને તેના પુત્રોમાં કાંઈ દૈવત જ નથી કે પોતાના કુળની શોભા વધારે. પટલઇયોમાં ખટપટ કરી પોતાનાજ બંધુઓને દંડ કરી હોંશિયારી બતાવવાની નથી, કોર્ટોમાં કજીયા ઉભા કરી તેમાં બાહોશી બતાવી બેશી રહેવાનું નથી, લોકોની વકીલાત કરી ચતુરાઇ દેખાડવાની નથી પરંતુ પોતાના કુટુંબ સમાન જ્ઞાતિને ઉચ્ચ ગતિમાં લાવવા તનતોડ પ્રયત્નો કરતાં સ્વર્ગવાસી થવું તેમાંજ બહાદુરી–ચતુરાઇ–ચંચળતા અને જે કહો તે સર્વ તેમાંજ તેમાં રહેશે. જે મનુષ્ય ધનાઢ્ય બન્યો પરંતુ તેની જ્ઞાતિ તો ગરીબ રહી, જે મહાત્મા વિદ્વાન્ બન્યો પરંતુ તેની જ્ઞાતિ તો કેળવણીહીન રહી, જે મનુષ્ય મોટો ઓહેદદાર બન્યો પરંતુ તેના જ્ઞાતિબાંધવો તો હીન દશામાં રહ્યા તો પછી તેના સર્વના જીવનો શું કામના? અરે હું આ વચનો લખું છું તે કદાચિત્ વધુ પડતા કહેવાશે પરંતુ હું તેને મારા અંતઃકરણમાંથી કાઢું છું અને ઇચ્છું છું કે ઘણા કાળથી પછાત પડેલી આ કોમને તેમના પુત્રો તે ખાડામાંથી કાઢે અને તેને ઉદયાચળ ઉપર લઇ જાય. પરમેશ્વર સર્વ જ્ઞાતિબંધુઓના હૃદયમાં પોતાની જ્ઞાતિપ્રતિ પ્રેમ ઉત્પન્ન કરે અને આ જ્ઞાતિનું સત્વર શ્રેયઃ થાય એવી ઇચ્છા અંતઃકરણમાં સેવતાં વિરમવાની રજા લઇશ.

ગિરિજાશંકર, નિ.

ૐ

# મર્યાદા પુરૂષોત્તમ મહારાજ રામચંદ્રજી.

## ( ભ્રાતૃભક્તિ. )



( લેખક—ગિરિજાશંકર નિર્ભયરામ. )

( ગતાંકથી ચાલુ. )

વિદ્વદ્વર્ય પાઠકો ! મહાપુરૂષોના જીવનમાંથી આપણે જેટલું શીખીએ તેટલું ઓછું છે. તેમના જીવનો એવા મહદ્ગુણોથી ભરપુર હોય છે કે તેમનો જેમ જેમ આપણે શાંત ચિત્તથી અભ્યાસ કરતા જઇએ છીએ, તેમ તેમ તેમાંથી આપણે વધારે વધારે નવીન જાણતા જઇએ અને આપણને શાંતિ મળતી જાય છે. નરોત્તમોના જીવનોમાં આપત્તિઓ અને તે સમયે તેમનું ધૈર્યતાપૂર્વકનું વર્તન જોઇને આ સમયના કેટલાક વિદ્વાનો તો આશ્ચર્યચકીત થઇ જાય છે અને કેટલાકો તો એમ પણ કહેવા,—અરે કહેવા શું લખવા તૈયાર થઇ જાય છે–તથા તૈયાર થઇ ગયા છે કે મહાત્મા રામ સીતા ભરતાદિ વ્યક્તિવિશેષ કોઇ થયાજ નથી," પરંતુ એ સર્વ અલંકાર છે ! આ રામકથા અલંકાર છે, વા તે સત્ય ઇતિહાસ છે તે વિષયમાં આ પ્રસંગે વિચાર કરવાનો સમય નથી. આ લખવાનો હેતુ એ છે કે મહાત્મા પુરૂષોના એવા ગંભીર, આશ્ચર્ય પમાડનાર અને ચિત્તાકર્ષક ગુણો હોય છે કે તેમાં આપણા જેવા પામર પ્રાણીઓ જેમાં મનોબળ ઘણુંજ ઓછું હોય છે તેઓ તે સાંભળી એમ કહી દે છે : "એતો મહાન્ શક્તિવાળા પુરૂષ હતા તેથી તે કરી શક્યા, પરંતુ આપણે તો શી ગણત્રીમાં." આવી રીતે મન વાળીને, પ્રસંગ પડે તેમના યશસ્વી અને ધાર્મિક ગુણોનું અનુકરણ કરવાનું માંડી વાળીયે છીયે અને પોતાને રામના ભક્તો માનવા છતાં રામ વર્તનદ્રોહી બનીએ છીએ. મહાન પુરૂષોના જીવનો વાંચવા તથા સાંભળવાનો હેતુ એ છે કે તેમનું અનુકરણ કરી આપણે આપણા જીવનમાં સુધારો કરીએ—વા કહો કે આપણી જીવનયાત્રા સફલ કરીએ. આજે તે મહાપુરૂષના જીવન સમયે ભ્રાતૃભાવ વા ભ્રાતૃભક્તિ કેવા પ્રકારની હતી તે આપણે તપાસીશું. આ ભ્રાતૃભાવ દરેક વર્ણને આવશ્યકારક છે અને દરેક વર્ણને આચરણીય છે. આ ગુણને યદિ ભારતવર્ષની પ્રજા આચારમાં મૂકે તો તેમનું કલ્યાણ થોડાજ સમયમાં થઇ શકે. તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ પોતાને માટે ઉન્નતિના પ્રયત્નો કરી રહી છે તેમાં ભ્રાતૃભક્તિ વા ભ્રાતૃભાવ વધારવો એ મુખ્ય પ્રયત્ન છે. ભ્રાતૃભાવ એટલે પોતાના ભાઇ તરફ પ્રેમ, જેને પોતાનો ભ્રાતા વા બંધુ સમજવામાં આવે તેના તરફ કેવી રીતે વર્તન કરવું તે, મહાત્મા રામચંદ્રજીનો ઇતિહાસ ઘણી સારી રીતે બતાવે છે. એક ઘરમાં ચાર ભાઇઓ હોય, પછી તે કાકાના હો, વા સાવકી માતાના હો, કોઇ પણ પ્રકારની સગાઇથી તે ભ્રાતા વા બંધુપદને પામ્યા પછી તેમના તરફ પ્રેમ રાખવો જોઇએ; અને તે પ્રેમ વા તે સદ્ભાવને ભ્રાતૃભાવ વા ભ્રાતૃભક્તિ કહેવામાં આવે છે. તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ હાલ ભ્રાતૃપ્રેમ વિના સર્વ પ્રકારથી શક્તિહીન બની છે અને સર્વ પ્રકારે દુઃખી છે. આ કોમના કેટલાક ગ્રામ વા શહેરના લોકો પોતાના અન્ય ગ્રામ વા શહેરના લોકોથી ભિન્નતા રાખે છે, કેટલાકો તો ઉન્નતિ અર્થે વિચાર કરવા માટે પણ એકમેકની સાથે ભેગા થવામાં પાપ સમજે છે, કેટ-

લોકો આચાર વિચારને ભિન્નતાનું કારણ બતાવી પોતાની શ્રેષ્ટતામાં વર્ણવ્યા કરે છે પરંતુ મારે એમ કહેવુ પડશે કે તેઓ શ્રેષ્ટ પુરૂષોના આચાર વિચારથી અજાણ્યા છે. યદિ અપરિચિત નહિ હોય તો તેમના જીવન તરફ તેમનું દુર્લક્ષ્ય હશે. કાંઈ પણ હો, પરંતુ મહાત્મા રામચદ્રના સમયનો ઇતિહાસ મને તો એજ સૂચવે છે કે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના સદાચારી કે અનાચારી પુરૂષોમાં ભ્રાતૃભાવનો અભાવ છે. જે વર્ણમાં બંધુભાવ નથી તે વર્ણ વા જાતિ પોતાની ઉન્નતિ કરી શકતી નથી. આટલુ કહી આપણે મહાપુરૂષ રામચંદ્ર, લક્ષ્મણ અને ભરતનો ભ્રાતૃભાવ તપાસીશું. મને લાગે છે કે મારા સર્વ વાચકો જાણતા હશે કે મહારાજ દશરથને ચાર પુત્રો હતા. રામચંદ્રજી, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન. મહાદેવી કૌશલ્યાથી મહાત્મા રામચંદ્રજી, શ્રીમતી સુમિત્રાથી નરોત્તમ લક્ષ્મણ તથા શત્રુઘ્ન અને મહામતી કૈકેયીથી ધર્માત્મા ભરત થયા હતા. એટલે મહાત્મા રામ, લક્ષ્મણ અને ભરત એકેકના સાવકા ભાઇ થાય. મહારાણી કૈકેયીના કહેવાથી મહાત્મા રામચંદ્રજીએ ચૌદ વર્ષ સુધી વનવાસ ભોગવવો અને મહારાજ ભરતને ગાદી આપવી એવુ નિર્માણ થઇ ગયુ. તે પછી પિતાશ્રીનો આમત્ર કરવા જવાની ખબર વીરપુત્ર લક્ષ્મણને રામચદ્રજી કહેવા આવ્યા તે સમયનો કનિષ્ટ ભ્રાતા લક્ષ્મણનો પોતાના બંધુ પ્રતિનો પ્રેમ જોઈ ઘણાજ આનંદ પામીયે છીયે. તે ધર્મવીર લક્ષ્મણ તે વખતે પોતાના ભાઇને એમ નથી કહેતો કે "ત્યારે ભાઇ શુ કરીયે, જાવ તમારા કર્મે તમારા ઉપર દુ:ખ આવ્યુ—ભોગવો. હોય લાચાર" એમ કહીને નિશ્ચિન્ત બની એશઆરામ ભોગવતા નથી પરતુ ઋષિ વાલ્મીકીજી લખે છે કે આસુઓ સાથે પોતાના મોટા ભાઇના ચરણ પકડીને લક્ષ્મણજી કહે છે કે—

> यदिगंतुं कृतावुद्धिर्वनं मृगगजायुतम् ।
> अहं त्वाऽनुगमिष्यामि वनमग्रे धनुर्धरः ॥ ३
> मया समेतोऽरण्यानि रम्याणि विचरिष्यसि
> पक्षिभिर्मृगयूथैश्च सघुष्टानि समं ततः ॥ ४ ॥

ભાવાર્થ—હે વડીલ ભ્રાતા રામચંદ્રજી ! મૃગ અને હાથીયોથી ભરપુર વનમા જવાનો આપે નિશ્ચય કર્યો છે તો હુ પણ વન કે જેમાં પક્ષિ તથા ભ્રમરાઓ ગુંજારવ કરી રહ્યા હશે ત્યા આપની સાથે ધનુષ પકડી આગળ આગળ ચાલીશ.

> न देवलोकाक्रमणं नामरत्वमहं वृणे ।
> ऐश्वर्यं चापि लोकानां कामये न त्वयाविना ॥ ५ ॥

ભાવાર્થ—આપના વિના હુ ઉત્તમ પુરૂષોએ પ્રાપ્ત કરેલી દેવલોક સ્થિતિ પ્રાપ્ત કરવા ચહાતો નથી, હું અમર થવા પણ માગતો નથી અને સર્વ પ્રકારનું ઐશ્વર્ય પણ આપ શિવાય મારે નકામુ છે. મહાત્મા લક્ષ્મણમા પોતાના બંધુ પ્રતિનો પ્રેમ ઉભરાઇ રહ્યો હતો તેથી સસારના સુખને તુચ્છ સમજી પોતાના બંધુ સાથે વનમાં જવાનો આગ્રહ કરવા લાગ્યા. મહાત્મા રામચંદ્રજીએ તેમને ઉત્તર દીધો કે મારી સાથે આપનુ આવવુ ઠીક નથી કારણુ કે તમે અને હું બન્ને વનમાં ચાલ્યા જઇશુ તો માતા કૌશલ્યા અને સુમિત્રાની સેવા કેણ કરશે ? માટે તમારે તેમની સેવાર્થ અયોધ્યામાંજ રહેવુ. લક્ષ્મણજીનો જે આ લૌકિક આગ્રહ

હોતે તો લક્ષ્મણજીએ પોતાના આગ્રહને ત્યાંજ માંડી વાળ્યો હોતે પરંતુ તેમનામાં તો બંધુ પ્રતિ ખરી લાગણી હતી જેથી ઉત્તર દીધો કે.

तवैव तेजसा वीर भरतः पूजयिष्यति ।
कौसल्यां च सुमित्रां च प्रयतो नास्ति संशयः ॥ २६

ભાવાર્થ—હે ધર્માત્મા ભ્રાતા રામ! માતા કૌશલ્યા અને સુમિત્રાની સેવા ધર્માત્મા ભરત પ્રયત્ન પૂર્વક કરશે તેમાં સંશય નથી. આગળ ચાલીને લક્ષ્મણજી કહે છે કે.

आहरिष्यामि ते नित्यं मुलानि च फलानि च ।
वन्यानि च तथान्यानि स्वाहार्हाणि तपस्विनाम् ॥ २३ ॥
भवांस्तु सह वैदेह्या गिरिसानुषु रंस्यते ।
अहं सर्वं करिष्यामि जाग्रतः स्वपतश्चते ॥ २४ ॥

ભાવાર્થ—હું આપના ભોજનને માટે વનમાંથી નિત્યફળ અને ફુલ, હવનને માટે અન્ય પદાર્થો જે વનમાં તપસ્વિઓ માટે થાય છે તે લાવીશ, પર્વતપર આપ માતા જાનકી સાથે વાર્તાલાપ કરતા હશો તે સમયે તથા આપની જાગૃત વા નિદ્રાવસ્થામાં હું આપની સેવા કરીશ.

વડીલબંધુ સાથે તેમના દુઃખ સમયે એવા વૃત્તિથી સાથ કરનાર ધર્મવીર લક્ષ્મણના બંધુસ્નેહને ધન્ય છે.

લક્ષ્મણના આવાં વાક્યો સાંભળી મહાત્મા રામચંદ્રજીએ તેમને કહ્યું કે તમારે મારી સાથે આવવા માટે તમારી માતાદિ સુહૃદજનોની આજ્ઞા લેવી જોઇએ.

પોતાના વડીલ ભ્રાતાનું આવું વચન સાંભળી નરશાર્દુલ લક્ષ્મણ પોતાની માતા સુમિત્રા પાસે વડીલ બંધુ રામની સાથે વનગમન કરવાની આજ્ઞા લેવા ગયા. તે સમયનો ઉપદેશ પણ દરેક આર્યહૃદયે પોતાના અંતઃકરણમાં કોતરી રાખી ઉછરતી વયની પોતાની કન્યાના અંતઃકરણમાં જમાવવાની જરૂર છે જેથી પોતાના ભાવિ સંતાનો તરફ તેઓ તદનુસાર ધર્મપૂર્વક ઇર્ષ્યારાગને છોડીને વર્તન કરે.

માતા સુમિત્રા પુત્ર લક્ષ્મણને રામચંદ્રજી સાથે જતી વખતે ઉપદેશ કરે છે કે બેટા!

व्यसनी वा समृद्धो वा गतिरेष तवानघ
एष लोके सतां धर्मो यज्ज्येष्ठवशगो भवेत् ॥

ભાવાર્થ—વિપત્તિ હોય વા સમૃદ્ધિ હોય, દરેક હાલતમાં મોટા પુરૂષોના અનુગામી થઇને ચાલવું તે ભલા મનુષ્યોનો ધર્મ છે. પછી આગળ ચાલીને ઉપદેશ કરે છે કે હે પુત્ર લક્ષ્મણ!

रामं दशरथं विद्धि मां विद्धि जनकात्मजाम् ।
अयोध्यामटवीं विद्धि गच्छ तात यथासुखम् ॥

ભાવાર્થ—તમારા વડીલ ભ્રાતા રામચંદ્રજીને તમારા પિતા દશરથ સમાન તમે જાણજો,

શ્રીમતી સીતાજીને મારા સમાન સમજજો, ભયંકર વનોને અયોધ્યા માનજો. એટલું ટુંકમાં કહી કહે છે કે "હે પુત્ર! તું યથાસુખમ્-સુખપૂર્વક જા."

ધન્ય-ધન્ય-સુમિત્રા! ધન્ય. માતા હજો તો તમારા જેવી હજો! યદિ આજની સ્ત્રીયો તેમના જેવો સરળ સ્વભાવ બનાવે તો તેમના ઉદરમાંથી લક્ષ્મણ જેવા પુત્ર ઉત્પન્ન થઇ સંસારમાં ભ્રાતૃપ્રેમના ગુણનું સત્વર અનુકરણ કરે અને પોતાની માતાની કુખ દીપાવે.

વાંચકો! રામચંદ્રના સાવકા ભાઇ લક્ષ્મણની પોતાના વડીલ બંધુ તરફ કેવી ભક્તિ હતી અને તેનો તેના તરફ કેવો અગાધ પ્રેમ હતો! લક્ષ્મણ એમ જાણતા હતા કે હું રામનો સાવકો ભાઇછું પરંતુ તે સાથે મહાત્મા રામચંદ્ર અને હું રાઘવ કુલના છીયે તે પણ તેમના લક્ષ્યથી બહાર નહોતું. તેવીજ રીતે તપોધન બ્રાહ્મણો, હુસીહોરી-હું ચાણોદી-હું સિદ્ધપુરીછું એમ ભલે જાણે પરંતુ હમે સર્વ તપોધન છીયે એમ જાણવામાં ઓછું લક્ષ રાખવા મહા પુરૂષોનો ઇતિહાસ ના કહે છે.

રામચંદ્રજી મહારાજના લઘુભ્રાતા ધર્મવીર લક્ષ્મણજીનો પ્રેમ જોઇ તેપર કદાચિત્ એવો પ્રશ્ન કરવામાં આવે કે નાના ભાઇ તો તેવો પ્રેમ કરે પરંતુ મોટા ભાઇએ તેવો સ્નેહ દર્શાવ્યો હોય એવું બતાવો કેટલાક લોકો એમ સમજે છે કે હમે મોટા તે મોટા. વડીલ થઇ તેમને નાનાનું મન સંપાદન કરતા આવડતું નથી. તેમ થવાથી તેઓમાં હમેશાં કલેશ રહે છે એટલે બન્ને જણા આપસઆપસમાં પ્રેમ રાખી શકતા નથી અને તેથી સર્વદા દુઃખાનુભવી રહે છે. હવે આપણે રામનો લક્ષ્મણપરનો પ્રેમ જોઇશું. રાવણ સાથેના યુદ્ધમાં શુરવીર લક્ષ્મણને બાણ વાગવાથી જ્યારે મૂર્છા પામી અચેત થઇ પોતે જમીન પર પડ્યા છે તે વખતે રામચંદ્રજી સુષેણને કહે છે કે,

> यथैव मां वनं यान्तमनु याति महाद्युतिः ।
> अहमप्यनुयास्यामि तथैवैनं यमक्षयम् ॥ ८
>
> इष्ट बन्धुजनो नित्यं मां स नित्यमनुव्रतः ।
> इमामवस्थां गमितो राक्षसैः कूटयोधिभिः ॥ ९ ॥
>
> देशे देशे कलत्राणि देशे देशेच बान्धवाः ।
> तंतु देशं न पश्यामि यत्रभ्राता सहोदरः ॥ १० ॥

ભાવાર્થ—જેવી રીતે તે મહા તેજસ્વી ભ્રાતા લક્ષ્મણ મારી સાથે વનમાં આવ્યા છે તેવીજ રીતે હું તેની સાથે આજે યમના ગૃહે જઇશ. હા! મારો ઇષ્ટબંધુ જે મારી આજ્ઞામાં નિત્ય તત્પર રહેતો હતો તેની આ માયાવી રાક્ષસોએ આવી દશા કરી મૂકી છે. દેશદેશમાં સ્ત્રીયો અને દેશદેશમાં બાંધવો હોય છે પરંતુ એવો દેશ હું દેખતો નથી કે જ્યાં સહોદર ભાઈ હોય.

ધન્ય. ધન્ય, રામચંદ્રજી પોતાના સહોદર ભાઇ માટે કેવા સ્નેહભર્યા ઉદ્ગારો કાઢે છે અને તેને માટે પોતે કેવો અંતઃકરણમાં પ્રેમ રાખે છે! અત્ર સહોદર ભાઇથી શું અર્થ સમજાશે. એક વંશજ ભાઇ તે સહોદર ભાઇ. લક્ષ્મણ કોણ કહેવાશે! તો કે રાઘવ–

રાઘવવંશમાં ઉત્પત્તિ જ સહોદર ભ્રાતૃ-ભાવ ઉત્પન્ન કરે છે. જેવી રીતે કે તપોધન બ્રાહ્મણ અને બ્રાહ્મણ. તપોધન બ્રાહ્મણોની જ્ઞાતિના રહેનાર મનુષ્યોના ઘણા સારા બ્રાહ્મણ બાંધવો હોય પરંતુ પોતાની જ્ઞાતિનો તપોધન સહોદર ભાઇનો પ્રેમતો કાંઇ ઓરજ. જે લોકો તપોધન નામ ધારણ કરી પોતાના સહોદરોને હલકા સમજી તથા અન્યોને ઉંચા માની કામ કરે છે જે લોકો ધર્માત્મા નથી એમ મહાત્મા રામચંદ્રજીનું જીવન શીખવેછે. આમ કહેવામાં મારો હેતુ એવો નથી કે પોતાની જ્ઞાતિ શિવાયના અન્ય મનુષ્યોને પોતાના શત્રુ સમજવા પરંતુ હું એમ કહેવા માગુ છું કે પોતાના ભાઇઓ તરફ પ્રેમની લાગણીઓ ન રાખતાં અન્ય સ્થળે પ્રેમ દેખાડવાની કોશીષ કરવામાં આવે છે તે ઉચિત્ નથી. પોતાના જાતિભાઇઓ તરફ પ્રેમની લાગણી બતાવતાં અન્યો તરફ તેમ કરવું જોઇએ. કદાચિત્ કોઇ એમ કહેશે કે વીરપુત્ર લક્ષ્મણ રામચંદ્રજીની આજ્ઞાને આધીન રહેતાં અને તેમની સાથે વનગમન કર્યું તેથી તેમના પર તેમને પ્રેમ થવો શકય છે. રામચંદ્રજીની મહત્વતા એટલા માટેજ લોકોમાં જાણીતી છે કે તે સરળ હૃદયના હોઇ ધર્મ પ્રમાણે વર્તન કરતા હતા અને નિસ્વાર્થ પ્રેમ ધરાવતા હતા. ધર્મવીર ભરતજી કે જેમને માટે તેમને વનવાસ જવુ પડયુ હતું તેમના તરફ પણ તેમનો તેવોજ પ્રેમ હતો ભરતજી પોતાના મામાને ત્યાંથી અયોધ્યા આવ્યા અને તેમને જ્યારે ખબર મળી કે રામચંદ્રજી પોતાને કારણે પોતાની માતાના કહેવાથી વનવાસ ગયા ત્યારે તેમણે રાજ્ય કરવાનું માંડીવાળી એકદમ રામને મળવા જવા ધાર્યું. પોતે મોટી સેના લઇને ચિત્રકુટ પર્વતપર જતા હતા તે સમયે લક્ષ્મણે તેમને જોયા, એટલે તેમના મનમાં એમ થયું કે ભરત સેના સાથે યુદ્ધ કરવા આવેછે, રામચંદ્રની પાસે આવી હાથમાં ધનુષબાણ લઇ રામને તેમણે તૈયાર થવા કહ્યુ અને ભરત પ્રતિ કેટલાક ક્રોધ ભર્યા વચનો કહ્યાં ત્યારે રામે કહ્યુ કે મને રાજ્યની ઇચ્છા નથી તો ભરત મારી સામે સેના લઇ શા માટે આવે? તેમ કહી રહે છે કે.

> मन्येऽहमागतोऽयोध्यां भरतो भ्रातृवत्सलः ।
> ममप्राणै प्रियतरः कुलधर्ममनुस्मरन् ॥ ९ ॥
> श्रुत्वा प्रव्राजितं मां हि जटावल्कल धारिणम् ।
> *जानक्या सहितं वीर त्वया च पुरुषोत्तम ॥ १० ॥*

ભાવાર્થ—હે લક્ષ્મણ! મારા વિચાર પ્રમાણે ભ્રાતૃવત્સલ ભરત અયોધ્યામાં આવ્યા હશે. મને કે જે હું તેમને પ્રાણથી પણ વધારે પ્રિય છું તેને નહિ જોવાથી પોતાના કુળ તથા ધર્મનું સ્મરણ કરી તથા હું જટા વલ્કલ ધારણકરી જાનકી સહિત વનમાં ગયો છું તે સાંભળી મને મળવા અત્ર આવે છે.

આપરથી મહાપુરૂષ રામચંદ્ર પોતાના ગાદી માટેના હરીફને માટે શું પ્રેમયુક્ત વિચારો ધરાવે છે તે આપણે સ્હેલાઇથી સમજી શકીશું. આ સમયમાં તો અરસપરસમાં પ્રેમાભાવને લીધે આવી અવસ્થામાં આગળ પાછળનો વિચાર કર્યા સિવાય તરત લડાઇ ઉભી કરવામાં આવે અને પોતાના કુળનો નાશ કરવામાં આવે. આના ઉપર પણ કોઇ એમ કહે કે ધર્માત્મા ભરતનો પ્રેમ રામચંદ્રજી ઉપર હતો તેથી તેમના ઉપર પ્રેમ રાખતા હતા પરંતુ કૈકેયી તો રામચંદ્રજીને વનવાસ મોકલવામાં મુખ્ય કારણભુત હતા તોપણ ધર્મવત્સલ રામચંદ્રજીનો

તેમના પર તેવોજ પ્રેમ હતો. જ્યારે ભરત રામચંદ્રજીને મળવા આવ્યા ત્યારે તેમણે પોતાની માતાની ખબર પુછી એટલુજ નહિ પરતુ ભરતને પૂછે છે કે,

तात कच्चित्च कौसल्या सुमित्रा च मजावती ।
सुखिनी कच्चिदार्या च देवी नन्दति कैकेयी ॥८॥

ભાવાર્થ—હે બધુ ! કૌસલ્યા, ઉત્તમ સન્તાનવાળી સુમિત્રા અને આર્યા કૈકેયી દેવી આનંદ પૂર્વક છે ?

તે પછી જ્યારે ભરતજી પોતાની માતાનો દોષ બતાવી કેટલાક કટુ વચન કહે છે ત્યારે રામચંદ્રજી કહે છે કે,

शत्रुघ्न च मतिष्वज्य वचनं चेदमब्रवीत् ।
मातरं रक्ष्य कैकेयी मा रोषं कुरुतां मति ॥ २१ ॥

ભાવાર્થ—શત્રુઘ્ન અને ભરતને પોતાની છાતી સાથે લગાડી રામચંદ્રજી કહે છે કે હે ભાઇઓ ! તમે માતા કૈકેયીની રક્ષા કરજો અને તેના પર કોઈ પણ વખત રોષ કરશો નહિં.

પ્રિય વાંચકો ! જુઓ ભદ્રપુરૂષ રામચંદ્રની વિનયતા અને તેમનો ધાર્મિક સ્વભાવ. આજતો એવા પ્રકારના મનુષ્યો દ્રષ્ટિએ પડે છે કે પોતાની કોમમા વા પોતાના કુટુબમા અજ્ઞાનવશાત્ કોઇ અનાચાર કરતા હોય તો તેમના તરફ તિરસ્કારની નજરથી જોવું અને કોઇ કદાચિત્ પુછે કે આ તમારી કોમના વા કુટુબના કે ? તો કહેવું કે નારે ભાઇ હમારે ને એમને સબધ નથી. આવી રીતના ઘમડ રાખનાર પુરૂષો કોઇ દિવસ પોતાની અને પારકાની ઉન્નતિ કરી શકતા નથી. તે લોકોએ ધર્મવત્સલ રામના ભ્રાતૃવત્સલ પ્રેમ અને ઇર્ષ્યા રહીતપણાના ગુણનું ગ્રહણ કરી તદનુસાર વર્તન કરવુ જોઇએ. તેમાંજ તેમનુ „મોટાપણું" છે. આવી તરહની મોટાઇ જેમણે પ્રાપ્ત કરી છે તેઓજ પોતાની તથા પોતાની જ્ઞાતિની સુધારણા સ્હેલાઇથી કરી શકે છે.

વિદ્વાન્ બધુઓ ! મહાત્મા ભરતની પણ રામચંદ્રજી પર તેવીજ નિરુપમ ભક્તિ હતી. તેમને રાજ્યગાદી મળતી હતી, સર્વ પ્રકારનો વૈભવ પ્રાપ્ત થતો હતો, પોતાની આજ્ઞા પ્રમાણે સર્વ ઠેકાણે વર્તાવ થવાનુ માન ઉપલબ્ધ થતુ હતુ પરતુ તે સર્વના પાશમાં નહિ આવતા ધર્મ તરફ લક્ષ આપ્યુ અને અન્ય સર્વ છોડયુ.

ભરતજીએ ચિત્રકુટ ઉપર રામચદ્રજીની પાસે આવી તેમને રાજ્યાધિપતિ થવા વિનતિ કરી પરન્તુ રામચંદ્રજીએ પિતાતાનો અમલ કરવા માટે તે માન્યુ નહિ અને રામચદ્રજીએ તથા વસિષ્ઠાદિ ઋષિઓએ ભરતને રાજ્યશાસન કરવાનો ઘણોજ આગ્રહ કર્યો ત્યારે મહારાજ ભરત નીચે પ્રમાણે કહે છે.

स पादुके संप्रणम्य रामं वचनमब्रवीत् ।
चतुर्दश हि वर्षाणि जटाचीरधरो ह्यहम् ॥ १७ ॥
फलमूलाशनो वीर भवेयं रघुनन्दन ।

तवागमनमाकांक्षन्वसन्वै नगराद्बहिः ॥ १८ ॥

ભાવાર્થ—રામચંદ્રજીની પાદુકાને પ્રણામ કરી ભરતજીએ રામચંદ્રને કહ્યું કે હે વીર રઘુનન્દન! હું ચૌદ વર્ષ સુધી જટા તથા ચીર ધારણ કરી ફલમૂળ ખાઇશ અને આપના આવવાની પ્રતીક્ષા કરતો નગરથી બહાર રહીશ.

तवपादुकयोर्न्यस्य राज्यतन्त्रं परंतप ।
चतुर्दशे हि सम्पूर्णे वर्षेऽहनि रघूत्तम ॥ १९ ॥
न द्रक्ष्यामि यदि त्वां तु प्रवेक्ष्यामि हुताशनम् ।

ભાવાર્થ—હે પરંતપ રામચંદ્રજી! તમારી આ પાદુકાઓ ઉપર રાજ્ય ભાર ધરીને હું કાર્ય કરીશ. ચૌદમા વર્ષનો અંતિમ દિવસ થયા પછી યદિ આપને અયોધ્યામાં દેખીશ નહિ તો અગ્નિ પ્રવેશ કરી મૃત્યુ વશ થઇશ.

ધન્ય—ભાઇયો ભાઇયોમાં પ્રેમ, સ્નેહ ભાવ, ભક્તિ, જે શબ્દ કહો તે કહો. તે હજો તો આ પ્રમાણે હજો. આવા બાંધવો જ્યારે જગતમાં થશે ત્યારે શાંતિ થશે, આવી રીતનું બાંધવવાત્સલ્ય હશે ત્યારેજ સુખપ્રાપ્તિ થશે. તપોધન બાંધવો! ભ્રાતૃપ્રેમની લાગણીઓ જાગૃત કરો. મિત્રભાવનો ત્યાગ કરો, ઇર્ષાને છોડો, કોન્ફરન્સ જેવા મહદુપયોગી કામોમાં, પોતાના ભાઇયો પર પ્રેમ લાવી ભાગ લેવા યત્નશીલ બનો. તપોધનોમાં બંધુભાવની લાગણીઓ થવાથી બોર્ડીંગ સ્કુલ જેવા મહાન્ કાર્યો પણ થઇ શકશે

---

ॐ

## તપોધન જ્ઞાતિ માતાને વિજ્ઞપ્તિ.

---

હે માતા! ઇશ્વરની માયા આશ્ચર્યદર્શક છે. ઉદયને અસ્ત, અને અસ્ત પછી ઉદય એ ન્યાયે ત્હારી દશા છિન્નભિન્ન થઇ છે. પ્રાચીન પુસ્તકો તરફ દૃષ્ટિ ફેંકતાં પ્રતીત થાય છે કે હે જનની તારૂં પ્રાચીન ગૌરવ ક્યાં? ત્હારા મૃતક શૈય્યાપર પડેલા શમીદમી રત્નો ક્યાં? અને સર્વ જગાએ તારી ફેલાયલી સુવાસના ક્યાં? અરે ધર્મને માટે ત્હારા આત્મભોગી વિરલાઓ ક્યાં? આધ્યાત્મિક વિદ્યા પોષણીય રત્નો ક્યાં? પરકાર્યને માટે સમુદ્ર પર્યટની ભૂદેવો ક્યાં?......ખરેખર હે જનની! તું મૃત્યુરૂપી શય્યાપર પડેલી છે અને હવે વિકાળ યમદેવ તને પોતાની પાશમાં લેવા પ્રયાસ કરી રહ્યો છે અને જેમ જેમ તે પાસે આવતો જાય છે તેમ તેમ જાણે તું અપાર અવગણનાઓથી લજ્જીત થયેલી હોય અને જાણે હમણાંજ આત્માને સમર્પણ કરવા તૈયાર થતી હોય તેવી દૃષ્ટિગોચર થાય છે.

માતા! ત્હારો પુનઃ ઉદ્ધાર કરવાનું મહાન કામ ક્યાં? તેનો ઉત્કર્ષ કરવાની અમારી તુચ્છ શક્તિઓ ક્યાં! ખરેખર માતા! ત્હારા દુઃખનો હેવાલ લખતાં લેખની કંપે છે, નિરાશા આંખો આગળ છવાઇ જાય છે, અને મનમાં એવો ભય થાય છે કે

હે માતા હવે તારો અંત ઘણોજ નજદીક છે. વિશેષમાં ત્હારાં છુટાં છવાયેલાં બાળકો જે અમારી ( તારા બાળકોની ) આસપાસ હરતાં ફરતાં હતાં, ત્હારા ગુણોનું યશોગાન ગાતાં હતાં, તેમાંનાં કેટલાક અદૃશ્ય થઇ ગયાં, કેટલાંક વિખુટાં પડી ગયાં અને જે શેષ રહ્યાં છે તે રસાતળે પહોંચવા માંડી ગયાં છે જેથી હવે ત્હારૂં નામ નિશાન સમસ્ત સંસારની જાતિઓમાંથી લોપ થવાનો સંભવ છે અને જો લોપ થશે તો પછી ત્હારી પાછળ કોણ શ્રાદ્ધાદિ ક્રિયા કરશે તેની અમને ખબર પડતી નથી.

હે જ્ઞાતિ ! ત્હારા ગુણવીર રત્નો ત્હારા દુઃખી અવસ્થાના શોકમાં પોતાનું જીવન વ્યતીત કરી ગયા છે અને જે હયાત છે તે સમયની પીડાથી પીડીત છેઃ છતાં જો તું ખ્યાલ નહીં કરે તો તને અમે મૃતકોથી પણ વધારે નિકૃષ્ટ સમજીશું. હે માતા ! ત્હારા ઘરના ઝગડે, ત્હારા મિથ્યાભિમાને, તારી બે પરવાઇએ અમને કેવળ ક્ષુલ્લક બનાવી દીધા છે. તું પોતાને પરાયો, મિત્રને શત્રુ, શત્રુને મિત્ર, પ્યારાને દ્વેષી અને દ્વેષીને પ્યારા સમજતી રહી છે અને અદ્યાપિ પર્યંત કોઈ પણ ખાસ અનુકરણીય ગુણ ત્હારી અવસ્થામાં પ્રાપ્ત થયો નહીં તો શું, અમારે એમ માની લેવું કે ત્હારો રોગ અસાધ્ય છે અને ત્હારા દુઃખનું ઔષધ પરમકૃપાળુ પરમાત્માએ બનાવ્યું નથી ? હે માતા ! એમાં કાંઇ સંદેહ નથી કે ઘણીવાર આ નિરાશા અમારી આંખો આગળ છવાઇ જાય છે અને અંતરાત્મા સાક્ષી આપે છે કે મૃતકને જગાડવી તે માટીના ઢગલાઓ કાયમ રાખવા સમાન છે. અમારી આંખો ત્હારી તેવી સ્થિતિ જોવા ઇચ્છતી નથી, કાન સાંભળવા માગતા નથી, ઇન્દ્રીઓને ત્હારૂં દુઃખ દ્રવતું નથી; અલબત, એટલું ધ્યાનમાં આવે છે કે ભાગ્યમાં લખાયલું હશે માટે પ્રભુએ આવી હાલત આણી. વળી અમે કોઇ કોઇવાર એમ પણ કહીએ છીએ કે જે લોક તને જગાડવા પ્રયત્ન કરે છે તે મૂર્ખ છે કિન્તુ પુનઃ શાસ્ત્રની મુખ્ય વાણી કાનમાં ગુંજે છે કે પોતાના ધર્મનું પાલન કરવું, તથા કર્તવ્યશીલ બનવું એ દરેક જીવાત્માનો પરમ ધર્મ છે. જીવાત્માને માટે તે યોગ્ય નથી કે પોતાની બુદ્ધિ અનુસાર ભવિષ્યનો વિચાર કરી લે અને પોતાની મતિના અભિમાનમાં ડુબીને ધર્મથી પતિત બની જાય. વિશેષમાં એવી કોઇપણ બીમારી નથી કે જેની દવા મહાન પિતાએ ન બનાવી હોય, માટે હે માતા ! ત્હારી પડતી રૂપી રોગની પણ કોઇ અવશ્ય દવા હોવી જોઇએ. Greatness of any community does not degend on its vide extent but on its main charactor અર્થાત્ કોઇપણ જ્ઞાતિનું મહાનપણું તેની વિસ્તીર્ણ મર્યાદા પર નહીં પણ તે જ્ઞાતિના ધર્મનીતિ અને વિદ્યાબળ ઉપર આધાર રાખે છે માટે ત્હારી બગડેલી પઠન પાઠનની રીતિ અને બગડેલા આચાર વિચાર સુધારવાને યથાવત્ પ્રયત્ન કર. હે માતા ! વેદ સૂર્ય સમાન છે અને જે સૂર્યથી જગતમાંના તમામ પદાર્થોનું પોષણ થાય છે તેમ વેદથી સમસ્ત સંસારના મહાત્મા અને જ્ઞાતિ પુરૂષોની વાણી પોષણ થાય છે કારણ કે વેદ એજ અખુટ જ્ઞાનનો ભંડાર છે માટે તારી કળા કૌશલ્યતા વેદ ઉપરજ આધાર રાખે છે અને જેના વડેજ અમે અમારા વડીલોનું પ્રાચીન ગૌરવ પ્રદિપ્ત કરી શકીશું માટે હે જ્ઞાતિ ! ત્હારો ખરો જ્ઞાતિ ઉદ્ધાર એજ છે કે એનો ઉત્કર્ષ કરવા માટે પોતાના પરંપરા જ્ઞાતિએ ચાલતા આચારોનું વિધિવત્ અનુકરણ કરો, તે આચારોના પાલનાર્થે હે માતા ! બાબુ પ્રહ્લાદજીભાઇ આદિ કર્મવીરો

કાલાનુસાર ઉત્પન્ન કીધા છે જેથી એમ પ્રતીત થાય છે કે ત્હારો અવશ્યમેવ ઉદય થવાનો છે.

પૂર્વકાળમાં ત્હારા અનેક કર્મવીરો હતાં, વર્તમાન કાળમાં તેવા કર્મવીરોની કંઇક ન્યુનતા છે એમાં કંઇ શક નથી તેમ છતાં એવા કર્મવીરોના અસ્તિત્વનો નાશ થયેલો છે એવું તો નહીંજ કહી શકાય બલ્કે પ્રત્યેક પદાર્થને કાળના નિયમાનુસાર ઉન્નતિ અને અવનતિનો સમય પ્રાપ્ત થયાજ કરે છે અને માતા, હાલ જે ત્હારી અવનતિ છે તે અમારો દોષ છે; અમે પ્રત્યેક કામમાં શિથિલ થયા છીએ, તેમ ધીને શ્રીબન્ને ખોઇ બેઠા છીએ. હે માતા ત્હારી તપોધન રૂપી નૌકા, ભવસાગરમાં ડગમગ ડગમગ થઇ રહી છે. વૃત્તિ વાયુના વંટોળીઆ પર ચડીને વિષયની બારીમાં ચક્કર ખાતી ખાતી પવનની ઝાડીઓથી ખડકો સાથે અથડાઇ અથડાઇને પથ્થરનો પ્રહાર સહન કરવા લાગી છે, તેનાં પાટીઆં ભાગી જવાથી પાણીનાં તોફાની મોજાં તેમાં પ્રવેશ કરવા લાગ્યાં છે અને આખરે મૃત્યુશૈયાપર પડેલા મનુષ્ય પેઠે ડુબવા લાગી છે છતાં અમે ત્હારા પ્રવાસીવીરો અસ્તવ્યસ્ત થતી નૌકાને સહીસલામત રાખવાના ઉપાયોને બદલે તેમાં અહિતકર્તા વિશેષ નિરર્થક બાકાં પાડીએ છીએ જેથી તે વધારે ડોલાયમાન થઇ રહી છે અને જે વીર પુરૂષો તે નૌકાને સુગતિમાં ચલાવનારા હતા તે તો પરલોક સીધાવી ગયા છે માટે માતા! આપત્તિ કાળમાં તેવા વીર પુરૂષો ઉત્પન્ન કર જેથી તે નૌકા, ભવસાગરને કિનારે પહોંચવાને શક્તિમાન થાય.

હે જ્ઞાતિ! જે સમયે તારાં સંતાનામાં સંસ્કૃત વિદ્યાનો પૂર્ણ પ્રચાર હતો અને જ્યાં ત્યાં સંસ્કૃત ગ્રંથોનું અધ્યયન અને પરિશીલન હતું, જ્યાં ત્યાં વેદ ઉપવેદ નિરુક્ત નિઘંટુ ષડદર્શન સ્મૃતિ આદિ ગૌરવ ઘોષો ગગને ગાજતા હતા તે સમયે હે જનની ત્હારી ખ્યાતિ ખરેખર જગત વિખ્યાત હતી અને જેથી આપણા ધર્મગુરૂ શંકરાચાર્ય સ્વામીએ ઉપરોક્ત વિદ્યાના પ્રભાવથી ભારતવર્ષની–નહીં નહીં સમસ્ત સંસારની અંદર પોતાના વિચારના અદ્વૈતવાદીઓ–લાખો નહી–પણ કરોડો ઉત્પન્ન કીધા અરે એટલુંજ નહી પણ જૈનધર્મને મુળમાંથી હલાવી નાંખ્યો અને વીર્યના પ્રતાપે આપત્તિમાં પણ અડગ હીમત છોડી નહી અને સ્વકર્તવ્યોમાંજ ચિરકાળ તન્મય રહ્યા. આપણી ઉન્નતિનો આધાર માતા ત્હારા ભાવિ સંતાનો ઉપર નિર્ભર છે તો હે માતા, પુરૂષાર્થવાદી પુરૂષો ઉત્પન્ન કર કે *જેઓ કર્મ, કર્મ, ને કર્મમાંજ અહોનિશ મચ્યા રહે, કારણ કે આ અખિલ સૃષ્ટિની ઉત્પત્તિ* સ્થિતિને પ્રલય કર્મ ઉપરજ આધાર રાખે છે.

कर्मणोहि प्रधानत्वं किं कुर्वन्ति शुभाग्रहा
वसिष्ठ दत्त लग्नोऽपि रामः प्रव्रजितो वने

કર્મ મુખ્ય પ્રધાન છે, કદી શુભગ્રહો હોય તોપણ શું કરે કારણ કે વસિષ્ટ ઋષીએ રામચંદ્રજીને પ્રાતઃકાળમાં રાજ્ય આપવાનો વિચાર કીધેલો પરંતુ રાજ્ય નહીં મળતાં કૈકેયીના ગેરવ્યાજબી પુરૂષાર્થથી રામચંદ્રને પ્રાતઃકાળમાં વનમાં જવું પડયું હતું. તો હે જ્ઞાતિ First make thy offsprings deserve and then desire અર્થાત્ પ્રથમ ત્હારાં ભાવિ સંતાનોને યોગ્ય બનાવ અને પછી ફળની આશા રાખ.

માતા ! ત્હારી છિન્નભિન્ન દશાને ઉન્નત કરવાનો આધાર ખાસ કરીને ઔદ્યોગિક, સામાજીક ઉન્નતિ પર રહે છે માટે ત્હારા ભણ્યા ગંઠ્યા વીરરત્નોને પ્રેરણા કર કે તેઓ ત્હારી છુટીછવાયેલી વસ્તીમાં ઉદ્યોગની વૃદ્ધિ થાય, સટ્ટો ન ફેલાય, બાળલગ્ન, કન્યા-વિક્રયાદિ દુષ્ટ રીવાજો દૂર થાય તેવા ઉપાયો યોજે. જ્યારે ત્હારા સંતાનોમાંના કેટલાક પોતાના સુખાર્થે સહસ્ત્ર નહિ પણ લાખો રૂપીઆનો વ્યય કરે છે તો શું ત્હારા ઉત્કર્ષ અર્થે પોતાના વિત્તનો ભોગ નહિ આપે? અજ્ઞાન અંધકારમાં ભટકતા, અથડાતા, કુટાતા અને અન્ન ધનના કલેશવડે દુઃખ વેઠી જીવન વિસર્જન કરનારા હજારો નહિ પણ લાખો બંધુઓને પ્રકાશમાં લાવવા પ્રયત્ન નહિ કરે? તેમને માટે યોગ્ય વિદ્યાલયો ખોલવા સત્વર ઉપાયો નહિ યોજે?

હે માતા! જ્યારે ત્હારા સંતાનોમાં કર્તવ્યપરાયણ સ્વાત્મ ભોગ, સત્યાગ્રહી અને પર કાર્યમાં પ્રવીણ એવા જનો જ્યાં સુધી ઉત્પન્ન નહિં થાય ત્યાં સુધી ત્હારી અવનતિજ રહેવાની છે માટે સતત પ્રયત્નશીલ થઇ ઇપ્સિતાર્થ પ્રાપ્ત કરવા માટે કર્તવ્યપરાયણ બનવામાં વિલંબ કરીશ નહિ તેમ પ્રાચીન મહત્તાને સંભારી નિશ્વાસ મુકવાની આદત ત્યજી દઇ હવે તેથી આગળ વધવું ખાસ જરૂરનું છે. હવે તો પુરુષાર્થ વૃત્તિ જાગ્રત કરી નિરાશાને દબાવી આશારૂપી ખડગ સમશેર સજી આત્મબળ, અંગબળ અને ઉદ્યોગ કુશલતાના બીજ ઉત્પન્ન કરે તેવા સદ્ધર્મ ઉદ્ધારક ને પતિતપાવક જનો ઉત્પન્ન કર અને જ્યારે એ પુરૂષો વિદ્યા કળા કૌશલ્યમાં નિપુણ થઇ પુનઃ વેદોદ્ધાર કરી તારો જય બોલાવશે ત્યારેજ તેમની (તારા સંતાનો) મહત્તા સર્વ જાતિ ઉપર પડશે.

હે જનની! સુકૃત્યનો કદી નાશ થવો નથી તેમ આત્માનો પણ કદી નાશ થતો નથી. માત્ર એક સ્વરૂપ છોડી અન્ય ગ્રહણ કરે છે માટે કોઇપણ સારૂં કામ, સારો રસ્તો, સારો દાખલો કદી જતો રહેતો નથી. એ હમેશાં ત્હારા અસ્તિત્વમાંજ રહેવાનાં છે. માત્ર ગાત્રનો ક્ષય થઇ લોપ થઈ જશે અને સત્કર્મો તો દિન પ્રતિદિન વૃદ્ધિજ પામ્યા જવાના, અને આવતા જમાનાના વિચાર પ્રચ્છાને પોતાનું રૂપ આપશે. જેમ જમીનમાં નાખેલાં નાનાં નાનાં બીજમાંથી સુંદર વૃક્ષો ઉત્પન્ન થાય છે તેમ અંતઃકરણ વૃત્તિના સ્વભાવિક આદેશ અને તેથી પ્રેરણા પામેલાં કર્તવ્યો સમજશક્તિ રૂપી ગુણમાંથી સદ્વર્તનરૂપી સુંદરમાં સુંદર ફળો ઉત્પન્ન થાય છે.

માતા ! ત્હારી આધુનિક સ્થિતિ જોતાં ઘણીજ દીલગીરીપૂર્વક જણાવવું પડે છે કે—

હે જનની ! એક વખત તું શુદ્રથી તે જીવજંતુ પર્યંતનો નિર્વાહ ચલાવનાર હતી પરંતુ તારા સંતાનોનાં રોજીરોટીને હાલ નિર્વાહઅર્થે ગુલામગીરી સ્વીકારવી પડે છે, ન થઇ શકે તેવાં અધમ કર્મો કરવાં પડે છે, તેમને તારવા માટે તું સમૃદ્ધિસુચક દેવીઓ અને ધર્મપરાયણ દેવો ઉત્પન્ન કર નહિ તો ત્હારા સંતાનોમાંના કેટલાક ત્હારી દુઃખી હાલત જોઇને વધારે કાયર થઇ જશે તો કોણ જાણે હજુ પણ ત્હારી કેટલી બધી અવગણના થશે !

જનની! એવો ત્હારો કયો સંતાન હશે કે જે પોતાની માતાની દુઃખી અવસ્થા જોઇને પોતે આનંદ ભોગવે છે અને તેનું દુઃખ નિવારણ કરવા પ્રયત્ન કરતો નથી, તો હે માતા! હવે ત્હારા સપુત સંતાનોને સપુત બનાવવાની કોશીશ કર. કપુત બતાવવાનું કલંક

પોતાના માથા ઉપર લગાડ નહિ. વળી તેમને ત્હારા રોગથી માહીતગાર કર અને સત્વર તેમની પાસે ત્હારા અસાધ્ય દરદનો ઉપાય કરાવ, જે કારણથી ત્હારા સંતાનોમાં વિષ પ્રસર્યું છે તે દુર કર અને જે અવસ્થા તને દુઃખ દેનારી છે તેનું નિકંદન કર અને હવે સચેત થા કારણ કે ત્હારા જીવનના દીવસ થોડા બાકી છે અને જેવી રીતે પુરાતન સમયમાં ત્હારા સંતાનોની ઉત્પત્તિ સમયે વાજાં વાગતાં હતાં, યજ્ઞ આરંભવામાં આવતા સર્વ પ્રકારના સંસ્કારો કરાવવામાં આવતા હતા. વેદના ગૌરવ ઘોષો ઋષીઓને અપાર આનંદ પમાડતા હતા તેવી પુનઃ દશા પ્રાપ્ત કરવા માતા અમે તને વિનવીએ છીએ તો તું ત્હારા ભાવિ સંતાનોને ધર્મના નામ પર, પરમાત્માના નામ ઉપર, ને ત્હારા નામ પર પ્રેરણા કર કે જેથી અમે સર્વ તપોધન બ્રાહ્મણો પુનઃ ત્હારા સ્તનનું અમૃતમય દુધ પીવા કટિબદ્ધ થઇએ—ઇત્યલમ્

ઇડર નિવાસી—શંકરલાલ ગુલાબરાય રાવળ

---

## વિવિધ દેશપરદેશ સમાચાર.

---

ચીનાઇ સ્ત્રીયો—ની સ્થિતિ ઘણી શોકજનક છે. પુરૂષોને પોતાની સ્ત્રીયોને વેચી નાખવાનો અધિકાર છે. ત્યાંની કોર્ટ આ વેચાણ પાકુ કરી આપતી નથી પરંતુ ઉક્ત કાર્યને અપરાધ પણ સ્હમજતી નથી. ત્યાં પતિનેજ સાતમાના કોઇપણ કારણસર સ્ત્રી સાથેના છુટાછેડા કરવાની છુટ છે. ત્યાંનો આ રીવાજ ઘણોજ અધમ છે. ત્યાંની પ્રજા અને સરકારે આ વિષયમા ઉચિત પગલાં ભરી યોગ્ય સુધારો કરવોજ જોઇએ.

ચીનમાં પિતૃભક્તિ-વિચિત્ર તરેહની છે. પિતાની આજ્ઞાનું પાલન કરવું તે સંતાનોને માટે ઉત્તમ કાર્ય છે પરંતુ જ્યારે આવી ભક્તિમા કેવળ અંધશ્રદ્ધા વાપરવામાં આવે છે ત્યારે તે ભક્તિ નુકશાનકારક નીવડે છે. ચીનાઓમાં એવો રીવાજ છે કે પિતાની આજ્ઞા કોઇપણ સંજોગોમાં પાલન કરવી જોઇએ. આ ધર્મ વાક્ય વા રીવાજનો લાભ લઇ ચીનાઇ પિતાઓ પોતાના પુત્રોને શાકભાજીની માફક વેચે છે. આવા વેચાણને માટે ત્યાં કાયદાનો પ્રતિબંધ નથી. શોક.

ચીનાઇ રીવાજ—ચીનમાં બાલક જન્મે કે તરત તેની એક વર્ષની ઉમર ગણવામા આવે છે, તેનું કારણ તેમને પૂછવામાં આવે છે તો જણાવે છે કે તે છોકરૂં માતાના ઉદરમા નવ માસ રહ્યું તે પણ ગણત્રીમા ગણાવું જોઇએ.

જર્મનીમાં વરવિક્રય—જર્મનીમાં પુરૂષો પરણવાની ઉતાવળ કરતા નથી અને કુમારિકાઓ અમુક વય પહેલાં પરણી જવું એવા મતની નહિં હોવાને લીધે ત્યાં દેખીતી રીતે પુરૂષોની અછત અને કન્યાઓની છત છે. આવી સ્થિતિમાં પણ કેટલાક ધનાઢ્ય સ્ત્રી સાથેજ પરણવા અભિલાષા રાખે છે. આવી ધનાઢ્ય સ્ત્રી શોધી કાઢવાને માટે ત્યાં દલાલોનો ધંધો

કરનાર મનુષ્યો હોય છે. તેઓ પુરૂષોને માટે ઘણું ધન આપે એવી કુમારિકાઓ શોધી લાવે છે. આ રીતને દૂર કરવા ત્યાંના શહેનશાહ બહાર પડ્યા છે અને તેમણે આજ્ઞાપત્ર બહાર પાડ્યું છે કે જે દરિયાઈ કે લશ્કરી અમલદાર પોતાના વિવાહ માટે દલાલની મદદ લેતાં જણાશે તેમને એકદમ બરતરફ કરવામાં આવશે." સુધરેલા દેશોની આવી સ્થિતિ શોકપ્રદ છે,

**અપંગોને માટે સુખદાયિની યોજના**—પાશ્ચિમાત્ય દેશોમા ઘડી કાઢવામાં આવે છે. જ્યારે આ દેશમાં તેમના તરફ કાંઇ પણ લક્ષ આપવામાં આવતુ નથી, અપંગોને સહાયતા કરવી એના જેવું પુણ્યનું કામ સંસારમાં અન્ય કોઇ નથી. અપંગોને પઇ પઇસો આપી પુણ્ય માનવું તે પુણ્ય નથી પરંતું તે લોકોનું જીવન સુધરે તેવી વ્યવસ્થા કરવી તેજ પુણ્ય છે. યુરોપમાં આવી વ્યવસ્થા કરવામાં આવે છે, અપંગોને વિદ્યા શિખવીને તથા જન્મથી આંધળાને વાંચતાં શીખવીને આત્મનિર્વાહ કરાવવામાં આવે છે તથા તેમને કંપોઝીટર–ટાઇપીસ્ટ જેવું આંખનુ કામ પણ આગળાથી કરતાં શીખવવામાં આવે છે. વિલાયતમા અપંગોની ઉન્નતિ કરનારી એક મંડળી છે. તેનું નામ "નેશનલ ઇન્સ્ટીટ્યુટ ઓફ ધી બ્લાઈન્ડ" છે. તે મંડળીના ખજાનચી છે તે પોતે અપંગ છે. તેમનું નામ મી. સી. એ પીયર્સન છે. તેમણે બુટ બનાવવાના ઉદ્યોગની ચોપડી બનાવી છે. આ ચોપડી વાંચીને કેટલાક અપંગો ઘેર બેઠા બુટો બનાવવા લાગ્યા છે. આવી રીતનું અપંગોનુ લશ્કર દેશને ભારે નહિ થઇ પડે તે માટે વિલાયતે જે સંસ્થા કાઢી છે તે ખરેખર આવકારદાયક છે, ભારત વર્ષ પોતાના નાણાનો જમવા–ખાવાના લખલુટ ખરચમા પૈસા ન નાખતા આવાં ખાતાંઓ ઉભાં કરવામાં પોતાના ધનનો ઉપયોગ કરે તો ભારતવર્ષની ઉન્નત સ્થિતિ થાય,

**અમેરિકામાં તરવાનું સ્થળ**—અમેરિકામાં આવેલા ન્યુયોર્ક શહેરમાં પ્રજાને તરવા શીખવવા માટેની જગા બાંધવાની શરૂઆત કરવામાં આવી છે. તરવાનુ તળાવ ૨૪૦×૧૨૪ ફુટ મોટુ કરવામાં આવશે. તરવાનાં વસ્ત્રો પહેરવાને માટે પાંચ હજાર કરતા પણ વધુ ઓરડીઓ બનાવવામાં આવનાર છે. જલાશયનું ઉંડાણ ૨ થી ૭ ફુટ રાખવામાં આવશે. દર ૧૮ કલાકે તેમાં નવું પાણી ભરવામાં આવશે. આ એક મોટું સ્થાન થશે. આનો સ્ત્રીઓ અને પુરૂષો બન્ને લાભ લેશે. પાશ્ચિમાત્ય દેશ દીનપ્રતિદિન પોતાની હાજતો જુદી જુદી પ્રકારથી નિભાવે છે.

**એક ચિત્રધર અમેરિકન મેમ**—ઇશુની માતા મેરીનું પ્રખ્યાત ચિત્ર, ફીલાડેલ્ફીયાના કરોડપતિએ એક લાખ ચાલીસ હજાર પાઉન્ડ આપી વેચાતું લીધુ છે. તે ચિત્ર બે ફુટ પહોળું તથા ૧૦ ઇંચ લાંબુ છે. ચિત્રકારને કરોડાધિપતિઓ અમેરિકામા આ પ્રમાણે ઉત્તેજન આપે છે તેથી દેશની કળાઓ વધતી અને સુધરતી જાય છે.

**ભારતવર્ષની કેટલીક સ્ત્રીઓની દશા**—હિમાલય સમીપ અલમોડા જીલ્લાના નગરોમાં નાયક લોકોની એક જાતિ છે જેઓ પોતાની પુત્રીઓનો વિવાહ કરતા નથી જેથી પ્રાય: આ સર્વ કન્યાઓ વેશ્યાઓ બની જાય છે. આપણા દેશની સ્થિતિ ઘણી નબળી છે અને તેની સુધારણાને માટે અનેક પ્રયત્નો કરવાની જરૂર છે. ધર્માચાર્યોએ આપસ આપસના ઝગડાઓ છોડી આવાં આવશ્યકીય કાર્યો કરવાની અતિ આવશ્યકતા છે.

# ગ્રાહકોને વિનંતિ.

પ્રિય વાંચકો ! આ ચાલુ વર્ષનો ચતુર્થ અંક છે અને આ માસિકના ચલાવનાર સર્વ બંધુઓ નિસ્વાર્થ વૃતિથી પોતના સમયનો ભોગ આપીને કામ કરે છે, તેમાં વળી ગ્રાહકોના વિશેષ વાંચનને માટે આ વર્ષથી માસિકનું કદ વધારીને ૧૬ પાનાને બદલે ૨૪ પાનાનુ કર્યુ છે, જેથી લેખકો ને વધુ સમય આપવો પડશે તે પણ લેખકો આપવા તૈયાર છે. વળી માસિકનું કદ વધવા સાથે લવાજમ તેનુ તેજ રાખવામા આવ્યું છે. માસિકના લેખોમા પણ સુધારણા કરવામાં આવી છે. તે ઉપરાંત એવી પણ વ્યવસ્થા કરવામાં આવી છે કે આ માસિક હવે પછી દરેક ગ્રાહકના હાથમાં નિયમીત રીતે દરમાસની પૂર્ણીમાએ અવશ્ય પહોચશે. આવી સ્થિતિમાં હું દરેક ગ્રાહકને વિનંતિ કરૂં છું કે તેમણે પોતાનું લવાજમ કાંઈ પણ વિલંબ વિના મોકલી આપવા કૃપા કરવી. ગ્રાહકોએ હવે પોતાની ફરજ બજાવવાની છે. તેમણે ગ્રાહકો વધારવા જોઇએ. પોતાનું લવાજમ મોકલી આપવું જોઇએ. જે મહાશયોનું લવાજમ નહિ મળે તેમનાપર શ્રાવણ માસનો અંક વી. પી. થી મોકલી આપવામાં આવશે. આ માસિકનું વર્ષ ચૈત્ર માસથી શરૂ કરવામાં આવ્યું છે અને હવેના સર્વ ગ્રાહકોને ત્યારથી જ ગ્રાહકો ગણવામાં આવ્યા છે માટે કોઇએ તત્સંબંધમાં વાંધો ઉઠાવી લવાજમ આપવામાં વિલંબ કરવો નહિ. આ માસિકના લેખકોને તથા ખબર પત્રીઓને વિનંતિ કરવામા આવે છે કે તેમણે તેમના લેખો તથા સમાચારો દરેક માસની કૃષ્ણ પક્ષની નવમીની અંદર મોકલી આપવા; અન્યથા તે લેખો તે અંકમાં દાખલ થઇ શકશે નહિ. જ્ઞાતિના સાક્ષર અને વિદ્વાન્ બંધુઓને જણાવવાની રજા લઉં છું કે તેમણે વિવિધ વિષયોપર બુદ્ધિપૂર્વક લેખો લખવા જોઇએ અને જ્ઞાતિ સેવા કરવી જોઇએ. જે બંધુઓ દરમાસે પોતાના લેખો ન આપી શકે તેમણે દર બે માસે વા કમમાં કમ દર ત્રણ માસે એક લેખ લખી મોકલવા કૃપા કરવી. લેખકોએ કાગળની એક બાજુ પર લેખ લખવા કૃપા કરવી.

ઓફીસ. સીધીગલી. ઇબ્રાહીમ
ફતાભાઇનો માળો. મુંબઈ.
નં ૪

લી. ભવદીય સેવક.
છગનલાલ જગન્નાથ.
વ્યવસ્થાપક બ્રાહ્મણધર્મ.

---

છે. તે પ્રોહ
ધન્ટકોણેથી મળશે. ધા ટાલાલ દયાશંકર રાવલ ધોળકાના મામલતદાર સાહેબે પોતાની
તેની તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ બ્રાહ્મણધર્મ માસિકની સહાયતાર્થે રૂ. ૧૦)નો મનીઓર્ડર મોકલી
લખવામાં આવ્યું છે આશીર્વાદ ઘટે છે. અને તે સાભાર સ્વીકારવામા આવે છે.
દશના વસ્તીપત્રકના ફોર્મો

---

કરવામાં આવે છે કે તે
મુ. સિધ્ધપુર" એ ઠેકાણે પ્ર. સભા તથા માસિકના લવાજમની પહોંચ આગામી અંકમાં પ્રકટ
થાય. આશાછે કે આ

REGISTERED NO. B. 972.

ॐ

# ब्राह्मण धर्म.

# Brahmin Dharma.

मनुवाक्य. ( अ. ११ )

यत्किञ्चिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्तिभिर्जनाः ।
तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २३१ ॥
तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ।
इज्याश्च प्रतिगृह्णन्ति कामान् संवर्धयन्ति च ॥ २३२ ॥

પુસ્તક ૫. ]　　સંવત ૧૯૭૧, શ્રાવણ.　　[ અંક ૫.

સંપાદક,
મ. પ્રહલાદજી સેવકરામ. મુ. સિદ્ધપુર.

વ્યવસ્થાપક,
છગનલાલ જગન્નાથ રાવળ. મુંબાઈ.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ સહિત.

પ્રત, ૫૦૦

કાર્યાલય (ઓફીસ.)
સીધીગલીને નાકે, ઇબ્રાહીમ ફતાભાઇના માળામાં. મુંબાઇ નં. ૪

# ब्राह्मण धर्म.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

ભાવાર્થ—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.

## ઇશ્વર પ્રાર્થના.

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥
ब्रह्मैवेदममृतं पुरस्ताद् ब्रह्म पश्चाद् ब्रह्म दक्षिणतश्चोत्तरेण ।
अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥ ॥ मुण्डकोपनिषद् ॥

ભાવાર્થ—હે પરમ કૃપાળુ પરમાત્મન્ ! તારૂં સામર્થ્ય અદ્ભુત છે. તારી શક્તિ અનુપમ છે તારી શક્તિ પાસે સૂર્ય, ચંદ્ર, તારા વિજળી પણ ચમકાટ કરી શક્તિ નથી તો પછી અગ્નિનું તો સામર્થ્ય શું ? હે ભગવાન ! તારી અપૂર્વ શક્તિના આધારથીજ અને તારી કૃપાથીજ તેઓ પોતાની શક્તિ સંસારને પ્રદર્શિત કરી શકે છે—હે અમૃતરૂપ ભગવાન્ આપ હમારી સમીપમા છો, આપ હમારી પાછળ છો, આપ હમારી ડાબી અને જમણી દિશામાં છો, આપ નીચે છો અને આપ ઉપર પણ છો—આપની અપૂર્વ શક્તિથી આ સર્વ છે. જ્યાં જોઇએ ત્યા તારી શક્તિ વિદ્યમાન છે—હે પરમ દયાળુ પરમાત્મા ! તારીજ કૃપાથી હમે સસારમાં સર્વ પ્રકારના સુખ ભોગવી શકીયે છીયે ! હે દયાનિધિ તુ હમારા પર દયા કર. ॥ ૐ શમ્ ॥

પુસ્તક ૫ મું. ] શ્રાવણ, સંવત ૧૯૭૦. [ અંક ૫ મો.

વિષયાનુક્રમણિકા.

# કાવ્યકુંજ.

## —: परोपकार :—

### ( હરિગીત છંદ. )

વિશ્વેશની આ સૃષ્ટિમાં, ઉપકાર લાખો જન કરે,
આખું જગત્ તે કારણે, ઉપકારી થયું છે, ને થશે;
આ અચર જગ ચર જગતનું, થઇ ભક્ષને મ્હોંમાં પડે,
ઉપકારીએ ઉપકારમાં, નિશ દીન સુખ માની રમે.
જો વ્યક્તિ એક જીવે કદી, મૃત્યુ બીજાનું રે ! થતું,
કે એક લાભજ ભોગવે, નુકશાન બીજાનું જતું;
ઉઠે કદી જન એક તો, બેસી બીજો મૂરખ રહે,
જો એક હસતો ભાળીએ, તો જન બીજો અશ્રુ લુએ.

અનુષ્ટુપ છંદ.

જીવ ધારી જગત્માં, વિકાસ સિદ્ધાન્તો વડે;
મનુષ્યોમાં પણ સદા, નિયમ પાલન સૌ કરે.
સૃષ્ટિ સમાજને જોતાં, વિચારો કાંઇ આવતા;
ઉપકાર એ છે જીવન, ને સ્વાર્થ મૃત્યુ છે ખરે.

હરિગીત છંદ.

શિક્ષા હમોને આપતી, કુદ્રત તણી લીલા બધી,
ચેતન અને જડ વ્યક્તિઓ, ઉપકારમાં ડૂબી જતી;
દુખતી છતાં સુખ માનતી, ઉપકારી શુભ જીવન કરે,
ઉપકારમાં સર્વસ્વ તેનું, હોય તે પ્રેમે ભરે.

परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः ।
परोपकाराय दुहन्ति गावः परोपकारार्थमिदं शरीरम् ॥

કુંડળીઓ.

પરઉપકારે જગત્માં વૃક્ષો ફળે સદાય,
વહીને નદીઓ સર્વદા, સમુદ્રમાં લોપાય,
સમુદ્રમાં લોપાય, ક્ષારનો સંગજ થાતાં,
કરે દેહ કાંઈ ક્ષાર, જગત્ ઉપકારો કરતાં,
ધેનૂ અમૃત દુગ્ધ થકી, પર જીવન ધારે,
માનવ દેહ પણ સર્જ્યો વિભુએ પરઉપકારે.

परोपकाराय शून्यस्य, धिङ् मनुष्य स्य जीवितम् ।
जीवन्तु पशवो येषां, चर्माप्युप करिष्यति ॥

શિખરણીઃ—

કંઈ પણ ઉપકારો, જગત્ મહીં જે જન નવ કરે,
નહિ તે માનવ ને નહિ પશુ, અરે ! દાનવ ઠરે;
પશુ મૃત ચર્મેથી, મનુષ્ય તનુને સુખ કરતું,
કહે છે શાસ્ત્રોને અનુભવ થકી પણ સત્ય ઠરતું.

भवन्ति नम्रा स्तरवः फलोद्गमैर्नवाम्बुभि र्भूरि विलम्बिनो घनाः
अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः स्वभावएवैष परोपकारिणाम् ॥

હરિગીત—

જળ ભરાતાં નમે વાદળ, નમીને નીચે પડે,
પણ જો કદી જળ હોય ના, આકાશમાં ઉંચે ચઢે;
રે તેમ ડાળી વૃક્ષની, ફુલ આવતાં નમતી રહે,
ફળ ન્હોય તેની પાસ તો, આકાશમાં, ઉંચે ચઢે.
કો શ્રેષ્ઠ પાસે સમૃદ્ધિ, જો આવીને સ્હેજે મળે,
ફૂલાય નહિ તે માનવી, થઇ નમ્રને શાન્તિ ધરે,
પણ રે ! સદા છે ધન્ય ! ! પરઉપકારને જે ચિન્તવે,
તે દેવરૂપ મનુષ્યનું, અવતરણ નમ્રજ વિચરે.

* * *

શાન્તિવાળું જીવન કોને નમ્રતા વિણ ના જડે,
તે નમ્રતા ઉપકારીને કર્તવ્ય કરતાં છે મળે;
તે કાજ સજ્જનને સદા, છે ઈષ્ટ ન્હાવી નમ્રતા,
ઉપકારની રશ્મિ ઉરે, ભરતાં મળે એ નમ્રતા.

तृणं चाहं वरंमन्ये नरादनुपकारिणः ।
घासो भूत्वा पशून्पाति, भीरुत्पाति रणाङ्गणे ॥

રૂચિરાઃ—

ઉપકાર વિના મનુ જીવનથી, તૃણને અતિશય છે ધન્ય ખરે !
કે ઘાસ બની ઉપકાર કરે, પશુનાં ઉદરોમાં પ્રેમે પડે;
છીપતા ડરપોક એ ઘાસ મહિં, મળતાં નવ આશ્રય અન્ય તણો,
વળી ઘાસ બળી દૂર ટાઢ કરે, પર જીવનનો ઉપયોગ ગણો.

वसन्तात्मज—वीसनगर.

# વિચાર વિવિધતા.

( લે. ફર્સ્ટગ્રેડ સ. આ. સર્જન કેશવલાલ મોતીલાલ, માંડવી-સુરત )

અનુસંધાન પુ. ૫ અં. ૩ પૃષ્ટ ૪૧ થી.

( ૩ )

(૯) સેન્ટ જહોન એમ્બ્યુલન્સ એસોસીએશન, તેના શિક્ષણની આવશ્યકતા અને ઉદ્દેશ.

૯ સીટી પોલીસ ફોજે તે પરોપકાર અને પુન્યનું કામ પ્રથમ ઉપાડી લીધું, એક પ્રસંગે, 'પ્રાથમિક મદદ' ના અભ્યાસ માટે, કીયો વખત ફાલતુ પાડવો ? એવો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે તે બહાદુર અને વિર્યવાન દેશભક્તોએ કહ્યું કે, અમોને ખોરાક ખાવાને માટે જેટલો વખત આપવામાં આવે છે, તેમાંથી બની શકે તેટલા બચાવેલા વખતનો સદુપયોગ આવા પરમાર્થ કાર્ય માટે કરીશું. શાબાશ છે તેમની દેશભક્તિને ! ! અને હજારો ધન્યવાદ છે આવી પુન્યપ્રદ પ્રજા ધરાવતા દેશને ! !

૧૦ અયે ! અમારી પવિત્ર ભારત ભૂમિ ! ત્હારા પ્રત્યેક સુપુત્રો આવો દૃઢ આત્મસંયમ અને સમાજસેવા માટે આટલો સાત્વિક ભાવે સ્વાર્થત્યાગ કરવાને તત્પર થાય, એવો સુદિન, હે પરમાત્મા ! અમને સત્વર પ્રાપ્ત થાઓ ! !

**૧૧ હવે સેન્ટ જહોન એમ્બ્યુલન્સ શાખામાં શિક્ષણના વર્ગ કેમ ઉઘાડવા ?** તે તપાસીએ. પરોપકાર વૃત્તિના, દયાળુ, અને ઉત્સાહિ વાંચક વર્ગને મનમાં પ્રથમ પ્રશ્ન એ થશે કે, આવી પરોપકારમય એમ્બ્યુલન્સ સંસ્થામાં આપણાથી કેવી રીતનો ભાગ લેઇ શકાય ? તેના શિક્ષણના વર્ગ પુરૂષો માટે તેમજ સ્ત્રીઓ માટે પણ, જુદા જુદા, ઉઘાડી શકાય છે. પરંતુ બન્ને જાતિનો એકત્ર ક્લાસ કહાડી શકાતો નથી. આવા ક્લાસમાં ૩૦ સુધીની ગમે તેટલી સંખ્યાના અભ્યાસીઓ શિક્ષણ મેળવી શકે છે; પાસ થએલા ખાનગી દાકતરો તેમજ મીલીટરી અને સીવીલ સબ આ. સરજનો આવા ક્લાસમાં દેશી ભાષામાં ભાષણ આપવાની લાયકાત ધરાવે છે. આવો ક્લાસ ઉઘાડવામાં પ્રથમ જરૂરીઆત એ છે કે કોઇ પણ પાસ થએલા સ્થાનિક દાકતરનું સહકારિપણું સંપાદન કરવું, અને શિક્ષણવર્ગમાં ભાષણો આપવાની તથા પરિક્ષા લેવાની તેમની સંમતિ મેળવવી, અને ભાષણ સાંભળવાને એકત્ર મળવાનું સ્થળ મુકરર કરવું. જે અભ્યાસીઓને મેમ્બર થઇને ફી આપવાની ઇચ્છા કિંવા શક્તિ ના હોય, તેઓ પણ અભ્યાસ કરી શકે છે. તે બદલ કંઇ પણ ફી આપવી પડતી નથી. પુખ્ત વયનાં સ્ત્રી, પુરૂષો, તેમજ સોળ વરસની અંદરના યુવાનો પણ તેમને માટે નિર્મિત ક્રમ વાળો અભ્યાસ કરી શકે છે; આવા શિક્ષણ વર્ગ માટેના અભ્યાસ ક્રમ તથા એસોસીએશનના મેમ્બર થવાના નિયમ અને ધારાઓ માટે, વિશેષ કંઇ પણ જાણવાની ઇચ્છાવાળાઓએ, "પ્રોવીન્સીઅલ સેક્રેટરી સેન્ટ જહોન એમ્બ્યુલન્સ એસોસીએશન," "ફોર્ટ, મુંબઇ" એ શિરનામે લખવાથી વધુ ખુલાસો મળશે.

---

ૐ

તપોધન બ્રાહ્મણ બોર્ડીંગ સ્કુલ અને તેના ફંડની યોજના કમીટીના સેક્રેટરી મહોદય નમસ્તે. સુ. કડી.

સેવામાં નિવેદન કે, તા. ૨૫-૫-૧૯૧૪ ની ત્રીજી તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સની બેઠકમાં આ જ્ઞાતિની એક બોર્ડીંગ સ્કુલ સ્થાપવા સબંધમાં જે ઠરાવ થયો છે અને તેની યોજના ઘડવા માટે જે કમીટી નીમાઇ છે તેનો હું સભાસદ હોવાથી તે વિષયમાં મારો જે અભિપ્રાય છે તે નીચે પ્રમાણે છે.

બોર્ડીંગ સ્કુલ તે આ જ્ઞાતિના ઉત્કર્ષનું મુખ્ય સાધન છે એમ હું માનુ છું. અતઃ માટે અનેક પ્રયત્નો કરવા જોઇએ અને તેશ સર્વ પ્રયત્નો સમયાન્તરે કોઇ સારા પરિણામ ઉપજાવનારા નીવડશે એ પણ નિસ્સંશય વાત છે, ઉક્ત કાર્ય કરવામાં ઘણી મુશ્કેલીઓ ઉઠાવવી પડશે એ પણ વિચારણીય છે પરંતુ તેને દૂર કરવાને માટે જ્ઞાતિના આગેવાનોએ ભગીરથ પ્રયત્નો કરવા જોઇએ અને જો તેમ કરવામાં આવે તો ઇશ્વર કૃપાએ તે કાર્ય પાર પડી શકાય એમ મારૂ માનવુ છે.

બોર્ડીંગ સ્કુલે શું પુરૂ પાડવું જોઇએ?

હાલની કેટલીક બોર્ડીંગો એવા પ્રકારની છે કે જેમાં છોકરાંઓને માટે કેવળ ભોજનનીજ વ્યવસ્થા કરવામાં આવે છે પરંતુ મારા અભિપ્રાય પ્રમાણે આવી બોર્ડીંગ આપણી જ્ઞાતિને માટે વધુ ઉપયોગી થઇ શકશે નહિ. કારણ કે આપણા ઘણાં બન્ધુઓની એવી સ્થિતિ છે કે તેઓ પોતાના છોકરાંઓને માટે વસ્ત્ર તથા સ્કુલ ખરચ ભરી તેમને અભ્યાસ કરાવી શકે તેમ નથી. માટે આપણે તેમની તેવી મુશ્કેલીયો દુર કરવાની વ્યવસ્થા કરવી જોઇએ. તેમ કરવાથી કેટલાંક છોકરાંઓને ઉંચા પ્રકારની કેળવણી આપવા આપણે શક્તિમાન થઇ શકીશું. તપોધન બ્રાહ્મણ બોર્ડીંગ સ્કુલમા નિમ્ન લિખિત સાધનો સાથે નીચે પ્રમાણેની વ્યવસ્થા થવી જોઇએ.

(૧) પ્રાતઃકાળે પાંચ વાગે પ્રથમ ઘંટ વગાડવામાં આવે કે તરતજ સર્વ વિદ્યાર્થીઓ પોતાના શયન સ્થાનમાંથી ઉઠે તથા શૌચ સ્નાનાદિ કર્તવ્ય કર્મથી પરવારી બરાબર ૭ વાગે સંધ્યા તથા અગ્નિહોત્રાદિ નિત્યકર્મ કરવા, નાના મોટાં સર્વ છોકરાંઓ સ્કુલના અધ્યક્ષ સાથે બેસે અને અઠવાડિયામાં બે વખત તેમને બોર્ડીંગના સદાચારી વિદ્વાન્ અધિષ્ઠાતા નીતિધર્મનો ઉપદેશ કરે.

(૨) ઉપરોક્ત કાર્યની સમાપ્તિ બરાબર સાત વાગે કરવામાં આવે. તે પછી અરધો કલાક વ્યાયામ કરાવવામાં આવે અને પા કલાક તેમને દુગ્ધપાન કરાવવામાં કાઢવામાં આવે.

(૩) ૮ થી ૧૦ સુધી સ્કુલનો અભ્યાસ કરે અને તે પછી દશ વાગે એક ઘંટ વાગે ત્યારે છોકરાંઓ ભોજન કરવા જાય; તેમાં અરધો કલાક અર્થાત સાડા દશ સુધીનો વખત વ્યતીત કરવામાં આવે. તત્પશ્ચાત્ અધ્યક્ષની આજ્ઞા લઇ સર્વ છોકરાંઓ શાળામાં જાય. પુનઃ પાંચ વાગે સ્કુલમાંથી વિદ્યાર્થીઓ

પાછા આવે અને અધ્યક્ષને નમસ્કાર કરે. તે પછી સાડા પાંચથી સાડા ૭ સુધી ક્રીકેટની રમત રમે અને સાડા ૭ થી સાત સુધી સર્વ સાથે સાયંસંધ્યા કરવા બેસે. સાત વાગે ભોજન કરવા જાય. સાડા સાતથી ૯ સુધી વિદ્યાર્થીઓ અભ્યાસ કરે અને ૯ થી ૯॥ સુધી વિદ્યાર્થીઓના અધ્યક્ષ તેમના સ્કુલના અભ્યાસ સંબંધી પુછપરછ કરે. સાડાનવથી દશ સુધી સર્વ વિદ્યાર્થીઓ વાર્તાવિનોદ કરે. આ સમયે એક ઘંટ વાગે જ્યારે, સર્વ વિદ્યાર્થીઓ શયનાર્થે પોતપોતાના સ્થાને જાય અને નિદ્રાવશ થાય. આ કાર્યક્રમ સાચવવા માટે સંધ્યાગ્નિહોત્ર તથા ધર્મનીતિના શિક્ષણ માટે, વ્યાયામ અને ક્રીકેટ તથા ભોજન શયનાદિમાટે સાધનો પૂરા પાડવા જોઇએ.

( ૪ ) સર્વ વિદ્યાર્થીઓને વસ્ત્ર આપવાં. સર્વને માટે એક સરખાં કપડાં બનાવવા અર્થાત્ તેમના કપડાં પણ આપણે પુરાં પાડવાની વ્યવસ્થા કરવી જોઇએ. આને અંગે ધોબી તથા રોજીંદા કામ કરનારા નોકરો વિગેરે રાખવાની વ્યવસ્થા કરવી.

( ૫ ) સ્કુલની ફી પણ ફંડમાંથી આપવી જોઇએ.

( ૬ ) પુસ્તકોના પૈસા ફંડમાંથી આપવાની વ્યવસ્થા કરવી જોઇએ.

( ૭ ) બોર્ડીંગને માટે એક વિદ્વાન્-વક્તા અને સદાચારી અધિષ્ઠાતા (Superintendant) તથા તેમના હાથ નીચે એક કારભારી ( clerk ) રાખવો. આ બન્નેને રહેવા માટે મકાન પણ ફંડમાંથી ભાડું આપી અપાવવા.

( ૮ ) ભોજન માટે રસોઇયા વિગેરે રાખવા.

બોર્ડીંગને માટે આ પ્રમાણેના સાધનો જોઇએ. આવાં સાધનયુક્ત બોર્ડીંગ થાય તો તે આપણી જ્ઞાતિને વધુ લાભપ્રદ થઇ શકે. આ પ્રમાણેની વ્યવસ્થાવાળી બોર્ડીન્ગમાં એક વિદ્યાર્થી દીઠ રૂ. ૧૫)નો ખરચ આવે છે એવો મેં અડસટો ગણત્રી કરીને કાઢયો છે. આપણી બોર્ડીંગમાં આપણે વધુમાં વધુ ૫૦ વિદ્યાર્થીઓ માટે સગવડ કરવી જોઇએ. હાલ ધનાભાવને લીધે આપણે તેટલા વિદ્યાર્થીઓની સગવડ કદાચિત્ ના કરી શકીએ તો થોડા વિદ્યાર્થીઓ રાખવા પરંતુ ૫૦ વિદ્યાર્થીઓના ખરચની આપણે ગણત્રી કરીશું તો તેના ખરચની વિગત નીચે પ્રમાણે થશે.

વિદ્યાર્થીઓ ૫૦ × રૂ. ૧૫)=રૂ. ૭૫૦ માસિક.
૧૨
રૂ. ૯૦૦૦ વાર્ષીક.

દરેક વિદ્યાર્થી પાસેથી રૂ. ૪) પ્રમાણે. ફી લેવામાં આવે તે ૫૦×૪=રૂ. ૨૦૦. ×૧૨=રૂ. ૨૪૦૦ બાદ. } રૂ. ૨૪૦૦ „

રૂ. ૬૬૦૦ „

ઉપર પ્રમાણેની સગવડવાળી બોર્ડીન્ગ કરવામાં આવે તો દરવર્ષે ખરચના ૫૦ વિદ્યાર્થીઓ માટે રૂ. ૬૬૦૦ જોઇએ. આને માટે દોઢ લાખ રૂપિયાની રકમ સ્થિર કોષમાં હોય તો તેના વ્યાજમાંથી ઉપર પ્રમાણેના વાર્ષીક ખરચવાળી બોર્ડીન્ગ આપણે નિભાવી શકીયે,

વિશેષમાં યદિ બોર્ડીંગનું મકાન આપણે બનાવવું હોય તો મારા ધારવા પ્રમાણે ઓછામાં ઓછા રૂ. પચીશથી ત્રીશ હજારની રકમ જોઇએ એટલે બોર્ડીન્ગને માટે લગભગ રૂ. ૧,૮૦,૦૦૦ ની રકમની સ્થિર કોષમાં જરૂરીયાત પડે અર્થાત્ તેટલી રકમ આપણે ઉભી કરવી જોઇએ.

સુરતમાં મેં એક પાટીદારની બોર્ડીંગ જોઇ ત્યાં આગળ વિદ્યાર્થીઓની કેવળ ભોજન શયનની વ્યવસ્થા કરવામાં આવે છે અને સ્કુલ ફી. વસ્ત્ર તથા પુસ્તકો વિગેરેનો ખરચ વિદ્યાર્થીઓના મા બાપે આપવો પડે છે. તેમાં હાલ સાઠ વિદ્યાર્થીઓ છે, તેમાં વ્યાયામ તથા ક્રીકેટના સાધનો નથી. આનો દરેક વિદ્યાર્થી દીઠ રૂ. ૮) નો ખરચ આવે છે તેમાં વિદ્યાર્થીઓના માબાપ તરફથી રૂ. ૬) દર માસે ફીના મળે છે એટલે બોર્ડીંગ ફંડમાંથી એક વીદ્યાર્થી દીઠ રૂ. ૨) જ વધારે ખરચવા પડે છે. આ વ્યવસ્થા બીજા પ્રકારની છે અને મેં જે પ્રથમ વ્યવસ્થા બતાવી તે ઉંચા પ્રકારની બોર્ડીંગ માટે છે. પ્રથમ કક્ષાની બોર્ડીંગની આપણને જરૂરીયાત છે પરંતુ માનો કે તેમ ન થઇ શકે અને આવા બીજા પ્રકારની બોર્ડીંગ કરવામાં આવે તો ખરચ નીચે પ્રમાણે આવશે.

વિદ્યાર્થીઓ. ૫૦× રૂ. ૮) દર વિદ્યાર્થી દીઠ.= રૂ. ૪૦૦ માસિક.
૧૨

રૂ. ૪૮૦૦ વાર્ષિક.

| | |
|---|---|
| વિદ્યાર્થીઓની ફી રૂ. ૪) માસિક વિ. ૫૦×૪ રૂ. ૨૦૦×૧૨. રૂ. ૨૪૦૦ વાર્ષિક આવે તે બાદ | રૂ. ૨૪૦૦ ,, |
| | રૂ. ૨૪૦૦ ,, |

કેવળ ભોજનની વ્યવસ્થા કરવા માટે દર વર્ષે રૂ. ૨૪૦૦) મેળવવા જોઇએ જે રૂ. ૬૦,૦૦૦ નું વ્યાજ થાય છે એટલે કે આવી તરેહની બોર્ડીંગના નિભાવાર્થ રૂ. ૬૦૦૦૦) ની રકમની જરૂરીયાત પડે અને પોતાનું મકાન બનાવવું હોય તો રૂ. ૯૦,૦૦૦ હજાર જોઇએ.

*પ્રથમ કક્ષાની બોર્ડીંગ માટે રૂ. ૧,૮૦,૦૦૦ અને દ્વિતિય કક્ષાની બોર્ડીંગ માટે રૂ. ૯૦,૦૦૦ ની જરૂરીયાત પડે.* આપણી જ્ઞાતિની આધુનિક સ્થિતિ જોતાં આવી મોટી રકમો મેળવવી અતિ મુશ્કેલ છે અને વસ્તુતઃ તો તેવી રકમ જ્ઞાતિમાંથી મેળવવી એ તદ્દન અસંભવીત છે એમ માનવાને ઘણાં કારણો છે. પરંતુ જ્યાં સુધી આપણી જ્ઞાતિમાં મહાશય પ્રહલાદજીભાઇ સેવકરામ, મ૦ પ્રભાશંકર હરનારાયણ, મ૦ છોટાલાલ દયાશંકર રાવળ, મ૦ ભીખારામ ગોવિંદરામ, મ૦ ગિરિજાશંકર વિજયશંકર ચાહીવાળા, મ૦ દુર્લભરામ જયેષ્ટારામ, મ૦ નાથુભાઇ નરોત્તમાદિ લાગવગ વાળા ગૃહસ્થો છે ત્યાં સુધી ઉક્ત રકમો ઘણી મુશ્કેલીએ અને થોડા કાળ પછી પણ ઉપલબ્ધ કરવા સમર્થ થઇશું. તેમના અનસ્તિત્વમાં તો આવી મોટી રકમો પ્રાપ્ત કરવાના સ્વપ્ના આવવા પણ મુશ્કેલ છે.

### આ કાર્યાર્થે ધન પ્રાપ્ત કરવાના સાધનો.

(૧) મારા વિચાર પ્રમાણે ઉપર પ્રમાણેની મોટી રકમ પ્રાપ્ત કરવા માટે લોટરી

(લોટરી) શિવાય અન્ય કોઇ સહેલુ સાધન જણાતું નથી; જો કે લોટરી માટે પણ ઘણા વિકટ પ્રયત્નો કરવા પડે તેમ છે પરંતુ તેવા વિકટ પ્રયત્નોનુ યદિ સાર્થક પરિણામ આવે તો આપણી ધારેલી રકમો આપણે ઉપલબ્ધ કરી શકીયે. આવી લોટરી એક વખત કાઢવાથી આપણે આપણી રકમો મેળવી શકવાના નથી, પરંતુ તેવી લોટરી ત્રણ ચાર વખત કાઢવામાં આવે તોજ તે રકમો મેળવા આપણે ભાગ્યશાળી થઇએ. દાખલા તરીકે રૂા. ૫૦૦૦૦)ની રૂ; ૧) ની ટીકીટોવાળી આપણે લોટરી કાઢીયે તેમાં રૂ. ૧૫૦૦૦)ના ઇનામો અને રૂ. ૫૦૧૦) નો ખરચ મળી રૂ. ૨૦૦૦૦) ની રકમ જાય એટલે બાકી રૂ. ૩૦૦૦૦) હજાર રહે. પ્રથમ કક્ષાની બોર્ડીંગ માટે ૭ વખત અને દ્વિતીય કક્ષાની બોર્ડીંગ માટે ત્રણ વખત લોટરી કાઢવી પડે તોજ કાર્ય સિદ્ધિ થઇ શકે. પાંચ પાંચ વા ત્રણ ત્રણ વર્ષને અંતરે લોટરી કાઢવામાં આવે તો પ્રથમ કક્ષાની રકમ ત્રીશ વા અટાર અને દ્વિતીય કક્ષાની રકમ પચીશ અને પંદર વર્ષે આ સાધનથી આપણે આપણી ઇચ્છીત રકમ મેળવી શકીએ અને તેથી કેવળ ૫૦ વિદ્યાર્થીઓનાંજ આપણે બોર્ડીંગ સ્કુલદ્વારા પાલક થઇ શકયે. તેમાં પણ વારંવાર આવી લોટરી માટે આપણને મંજુરી મળે કે કેમ તે તો હજુ શંકાસ્પદ છે. આવી લોટરીની મંજુરી બ્રીટીશ રાજ્યમાંથી મેળવવી જોઇએ અને તેમ કરવા માટે રા. પ્રહ્લાદજીભાઇ સેવકરામ, રા. પ્રભાશંકર હરનારાયણ, રા. છોટાલાલ દયાશંકરને વિજ્ઞપ્તિ કરવી. આને માટે સર્વ પ્રકારના પ્રયત્નો કરી તેઓ આ કાર્ય આગળ ચલાવે.

(૨) બીજું સાધન એ છે કે આપણી જ્ઞાતિના બંધુઓની બોર્ડીંગ પ્રતિ સહાનુભુતિ મેળવવા, તે પ્રતિ તેમની લાગણીઓ જાગૃત કરવા અને તેમ કરી તેને માટે સુગમતાથી ધન પ્રાપ્ત કરવા આપણી જ્ઞાતિના અને જો આપણી જ્ઞાતિના ના મળી શકે તો અન્ય જ્ઞાતિના બે વિદ્વાન સદાચારી ઉપદેશકોને નિયત કરવા અને જ્યાં જ્યાં આપણી જ્ઞાતિની વસ્તી હોય ત્યાં જઇ કેળવણીની ઉતમતા બતાવી અને તેમાં તેમનું શ્રેયઃ બતાવી ફંડ એકત્ર કરવાની વ્યવસ્થા કરવા કહેવું, તે ઉપદેશકોને રૂ. ૧) તથા રૂ. ૦ાા ની બોર્ડીંગ ફંડની બુકો આપવી. તે બુકમાં મહર્ષિ દધીચિ આશ્રમ ફંડ એવુ શિર્ષ રાખવુ. અને તેમણે કોઇની પાસે રૂ. ૧) તો કોઇની પાસે રૂ. ૦ાા ભરાવી પાસો ફાડી આપવા વ્યવસ્થા કરવી. એમ કરવાથી તેઓ દર વર્ષના ખરચ જેટલી રકમો દર વર્ષ મેળવી શકશે.

(૩) આપણી જ્ઞાતિની ૧૫૦૦૦ની વસ્તી કહેવાય છે. તેમાંથી છોકરાં તથા સ્ત્રીઓ મળી દશ હજાર બાદ કરવામાં આવે તો બાકી ૫૦૦૦) રહે. તેમાંથી નહિ આપનાર ગૃહસ્થોને બાદ કરવામાં આવે તો બાકી બે હજાર મનુષ્યો રહે. તેઓ જો દર વર્ષ કેવળ રૂ. ૩) વાર્ષિક આપવાની પ્રતિજ્ઞા કરે વા તેટલા રૂપીયા તેમની પાસેથી મેળવી શકાય તો પ્રથમ કક્ષાની બોર્ડીંગ ચલાવી શકાય અને જો કેવળ દર વર્ષે રૂ. ૧ાા આપવાની પ્રતીજ્ઞા કરે તો દ્વિતીય કક્ષાની બોર્ડીંગ થઇ શકે. આવી રીતે ધન આપવાની તથા લેવાની વ્યવસ્થા તપોધન સંતાનો કરે તો હાલ બોર્ડીંગનું કામ શરૂ કરી શકાય. દરેક કાર્યનો આધાર તેના ચાલકો અને તેના પ્રતિ સહાનુભુતિ દર્શાવનાર ઉપર છે. આવી રીતે ફંડ દર વર્ષને માટે કરવામાં આવે તો બોર્ડીંગનું કામ ચાલ્યા કરે અને તેના સ્થિરકોષને માટે નાણું મેળવવાની વ્યવસ્થા કરવામાં આવે તો બીજી તરફથી તે કાર્ય પણ થઇ શકે

મેં ઉપર દર્શાવ્યું છે તેમ આ કાર્ય પણ આપણી જ્ઞાતિના ઉપદેશકો ઘણી સારી રીતે કરી શકે તેમ છે આપણી જ્ઞાતિમાં રા. ડા. કેશવલાલ મોતીલાલ રા. શંકરલાલ ગુલાબરાય, રા. ગંગાશંકર ટી. શર્મા, રા. ગિરિજાશંકર શુક્લ કરી શકે તેમ છે. તેઓ યદિ શરૂઆતમાં પાંચ વા છ માસ કાર્ય કરવાનુ કબુલ કરે તો કાર્યારંભ થઇ શકે. પાટણની તૃતીય તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સ સમયે આપણે ઉદીચ્ય જ્ઞાતિના યુવક કવિ અંબાલાલ લજ્જાશંકર આચાર્યને જોયા છે, તે આપણી જ્ઞાતિ પ્રતિ સદ્ભાવ રાખે છે, તેમને તથા રા. શંકરલાલ ગુલાબરાયને ઉપદેશક તરીકે થોડો સમય કાર્ય કરવા વિનંતિ કરવામાં આવે તો તેઓ બોર્ડીંગ સબંધમાં લોકાભિપ્રાય જાણી શકે જેથી જ્ઞાતિના આગેવાનોને, બોર્ડીંગ ઉભી કરવી કે કેમ તેની સમજણ પડે. કદાચિત્ લોટરીની મંજુરી મળે તો તેમાં પણ ઉપદેશકો હોય તો તેઓ સહાયક થઇ શકે. બોર્ડીંગને માટે ધન એકઠું કરવાનુ તથા જ્ઞાતિજનોને ઉત્સાહી બનાવી સંસ્થાના અભિમાની બનાવવાનુ મને તો આજ મુખ્ય સાધન જણાય છે; તેમના પગાર તથા ભાડાનો મળી વાર્ષિક રૂ. ૮૦૦ થી ૯૦૦ સુધી ખરચ થાય, અતઃ તેટલી રકમ પ્રથમથી ઉભી કરી બોર્ડીંગ માટે આપણા જ્ઞાતિ બંધુઓનો ઉત્સાહ આગેવાનોએ જાણવો જોઇએ.

(૪) આપણી જ્ઞાતિમાં આપણા કેટલાક બંધુઓનું ખેતી ઉપર જીવન છે તેવા બંધુએ પાસેથી મોસમ વખતે અન્ન મેળવવાની વ્યવસ્થા કરવી જોઇએ તેવા વર્ગના લોકો ધનને બદલે અન્ન બોર્ડીંગને આપવાની કબુલાત આપે તો તે તેઓને સુગમ થાય અને બોર્ડીંગને મદદ થાય.

(૫) આપણી જ્ઞાતિમાં કેટલાક વ્યાપારી વર્ગના બંધુઓ પણ છે, તેઓ પોતાથી બની શકે તેવી વસ્તુઓ બોર્ડીંગને પુરી પાડવાની પ્રતિજ્ઞા લે તો તે પણ એક ધનાપ્તિનુ સાધન થઇ શકે.

(૬) જ્ઞાતિજનોને ત્યાં શુભાશુભ પ્રસંગે આ સંસ્થાને અમુક રકમ દાન આપવાના રીવાજો દરેક સંભાની જ્ઞાતિમાં દાખલ થાય તે પ્રમાણે ઉપદેશકદ્વારાએ પ્રયત્નો કરવા જોઇએ.

(૭) પૈસા ફંડ, આટા ફંડ આદિ ફંડના સાધનો છે પરંતુ તે સર્વ મારા ધારવા પ્રમાણે બોર્ડીંગ ઉભી કર્યા પછી અમલમાં આવી શકે તેમ છે, કેટલાક મનુષ્યો એવા છે કે જે સંસ્થાને ચાલતી જોઇ તેમાં દાન આપવાનુ પોતાના મનનું વલણ કરે.

(૮) પાંચ સારા મનુષ્યોનું ડેપ્યુટેશન નીયત કરી તેમને અન્ય જ્ઞાતિના જનો જેઓ ધર્માત્મા, ઉદાર અને ધનવાન છે તેમની પાસે ફંડમાં સારી રકમો ભરાવવા મોકલવા. કેટલાકોનું એવું માનવું છે કે પોતાની જ્ઞાતિના કાર્ય માટે અન્યોની આશા રાખવી તે અનુચિત છે પરંતુ હું તેમ માનતો નથી. મારૂ અને તારૂ એતો સંકુચિત વિચારના મનુષ્યો માને છે. વિદ્યાવૃદ્ધિ કરવી એ મનુષ્ય માત્રનો ઉદ્દેશ છે અને એવા ઘણા ધર્માત્મા છે જેઓ પોતાના વા પારકાનુ ધ્યાન રાખ્યા શિવાય ધાર્મિક સંસ્થાઓને સહાયતા પ્રદાન કરે છે. માટે આપણે ડેપ્યુટેશન સર્વ પાસે જવું જોઇએ એમ હું માનુછું, આ ડેપ્યુટેશનમાં નિમ્ન લિખિત મહાશયોને નીયત કરવા (૧) રા. પ્રહ્લાદજી સેવકરામ (૨) રા. પ્રભાશંકર હરનારાયણ, (૩) રા. ગિરિજાશંકર વિજયશંકર, (૪) રા. હરગોવનદાસ નાનાભાઇ, (૫) રા. છોટાલાલ દયાશંકર, (૬) રા. દુર્લભરામ જ્યેષ્ટારામ—

(૯) આપણી જ્ઞાતિના સંભાવાર વિભાગ બનાવવા અને ત્યાંના આગેવાનોને માથે તેમના ભાગે આવતી રકમ ઉઘરાવી મોકલી આપવા વિનંતિ કરવી વા તેમનીપાસે દર સંકલ્પ કરાવવો. આપણી જ્ઞાતિના સંભાઓ નીચે પ્રમાણે છે.

(૧) ખંભાત.(૨) અમદાવાદ, ધોળકા, ડાકોર, (૩) ચાણોદ. કર્નાલી આદિ બારગામ (૪) સુરત, વલસાડ, નવસારી. (૫) ૭ ગામ ચરોતર, નડીયાદ, સુંજ, (૬) ત્રણ ગામ, પીપલાવ, પેટલાદ. (૭) ઇડર વડાળી. (૮) રતલામ, માળવા, (૯) દાહોદ ગોધરા પંચમહાલ, (૧૦) ઊંતેર રણાસણ, પીજાપુર, (૧૧) વઢિયાળ સુંવાળ, (૧૨) પાટણ, સિદ્ધપુર, બારગામ (૧૩) પાલનપુરાદિ વિભાગ (૧૪) કાઠિયાવાડ, આ પ્રમાણેના ગોળો પાડી તેમની વસ્તી તથા સ્થિતિના પ્રમાણમાં તેમને ખાતે અમુક રૂપીઆ દર વર્ષના નાખી બોર્ડીંગનું કાર્ય ચલાવી શકાય તેમ છે. આને માટે પણ ઉપદેશકોની જરૂરીયાત છે કારણકે વારંવાર લોકોને પ્રબોધી ધન પ્રાપ્ત કરવું જોઇએ.

બોર્ડીંગને માટે ધન પ્રાપ્ત કરવા સંબંધના સાધનો બતાવી તેના અધિષ્ઠાતા તરીકે કોણ કામ કરી શકે તેમ છે તેનાં નામો મારી અલ્પમતિ પ્રમાણે બતાવીશ. હાલ તો મારી નજરમાં મ. છગનલાલ મોતીલાલ રાવળ, મ. શંકરલાલ ગુલાબરાય રાવળ તથા રા. નથુશંકર ગોવિંદરામ રાવળ આવે છે. તેઓ બોર્ડીંગનું કામ સારી પેઠે ચલાવી શકશે એવી મને ખાત્રી છે.

બોર્ડીંગમાં કેવા શિક્ષણના વિદ્યાર્થીઓને દાખલ કરવા તે પ્રશ્ન પણ વિચારવા જેવો છે. ગુજરાતી ટ્રેનીંગ કોલેજમાં અભ્યાસ કરવા ઇચ્છનાર, અંગ્રેજી આધમરી શિક્ષણ લેનાર, મેટ્રીક તથા કોલેજનો અભ્યાસ કરનાર, સંસ્કૃત વ્યાકરણ તથા સાહિત્યના અભિલાષી અને હુનરશાળાના વિદ્યાર્થીઓને દાખલ કરવા જોઇએ. ગુજરાતી પ્રાથમિક શિક્ષણને માટે પોતેજ વ્યવસ્થા કરી લેવી જોઇએ.

બાર વર્ષથી નાની ઉમરના વિદ્યાર્થીને બોર્ડીંગમાં દાખલ કરવો નહિ અને બોર્ડીંગ કમીટી તરફથી જે શરતો ધડી કાઢવામાં આવી હોય તે સરતો પ્રમાણે વર્તન કરવા તથા કરાવવાને વિદ્યાર્થીઓ તથા તેમના વાલીઓ કબુલ કરે તોજ તેમને દાખલ કરવા જોઇએ.

અવિવાહિત ચાલાક વિદ્યાર્થીઓને તથા અમુક અભ્યાસ કરી ત્યાં સુધી વિવાહ નહિ કરે તેવા બુદ્ધિવાળા વિદ્યાર્થીઓને પ્રથમ પસંદગી આપવી જોઇએ એમ મારૂં માનવું છે.

ઘણા વિદ્યાર્થીઓના દાખલ થવા સંબંધમાં અરજીઓ આવે તો છોકરાંઓની પસંદગી કરી ચુંટી કાઢવાનું કામ પાંચ મહાશયોની એક કમીટીને સોંપવું જોઇએ. અને તે પાંચ સભાસદોમાં બોર્ડીંગના અધિષ્ઠાતાને એક સભાસદ તરીકે ચુંટી કાઢવા જોઇએ.

વિદ્યાર્થીઓના માબાપે રૂ. ૪) વા રૂ. ૫) દરમાસે આપવા એવું ફીનું પ્રમાણ રાખવું. ફીનું પ્રમાણ બની શકે તો આનાથી પણ કમ રાખવું એવું મારૂં માનવું છે.

કોન્ફરન્સ ભરવાનું બંધ રાખી દરવર્ષે આ બોર્ડીંગનો ઉત્સવ ઉજવવાની વ્યવસ્થા કરવી. આ ઉત્સવ પ્રસંગે સર્વ ઠેકાણેથી આપણી જ્ઞાતિના બાંધવો પધારે અને ત્યાં બોર્ડી-

ન્ગના ઉત્કર્ષના અને સ્વજ્ઞાતિ સુધારણાના વિચારો કરે. ઉત્સવ ઉજવવાનું સ્થાન બની શકે તો ફરતુ રાખવામાં આવે. આ ઉત્સવ સમયે પણ બોર્ડીન્ગને માટે ધનની અપીલ કરવાની વ્યવસ્થા કરવામાં આવે.

બોર્ડીન્ગ સ્કુલ અમદાવાદ વા વડોદરામાં રાખવામાં આવે તો વિશેષ (અનુકુળ થશે. વડોદરામા પણ હાલ શિક્ષણના સાધનો સારાં ઉભાં થયાં છે. અમદાવાદ કરતાં મકાન ભાડાનો તથા ખરચનો કાંઇ ફાયદો થાય એમ મારો અભિપ્રાય છે.

અંતમાં જણાવવાની રજા લઇશ કે " આપણે તો બોર્ડીન્ગ ઉઘાડવીજ છે " એવો દ્રઢ નિશ્ચય થાય તો પ્રથમ ધનાભાવને લીધે અને આરંભિક કાર્ય હોવાને લીધે પંદર છોકરાઓથી કાર્યારંભ કરવો જોઇએ એવો મારો નમ્રમત છે. તે સંબંધમાં આપણે કેટલું ધન પ્રાપ્ત કરવું જોઇએ તેનો હું સામાન્ય ખ્યાલ નીચે પ્રમાણે આપુ છું.

### પ્રથમ કક્ષાની બોર્ડીન્ગ. ( વિદ્યાર્થીઓ ૧૫. )

વિદ્યાર્થીઓ ૧૫× રૂ. ૧૫ દરેકે, મળી એકંદર રૂ. ૨૨૫ માસિક.
×૧૨

| | |
|---|---|
| | રૂ. ૨૭૦૦ વાર્ષિક. |
| વિદ્યાર્થીઓના વાલીઓ તરફથી ફીના વિ. ૧૫×૪ રૂ. ૬૦×૧૨ રૂ. ૭૨૦ વાર્ષિક બાદ. | રૂ. ૭૦૦ " |
| | રૂ. ૨૦૦૦ |
| બે ઉપદેશકના પગાર, ભાડા વિગેરે ખરચના | રૂ. ૮૦૦ |
| પરચુરણ ખરચના " | " ૨૦૦ |
| | રૂ. ૩૦૦૦ વાર્ષિક. |

### દ્વિતીય કક્ષાની બોર્ડીન્ગ. ( વિદ્યાર્થીઓ ૧૫. )

| | |
|---|---|
| વિદ્યાર્થીઓ ૧૫× રૂ. ૮ દરેકે મળી એકંદર ૧૨૦×૧૨ રૂ. ૧૪૪૦. | રૂ. ૧૪૪૦. |
| વિદ્યાર્થીઓના વાલીઓ તરફથી ફીના વિ. ૧૫×૪. રૂ. ૬૦×૧૨ રૂ. ૭૨૦. બાદ | ૭૨૦. |
| | રૂ. ૭૨૦. |
| બે ઉપદેશકો અને પરચુરણ ખરચ. | રૂ. ૧૦૦૦. |
| | રૂ. ૧૪૨૦ |

પ્રથમ કક્ષાની બોર્ડીન્ગ માટે રૂ. ૩૦૦૦ ) અને દ્વિતીય કક્ષાની બોર્ડીન્ગ માટે રૂ. ૧૪૨૦) દર વર્ષે પ્રાપ્ત કરવા જોઇએ. હાલ શક્તિ તરફ દ્રષ્ટિ કરી દ્વિતીય કક્ષાની બોર્ડીન્ગ કાઢવામાં આવે તો પ્રથમ શાળાના સરસામાન માટે રૂ. ૨૦૦૦ અને આખા વર્ષના રૂ. ૧૪૨૦) નો ખરચ મળી રૂ. ૩૪૦૦) મેળવવા જોઇએ, બે ઉપદેશકો રોકવામાં આવે તો રૂ. ૪૦૦૦)

ગી વધુ રકમ પેદા થાય અને તે સ્થિર ફોન્ડમાં જમા થાય. પુરૂષાર્થ કર્યાથી કાર્યસિદ્ધિ થઇ શકશે એમ હું માનું છું. આ પ્રમાણે મેં મારો નમ્રમત જણાવ્યો છે જે સભા સમક્ષ મુકશો.

લી. સેવક,

ખંભાત, તા. ૧૫-૭-૧૯૧૪. ગિરિજાશંકર નિર્ભયરામ.

---

( બોર્ડીંગ સ્કુલ માટેની કમીટીના અન્ય સભાસદોના પત્રો હવે પછીના અંકમાં ક્રમશઃ પ્રકટ કરવામાં આવશે. )

---

## અમેરિકામાં ભાવિ જગદ્વિખ્યાત પ્રદર્શની.

---

સંસારમાં ત્રણ વસ્તુઓ મહત્વની અને મુખ્ય નજર પડે છે. એક તો સંસાર, બીજો જીવાત્મા અને ત્રીજો પરમાત્મા સંસારમાં, વા જગતમાં એક એવું કાર્ય પ્રત્યક્ષમાં દ્રષ્ટિએ પડે છે કે તેથી અન્ય બે વસ્તુઓ તેની મેળે અનુમાન પ્રમાણથી સિદ્ધ થઇ જાય છે; સંસાર એક ભોગ્ય વસ્તુ છે. તેનો ભોક્તા જીવાત્મા છે અને તેનો નિસ્સંગ કર્તા પરમાત્મા છે. સંસારમાં જે જે પદાર્થો છે તે પ્રકૃતિનું કાર્ય છે. આ પ્રકૃતિને અંગ્રેજી ભાષામાં મેટર (Matter) કહેવામાં આવે છે. આ પ્રકૃતિમાં કયા કયા તત્વો છે, તેમાં શું શું ગુણો છે, તેથી શું શું થઇ શકે છે તે વિષયમાં મહર્ષિ કણાદે વૈશેષિક શાસ્ત્રમાં બુદ્ધિપૂર્વક વિવેચન કર્યું છે. પ્રકૃતિના તત્વો અને ગુણોને યથાર્થ રીતે જાણીને પ્રાચીન ભારત વાસીઓએ પોતાની ઉચિત ઉન્નતિ કરી હતી. સમય બદલાયો, વિદ્યાની પ્રવૃત્તિ ઓછી થઇ અને પ્રમદાધીનપણાથી ઢોંગધતીંગ વધી ગયા જેથી ભારતવર્ષમાં દારિદ્રતાએ વાસ કર્યો અને સત્ય વિદ્યાનો લોપ થઇ ગયો. પ્રાચીન ભારતવર્ષના લોકો કેવળ પ્રાકૃતિ પદાર્થોમાં મોહીત નહોતા પરંતુ જીવ અને ઇશ્વરના ધાર્મિક તત્વોને જાણી અને શાંત જીવન વ્યતીત કરતા હતા. આધુનિક સમયમાં આ દેશમાં ઐહિક વા પારમાર્થિક ઉન્નતિનો છાંટો પણ જણાતો નથી. યુરોપની પ્રજા આજ સાંસારિક ઉન્નતિમાં લાગી રહી છે અને ક્રમશઃ તેમાં ફતેહ પામતી જાય છે. અમેરિકા એક એવો ઉદ્યોગી પુરૂષાર્થી અને ખંતીલો દેશ છે કે જે પોતાના તેવા ગુણોને લીધે પોતાની ઐહિક ઉન્નતિ બહુ થોડા સમયમાં કરી રહ્યો છે. તે દેશના એક સેન્ટફ્રાન્સીસ્કો નગરમાં મહાન્ પ્રદર્શની તા. ૨૦ ફેબ્રુઆરી ૧૯૧૫ના દિવસે ખુલ્લી મુકવામાં આવનાર છે. આવી પ્રદર્શની આગળ કોઇ સમયમાં થઇ નથી એમ કહેવામાં આવે છે.

### પ્રદર્શની એટલે શું ?

ઘણાં બંધુઓને એ પણ વિચાર થતો હશે કે પ્રદર્શની એટલે શું અને તેથી શું લાભ થઇ શકે છે. પ્રદર્શની એટલે એ સંસારમાં વિવિધ પ્રકારનાં મનુષ્યો છે, તેમના ભિન્ન ભિન્ન મગજમાંથી સંસારના પદાર્થોની નવીન પ્રકારની અને હેરત ઉપજાવનારી શોધો નીકળી શકે છે અને તેથી સંસારને ઉપયોગી વિચિત્ર પ્રકારની વસ્તુઓ બની શકે છે. દ્રષ્ટાન્ત તરીકે અમેરિકાના એક શોધકે અખતરાઓ કરતાં કરતાં એવું શોધી કાઢયું કે

એક કાચની નળીમાંથી યદિ હવા કાઢી નાંખવામાં આવે તો તેમાં જે વસ્તુ તે સમયે જેવી સ્થિતિમાં મૂકવામાં આવે તો ચોવીસ કલાક સુધી તેવી જ સ્થિતિમાં રહે છે. આ શોધને ત્યાંના લક્ષાધિપતિએ વધાવી લીધી અને તેમાં પીશ પચ્ચીસ લાખ રૂપીઆ ધાલી કારખાનુ બનાવી તેમાંથી શીશીઓ બનાવી જે આજ હજારોની સંખ્યામાં ખપે છે અને તે લક્ષાધિપતિ તે વ્યાપારથી આજ કરોડાધિપતિ થઇ ગયો. યુરોપ અમેરિકાની પ્રજા માં આવા અનેક દાખલાઓ દૃષ્ટિગોચર થાય છે જ્યારે ભારતવર્ષમાં તેવું કંઇપણ જણાતું નથી. અસ્તુ. પ્રદર્શની ભરવાનો હેતુ એ છે કે જગતમાં જે જે વિચિત્ર પ્રકારની વસ્તુઓ બનતી હોય તે સર્વ એક સ્થળે એકત્ર કરવી. આ વસ્તુઓ અવલોકનાર્થે એક સ્થળે મૂકવી અને લોકો તેના લાભાલાભનો વિચાર કરી, તેનાથી થતા ઉપયોગને સમજી તેનો લાભ ઉઠાવે વા તે વસ્તુ મેળવી તેનાપર વિચાર કરી તેનાથી ઉત્તમ વસ્તુ બનાવવાની કોશીષ કરે અને તેનો ઉપભોગ કરી કરાવી પોતાની અને પોતાના દેશની આર્થિક સ્થિતિ સુધારે તથા કંગાલીયતને દૂર કરે. આ પ્રદર્શની કેટલી ઉપયોગી છે તે આ પરથી સર્વને સમજાશે. આપણો દેશ ખાવા પીવામાં, એશઆરામમાં, અંધશ્રદ્ધાથી દાન કરવામાં પોતાના ધન અને સમયનો ભોગ ન આપતા આવા ઉપયોગી કાર્યમાં તેને લગાડે તો સર્વને ઘણો લાભ થાય આવા લાભોને દૃષ્ટિમાં રાખી અમેરિકન પ્રજાએ સેન્ટ ફ્રાન્સીસકો નગરમાં આવતા વર્ષના ફેબ્રુઆરી માસમાં પ્રદર્શની ભરવાનું નક્કી કર્યું છે. તેને માટે ત્યાં અત્યારથી તૈયારીઓ કરવા માંડી છે અને આને માટે નગરનિવાસીયોએ દોઢ કરોડ રૂપિયા એકત્ર કર્યા છે. આવી પ્રદર્શનીઓ વારંવાર ભરાય તેને માટે છ કરોડ રૂપીયાનું સ્થાયી ફંડ અત્યારસુધીમાં એકત્ર કરવામાં આવ્યું છે. જે દેશમાં, જે જાતિમાં આવી રીતે ધનનો ઉપયોગ કરવામાં આવતો હોય તે દેશ યા જાતિ કોઇપણ રીતે પોતાની ઉન્નતિ કર્યા શિવાય રહેશે નહિ.

### પ્રદર્શની સ્થાન.

આ કાર્યને માટે સ્થાન કેવા પ્રકારનું તૈયાર કરવામાં આવે છે તે આપણે તપાસીશું. મેં આપને પ્રથમ જણાવ્યું છે કે આ પ્રદર્શની સેન્ટ ફ્રાન્સીસકો નગરમાં થવાની છે. આ નગર ૧૯૦૬ માં પ્રચંડ અગ્નિથી ભસ્મીભુત થયું હતું, પરંતુ ત્યાંના નગરવાસીયોના અત્યન્ત ઉત્સાહથી તે નગર પુનઃ વસ્યું છે, અને તે નગરી હાલતો ઘણીજ સુંદર અને રમ્ય બની છે. તેમાં ૫૦,૦૦૦ વિશાળ ભવનો બન્યાં છે અને પાંચ લાખ મનુષ્યોની વસ્તી થઇ છે. તે નગરવાસીયોએ બેન્કદ્વારા ૭,૨૮,૧૨,૨૫,૬૨,૬૦૦ રૂપિયાની લેણદેણ કરી હતી. ભારત વર્ષમાં તો કોઇ દેશ યદિ પાયમાલ થઇ ગયો હોય તો તે થઇ જાય અને તે તેવીને તેવીજ સ્થિતિમાં રહે. તેને ઉઠાવવાની કોઇ તજવીજ વા પ્રયત્નો પણ કરતા નથી જેથી ઘણાં દેશો અને શહેરો નાશ થઇ ગયા છે. આ નગરને તૈયાર થયાને હજુ આઠ વર્ષ થયા તેટલામાં તો તેણે એક મહા પ્રદર્શની ભરવાનું ઠરાવ્યું છે તે માટે તે શહેરને જેટલો ધન્યવાદ આપીયે તેટલો ઓછો છે. આ નગર સમુદ્ર તટપર આવ્યું છે અને તે એક મોટું બંદર થઇ પડયુંછે.

આ પ્રદર્શનીને પનામા કેનલની કીર્તિ સ્તમ્ભ સમજવામાં આવશે. આજસુધી આફ્રિકા તથા યુરોપથી આવવાવાળા વહાણો અને આગબોટોને અમેરિકાના પશ્ચિમ વિભાગમાં જવાને માટે હજારો માઇલની યાત્રા કરવી પડતી હતી. ન્યુયોર્કથી જલનિધિદ્વારા યદિ ઉપરોક્ત

નગર તરફ જવું હોય તો દક્ષિણ અમેરિકાની પ્રદક્ષણા કરવી પડતી હતી. આઠ દશ હજાર માઇલ મુસાફરી કરવી પડે તેથી ત્યાં જવાને ઘણો સમય અને ધનનો ભોગ આપવો પડતો હતો. આ શ્રમ દૂર કરવાને માટે મોટા મોટા ઇન્જીનીયરોના બુદ્ધિશાળી મગજે કામ કરી એક મોટી પનામાની ન્હેર બાંધી છે. પર્વતો, જંગલો અને કાંટાઓ વિગેરેને વચમાંથી દૂર કરી, પ્રશાન્ત મહાસાગર અને એટલાન્ટિક સાગરનાં ઉછળતા, કુદતા જળોને પરસ્પર એવો સમાવિષ્ટ કરવામાં આવ્યો છે કે જાણે કે સૃષ્ટિના આરંભથી વિયોગી અને વિચ્છિન્ન ભાઇઓ પ્રેમતરંગમાં એક બીજાને પ્રેમપૂર્વક આલિંગન કરી રહ્યા છે. પનામા કેનલનું સવિસ્તર વૃતાન્ત કોઇ બીજા અંકમાં અવકાશ હશે તો લખીશું. આ ન્હેર સર્વને માટે ૧૯૧૫ની સાલમાં ખુલ્લી મુકવામાં આવશે અને તેજ સમયમાં ઉપરોક્ત પ્રદર્શની ઉઘડશે જેથી યાત્રીયોને દુઃખ વેઠવું પડશે નહિ.

આ સમયે દેશ દેશાન્તરમાં જે નવી નવી આગબોટો બની છે તે તે સર્વ દેશોને આમંત્રણ મોકલવામાં આવ્યું છે કે તે આગબોટો લઇને આ પ્રદર્શની વખતે આવે અને સર્વ બોટોનું નિરીક્ષણ અમેરિકન પ્રજાના પ્રમુખ મહોદય કરશે. આ નિમંત્રણ ઘણી મુખ્ય મુખ્ય જાતિઓએ સ્વીકાર્યું છે.

## પ્રદર્શનીના મુખ્ય મુખ્ય ભવન.

આ પ્રદર્શનીને માટે મુખ્યઃમુખ્ય અગિયાર વિશાળ ભવન કરવામાં આવશે. (૧) કળાકૌશલ્ય વિભાગ. (૨) શિક્ષા વિભાગ. (૩) સામાજીક ઉન્નતિ વિભાગ. (૪) સર્વકળાભવન. (૫) શિલ્પભવન. (૬) યંત્ર વિભાગ. (૭) કૃષિવિદ્યા વિભાગ. (૮) વાહન યન્ત્ર વિભાગ. (૯) જીવિતજન્તુ વિભાગ. (૧૦) ઉદ્યાનવિદ્યા વિભાગ. (૧૧] ધાતુ શોધન વિભાગ.

પ્રત્યેક ભવનને માટે ૯ એકર વા અનુમાન ૧૪ વીઘાં જમીન રોકવામાં આવી છે. સર્વ મળીને ૩૭,૩૧, ૫૦૦ ચોરસ ફુટ જમીન કેવળ પ્રદર્શનીના અભ્યન્તરીય સ્થાનને માટે સ્થિર કરવામાં આવી છે. અનુમાન ૫૦ એકર ભૂમિમાં ઉદ્યાનશાસ્ત્રાનુસાર ભિન્ન ભિન્ન પ્રકારની વનસ્પતિ દેખાડવામાં આવશે. ૧૨ એકર જમીન રેલના નિમિત્ત નિર્ધારીત કરવામાં આવી છે. ૫૦ એકર જમીન ભૂમિખેલો, કવાયદ અને વિમાનોના ઉડવામાટે રાખવામાં આવી છે. રાજ્યભવન અથવા કર્મચારીયોને રહેવા માટે વા દફ્તરોને માટે ૪૦ એકર ભૂમિ પૃથક રાખવામાં આવી છે. આ સર્વ વિશાળભવનો શીઘ્રતાપૂર્વક બની રહ્યાં છે. આ પ્રદર્શની નીહાળવા માટે એક રેલવે જુદી બનાવવામાં આવે છે. આ રેલ ચાર મૈલ લાંબી થશે અને તેને માટે પાંચ આના ટીકીટના નક્કી કરવામાં આવ્યા છે. પ્રદર્શનીમાં મોટી મોટી સડકો થશે જેનાપર ટ્રામો ચાલશે અને તે, દરેક મકાન સુધી પહોંચાડશે.

સમુદ્રીય પ્રદર્શની=ભિન્ન ભિન્ન દેશના સમુદ્રપર લડનારા સૈનિકો પણ ત્યાં આવશે. તેમને માટે સમુદ્રની અમુક જગા રોકવામાં આવી છે. ત્યાં ભિન્ન ભિન્ન જાતિની લડાયક કળા તપાસવા માટે કૃત્રિમ યુદ્ધની વ્યવસ્થા કરવામાં આવી છે. સમુદ્રની બોટો તથા હવાઇ વિમાનોના કૃત્રિમ યુદ્ધની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. આ દેખાવ લગભગ ૭૫૦૦૦ મનુષ્યો સ્હેલાઇથી જોઇ શકે તેવી જગા રોકવામાં આવી છે.

પાયદળ સેના પણ દરેક વિભાગમાંથી આમંત્રીત કરવામાં આવી છે. તે લોકોની ચતુરાઇ નિહાળવા માટે પણ કૃત્રિમયુદ્ધો રાખવામાં આવ્યા છે.

### ગન્ધર્વવેદપ્રદર્શની.

પ્રદર્શનીમાં રાગવિદ્યામાં કુશળતા બતલાવવા તથા મનને આનંદ આપવા માટે યુરોપ અને અમેરિકાની ભિન્ન ભિન્ન જાતિયોના સેનાવિભાગના વાજાંઓ ઉપસ્થિત રહેશે. સંયુક્ત પ્રદેશ અને કેનેડા દેશની ભિન્ન ભિન્ન કંપનીયો પણ આવશે અને તે શિવાય આ વિદ્યામાં કુશળ મનુષ્યોને અખિલ સંસારમાંથી આમંત્રીત કર્યા છે.

આ પ્રદર્શનીમાં ૨૦૦ કોન્ગ્રેસો થશે તેમાં આ દેશના વિદ્વાનોએ પોતપોતાના વિષયો માટે અન્ય દેશોના વિદ્વાનોને આમંત્રીત કર્યા છે. આને માટે એક વિશાળ વ્યાખ્યાનમંદિર બનાવ્યું છે. જેમાં વીસલાખ રૂપીઆ ખરચવામાં આવ્યા છે. મુખ્ય હોલમાં ૧૦૦૦૦ મનુષ્યો બેસી શકે તેવી વ્યવસ્થા કરવામાં આવી છે.

સહૃદય વાંચકો ! અમેરિકા દેશ પોતાને ત્યાં પ્રદર્શની ભરી આ પ્રમાણે ઉન્નતિ કરી રહ્યો છે. આપણા દેસ અને જાતિએ પોતાની ઉન્નતિનો વિચાર કરી ઉચિત્ કરવું જોઇએ. કળાકૌશલ્ય અને ઔદ્યોગિક વિભાગમાં આ દેશે પ્રયત્ન કરવાની ખાસ જરૂરીયાત છે.

ગિ. નિ.

---

## વ્રત.

(લેખિકા:—ગં. કમળાલક્ષ્મી પ્રહ્લાદજી સેવકરામ).

વિચારશીલ વિદ્વાન વાંચક મહાશયો અને મારી વિદુષી આર્ય બહેનો ! બ્રાહ્મણધર્મ માસીકમાં મારા જેવી અજ્ઞાન બાળા જે બે શબ્દો લખવા પ્રવૃત્તિ કરે છે તે તેનું સાહસ છે. મારૂં લખાણ વિદ્વતાભરેલું નથી. હું તો એક ક્ષુદ્ર જંતુ છું અને ઉક્ત માસીકમાં અનેક વિદ્વાન મહાશયોનાં વિદ્વતાયુક્ત લખાણો આવે છે. પરંતુ મારે પણ ઉક્ત માસીકદ્વારા મારી બહેનોની સેવામાં ઉપસ્થિત થવું એવી વૃત્તિ થવાથી વ્રત એ વિષય ઉપર બે શબ્દો લખવા ઇચ્છા કરી છે અત: તેમાં મારી અલ્પમતિને લીધે કાંઇ દોષ હોય તો મારા ભલા વાંચકો મને ક્ષમા કરશે.

નીતિ, પુણ્ય, પાપ, એ સર્વનો નિશ્ચય કર્યા છતાં તેમાં સ્નાન, જપ, તપ, ઇત્યાદિ તેમ બીજાં અનેક વ્રત વિષે કશું કહેવામાં આવ્યું નથી. શાસ્ત્રમાં તો એવીજ વાતોને ધર્મ અથવા પુણ્યમાં ગણવામાં આવી છે. ત્યારે તેમનો સમાસ ક્યાં થાય ? આ વાત સમજતા પહેલાં એટલું જાણવું જોઇએ કે એ બધી વાતોનો હેતુ શો છે ? શાસ્ત્ર અમુક વાત કરવાની કે ન કરવાની આજ્ઞા શામાટે આપે છે. આપણે જે નીતિનો માર્ગ કહ્યો, જે સુખ અથવા મોક્ષનું રૂપ કહ્યું, તથા પુણ્યનો જે નિયમ કહ્યો, તે બધાં આપણાથી બરાબર પાળી શકાય કે નહિ એ બહુ શંકા ભરેલું છે; કારણકે એકાત્મભાવ એજ જે મોક્ષ કહ્યો

તે, અને પરસ્પર વિરોધવાળાં આ સંસારનાં કામ, એ બેનું સમાધાન થવું કઠીન છે, છતાં સમાધાન કર્યા વિના ચાલે એવું નથી. તે કરવામાં આપણી એકલાની બુદ્ધિજ નકી માર્ગે લેઇલે એમ થવું અશકય છે. આટલા માટે શાસ્ત્રની આજ્ઞાઓ આપણને માર્ગ બતાવે છે, ને સંસારના વિકટ પ્રસંગોમાં કયે માર્ગે જવું એ આપણને સમજાવે છે. બીજી રીતે કહીએ તો શાસ્ત્રમાં જે નિયમો કહ્યા છે તેજ રીતે એકાત્મભાવ અનુભવાય તે રીતિના સંબંધના નિયમો છે. ત્યારે એ વાત જાણવાની રહિ કે શાસ્ત્ર એટલે શું? શાસ્ત્રને નામે અનેક વાતો ચાલે છે, પણ તેમાંની કેટલીક કેવળ નિર્મૂળ હોય છે. શાસ્ત્ર એટલે પ્રથમવેદ, તે પછી સ્મૃતિ, તે પછી પુરાણ તથા તંત્ર; એની આજ્ઞાઓ માનવી એમાં પણ તંત્રથી માંડીને એક એક આગળ ચઢતાં જઇએ તેમ વધારે પ્રમાણવાળા વેદ ગણાય, સર્વને વેદના આધારની અપેક્ષા છે, વેદવાકય રાજાની આજ્ઞા જેવું છે, સ્મૃતિવાકય ગુરૂના બોધ જેવું છે, ને પુરાણ કે તંત્રનું વાકય મિત્રની શિક્ષા જેવું છે.

જે જે વ્રત આદિ પળાય છે તેનું મુળ શાસ્ત્રમાં હોય છે, અને તેનો હેતુ આપણને પરમ સુખે પહોંચાડવાનો હોય છે, એટલે ટુંકી નજરથી 'એતો જૂના ગપાટા છે, કે વહેમ છે એમ કરી તેમનો તિરસ્કાર કરવો યોગ્ય નથી. માણસો જે જે કરે તે કર્મ, અને અમુક સમય સુધી અમુક નીયમરૂપે જે સ્વીકારીને કરે તે વ્રત, આવો કંઇક ભેદ છે. નિત્ય, નૈમિત્તિક અને કામ્ય, એવા કર્મના ત્રણ ભેદ છે. તેમ વ્રતના પણ છે. કર્મમાં અને વ્રતમાં મોટો અંતર એ છે કે વેદ અને સ્મૃતિથીજ આજ્ઞાઓ થયેલી છે. તે પ્રમાણે કરવાનાં તે કર્મ કહેવાય છે; અને કર્મ ઉપર વિચાર કરીને આરૂઢ થવું અને નિયમીત રીતે તે કર્મ કરવાની પ્રતિજ્ઞા કરવી તે વ્રત કહેવાય છે. સ્ત્રીઓનું જે ધર્મકૃત્ય છે તેનીપર આરૂઢ થઇને તેમણે નિયમપૂર્વક કાર્ય કરવું તે સ્ત્રીયોનું વ્રત છે. સ્ત્રીઓને તો મહાકાર્ય કરવાનું છે અને તે યથાર્થ રીતે થાય તે ઉપર આખા ઘરના અને આખા સંસારના સુખનો આધાર છે, શ્રીભગવાન્ મનુએ કહ્યું છે કે "પોતાનું એટલે પતિનું અને તેના પિતૃનું સ્વર્ગે જવું તે પત્નીને આધીન છે" આ કહેવાનો હેતુ એ છે કે પુરૂષ જો સ્ત્રી પરણે તોજ ધર્મ કર્મ કરી શકે ને તેમ કરે ત્યારેજ પોતાનો અને પિતૃનો મોક્ષ થાય. સ્ત્રીને જુદું ધર્મકૃત્ય નહિ એટલે એમ કે તેનાથી પતિનાથી જુદાં રહિ કશું થાય નહિ. જેમ પતિથી તેના વિના થતું નથી તેમ તેનો ધર્મ તેના પતિના ધર્મમાંજ સધાય છે એ માટેજ પરણેલી સ્ત્રીને સહધર્મચારિણી કહે છે. સ્ત્રીનો સમગ્રધર્મ, તેનાં સર્વ વ્રત, તેનું પૂર્ણ કલ્યાણ તેનો મોક્ષ તેના પતિને સંતોષવામાં રહેલાં છે. તેથીજ તે પતિદેવતા પતિને પોતાનો દેવ ગણનારી—કહેવાય છે ને શ્રીભગવાન્ મનુ પણ નિશ્ચયપુર્વક કહે છે કે "પતિ એજ સ્ત્રીનો એકનો એકજ ગુરૂ છે." ઉમેરે છે કે "તેની આજ્ઞા વિના વ્રતાદિ કરવાથી તેને દોષ છે" ધર્મકર્મથી અમુક પુણ્ય ઉદય થાય છે, અને તે રીતે ઉપાર્જીત કરવાનું કામ પુરૂષનું છે.

(અપૂર્ણ.)

---

# સંસારમાં પદાર્થ વિજ્ઞાન પ્રગતિ.

---

**માંસાહારથી વનસ્પત્યાહારની શક્તિ વધી**—કેટલાક માંસાહારી મનુષ્યો એમ જણાવે છે કે તેમ કરવાથી શક્તિમાં વધારો થાય છે આપણા હિંદુ ધર્મશાસ્ત્રો માંસાહારની મના કરે છે અને વનસ્પત્યાહાર શાસ્ત્રાજ્ઞાનુકુલ બતાવે છે. આપણા શાસ્ત્રોનું કથન સર્વથા સત્ય છે એ વિષયમાં યુનાઇટેડસ્ટેટસની યેલ યુનિવર્સીટીમાં અખતરો કરવામાં આવ્યો હતો. આ વિશ્વવિદ્યાલયના ૨૪ વિદ્યાર્થીઓ અને દેશ દેશના જુદા જુદા ભાગના ચોવીસ ચોવીસ વિદ્યાર્થીઓની બે ટોળીઓ વચ્ચે કસરતની હરીફાઇ કરાવવામાં આવી હતી જેઓ માંસાહારી વિદ્યાર્થીઓ હતા તેઓ ૫૦૦ થી વધારે ઉઠબેસ કરી શક્યા નહોતા અને કેટલાકો તો ૧૦૦ થી ૨૦૦ કરીને મૂર્છીત થઇ ગયા હતા. કેટલાક તો ઉભાજ થઇ શકતા નહોતા. માંસાહારીઓમાંથી ત્રણજ વિદ્યાર્થીઓ ૫૦૦ સુધીની ઉઠબેસો કરી શક્યા હતા. જ્યારે વનસ્પત્યાહારીઓએ ૧૮૦૦–૨૪૦૦ અને વધુમાંવધુ ૫૦૦૦ કરી શક્યા હતા. શું વનસ્પત્યાહારની શક્તિ છો ઋષિ મુનિઓ! તમને ધન્ય છે–તમે પ્રથમથીજ અખતરો કરી આર્યપ્રજાને વનસ્પત્યાહારી રહેવાનું શિક્ષણ આપ્યું છે.

**રૂ કરતાં વળી હલકુ શું?**—કહેવાય છે કે રૂ કરતાં બીજું કાંઇ હલકુ નથી પરંતુ શોધ કરતાં માલમ પડયું છે કે ‘કાપોક’ નામનું કપાસ રૂ કરતાં ૭ ગણુ હલકુ છે. તે રેશમ જેવું છે અને તે એક જાતના ઝાડના બીવાંના રેસા છે. એ ઝાડ હાલ તો જાવાના ટાપુમાંજ થાય છે. તે તેલ જેવું ચીકણુ છે તેથી કુદરતી રીતે વોટરપ્રુફ [જલપ્રતિબંધક] છે. તેના આવા ગુણોને લીધે તે ખાસ મુસાફરીના કામમાં આવે છે. હાલમાં અખતરો કરવામાં આવ્યો છે તે પરથી સિદ્ધ થયુ છે કે દશ રતલના કાપોકના કાપડ તથા રૂની તળાઇ ઉપર બસો રતલ જેટલું વજન આવવા છતાં તે પાણીમાં ડુબી નહોતી. એમ કહેવામાં આવે છે કે આવું કપાસ હિંદુસ્તાનમાં પણ બને છે પરંતુ હિંદુસ્તાનીઓમાં શોધક બુદ્ધિ થોડી છે અને ભિક્ષુક બુદ્ધિ વધારે છે તેથી કાંઇ થઇ શકતું નથી.

**બનાવટી દુધ**—લંડન ટાઇમ્સ પત્ર પરથી જણાય છે કે ત્યાંની રસાયણીક પ્રયોગશાળામાં બનાવટી દુધ બનાવવાના પ્રયોગમાં સફળતા મેળવવામાં આવી છે. સોળા નામની વનસ્પતિ વટાણાં જેવી થાય છે તેમાં દુધના તત્ત્વો સમાયલા છે તેમાંથી આ દુધ તૈયાર કરવામાં આવે છે. ગાયના દુધમાં અને આમાં કાંઇ ગુણ તથા રૂપમાં ભેદ દેખાતો નથી. આ દુધનું દહીં, માખણ, પનીર વિગેરે પણ બને છે; અસલ દુધમાંથી બનતી ચીજોની માફક જ આ દુધ કામ કરે છે. હવે પ્રાણીયોના દુધ મોંઘા થઇ ગયા છે તેવા સમયમાં આવી તરેહના દુધો યદિ અસલ દુધ પ્રમાણેનું કામ આપી શકતા હોય તો અને તે તેટલાંજ સસ્તાં પડતાં હોય તો આ શોધ સર્વત્ર આશિર્વાદ રૂપ થઇ પડશે. યુરોપની પ્રજાના પદાર્થ શોધ માટેના પ્રયત્નો ધન્યવાદ્દ છે.

**અપંગ મનુષ્યોને કેળવણી**—એક મનુષ્ય જે બ્હેરો તથા મુગો છે તે વિલાયતમાં કેમ્બ્રીજ નામના શહેરમાં રહે છે અને તે એમ. એ. ની પરિક્ષામાં પાસ થયો છે. અમેરિ-

કામાં મીસ કેલર નામની બ્હેરી અને મુગી છોકરી બી. એ. ની પરિક્ષામાં પાસ થઇ છે. અપંગ મનુષ્યોમાં આવી શક્તિ પેદા કરનારને ધન્યવાદ ઘટે છે અપંગોને વાંચવા સારૂ ઉપસાવેલા મીંડાવાળા અક્ષરોની એક ખાસ ભાષા રચાઇ છે, તેનો શોધક બેલ નામનો ગ્રહસ્થ હતો. તે ત્રણ વર્ષની ઉમરે અપંગ થયો હતો; અપંગ અપંગને માટે આવી તરેહના પરોપકારી કાર્ય કરી રહ્યા છે તો જેમના સર્વ અંગો ખામી વિનાના છે તેઓ પોતાના ભાઇઓને સહાયકારક થાય તો કેવુ સારૂ કાર્ય થઇ શકે.

**વીજળીક તારના વસ્ત્રો**—ફ્રાન્સની ટુલોઝ ખાતેની યુનીવર્સીટીના પ્રોફેસર ડા૦ કાર્મીકલે વીજળીક વસ્ત્રોની શોધ કરી છે. એ કપડાંમાંથી નિરંતર વીજળી નીકળીને શરીરમાં પ્રવેશ કરે છે. આ પ્રથમ તારનાંજ કપડાં હતાં પરંતુ બેલ્ફર્ટના પ્રોફેસર હેગોટે તેમાં સુધારો કર્યો છે. તેણે ગર્લસુતરના કાપડ પેઠે સુતર તથા ધાતુના તારનું મિશ્રીત કપડુ બનાવ્યું છે. વાણો સુતરનો અને તાણો તારનો રાખ્યો છે. આથી તે કપડાં સામાન્ય કપડાં જેવાંજ થઇ ગયાં છે. આ વસ્ત્રમાં વીજળી લાવવાને માટે કોઇ પણ વીજળીની બેટરી સાથે તેનું જોડાણ કરવું પડે છે આ બેટરી તેજ વસ્ત્રના એક ગજવામાં રાખવામાં આવે છે;- આનાથી શરીરને વધારે ગરમાવો મળે છે. જ્યારે બેટરી સાથેનુ જોડાણ કાઢી નાખવામાં આવે છે ત્યારે ગરમી બંધ પડે છે. આવસ્ત્રો શિઆળામાં ઉપયોગી થઇ પડે એમ છે.

**ખરૂં નાક પણ તૈયાર મળી શકે છે**—કેટલીક વખતે નાકનાં એવાં દરદો થાયછે કે તે નાક જતુ રહે છે. કેટલીક વખતે અકસ્માતથી પણ નાક જતુ રહે છે. આવી સ્થિતિમાં દરેક મનુષ્ય પોતાના નાકની આવશ્યકતા સમજે છે. ચીકાગોમાં ખરૂ નાક બનાવવાની શોધ થઇ છે. તે નાક મનુષ્યની પાંસળીના અસ્થિમાંથી બને છે જે કોમળ અસ્થિ હોય છે જેથી તેની નાકની આકૃતિ સ્હેલાઇથી બનાવી શકાય છે. તેની સાથે ચામડી આવે છે જે નાક બેસાડ્યા પછી ઉગી નીકળી અસલ ચામડી સાથે મળી જાય છે અને નાક ગયુંજ નથી એમ દેખાય છે. અમેરીકન પ્રજા આવી આવી શોધોમાં મશગુલ બની પોતાની ઉન્નતિ કરી રહી છે. ધન્ય છે.

**કુતરાને ચશ્મા**—આંખમાં અનેક પ્રકારના રોગો હોય છે કેટલાકની આંખોની પુતળીઓ એવી હોય છે કે તેને જે કાંઇ હોય તે સર્વ ઉલટું દેખાય છે. સાનડીયાગો ખાતે એક કુતરાની આંખની સ્થિતિ આવી હતી, તેને પાસેનું દૂર દેખાય અને દૂરનું પાસે દેખાતુ હતું. તેનો માલીક તેને બોલાવે કે તે પાસે આવવાને બદલે દૂર દૂર જતો જાય અને પછી પાસે આવી ના શકે તેથી ગભરાય, આથી તેની તપાસ કરાવતાં તેની આંખમાં તેવો રોગ હતો એમ જણાયું. તેને માટે ઉંધા કાચના ચશ્મા તૈયાર કરવામાં આવ્યા અને તેને પહેરાવ્યા તેથી હવે તે સારી રીતે દેખી શકે છે અને તેનો હવે હમેશા તે ઉપયોગ કરે છે. કુતરાને ચશ્મા પહેરેલા જોઇ ત્યાંની પ્રજા આશ્ચર્ય પામે છે. પ્રાણી ઉપર દયા કરવી એ શાસ્ત્રીય સિદ્ધાન્તનો અમલ પશ્ચિમની પ્રજા ઘણી સારી પેઠે કરે છે,

---

ૐ

# જ્ઞાતિ માતાના તનુ પ્રતિ બે બોલ.

( લેખકઃ—શંકરલાલ ગુલાબરાય રાવળ. )

પ્યારા તનુજો! મ્હારી આધુનીક સ્થિતિનુ ગતાંકમાં કરાવેલ દિગ્દર્શન જોઇ મને ખરેખર ખેદ થયો છે; પરંતુ મ્હારી હાલતથી પરિચિત થયેલા તમને જોઈ એવો દૃઢ નિશ્ચય થયો છે કે હવે હું સત્વર જાગ્રતિમાં આવીશ. માટે હવે જાગ્રત થઇ અપાર નિદ્રા ત્યાગો, પ્યારા પુત્રો, ધનાઢ્ય થવું, દરિદ્ર થવું સુખી થવું કે દુઃખી થવુ એ તમારી મરજી ઉપર નથી પણ પ્રત્યેક પ્રસંગે પોતાનુ કર્તવ્ય કરવું એજ તમારા હસ્તકમાં છે, માટે તમને યોગ્ય છે કે ગમે તેટલું નુકશાન થાય તોપણ કર્તવ્ય બરાબર કરવુ એજ ઉત્કર્ષ જીવનનો સાર છે તો પુરાતન સમયની માફક સ્વકર્તવ્ય માટે ઉદ્યોગ કરો અને તેમ કરવામા ભલે, જીવન સમર્પણ થાય તોપણ બીશો નહીં મ્હારા પ્યારા સંતાનો! યોગ્ય પ્રકારનું જીવન કયું છે તે શોધી કાઢવા પ્રયત્ન કરો અને તેજ જીવનને માર્ગે ગમન કરો. ભલે તમે રંક હો કે રાય હો, નિર્બળ હો કે સબળ હો, મધ્યમાવસ્થામાં હો કે ઉત્તમાવસ્થામાં હો, પણ મ્હારા ઉદયાર્થે પ્રત્યેક જણ ઉપયોગીજ છો એમાં શક નથી. તો હવે પોતાથી બનતો પ્રયત્ન કરવામાં વિલંબ કરશો નહીં.

कार्यमद्य कुर्वीत पूर्वाह्णे चा पराह्णिकम् ।
नहि प्रतीक्षते मृत्युः कृतमस्य न वा कृतम् ॥

કાલ કરવાનું કામ આજ કરો અને સાંજે કરવાનું કામ પ્રાતઃકાળમાં કરો કારણ કે મૃત્યુરૂપી યમદેવ કીધું વા ન કીધુ તેની રાહ જોતો નથી.

પ્યારા તનુજો! તમારામાંના સર્વ કોઇ જાણે છે કે A man is mortal and everything is perishable મનુષ્ય મૃતાધીન છે અને સર્વ વસ્તુ નાશવાન છે પરંતુ તે માન્યતા માત્ર તમારા વિચારોમાંજ રહેલી છે આચારમાં નહિ; ને આચારમાં હોત તો મ્હારી છિન્ન ભિન્ન દશા થાત નહિ કારણ કે આજદીન સુધીમાં મરણનો ભય રાખી તમે કંઇ કાર્ય આરંભ્યું હોત તો તેના ફળ વહેલાંએ આવી ગયાં હોત.

રૂષી સંતાનો! તમારામાં ભીષ્મ વા દ્રોણના અંશો હશે, વિશ્વામિત્ર વા વસિષ્ટના અંશો હશે, ગૌતમ, પ્રલ્હાદ વા પાતંજલીના અંશો હશે, વા ધન્વંતરીના અંશો હશે, શંકરાચાર્ય વા દયાનંદના અંશો હશે, શેકસપીઅર વા કાળીદાસના અંશો હશે માટે પુનઃ તે અંશના અંકુરો પ્રદિપ્ત કરી મ્હારો વિજય વાવટો ચારે દિશામાં ફરકાવી તપોધન નામનું ગૌરવ દીપાવો. પ્યારા પુત્રો! હવે તો ભગીરથ પ્રયત્ન આદરવાની ખાસ આવશ્યકતા છે. સર્વ પ્રકારની વિપત્તિઓના સન્મુખ થવાનું છે. અનેક પ્રતિબંધો તોડવાના છે. અનેક સંકટો સહન કરવાનાં છે, અનેક માનસીક તૃષ્ણાઓ તજીને અનેક પરમાર્થનાં કાર્યો સાથે હામ ભીડવાની છે. સંક્ષેપમાં તન, મન ને ધનથી મહાન કાર્ય આરંભવાનું છે. તમારે સાગર તરફ દોડતી સરીતાની માફક પોતાના પવિત્ર ઉદ્દેશ પાછળ દોડવાનુ છે. નદી સામે આવતાં પદાર્થો વટાવી પાછી હઠયા સિવાય સાગરને ભેટવામાંજ હરનિશ વહ્યાં કરે છે તેની રીતે મ્હારા પ્યારા

પુત્રો તમારે અપયશ, અપમાન અને અનેક પ્રકારની વિટંબણાઓ સહન કરવાની છે ! -દીવાનો પ્રકાશ, દીવામાં દીવેલ છે વા નથી તેની દરકાર કીધા સિવાય પ્રકાશ આપવોજ એજ પોતાનું કર્તવ્ય સમજે છે. પોતાની જાતે બળીને અન્યોને પ્રકાશ આપે છે. પવનનાં ઝપાટા સહન કરે છે. તેલ ખુટવા છતાં, તેની દીવેટ બળી જવા છતાં બળ્યાંજ કરે છે તેવી રીતે તમારે પણ પોતાના કાર્યમાં કુશળ રહેવાનું છે. તેમ કરવામાં ભલે તમારી નિંદા થાય, ભલે તમારા કાર્યમાં શિથિલતા જણાય, ભલે આત્માનો ભોગ આપવો પડે પણ શુદ્ધ અંતઃકરણે પ્રેરેલાં કર્તવ્યોમાંજ તમારે તન્મય રહેવાનું છે. કર્તવ્યપરાયણ આ જગતની સર્વ વિપત્તિઓ દુર કરનાર છે. કર્તવ્યપરાયણતાના આનંદ આગળ સંસારના બધી પ્રકારના ભય નાશ પામે છે. આજ ઉદેશ હરેક દેશના મહાત્મા તેમ ભકતોના જીવનચરિત્રમાં જોવામાં આવે છે, આજ ઉદેશ આપણને મર્યાદા પુરૂષોત્તમ રામચંદ્રજી, સત્યવાદી હરિશ્ચન્દ્ર, દાનવીર કર્ણ, કર્મવીર ભીષ્મ, ધર્મવીર સેન્ટપાલ ને લ્યુથર અને બાલભક્ત ધ્રુવને પ્રલ્હાદાદિ કર્તવ્ય નિષ્ટ મહા પુરૂષોના જીવનમાંથી મળી આવે છે તો, પ્યારા તનુજો ! જે દેશ કાળમાં પરમેશ્વરે તમને મુકયા છે તે સ્થિતિ અને સયોગમાં રહીને અન્યનું ભલુ કરવાથી, પરોપકારનું કાર્ય કરવાથી અને દુ:ખી સંસારનું દુઃખ યથાશક્તિ દૂર કરવાથીજ અમુલ્ય જીવનની સફળતા થઇ શકે છે. માટે હમેશાં યથાશક્તિ મનુષ્યથી લઇને પશુ પક્ષિ પર્યંતનું કલ્યાણ કરવામાંજ શ્રેય સમાયેલું છે. ધર્મ વિમુખ શાંતિ માટે આવા ધર્મ વચ્ચેની ન્યુનતાથી છિન્ન ભિન્ન દશા થઇ ગઇ છે માટે કર્મફળની ઇચ્છા વા અકાંક્ષા રાખ્યા શિવાય પોતાનું કર્તવ્ય કરવામાંજ તૈયાર રહેવુ એજ તમારો ધર્મ છે. સૂર્યનાં કિરણો દુર્ગંધવાળા તમામ જંતુઓને શોષી વરાળ રૂપે ઉપર લઇ જાય છે, તેનું નિર્મળ જળ બની જમીન ઉપર વરસે છે જેથી તમામ પ્રાણી માત્રનુ પોષણ થાય છે. ઇશ્વરકૃપાથી જે પુરૂષો ઉચ્ચ સ્થિતિએ ગયેલા છે તે જો સર્વ પ્રાણીના સાધનભુત થાય ત્યારેજ તેજ ઉચ્ચ ઉદય સાર્થક થયો ગણાય નહીં તો જે ઉદયથી કોઇને લાભ નથી તે ઉદય મિથ્યા સમજવો મ્હારા પ્યારા છુટા છવાયેલા સંતાનો ! તમારા માંના કેટલાક ઉચ્ચના ભોગવતા હશે, કેટલાક મધ્યમ સ્થિતિમાં હશે અને કેટલાક નિર્ધન સ્થિતિમાં હશે તો તે ઉચ્ચ નથી. જીવન વ્યતીત કરનાર વિરલાઓ ! તમારા નિર્ધન અવસ્થા ભોગવનાર બંધુઓની વારે ધાઓ કારણકે उदार चरितानां तु वसुधैव कुटुम्बकं ઉદારચરિત્રવાળા પુરૂષો માટે આ વસુંધરા બધા કુટુમ્બસમાન છે તો પછી તમે એકજ પિતાના પુત્રો થઇ પોતાનાં બંધુઓ પ્રતિ ઉદારતા બતાવો તેમાં નવાઇ નથી. પ્યારા પુત્રો ! જગતના તમામ પદાર્થો અસ્થિર છે. ઉદય પાલનારનો અસ્ત કયારે થશે તેનો નિર્ણય કરી શકાતો નથી બલ્કે એ-ટલું તો છેજ કે મધ્યાન્હ કાળનો સૂર્ય આજે મસ્તક ઉપર છે તે બાર કલાકનો અંતર થતા નીચે આવશે તેવીજ રીતે સર્વની સ્થિતિ સમજવી. તો, પ્યારા સંતાનો ! અધમતામાં ફસાયેલા તમારા બંધુઓને ઉચ્ચતાના શિખરે ચડાવો કે જેથી કાળાન્તરે તેજ તમારા સુખેદુઃખે સહાયભુત થઇ પડે.

उदये सविता रक्तो रक्तश्चाऽस्तमने तथा
संपत्तौ च विपत्तौ च महतामेक रुपता

સૂર્ય પ્રાતઃકાળમાં ઉદય સમયે રાતો હોય છે અને સાયંકાળે અસ્ત સમયે પણ રાતો હોય છે. એવીજ રીતે સંપત્તિ તેમ વિપત્તિમાં મહાન પુરૂષોએ સમાન રહેવાનું છે. પ્યારા સંતાનો! એમાં કંઇ શક નથી કે દરેક જ્ઞાતિ પોતાનો પ્રભાવ તેમ પોતાની મહત્તાને ચાહે છે પરંતુ જે જ્ઞાતિ બુદ્ધિપુર્વક પોતાની વિદ્યા કળા અને યોગ્ય ગુણોને આચારમાં મુકે છે ત્યારે ઉચ્ચ પંક્તિમાં લેખાય છે. પ્યારા તપોધન તનુજો! તમે પોતાના બંધુઓથી પણ અ-જાણ્યા રહ્યા, માત્ર જે ખુણામાં રહ્યા તેનેજ પોતાનુ કુટુમ્બ સમજવા લાગ્યા. તમારામાં અનુકરણ ગુણો પ્રાપ્ત કરવાની વાત બાજુપર રહી પણ પોતાના જુના કુચે પોતે તમારા પરિચયમાં આવનારને પ્રદર્શીત કરવા અચકાયા નહી અને બધી રીતે પોતાના ભાઇઓથી અ-તડા રહેવા લાગ્યા છે. પોતાના આચાર વિચાર કર્મ ધ્યાન વિગેરેને તિલાંજલી આપી બેઠા છો. નવું શીખવાનું ઘેર રહ્યું પણ શીખેલુ હતુ તે પણ ભુલી જવા લાગ્યા. ઘરની સ્ત્રિયોના ભોજનાદિથી, વ્યવહારના પરિચયથી તેમ એક બીજા સાથે ઘાડો સંબંધ રાખવાથી મનુ-ષ્યનું ખરૂ સ્વરૂપ જાણી શકાય છે તે બાબત પણ બધ કરવામાં આવી જેથી દહાડે દહાડે ભિન્નતા વધતી ગઇ! તેમ દહાડે દહાડે બંધુઓ પ્રત્યે હદયમાં અભાવ વધતો ગયો. સૌ પોત-પોતાના સંભા સાચવી બેશી રહ્યા જેથી દિનપ્રતિદિન કુચેપી રોગની વૃદ્ધિ થતી રહી અને આખરે અવગણનાના લેપ થઇ પડયા છો તો હે પ્યારા પુત્રો! તમારા ભવિષ્યના સુખની ખાતર મિથ્યાભિમાન ને ખોટી માન્યતા છોડી દઇ સર્વે હળી મળીને કાર્ય કરવા પ્રયત્ન કરો કારણ કે સર્વે એકજ પિતાના પુત્ર છો, માત્ર કોઇ વેપારાર્થે, કોઇ પ્રવાસાર્થે, કોઇ ગુજરાનાર્થે એમ જુદે જુદે જઇ વસવા લાગ્યા છે તો હવે ભવિષ્યની પ્રજાના લાભાર્થે તેમનો ઉદય થાય તેવા રસ્તા શોધી કાઢો કે જેથી તેઓ પોતાના અસલી સ્વરૂપને સાચવી શકે. પ્યારા રૂષી સંતાનો! વૃક્ષને તમે ગમે તે પ્રકારે ઉછેરો તો પણ તે પોતાની પ્રકૃતિ પોષે છે તમે તેની શાખાઓ છેદન કરો તો પણ તે વૃદ્ધિ પામવાનુંજ. તમે તેની શિતલ છાયામાં બેસી તેને કાપવા પ્રયાસ કરો તોપણ તે પોતાની છાયા સમેટી લેતુ નથી. (અપૂર્ણ.)

---

## દેશપરદેશ સમાચાર.

સુરત તપોધન બ્રાહ્મણ પાઠશાળાનો વાર્ષિક ઉત્સવ—સંવત ૧૯૭૦ના અષાઢ સુદ ૭ ને વાર ભોમે તા. ૩૦—૬—૧૯૧૪ ને દિવસે રા. નાનાભાઇ કુબેરરામના મકાનમાં રા. ભવાનીશંકર ઘેલાભાઇના પ્રમુખપદ નીચે ઉજવવામાં આવ્યો હતો. પ્રથમ શાળાના વિદ્યા-ર્થીઓએ બ્રહત હવન કર્યો હતો. વિ. છોટુભાઇ કલ્યાણજી જેમની ઉમર આઠ વર્ષની છે તેમણે રૂદ્રીનું અધ્યયન કરી સભાજનોને આશ્ચર્યચકિત કર્યા હતા. વિદ્યાર્થીઓનો એક સંવાદ થયો હતો. વિ. અમૃતલાલ માધવલાલ, મ. ડાહ્યાભાઇ કેવળરામ મગોદકર જે સુરતને માટે ખંતથી પ્રયત્નો કરે છે તેમના વિવેચન થયા હતા. તત્પશ્ચાત પ્રમુખનું વિવેચન થયું હતું અને તેમણે મંડળને ઉત્સાહ આપ્યો હતો. સુરતના તપોધન બ્રાહ્મણો પોતાના શ્રેયઃને માટે સારી પ્રવૃત્તિ કરી રહ્યા છે.

શોક—આપણા ભારતવર્ષના શ્રીમાન વાઇસરોય સાહેબના ધર્મપત્નિ શ્રીમતી લેડી હાર્ડીન્જનો દેહાંત થયો તે ઘણી દીલગીરીની વાત છે. તે ધર્માત્મા હતા અને હિંદુસ્થાન

પ્રતિ તેમને સદ્ભાવ હતો. પરમાત્મા તે આત્માને શાંતિપ્રદાન કરે અને શ્રીમાન્ વાઘજીરાય સાહેબને ધૈર્યપ્રદાન કરે.

તપોધન બ્રાહ્મણ બોર્ડીંગ સ્કુલ અને તેના ફંડની યોજના કમીટીના સેક્રેટરી મહાદેવ રા. શંકરલાલ ગુલાબરાય જણાવે છે કે તે કમીટીના સભાસદોને બબ્બે પત્રો લખ્યા છતાં તેમણે હજુ યોજનાઓ લખી મોકલી નથી. તેમને વિનંતિ કરવામાં આવે છે કે તેમણે યોજના ઘડી સેક્રેટરી ઉપર સત્વર મોકલી આપવા કૃપા કરવી. તેમનું ઠેકાણું— " હેડ માસ્તર એંગ્લો વર્નાક્યુલર સ્કુલ. ઇડર."

**આને અબળા કે સબળા !—**

વિલાયતના બેલ ફાસ્ટ શહેરમાં, કાઉન્ટ ડાઉન મધ્યેના બેલીમેનોક હાઉસનો આગ લાગવાથી નાશ થયો છે કે જે મકાનમાં કિમતી ચિત્રો અને અસલના વખતની કિમતી જણસો હતી. આ શહેરમાં પુરૂષ જેવા અને જેટલાજ હક્કની માગણી કરનાર (મતાભિલાષી) સ્ત્રીઓના હાથે આ ત્રીજું મકાન નાશ પામ્યું છે! પરમાત્મા, ભારતની દેવીઓને એવી કેળવણીથી દૂર રાખી નૈતિક કેળવણી પ્રાપ્ત કરાવે!

**આનું નામ હોંશિયારી !—**

વાઘોડીઆ તાબે જરોદ ગામે કોઇ બહાર ગામની એક સ્ત્રી પોતાને લેડી ઇન્સ્પેક્ટર જણાવી, ત્યાંની કન્યાશાળાની વિઝીટ લીધી, ઉક્તબાઇએ હાથમાં છત્રી અને પગે બૂટ પહેરીને ઠાઠ સારો રાખવા પ્રયત્ન કર્યો હતો, પણ નિષ્ફળ! શક પડવાથી ત્યાંની પોલિસે પકડી વાઘોડીઆ મહાલે લઇ જવામાં આવતાં, તેને તે વખતે જામીન ઉપર છોડવામાં આવી હતી. સદર બાઇ સંખેડા તરફની બ્રાહ્મણી હોવાનું કહે છે!

**દોઢ વર્ષની વિધવા**—જંબુસર તાલુકાના ઉબેર ગામના એક બ્રાહ્મણની ૧॥ વર્ષની છોકરીના લગ્ન કરખડી ગામના એક બ્રાહ્મણના ૬ વર્ષના છોકરા સાથે થોડા વખત ઉપર થયાં હતાં. કમનશીબે તે પરણનાર છોકરો અકસ્માત કુવે મરણ પામતાં પારણામાંથી તે બાળકી વિધવા થઇ છે. જલ્દી જલ્દી લગ્નનો લ્હાવો લુંટવાનું પરિણામ. આવી દોઢ વર્ષની વિધવાઓ બ્રાહ્મણ જ્ઞાતિમાં થાય તો તેનો ઉત્કર્ષ થવાનો સંભવ શાનો? અને તેને લોકો ગુરુ શી રીતે માને?

**૧૧૦ વર્ષની ડોશી**—મીસીસ રીબેકા ક્લાર્ક હજુ હયાત છે; તેનો નહાનો છોકરો ૭૦ વર્ષની ઉમરે હમણાં પરણ્યો છે! "સખત કામ કરી મનને આનંદમાં રાખવાથી" આયુષ્ય વધે છે એમ તેનું માનવું છે. ચાર શહેનશાહો તરફથી તેને મળેલા અભિનંદનપત્રો તેણે મગરૂરી સાથે સાચવી રાખ્યા છે.

**બ્રહ્મક્ષત્રીઓમાં ચાલતો હીંસક રીવાજ; માતાને બકરાનો ભોગ**—બ્રહ્મક્ષત્રી ત્રીમાસિકમાં એક લખનાર જણાવે છે કે તેમની જ્ઞાતિમાં અમુક કુટુંબોમાં એવી પ્રચલીત રૂઢી છે કે શ્રીમંત પ્રસંગે હાંસોટ મુકામે જઇ કુળદેવીની પુજા કરી નાના બકરાનો માતાને ભોગ આપવો અને તે અર્પણ કરેલા ભોગમાંથી પુજા કરનારે પ્રસાદ પણ લેવો. દયાની તેમની નિર્માંસાહારી જ્ઞાતિમાં આ રીવાજ હજુ કેમ ચાલુ છે અને કયો શાસ્ત્રકાર આવા પ્રસંગે એક નિર્દોષ કોમળ જીવની હિંસા કરવા અધિકાર આપે છે તે હમારી જાણથી તદન બહાર છે.

**દક્ષીણીઓની સાદાઇ—ગુજરાતીઓએ કરવી જોઇતી નકલ**—પુનાની છેલ્લી સંસારસુધારા પરીષદ્ નિમિત્તે પુને જેઓ ગયા હતા તેઓનું ધ્યાન પુનાવાસીઓની સાદાઇ તરફ ખાસ કરીને ખેંચાયું હતું. આપણા કરતાં દક્ષીણી લોકો જીવનના સર્વ વ્યવહારમાં સાદા વધારે છે. પુનામાં મોટા મોટા વિદ્વાનો તથા સમાજના આગેવાનો પોતાના પહેરવેશમાં તથા બીજી રીતે ઘણાજ સાદા જોવામાં આવતા હતા. પુનાના સ્ત્રીપુરૂષો પોતાના જ્ઞાન તથા વિદ્યાનો ઉપયોગ પોતાનું કર્ત્તવ્ય તથા દેશસેવા કરવામાં કરે છે. ભપકાબંધ કપડાં પહેરી ખાલી રોફ મારવામાં નહીં. કપડાલત્તાનાં ખાલી ઠાઠમાં પુષ્કળ પૈસો ખરચવો એ કાંઇ વિદ્યા તથા જ્ઞાનની નીશાની નથી પરંતુ માત્ર અછકલાપણાનુંજ ચીહ્‌ન છે। દક્ષીણી લોકોની રહેણી કરણીમાં આ સાદાઇ એટલી સ્પષ્ટ દેખાતી હતી કે સૌ. વિદ્યાગૌરીએ મહિલા પરિષદ્‌ના પ્રમુખસ્થાનેથી અપાયલા ભાષણમાં કહ્યું હતું કે, "ગુજરાતની સ્ત્રીઓએ તમારી કનેથી આ સાદાઇ શીખવાની ખાસ જરૂર છે.

---

## તપોધન બ્રા. પ્ર. સભાના લવાજમની પહોંચ.

### સને ૧૯૧૩-૧૪.

૫—૦—૦ મ. કાશીરામ ગંગારામ
૧૫—૦—૦ મ. પ્રભાશંકર હરિનારાયણ
૧—૦—૦ મ. કાશીરામ શીવરામ
૫—૦—૦ ભાઇચંદ વહાલજી
૫-૦-૦ રા. રા. છગનલાલ જગન્નાથ, મુંબઇ

સને ૧૯૧૪-૧૫ પેટે.

૫-૦-૦ „ નિર્ભયરામ કાશીરામ, વાલમ
૫-૦-૦ „ વીઠ્ઠલભાઇ વલવરામ, કડા
૫-૦-૦ „ મોહનલાલ ચતુરરામ, જાકાસણા
૫-૦-૦ „ પ્રાણશંકર નાથાલાલ, અમદાવાદ
૫-૦-૦ „ અંબાલાલ દામોદરભાઈ ભટ્ટ બી. એ. ... „
૧-૦-૦ „ દુર્ગાશંકર ભાઇશંકર, વાલમ
૧-૦-૦ મ. ગીરધરલાલ ડુંગરભાઇ વાલમ
૧-૦-૦ „ ત્રીકમલાલ ઉગરચંદ „
૧-૦-૦ „ હીમતલાલ રણછોડ, „
૧-૦-૦ „ રામચંદ્ર ખુશાલીરામ „
૧-૦-૦ „ દુર્ગાશંકર પરભુરામ પાટણ
૧-૦-૦ „ માધવલાલ ઇશ્વરભાઇ, જોટાણા
૧-૦-૦ „ ડાહ્યાભાઇ મયારામ „
૧-૦-૦ „ જીવરામ મયારામ, કઠલાલ.
૧-૦-૦ „ નથુરામ જીવણરામ, રાધનપુર ચોબદાર
૧-૦-૦ „ ભવાનીશંકર કાશીરામ, પાટણ
૧-૦-૦ „ ઇશ્વરલાલ નરભેરામ, વાલમ

## માસિકના લવાજમની પહોંચ.

મ. અંબાશંકર નથુભાઇ વાલમ
„ અત્મીરામ નરભેરામ રાધનપુર
„ અમૃતલાલ મોરારજી ભાવનગર
„ ઇડર ત. બ્રા. વૈ. પાઠશાળા ઇડર
„ ઇશ્વરલાલ લક્ષ્મીરામ ચોપદાર ભાવનગર
મ. ઉમિયાશંકર મયારામ ફુલપાડા
„ ઉમિયાશંકર ગોવિંદરામ જોટાણા
„ ઉગ્રેશ્વર માણકેશ્વર ઇડર
„ કેશવલાલ મોતીલાલ ડાક્ટર માંડવી
„ કેશવલાલ વલ્લભરામ પાટણ

| | |
|---|---|
| મ. કેશવલાલ ઇશ્વરલાલ | જેટાણા |
| „ કાશીરામ પ્રભુજી | હીંમતનગર |
| „ કેશવલાલ ઉજમરામ | અમદાવાદ |
| „ કોદરલાલ વહાલજી | વડાલી |
| „ ખેલરામ રામચંદ્ર | સુરત |
| „ ગીરધરલાલ ડુંગરભાઇ | વાલમ |
| „ ગિરિજાશંકર નિર્ભયરામ | ખંભાત |
| „ ગૌરીશંકર ભાણશંકર | ભાવનગર |
| „ ગિરધરલાલ રઘુરામ | નંદાસણ |
| „ ગોવિંદરામ મોતીરામ | કાંકરોલ |
| „ ગોપાલજી હરીરામ | પીલવાઇ |
| „ ગુલાબચંદ રામચંદ્ર | વડાલી |
| „ છગનલાલ જયચંદ | ઉંઢાઇ |
| „ છગનલાલ જગન્નાથ શર્મા | મુંબાઇ |
| „ જીવરામ મયારામ | કંડારી |
| „ જીવસુખરામ નથુરામ | પાટણ |
| „ જેઇતારામ મગનલાલ | કડી |
| „ જેઠીરામ જીવરામ | વડાલી |
| „ દલસુખરામ નથુરામ | ગવાડા |
| „ દલસુખરામ છગનલાલ | ભાવનગર |
| „ દુર્ગાશંકર ભાઇશંકર | વાલમ |
| „ નિર્ભયરામ કાશીરામ | વાલમ |
| „ નથુરામ અંબારામ | પાટણ |
| „ નેમરામ વહાલજી મહેતી | વડાલી |
| „ નારણજી નીછાભાઇ | અમલસાડ |
| „ નાથારામ તુળજારામ | દસરથ |
| „ પ્રભુરામ ઉમેદરામ | બાલીસણા |
| „ પીતાંબર વસ્તારામ મહેતી | પારોલા |
| „ બબલભાઇ ક્ષેમરાજ | આમોસણ |
| „ રમણલાલ નાનાલાલ | સુરત |
| „ ભાઇશંકર ભવાનીશંકર | પાટણ |
| „ ભગવાન ભોગીલાલ | પાલણપુર |
| „ માધવલાલ દુર્લભરામ | કડી |
| „ મંછારામ ભાણાભાઇ | સુરત |
| „ મોતારામ કાશીરામ | હાંસોટ |
| „ મણિલાલ છગનલાલ | ચોર |
| મ. મણિલાલ દલસુખરામ | બાલીસણા |
| „ મણિલાલ છગનલાલ | સિદ્ધપુર |
| „ માધવલાલ કડવારામ | રણાસણ |
| „ મોતીલાલ ત્રીભોવન | લોદરા |
| „ મગનલાલ પુરૂષોત્તમ | આમોસણ |
| „ રામચંદ્ર પ્રભુરામ | પા' |
| „ રણછોડદાસ લક્ષ્મીરામ | પાટણ |
| „ રામશંકર કહુરામ | અમદાવાદ |
| „ લલ્લુભાઇ મોતીરામ | સિદ્ધપુર |
| „ લલ્લુરામ નરસીરામ | રણાસણ |
| „ વીઠ્ઠલભાઇ વલભરામ | કડી |
| „ શંકરલાલ ગુલાબરાય | પ્રાર |
| „ શીવરામ ખુશાલભાઇ | વડાલી |
| „ સાંકળેશ્વર શરવરામ | કડી |
| „ સાંકળચંદ તુળજારામ | દેલવાડા |
| „ સુખદેવ કાળીદાસ | ખેડબ્રહ્મા |
| „ હીંમતરામ ભુદરદાસ | પાટણ |
| „ હીરાલાલ માધવલાલ | બાલીસણા |
| „ હીરાલાલ મગનલાલ | કડી |
| „ હરીલાલ દલછારામ | છત્રીઆર |
| „ ડાહ્યારામ મયારામ | જેટાણા |
| „ ડાહ્યાભાઇ કેશવલાલ | મહુધા |
| „ ભીખારામભાઇ ગોવિંદરામ | પાટણ |

આ ઉપરાંત મ. મહાશંકર અમુલની વતી બ્હેન મંછાબાઇ ગામ. જેટાણાનાં તથા બાઇ જતન ઓ૦ અમથારામ શંભુરામની વીધવા ગામ. જેટાણાની તરફથી દરેકે રૂ. ૧ )આપો છે તે મુજબ બે વિદ્યાર્થીઓને માસિક મોકલવામાં આવે છે.

| | |
|---|---|
| મ. નથુશંકર ગોવિંદરામ રાવળ | નવસારી |
| મ. હીરાલાલ મોતીરામજી રાવળ | ઉદેપુર |
| " ઉમીયાશંકર લક્ષ્મીરામ | લાછડી |
| " ગીરધરલાલ પુંજીરામ | ગોરીતા |
| " ન્હાનાલાલ દુર્લભરામ | વીજાપુર |
| " પુરૂષોતમ આદિતરામ | ગોરીતા |
| " પ્રહલાદજી કેવળરામ | ગોરીતા |
| " પ્રભાશંકર મુળજી પંડ્યા | દાહોદ |
| " મોહનલાલ શીવરામ | લોદરા |

"ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું—પાંચકુવા—અમદાવાદ.

REGISTERED NO: B. 972.

ॐ

# ब्राह्मण धर्म.

# Brahmin Dharma.

मनुवाक्य. ( अ. ११ )

यत्किञ्चिदेनः कुर्वन्ति मनोवाङ् मूर्तिभिर्जनाः ।
तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २३१ ॥
तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ।
इज्याश्च प्रतिगृह्णन्ति कामान् संवर्धयन्ति च ॥ २३२ ॥

પુસ્તક ૫. ] સંવત ૧૯૭૧, ભાદ્રપદ. [ અંક ૬.

સંપાદક,
મ. પ્રહલાદજી સેવકરામ. મુ. સિદ્ધપુર.

વ્યવસ્થાપક,
છગનલાલ જગન્નાથ રાવળ. મુંબાઈ.

લવાજમ રૂ. ૧-૦-૦ પોષ્ટેજ સહિત.

પ્રત, ૫૦૦.

કાર્યાલય (ઓફીસ.)
સોધીગલીને નાકે, ઇબ્રાહીમ દેતાભાઇના માળામાં મુંબાઇ નં. ૪

# શ્રીમદ્ભગવદ્ગીતા.

( શુદ્ધ ભાષાંતર ઉપરાંત તાત્વિક બોધ માટે પુષ્કળ વ્યાખ્યાન સહિત )

આ એક ખરો સિદ્ધાંત છે કે ધર્મગ્રંથો તથા તત્વ વિવેચનના પ્રકરણોનો કેવળ પાઠ પઢી જવા કરતા તથા અર્થ અને તાત્પર્ય સમજીને પાઠ કરવાથી વિશેષ ફળ છે 'શ્રીમદ્ ભગવદ્ગીતા જેવા પુસ્તકને માટે તો તે બહુ જરૂરનુ છે અને તેથીજ અમે શ્રીશંકરાચાર્યવાળુ ભાષ્ય તથા શંકરાનંદ નીલકંઠ અને શ્રીધર વગેરે પંડિતોના વ્યાખ્યાનોપર લક્ષ રાખી તત્વ વિષયનો એક પણ અંશ ન જવા દઈ આ સ્વતંત્ર વ્યાખ્યાનવાળુ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે આત્મ શ્લાઘાથી નહિ પણ સત્ય વાત પ્રસિદ્ધિમા મૂકવાના આશયથી અમારે કહેવુ પડે છે કે શાસ્ત્રીય વિષયોમા બિલકુલ નહિ ખેડાયેલી ગુજરાતી ભાષામા આજસુધી ગીતા શાસ્ત્રના ગૂઢ વિષયમા પ્રવેશ એવુ આ સિવાય બીજુ એક પણ ગીતાનુ પુસ્તક બહાર પડયું નથી

આ પુસ્તકમા પ્રત્યેક શ્લોકના અર્થની સાથે વ્યાખ્યાનમા તે અર્થનુ વિશદીકરણ, તેમા આવતા આક્ષેપોના સરલ અને સચોટ સમાધાનો તથા ઉંડા ભાવાર્થો આપવામાં આવેલ છે, જેમા પ્રસંગોપાત્ત યોગશાસ્ત્રની પદ્ધતિ તથા ન્યાયશાસ્ત્રના અનુમાનાદિ વિષયો પણ સમજાવેલા છે, એટલુંજ નહિ પણ જે જે શાસ્ત્રના વિષય જ્યાં જ્યા આવેલા છે ત્યા ત્યાં તે ઉપયુક્ત અંશથી ગોઠવેલા છે આટલુ છતા તેની વાકયરચના ઘણી સરલ છે ટૂંકામા દરેક અધિકારીએ આ પુસ્તક અવશ્ય મનન કરવા જેવુ છે કિંમત રૂ ૪ ચાર. કદ ઉભી આઠ પેજી લગભગ ૮૦ ફાર્મ પુઠું પાકું આતંકનિગ્રહ ઔષધાલય માથી રૂ. ૬ ની દવા એક સામટી ખરીદનારને ભેટ

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર-કાઠીયાવાડ.

# ब्राह्मण धर्म.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

ભાવાર્થ—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.



## ઇશ્વર પ્રાર્થના.

ॐ योनः पिता जनिता यो विधाता धामानि वेद भुवनानि विश्वा ।
यो देवानां नामधा एक एव तं सम्प्रश्न भुवना यन्त्यन्या ॥ ऋग्वेद ॥

ભાવાર્થઃ—હે પરમપોષક પરમાત્મા ! આપજ હમારા જનક અર્થાત્ પિતા છો, હે દયાળુ દેવ ! આપજ હમારા જન્મદાતા અને વિધાતા છો, હે જ્ઞાનેશ્વર ! આપ સર્વ સ્થાનો અને સર્વ ભુવનોના જ્ઞાતા છો, હે કૃપાળુ ભગવાન ! સર્વ દેવતાઓને આપજ ધારણ કરવાવાળા છો, હે સર્વ શક્તિમાન પ્રભુ ! સંસારના સર્વ પદાર્થો આપની પવિત્ર અને તેજસ્વી શક્તિ પ્રદર્શિત કરી રહ્યા છો સર્વાન્તર્યામી પ્રભુ ! આપની દયાથી હમારૂ જીવન છે. હમને સદ્બુદ્ધિ આપો કે જેથી આપના પવિત્ર આજ્ઞા પ્રમાણ વર્તન કરી આ લોક અને પરલોકમાં સુખ પ્રાપ્ત કરીએ. ॐ શમ્ ॥

પુસ્તક ૫ મું. ] ભાદ્રપદ, સંવત ૧૯૭૦. [ અંક ૬ ઠો.

### વિષયાનુક્રમણિકા.

# કાવ્યકુંજ.

" પૂછું મારી જ્ઞાતિ તણા લીડરો હું પ્રેમ થકી—
આપ શું જવાબ આપો, એજ મારે જાણવું."

કુંડળીયો:—

વ્હાલા! બ્રાહ્મણ ધર્મ તું, કરતું ધર્મ
શુભ વિચારે જ્ઞાતિજન, પામે અતિ વિકાસ.
પામે અતિ વિકાસ, જ્ઞાન ઘણું જ્હોળું તારૂં;
શુદ્ર વિચારે ભર્યું, પદ ત્યાં અર્પું મારૂં.
શિખવજે શુભ રીત, ગણી મુજ બોલો કાલા;
પડતાં ઝીલે સદા, ધર્મ બ્રાહ્મણનો વ્હાલા!

સોરઠા—

પરિષદ જોતાં સુખ, હૃદયે બહુ બહુ વ્યાપિયું;
પણ ભાળ્યું જે દુઃખ, આપ તણા આગળ કરૂં.

મનહર:—

ઘણા દીનથી અમારી, જ્ઞાતિ માએ જન્મ લીધો,
ઘરડી થવાથી વ્યથા, અતિશય પામતી,
કાળે નિર્માણ કર્યું, આ મરે છે મૃત્યુવશ
કરીએ શું કામ દવા, વૃથા અણ ભાવતી;
સંકેત શું પ્રભુ તણા' જાણે જન યોગી (!) સમા
તેવા જન પ્રત્યે કહો! શું જઈ ઉચ્ચારવું?
પૂછું મારી જ્ઞાતિ તણા, લીડરો હું પ્રેમ થકી
આપ શું જવાબ આપો, એજ મારે જાણવું.
પ્રતિનિધિ પાસ ફક્ત, પુરૂષોના માટે થતાં
નજીવી ફી આપી અને, ઘણા જણ આવતા,
પણ મહિલાઓ તણું, વૃંદ બ્હાર જતાં બીહે!
તેમના માટે વિચારો, કર્યાં મન ભાવતા;
ફી લગારે રાખી નથી! તમ કાજ સુજ્ઞ બ્હેનો!
માટે કોન્ફરન્સમાં અવશ્ય પધારવું! પૂછું મારી૦
બીચારી ન જાણે પરિષદમાં શું થતું હશે!
એવી અબળાઓ પણ, ચાહી તહીં આવતી,
સમજતી થોડું ઘણું, જોયું કદી હોય કયાંથી?

તો પણ જણાય એમ, શિક્ષા ઉર ધારતી;
ઉમંગ સ્ત્રી જાતિ તણો ! જોયો મારા આગેવાનો !
છતાં તેને ઘેર રાખી, સભા માંહી આવવું ? પૂછું મારી૦
કેટલી ભણેલી બાળા ! કેટલીક વૃદ્ધ માતા !
આવીને સૂણે છે પ્રેમ હૃદયમાં લાવતાં,
શ્લાઘનીય કૃત્ય જોઈ, ઘણો મન હર્ષ પામું !
સભામાં આવ્યાનું જેહ પ્રયોજન જાણતાં;
હાલ જે ન જાણે તેય ક્રમશઃ કંઈક જાણે.
શું ઘટે છે આપને એ હૃદય દબાવવું ? પૂછું મારી૦
' બળ્યું હું તો આવી પણ ખાવાનું ન સુખ કાંઈ
પાથરવા મળે નહિ, ભોંય અંગ તોડવું '
એવાં એવાં વચનથી, હતાશ થવું ન ઘટે
સ્નેહથી સુધારો ધીરે, ધીરે નહિ દોડવું,
ઉન્નતિ આલય તણો, પાયો મૂળ નારી જાત
તે વિહુણા કેમ કરી આલય બનાવવું ? પૂછું મારી૦
જીવનના અધિપતિ! દેહે અનારોગ્ય છતાં
આવ્યા હૃદયમાં પ્રેમ, ઉમળકા આવતાં
સભા મહિલાઓ તણી, ને હવન રૂડા થયા !
ગુરૂ-બંધુ રૂપે કાર્ય, અમૂલ્ય બજાવતાં;
નેત્રે બધું જોયા છતાં, સ્ત્રીને અધિકાર નથી.
—વેદ મંત્રતણો, એને શી રીતે બતાવવું ? પૂછું મારી૦
વિદ્યારૂપ થકી જેણે, નામ અજવાળ્યું શુભ
દુષ્ટને રોવરાવનાર, રૂદ્ર સમ જાણીએ,
છીન્ન ભિન્ન બ્રાહ્મણો, તમામ મટી એક થાવ !
પરિષદ એવી ક્યારે એકતામાં માણીએ ! !
આવાં આ વચન બાણ, છતાં ન ભેદાય કાન
જુદાઈનાં તડ પાડી ભોજન જમાવવું— પૂછું મારી૦
ત્રણ દીન રહ્યા તેથી, કાંઈ કાંઈ સાંભળ્યા છે !
તે ભૂલાતા નથી, પાકપણ યાદ આવતા !
ઘેર આવ્યા ! બીજા કોઈ, જ્ઞાતિબંધુ ભેગા થયા !
કોન્ફરન્સ પરિષદ નામ ન ઉચ્ચારતા ! !
કેમ ભાઈ ! કાનફ્રેડમાં જઈ તમે શું કર્યું ?
એવા સુજ્ઞ (!) જનોને શું પ્રેમથી જણાવવું ? પૂછું મારી૦

(અપૂર્ણ.) वसन्तारमज—वीसनगर.

## જ્ઞાતિહિત પ્રતિ બે શબ્દો.

( રાગ—બનજારા. )

ઉઠો ઉઠો તપોધન વીરા–તમે કેમ બન્યા છો અધીરા ( એ ટેક )

આળસ અંતર નહિ લાવો, અનીતિ થતી અટકાવો,
જ્ઞાતિહિતના કરોને સુધારા. તમે૦ ૧

દધીચિ નામ દીપાવો, કીર્તિ પ્રસારી લો લ્હાવો,
બંધ કરો જલદી કુધારા. તમે૦ ૨

પળ પળ સોનાસમ જાયે, વખતનું મુલ્ય નહિ થાયે,
કરો વેદ વિદ્યાના વધારા. તમે૦ ૩

બાળકો ભણાવો વળી બાળા, કેળવણી આપો દયાળા,
દુઃખીને સુખી કરનારા. તમે૦ ૪

નામ તણું નીર રાખો, જુઠું ભાષણ કદી નહિ ભાખો,
પ્રીતિ રીતી નીતિથી પળનારા. તમે૦ ૫

દેશ વિદેશે જાઓ, હુન્નર તણા દેખો દેખાવો,
થવા શ્રીમંત ઉમંગ ધરનારા. તમે૦ ૬

કન્યા વિક્રય તણા ચાલ છોડો, બાળલગ્ન વળી તરછોડો,
ઉપકાર અમર કરનારા. તમે૦ ૭

દર વરસે કમીટી ભરો, બંધ કરો ખર્ચ નાતવરો,
બનો ઉદાર મનનો પ્યારા. તમે૦ ૮

હૈયે હિમ્મત બહુ રાખો, કેળવણી તણાં ફળ ચાખો,
નરનારી સૌ ભણનારા. તમે૦ ૯

કમર કશીને બાધો, કોઈ સમજો નહિ વાંધો,
ધર્મ હૃદય ધરનારા. તમે૦ ૧૦

નિર્ભયસિંહ સુત જાગ્યા, જ્ઞાતિબંધુ પાયે લાગ્યા,
એવા નિદાન બનો ભ્રાત મારા. તમે૦ ૧૧

જે જ્ઞાતિની દાઝ દીલ ધરશે, તે ભવસાગરથી તરશે,
અવતાર સફળ કરનારા, તમે કેમ બનો છો અધીરા. ૧૨

તુળજારામ વેણીરામ માસ્તર,
(સાખલી–છડી.)

ॐ

## प्रेमपत्रिका.

( લેખક-યતિ. ચૈતન્યમઠ—સુરત. )

પ્રિય મિત્ર બ્રાહ્મણધર્મ ! તારો પ્રાદુર્ભાવ જે વખત મુંબઈમાંથી થવાનો હતો તે સમયે તારા હૃદયે ( રા. ગિ. નિ. ) મને પત્રદ્વારા ખબર આપેલી અને તે પરથી મેં "ચહેરસંચારીને સૂચના" એ નામનો એક લેખ તેમના ઉપર મોકલેલો પરંતુ અમો ઉભયના દૃષ્ટિબિંદુના ભેદને લઇ, તેમને તે લેખ લેવા યોગ્ય લાગ્યો નહિ તેથી તે મને પાછો મળ્યો. બાદ "શ્રી સજ્જન શતક" એ નામનો લેખ મોકલ્યો જે હાલ ચાલે છે તે અરસામાં તારા આરંભક અંકો મને મળ્યા તેમાં પ્રથમ અંકમાંજ વાંચવામાં આવ્યું કે "બ્રાહ્મણધર્મના નવા જન્મપર બે શબ્દો" તે વિચારતાંજ મને કાંઇ નુતન વિચારો સ્ફુરી આવ્યા અને મનમાં આનંદ ઉભરાતાં તેજ આનંદને "પ્રેમપત્રિકા" નામ આપી તેને તારા ઉપર મોકલવામાં આવે છે, મને ખાતરી છે કે તું તેનો અનાદર નહિજ કરે, અસ્તુ.

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રિવર્ણને દ્વિજ કહેવામાં આવે છે. દ્વિજ શબ્દનો અર્થ, બે જન્મ, એવો થાય છે. બ્રાહ્મણાદિકનો બાલક પ્રથમ શુદ્ધ માતા પિતાથી જન્મ પામે છે, ત્યારબાદ તેને સાતમે વર્ષે યજ્ઞોપવિત સંસ્કાર કરવામાં આવે છે. તે વખતે ગાયત્રીનો ઉપદેશ અપાય છે. આ તેનો દ્વિતીયજન્મ કહેવાય છે. બીજા જન્મથીજ તે બાળક બ્રહ્મચર્ય પાળી વિદ્યાભ્યાસ કરવા સારૂ ગુરૂકુળમાં જઇ વાસ કરે છે. વિનાધાર્યે તારે પણ તેવોજ પ્રકાર બન્યો છે. આરંભમાં તારો જન્મ સ્તંભતીર્થ ( ખંભાત ) માં થયો અને તે સમયે તારા પાલક માતાપિતા રા. રા. ડા. અંબાલાલ છગનલાલ શાસ્ત્રી તથા મહાશય ગિરિજાશંકર વિજયશંકર શાહીવાળા થયા. તેમણે ચાર વર્ષ સુધી તને પોષણ આપી મોટું કરી પાંચમે વર્ષ તેમણે તો ગમે તે નિમિત્તે છોડયું પણ હું તો એમજ માનું છું કે તારો યજ્ઞોપવિત સંસ્કાર કરી તને વિદ્યાભ્યાસ કરવા વયોવૃદ્ધ અને ગાયકવાડી રાજ્યના માજી સુબા લોકપ્રિય ગુરૂ પ્રહલાદજીભાઇના હાથમાં સોંપ્યું છે એ પુરેપુરૂં ડહાપણ ભર્યું કાર્ય કરેલું છે એ વાત નિર્વિવાદજ છે. કદિ કોઇ શંકા કરે કે દ્વિજકુલનાં બાલકોને સાતમે વર્ષે યજ્ઞોપવિત સંસ્કાર કરવામાં આવે છે તો આને પાંચમે વર્ષે કેમ? તેનું સમાધાન એજ છે કે "શ્રી સનાતનધર્મનું સ્થાપન કરનાર અને ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, તથા શ્રીમદ્ ભગવદ્ગીતા, એ પ્રસ્થાન ત્રયપર ભાષ્ય બનાવી અભેદ સિદ્ધાન્તનો ઉદ્ધાર કરનાર શ્રીશંકર સ્વરૂપ જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્ય મહારાજને પાંચમે વર્ષેજ યજ્ઞોપવિત સંસ્કાર કરવામાં આવ્યો હતો અને તેજ સંસ્કારના પ્રભાવે બત્રીશ વર્ષની અલ્પ વયમાં તેમણે અધઃપતન પામતાં ભારતવર્ષનો ઉદ્ધાર કરી, પૂર્વમાં જગન્નાથમાં ગોવર્ધનમઠ, પશ્ચિમમાં દ્વારકામાં શારદામઠ, દક્ષિણમાં શૃંગેરીમાં શૃંગેરીમઠ અને ઉત્તરમાં જોષીનામક ગ્રામમાં જ્યોતિર્મઠ સ્થાપન કરી પોતાની ઉજ્વલ કીર્તિથી ભારતને પ્રકાશીત કર્યો હતો. પ્રિય આત્મા ! તારે પણ અનાયાસે એવોજ પ્રસંગ બન્યો છે તો તું પણ महाजनो येन गतः स पन्थाः એ વચનાનુસાર

પાંચમા વર્ષથીજ બીજો જન્મ પામી અર્થાત્ સત્સંસ્કારી થઇ તારા ગુરૂ ( મ. પ્રહ્લાદજીભાઇ ) એ કહેલ "શાન્તિધરો-ઉદય થશે" એ સુત્રપર લક્ષ રાખી, જે જે પ્રસંગો તારાપર આવી પડે તે સર્વેમાં શાન્તિથી ટકી રહી, વિઘ્ન સામે ટક્કર મારતાં તારા ( પ્રીન્ટર પબ્લીશર ) એ અંગ્રેજી શબ્દ કરતાં આપણી મૂળ ભાષામાં કહું તો ઉપગુરૂ (રા. છગનલાલ) દ્વારા તારા હૃદય બળ ( મ. શિ. નિ. ) થી વૃદ્ધિ પામી ભારતવર્ષમાં વિજય વર્તાવી સર્વત્ર પ્રસિદ્ધ હો એવી શ્રી અંતર્યામી પરમાત્મા પ્રતિ મારી પ્રાર્થના છે.

"બ્રાહ્મણધર્મનો નવો જન્મ" એ શબ્દો પરથી કોઇએ પણ એમ સમજી બેસવાનું નથી કે પ્રથમનું બ્રાહ્મણધર્મ મરણ શરણ થઇ તેનો આ પુનર્જન્મ થયો; એ શંકાને અવકાશ ન રહે તેટલાજ માટે લેખકે, પુનર્જન્મ શબ્દ ન વાપરતાં નવો જન્મ શબ્દ યોજ્યો છે. અસ્તુઃ

મારા અનુમાન પ્રમાણે આ "પ્રેમપત્રિકઃ" તારા છઠ્ઠા અંકમાં પ્રસિદ્ધ થશે તેથી વાંચકવૃંદ આશ્ચર્ય પામશે કે આરંભમાં અભિનંદન આપવાને બદલે અર્ધે વર્ષે પ્રેમપત્રિકા કયાંથી ઉદ્‌ભવી ? તેનો ખુલાસો એજ છે કે આપ્ત પુરૂષોનાં એવાં વચનો છે કે "જે સમયે જે થાય છે તે સારા માટે." હું ( લેખક ) મુસાફરીમાં હોવાથી તારા આરંભક અંક જોઇ શકયોજ નહોતો તેથી તારૂં તંત્ર કેવા પ્રકારથી બદલાયું તે જાણવામાં નહોતું. હમણાં સ્થિર થતાં આરંભક અંક જોયો ને વિચાર સ્ફુરતાં તારા પ્રેમે આ પ્રવૃત્તિ કરાવી, તે પણ સારાને માટેજ ! ! કેમકે શિષ્ટ પુરૂષોનો એવો સંપ્રદાય છે કે આરંભમાં, મધ્યમાં અને અંતમાં મંગલ કરવું જોઇએ. તદ્વત્ આરંભમાં થયું છે ને મધ્યમાં અનાયાસે આશિર્વાદાત્મક મંગલ થયું અને અંતમાં પણ થશે જેથી તારૂં પરમ કલ્યાણ હોઇ તું સર્વને કલ્યાણકારક થઇશ.

---

## બ્રાહ્મણ ધર્મનું આધુનિક સ્વરૂપ અને આપણું કર્ત્તવ્ય.

:o:

( લેખકઃ—ડા. કેશવલાલ મોતીલાલ—માંડવી, ( સુરત. )

અંગ્રેજી સાહિત્યના અભ્યાસિઓથી અજાણ્યું નહીં જ હશે કે "ફિનિક્ષ" પક્ષિ એક વખત પંચત્વ પામીને ફરીથી સજીવન થાય છે. એ પણ કુદરતની એક અદ્‌ભુત કૃતિ જ લેખાય છે.

પાટણ કોન્ફરન્સ પ્રસંગે કેટલીક દિશાએથી અસંતોષ વૃત્તિનો ધ્વનિ કર્ણગોચર થતો હતો કે 'બ્રાહ્મણ ધર્મ'ના આખા વર્ષના સર્વ અંકોમાં માત્ર 'સિદ્ધપુર કોન્ફરન્સ' નો જ હેવાલ ઘણે અંશે આવે છે અને વિવિધ વિષયનો આભાસ પણ નથી, તેથી તેનું વાંચન અરસિક લાગે છે, અને બ્રાહ્મણધર્મના મુળ ઉદ્દેશનો વિનિપાત થાય છે. પરંતુ 'દૈવેચ્છાએ માઠું થાય તે સારાનેજ માટે' એ લોકોક્તિ અનુસાર, એ માસિકના મંત્રિ યા તંત્રીપણામાં અણચિંતવ્યો એકાએક ફેરફાર થયો. તેની સાથે જ તેનું સ્વરૂપ અને કદ પણ બદલાયાં. હવે, તેના ચાર પાંચ અંક પ્રકટ પણ થયા છે. માસિકની એકંદર રચના નવિન વસ્તુ-પ્લોટ, વિચારગાંભીર્ય અને અર્થરહસ્ય આદિમાં કેવો અને કેટલો સુધારો

થવા પામ્યો છે ? તેનો પ્રત્યુત્તર વાળવાનું તો, વિદ્વાન વાંચકવૃંદની તુલનાશક્તિ, તર્કશક્તિ, ગ્રાહ્યશક્તિ, રસિકતા અને મર્મજ્ઞતાની નિકષ શિલા ઉપર કેવા પ્રકારના, કેવા સંસ્કાર રૂપ, ચિસેરો ઉદ્‌ભવે છે ? તે ઉપર ઘણે ભાગે આધાર રાખે છે.

સમગ્ર તપોધન બ્રાહ્મણ સૃષ્ટિ અને તેનું વાઙ્‌મય સુપ્રગતિ પામે, એમ સર્વ કોઇ ઇચ્છે છે અને તેવી સદ્‌વાંચ્છના સ્વાભાવિક પણ છે. પરંતુ વિદ્વાન વાંચકવૃંદની ક્ષમા યાચીને હું પૂછીશ કે, તે સદ્‌હેતુની સિદ્ધિ અર્થે, સમષ્ટિ રૂપ સહાય ઉમેરવા, કેટલા પૃથક્ પૃથક્ વ્યષ્ટિ પ્રવીન થાય છે ? ફક્ત આંગળીઓને વેઢે ગણીએ તેથી વિશેષ નહીં જ ! ! એવો નિરાશાજનક પ્રત્યુત્તર મળશે તેનું કારણ શું ?

તપોધન બ્રાહ્મણ સૃષ્ટિને સદ્‌ભાગ્યે જ્ઞાતિમાં સાક્ષરોનો સારો સુકાળ છે. તેમજ પાઠશાળાના પદ્વીધરો પણ પુષ્કળ છે, અને કવિઓ પણ છે. આવા અનેક અમુલ્ય રત્નના ભંડાર રૂપ જ્ઞાતિ અને તે જ્ઞાતિના 'બ્રાહ્મણ ધર્મ' માસિકની પ્રગતિમાં ઊણપ આવવી સંભવેજ કેમ ? એવું નિત્યાભિમાન્ પ્રત્યેક તપોધન બંધુના હૃદયમાં ઉછળતું જોઇએ ! !

જે કોમની કુલોત્પત્તિ અતિ પ્રાચીન ઋષિ મુનિઓમાં સિદ્ધ થાય છે, તે કોમના વંશજોએ પણ પોતાના પુર્વજોવત્ પરાક્રમશાળી બનવું જોઇએ ! જે કોમનો આદ્ય પુરૂષ પોતાની માત્ર એકજ પાસળીથી સમગ્ર દાનવ યોનિને પરાજીત કરી શકે છે, તે કોમના તનુજોએ વ્યષ્ટિ બળ અને સમષ્ટિ બળથી સંઘટ્ટન પામીને, પોતાની આસુરી સંપત્તિઓને પરાજીત કરવી જોઇએ.

પેલા જગત્‌વંદ્ય પુર્વજો, ગૌતમ, કણાદ, કપિલ, પાતંજલ, જૈમિનિ, વ્યાસ, આદિ ઋષિઓ જો આ અવનિમાં અવતરીને યા તો સૂક્ષ્મ દેહે, આપણી સ્વપ્નાવસ્થામાં, દર્શન દઇને પ્રત્યેક તપોધન બંધુઓને જો કદાચિત્ પૂછે કે, હે ભૂદેવો !–અમે તો શ્રુતિ, સ્મૃતિ આદિ વેદવેદાંતના અનેક ભાષ્યો, બ્રાહ્મણ, સુત્ર, વિગેરે જગતના ઉદ્ધારાર્થે રચી મુકયાં છે કે જેના પ્રભાવથી, સેંકડો અને હજારો વર્ષ વ્યતીત થવા છતાં પણ હજુ બ્રાહ્મણો, સર્વ કોમોમાં વંદાય છે, પુજાય છે, અને આજીવિકા મેળવે છે. એમ છે તો હાલમાં તે પર તમે કેટલું પ્રમથન કર્યું છે ? અહો મારા જ્ઞાતિ બાંધવો ! આવો પ્રસંગ પ્રાપ્ત થતાં આપણે શો જવાબ દઇ શકીશું ? તે મહાન્ અને અતિ પ્રતાપી પૂર્વજો સમક્ષ, શરમથી આપણાં શિર નીચાં નાંખી દેઇને, ના છૂટકે, કાંઇક તો જવાબ દેવો જ પડશે કે, મારી જનનીનાં દેહનાં, હાડ, માંસ અને રૂધિરના અર્ક સ્તનપાન, પયપાન, (ધાવણ, મોટા મોટા કુવા અને હવાડાઓ ભરાય તેટલો કરવાથી આવો પ્રચંડ સ્થુળ દેહ બંધાવા છતાં, મામાપોએ અનેક સંકટો વેઠીને, અનહદ સ્વાર્થ ત્યાગ અને દ્રવ્ય ભોગ આપીને આપણને સુશિક્ષિત બનાવ્યા છતાં, પાઠશાળાની પદવીઓ પ્રાપ્ત કરાવ્યા છતાં, યૌવનકાળની અવધિમાં આવી પહોંચવા છતાં–અમે એક પણ પુસ્તક રચી શકયા નથી !!! અરે !! અમે એક પણ સારો

લેખો પણ લખી શકયા નથી ! ! ! આવો પ્રત્યુત્તર સાંભળીને, આપણા પ્રબળ અને પ્રતાપી પૂર્વજોના મનમાં–હૃદયના ઉંડા ગારમાં–કેવી કેવી ભાવનાઓ થશે ? તેનો પ્રત્યેક તપોધન બ્રાહ્મણ બાંધવે વિચાર કરવો જોઇએ ! એવા વિચાર કરીને ન વિરમતાં, તે વિચારોને પ્રત્યક્ષ આચારમાં મૂકવા જોઇએ ! તથા 'બ્રાહ્મણ ધર્મ'ની ઓફીસ પ્રત્યે, લેખકોનો રાફડો ઉભરાવો જોઇએ ! અને વિધવિધ વિષયનાં લેખોનો વર્ષાદ વરસવો જોઇએ ! આમ થાય

ત્યારે જ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિનું કુળ ગૌરવ પ્રકટ થશે. આમ થાય ત્યારે જ તપોધન જ્ઞાતિના સાક્ષરોનું શિક્ષણ સાફલ્ય થયું લેખાશે. આમ થાય ત્યારે જ 'જ્ઞાતિ બાંધવોનું જીવન ખરેખર નિર્જીવ નથી જ, એમ જણાશે; અને આમ થાય ત્યારે જ આપણે ૠણમાંથી મુક્ત થવા જેવું થશે.

અત્રે, એટલું કહેવું પણ અસ્થાને નહીં ગણાશે કે એક બ્રાહ્મણ જ્ઞાતિનું 'બ્રાહ્મણધર્મ' માસિક, તે જ્ઞાતિનું બ્રહ્મતત્ત્વ ટકાવી રાખવા અને તેમાં ઉમેરો કરવા મથે છે; તેવા માસિકના લેખો પણ તેટલા જ વિચાર પ્રાગલ્ભ્યવાન અને પ્રદિપ્ત અર્થ રહસ્ય તથા વીર્યવતી વાણીથી પરિપ્લુત હોય તેજ ઈષ્ટ છે!!

તેની સાથે સાથે એટલું પણ કહેવું અત્રે અસ્થાને નહીં ગણાય કે, સર્વ જ્ઞાતિબાંધવ થી આવો એક સરખો પ્રયાસ બની શકતો નથી. એ પણ ખરૂં છે. તેવા પ્રકારના જ્ઞાતિ બાંધવોએ પોતાનું વ્યક્તિ બળ કેમ અને કેવી રીતે ઉમેરવું? એ પ્રશ્ન ઉપસ્થિત થવો સ્વભાવિક જ છે. ખરી વિદ્વતાવિમુખજનો પણ દૃઢ મનોબળથી માસિકને મદદ કરી શકે છે! એક તો પોતે જ માસિકના ગ્રાહક થવુ, અને બીજું અન્ય સ્નેહી સહોદરોને બ્રાહ્મણધર્મના ગુણ ગ્રાહક બનવાનો આગ્રહ કરવો.

વિદ્વતામાં આગળ વધેલા દેશોમાં તો, અમીર અને મોચી જેવા માણસો પણ, પોતાના ટેબલ ઉપર પોતાનુંજ માસિક-પોતાનુંજ દૈનિક પેપર-અને પોતાનાંજ પુસ્તકો-ધરાવવામાં મગરૂરી માને છે; એથી ઉલટુંજ આપણે આપણા વ્યવ્હારમાંથી, જાણીએ અને જોઈએ છીએ કે, આપણા ફળીઆમાં, અગર નાના ગામડામા, જો એકાદ જણ આપણું 'બ્રાહ્મણધર્મ' માસિક મગાવતુ હોય તો, તેને ઘેર જઈ વાંચી આવીએ છીએ, અને તેમાંજ પોતાને કૃતકૃત્ય માનીએ છીએ!!

એક તરફથી આપણી શારિરીક સંપત્તિને નિરૂપયોગી, અને નુકશાનકારક-બીડી તંબાકુ-ચાહપાણી-અને પાન કોકેન-જેવી વસ્તુઓ પાછળ-તેમજ નાટક,-ગાયન,-અને એવાં બિભત્સ વિષયો તરફ આપણે આંખ મીંચીને, આપણા દ્રવ્યનો ધુમાડો કરી નાખીએ છીએ. અને બીજી તરફ આપણી જ્ઞાતિ ઉન્નતિના આવશ્યક સાધન બ્રાહ્મણધર્મ માસિક માટે, આખા વરસના પોષ્ટેજ સહિત માત્ર એક રૂપીઆ ખાતર દર મહીને માત્ર પાંચ દોઢીઆ ખાતર-અને દરરોજની માત્ર અડધી પાઈ ખાતર-'બ્રાહ્મણ ધર્મ' માસિક વાંચનની અભિરૂચિ થવાથી, આપણી જાતને માટે-આપણાં સગીર બાળકોને માટે-અને વખતે થોડું ઘણું વાંચી શકનાર ગૃહદેવી હોય તો તેને માટે-માસિક વાંચવા માગવા માટે, આપણે બીજાને ઘેર ધક્કા ખાતાં શરમાતા નથી

તદુપરાંત, એવે પ્રસંગે, માસિક મંગાવનાર અન્ય ગૃહસ્થ, કદાચિત્ અતિ સંકુચિત હૃદયનો હોય તો, "લેખિનિ, पुस्तका, रामा-परहस्तेषु गतानुगताः" એ લોકોક્તિ પ્રમાણે, માસિક વાંચવા આપવાનું ના પાડે છે. અથવા, ના, ના કહી શકાય તો, "હજી હું વાંચુ છું; અગર વાંચવાનું બાકી છે,' એમ કહેવાથી, આપણે વિમુખ ફરવું પડે છે. આવી રીતે અપમાન અને અવમાન થવાથી આત્મક્લેશીત થઈને, વખતે માસિક વાંચવાનું [ જો જરા તરા-અડધુ પડધુ મન થયું હોય તો પણ— ] માંડી વાળીએ છીએ. આ સર્વ દરરોજની માત્ર અડધી પાઈ વ્યય થાય, તે સહન કરવાની અશક્તિને લીધેજ બને છે.

અરે ! મારા તપોધન બ્રાહ્મણ બાંધવો ! ક્યાં, આપણા ઋષિઓ-મુનિઓની, આખાં ને આખાં ગુરૂકુળ જેવી સંસ્થાઓ કેવળ પોતાનાંજ દ્રવ્યબળે, નિભાવવાની શક્તિ-હિંમત તથા ધમક !! અને ક્યાં, આપણા માસિક માટે, દરરોજની માત્ર અડધી પાઇ ખરચવાની આપણી અશક્તિ, આનાકાની-અગર અરૂચિ !!! છતે સાધને જે જ્ઞાતિ, આમ મન દારિદ્રભરત હોય તે જ્ઞાતિ. "અમે બ્રાહ્મણ છીએ" ? "અમને વેદાધિકાર છે" ? એવા એવા અનુચિત્ ઉદ્ગારોમાં, અને અવનતિના ઘોર-ઉંડા ગારમાં સદાને માટે સબડ્યાં કરે !!! તેમાં પણ શું આશ્ચર્ય ?

વ્હાલા જ્ઞાતિ બાંધવો ! ગમે તો, ગત શ્રાવણપર્વ પ્રસંગ નિમિત્તે રક્ષાબંધન દાન તારે જ્ઞાતિ ઉન્નતિના રક્ષાણાર્થે-ગમે તો, આગામી 'દીપવાળી' પર્વની 'બ્હોણી' તરીકે ગમે તો, નવિન વર્ષના શુકન તરીકે-માત્ર એક એક રૂપીઓ માસિકમાં, અગર પ્રતિનિધિ સભામાં મોકલી આપીને-ગમે તો ગ્રાહક બનીને, યાતો ગ્રાહકમાં વધારો કરીને માસિકને તન, મન, અને ધનથી મદદ કરવી, એ પ્રત્યેક તપોધન બ્રાહ્મણ બાંધવનું કર્તવ્ય છે.

અંતિમ પ્રાર્થના એટલીજ કે, આટલેથી પણ જો આપણી ઉંઘ ઉડતી હોય તો, અરે મારા જ્ઞાતિ બાંધવો ! જ્ઞાતિહિત હૈડે ધરો ! અને અન્ય જનોને જાગ્રત કરવા-જ્ઞાતિને ઉન્નત કરવા મથો !! 'બ્રાહ્મણ ધર્મ' માસિકમાં લેખોનો વરસાદ વરસાવવા માંડો !! કોન્ફરન્સમાં પસાર થએલા ઠરાવો-અગર તે પૈકી જેટલાનું પાલન શક્ય હોય તેટલાને આચારમાં મુકો ! કુધારા કલેશ દૂર કરો !! ભ્રાતૃભાવમાં વૃદ્ધિ કરો !! અને પછી જુઓ, કે આપણી ઉન્નતિ થઇજ.

---

ૐ

## શિવનિર્માલ્ય અને તપોધન બ્રાહ્મણો.

વિદ્દ્વર્ય પાઠકો ! આજ હું જનસમુહમાં અને વિશેષતઃ બ્રાહ્મણો અને તપોધન બ્રાહ્મણોમાં એક વિવાદાસ્પદ વિષયમાં મારા વિચારો પ્રદર્શિત કરવા પ્રવૃત્તિ કરૂં છું તેમાંથી આપને જે સાર માલુ લાગે તે ગ્રહણ કરશો અને જે અનુચિત્ ભાસે તે ત્યાગી દેશો. વિષયપર જતાં પૂર્વ એવો પ્રશ્ન ઉભો થશે કે આવા વિવાદાસ્પદ વિષયને હાથ ધરવાની શું આવશ્યકતા છે. વિવાદાસ્પદ વિષયોપર ચર્ચા કરવાથી વિરોધી પક્ષને પોતાના અંતઃકરણમાં કલેશ ઉત્પન્ન થાય છે અને તેથી વિવાદયુક્ત વિષયની ચર્ચામાં ઘણો સમય વ્યતીત થઇ જતાં તેમાંથી કાંઇ લાભ ફલિત થતો નથી. આવા પ્રશ્નનો ઉત્તર એ છે કે વિવાદ વિવાદમાં પણ ફેર છે. કેટલાક વિવાદ એવા છે કે જેને ઉભા કરવામાં ન આવે અથવા તેવા વિષયોપર ચર્ચા કરવામાં ન આવે તો તે વિષય ઉપર અજવાળુ ન પડતાં કેટલાક લોકો તેની અંધાધુંધ માન્યતામાં પોતાનુ અને પોતાની જાતિનું ખરાબ કરી લે છે એટલુંજ નહિ પરંતુ તેને પતિતાવસ્થામાં મૂકી જાય છે. તપોધન બ્રાહ્મણોના સંબંધમાં આજ દિવસ સુધી એવી માન્યતા ચાલતી આવે છે કે તેઓ શિવનિર્માલ્ય ગ્રહણ કરે છે તેથી તેઓ પતિત બ્રાહ્મણ છે, આ વિષયમાં એટલે કે શિવનિર્માલ્ય વિષયમાં જો કાંઇ વિચાર કરવામાં ન

આવે અને તેનો બુદ્ધિપૂર્વક શાસ્ત્રીય વિવાદ કરી, સત્ય વસ્તુ શું છે તેનો નિર્ણય કરવામાં ન આવે તો તપોધન બ્રાહ્મણો પતિત ગણાય અને તેના સંતાનો કોઇ દિવસ પોતાનું ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકે નહિ. શિવનિર્માલ્યને વચમાં લાવી કેટલાક વણિકો અને પાટીદારો પણ તપોધન બ્રાહ્મણો સાથે સબંધ રાખવામાં આચકો ખાય છે. જે જ્ઞાતિ જે કારણને લીધે આવી અધમાવસ્થાએ પહોંચી હોય તે કારણ વા તે વિષય ઉપર વિદ્વાનો અને વિશેષતઃ તો તે જ્ઞાતિના ભદ્ર પુરૂષો બુદ્ધિપૂર્વક વિવાદ કરી તે પર પ્રકાશ પાડે નહિ તો તે જ્ઞાતિના ઋણી રહેશે અને તે જ્ઞાતિમાં ઉત્પન્ન થઇ પોતાના બાંધવોના હિતાર્થ કાંઇ પણ કર્યું નહિ અને જનનીને ઉદરે ભારરૂપ થઈ જેવા આવ્યા તેવાજ ગયા એમ કહેવાશે. સંસારમાં અનેક પશુ-પક્ષીઓ અને માનવો ઉત્પન્ન થાય છે અને તેઓ સંસારમાંથી પાછા ચાલ્યા પણ જાય છે પરંતુ જગતમાં તેમની પાછળ તેમને કોઇ યાદ પણ કરતું નથી પરંતુ જે મનુષ્ય, માનવ-યોનિમાં ઉત્પન્ન થઇ, પોતાના બાંધવોના સુખાર્થ યાવજજીવન પ્રયત્નો કરતા રહે છે અને તેમ કરતાં કરતાં પોતાનું આયુષ્ય સમાપ્ત કરે છે, તેજ મનુષ્યો સંસારમાં પોતાનું અમરત્વ મૂકી જાય છે અને તેવા ભદ્ર પુરૂષોનાં નામ અને જીવન સ્મરણીય અનુભવાય છે. શ્રીમાન્ આદ્ય શંકરાચાર્ય મહારાજે માનવયોનિમાં આવી, યદિ ધાર્મિક વિવાદથી પાખંડીયોના મતનું ખંડન કર્યું ન હોતે તો આજ જગતમાં વૈદિક ધર્મનું નામ નિશાન રહેતે નહિ. આ પરથી એ ફલિત થાય છે કે જનસમુહના હિતાર્થે, ઉપયોગી વિષય ઉપર વિવાદની વિશેષ આવશ્યકતા છે. નીતિકાર પણ તેમજ કહે છે કે "काव्यशास्त्र विनोदेन कालो गच्छति धीमताम्" એટલે જે મહાશયોનો સમય કાવ્યશાસ્ત્રના વિનોદમાં જાય છે તે બુદ્ધિશાળી પુરૂષો કહેવાય છે. આ પરથી એટલું સમજાશે કે જનોપયોગી વિષયો ઉપર નિષ્પક્ષપાત રીતે વિવાદ કરનાર મનુષ્યો બુદ્ધિશાળી છે અને તેમ કરવું તે શિષ્ટાચાર છે. કેટલાક એવા પણ વિષયો છે કે જે ઉપર વિવાદ કરવાથી જનસમુહને કાંઇ લાભ થતો નથી. અસ્તુ. પ્રશ્ન ઉપર લાંબી ભૂમિકા કરવા જતાં મૂળ વિષય ઘણો દૂર જાય છે, અતઃ અત્ર તેને છોડીને મૂળ વિષય ઉપર આવીશું. વિષય ઉપર વિવેચન કરતાં એવો એક પ્રશ્ન ઉદ્દભવે છે કે "શિવનિર્માલ્ય" એવો વિષય રાખવાને બદલે તેની સાથે તપોધન બ્રાહ્મણો કેમ રાખવામાં આવ્યા. વસ્તુતઃ તો હું ઉપર જણાવી ગયો છું કે લોકોક્તિ એવી છે કે તપોધન બ્રાહ્મણો શિવ નિર્માલ્ય ગ્રહણ કરે છે અને તેથી તેઓ પતિત છે. વળી કેટલાક વિદ્વાનો પણ ચાલતી આવેલી અંધાધુંધ રૂઢીને ધ્યાનમાં રાખી, તે ઉપર બુદ્ધિપૂર્વક વિચાર કર્યા શિવાય તેવું એકાદ ઠેકાણે લખી ગયા છે. થોડા સમય પૂર્વે 'બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ' નામક એક ગ્રંથ મારા વાંચવામાં આવ્યો. તેમાં અનેક બ્રાહ્મણોની ઉત્પત્તિ આપી છે. આ ગ્રંથના નિર્માતા શ્રીમાન્ પં. હરિકૃષ્ણ શાસ્ત્રી છે. તે ઉદીચ્ય બ્રાહ્મણ છે અને તે પુસ્તકમાં તેમની છબી ઉપરથી પોતે વૈષ્ણવ સંપ્રદાયના હોય એમ લાગે છે કારણ કે તેમણે ઉભું તિલક કર્યું છે. તે પુસ્તકમાં તપોધન બ્રાહ્મણો સંબંધમાં નીચે પ્રમાણે લખે છે. પ્રથમ તો સોમપુરા બ્રાહ્મણોના સંબંધમાં નીચે પ્રમાણે જણાવે છે—

સોરઠ દેશમાં પ્રભાસપાટણ સોમપુરીમાં, સોમેશ્વર મહાદેવ નજદીક ચંદ્રમાએ પોતાનો ક્ષય દોષ દૂર કરવા માટે યજ્ઞ કર્યો અને યજ્ઞમાં ઉત્તમ તેજસ્વી બ્રાહ્મણોનું વરણ કર્યું. તે પછી તે બ્રાહ્મણોને રહેવા માટે સંપૂર્ણ સોમપુરી દાનમાં આપી અને રત્ન સુવર્ણાદિના અનેક

દાન આપ્યા. એવા સોમ અર્થાત્ ચંદ્ર બ્રાહ્મણોએ સોમેશ્વર જ્યોતિર્લિંગની સોમપુરી નગરીમાં સ્થાપના કરી તેથી તેમને સોમપુરા બ્રાહ્મણો કહેવામાં આવે છે. આટલું કહી આગળ નીચે પ્રમાણે કહે છે.

"C ા સોમપુરીમેં પાર્વતીજીકે કહનેસે કમલનાલમેંસે ગુપ્ત માર્ગસે જો પરમ શિવભક્ત નિત્ય દર્શનકો આતેથે ઉનકો સોમેશ્વરકી જગત્પ્રસિદ્ધ પૂજા કરનેકે વાસ્તે સ્થાપિત કિયા તે પતિતપતિ આગે તપોધન બ્રાહ્મણ ભયે. પતિતપના શિવ નિર્માલ્ય ભક્ષણ કરનેસે ભયા."

ભાવાર્થ—આ સોમપુરી નગરીમાં પાર્વતીજીના કહેવાથી કમળનાળમાંથી ગુપ્ત માર્ગે જે પરમ શિવભક્તો નિત્ય દર્શનાર્થ આવતા હતા તેમને જગપ્રસિદ્ધ સોમેશ્વરની પૂજા કરવા માટે સ્થાપિત કર્યા અને તેઓ પતિતપતિ અર્થાત્ તપોધન બ્રાહ્મણ થયા. આ પતિતપણું શિવનિર્માલ્ય ભક્ષણ કરવાથી થયું."

આ પંડિતે તો તપોધન બ્રાહ્મણોને કેવળ પતિત કહ્યા નહિ પરંતુ પતિતપતિ કહ્યા અને તપોધન શબ્દની શોભા વધારી. આવી રીતે જે કોમની અધમાવસ્થા કરી નાંખવામાં આવી હોય તે કોમના આગેવાનો શાંતિથી બેસી રહે તો તે કોમની ક્રમશઃ શું દશા થશે તેનો તેમણે અવશ્ય ખ્યાલ કરવો જોઇએ. જે મનુષ્યો પોતાની જાતિને શૂદ્રાવસ્થાના કલંકમાંથી મુક્ત કરી શકે નહિ તેવા મનુષ્યોનું જીવન નિરર્થક છે. આપણે હવે એ તપાસવાનું છે કે શું વસ્તુતઃ આપણે પતિત છીયે ! શું શિવનિર્માલ્ય એટલે શિવનિવેદ એવી વસ્તુ છે કે જે બ્રાહ્મણોને તેમની બ્રાહ્મણ અવસ્થામાંથી ઉચકી અને પતિતાવસ્થામાં મૂકે છે ! જો તેમ હોય તો તે શિવજીનો મહિમા ઘટાડનાર અને તેમાં પતિતપણું લાવનાર નથી ? આવા આવા અનેક પ્રશ્નોપર આપણે વિચાર કરવાનો છે. " તપોધન બ્રાહ્મણો અને તેમની ઉન્નતિ " નામક મેં પુસ્તક લખ્યુ છે તેમાં શિવનિર્માલ્ય વિષયમાં મેં થોડું ઘણું લખ્યું છે પરંતુ તે વિષય ત્યાં અપૂર્ણપણે ચર્ચો છે તેમાં થોડા ઘણો ઉમેરો કરવાના હેતુથી હું આજ કાંઇ વિશેષ લખવા ઇચ્છું છુ, જે મારા વિદ્વાન્ વાંચકોને અવશ્ય રૂચિકર અને ઉપયુક્ત લાગશે.

ઉપરોક્ત પં. હરિકૃષ્ણ શાસ્ત્રીએ તપોધન બ્રાહ્મણને માટે લખતાં જે સંસ્કૃત વાક્ય રચના કરી છે તે નીચે પ્રમાણે છે અને તેમાં "તપોધન બ્રાહ્મણ' એવા શબ્દો તો નજરે પણ પડતા નથી છતાં પણ ઉક્ત વિદ્વાન્ પંડિતજી ત્યાં તપોધન બ્રાહ્મણોને કેમ શોધી કાઢે છે તે સમજાતું નથી. આ ઠેકાણે વાંચકો એટલું સ્મરણમાં રાખશે કે તપોધન બ્રાહ્મણોના સંબંધમાં શિવપુરાણ તરફ આંગળી કરી ત્યાં જુદા પ્રકારથી તેની ઉત્પત્તિ બતાવવામાં આવી છે અને બીજા પંડિતો વળી કાંઇ જુદા જ પ્રકારથી કચે છે. આ ચોખ્ખું દર્શાવે છે કે આગળ તપોધન બ્રાહ્મણોના મહત્વથી અંજાઇ જઇ તેમના સંબંધમાં ખોટા ખોટા ખ્યાલો કરવામાં આવ્યા છે. મેં આગળ જણાવ્યા તે સંસ્કૃતજ્ઞ પંડિતે નિમ્નલિખિત સંસ્કૃત શ્લોક લખ્યો છે અને તેનો, ઉપર પ્રમાણેનો અર્થ કર્યો છે.

पतितास्ते द्विजाः प्रोक्ताः शिवनिर्माल्य भक्षणात् ॥

આ સંસ્કૃત શ્લોક કોઇ પણ સંસ્કૃતજ્ઞ વિદ્વાન્ મનુષ્ય જોશે તો તેમાં તપોધન બ્રાહ્મણ

શબ્દની ગંધ માત્ર પણ જણાતી નથી એમ તે ખાત્રીથી કહેશે. અને જો તેમ છે તો પછી પતિત બ્રાહ્મણોની ગણત્રીમાં તપોધન બ્રાહ્મણોને કેમ મૂકવામાં આવ્યા તે સ્હમજાતું નથી. યદિ આનો ઉત્તર પૂર્વપક્ષકાર તરફથી એમ આપવામાં આવે કે શિવનિર્માલ્ય ભક્ષણ કરનારને તપોધન બ્રાહ્મણ કહેવામાં આવે છે એમ સ્હમજવું તો ફરીથી એટલું પૂછવું રહેશે કે સંસ્કૃત વાકયમાં પણ पतितास्ते द्विजाः ને બદલે तपोधनास्ते द्विजाः કેમ લખ્યા નહિ? શી રીતે લખે! લખે તો કોઇ વિદ્વાન્ હાંસી કરે કે તપોધન શબ્દ તો ઉચ્ચભાવ-દર્શક છે તો તેને પતિતાવસ્થાના દ્વિજો માટે કેમ વાપરી શકાય? સારા અર્થસૂચક શબ્દોને નીચાર્થ વાચક શબ્દના રૂપમાં મૂકવામાં આવે તો તેમને મૂર્ખ કહેવામાં આવે અતઃ મૂળમાં પતિત શબ્દ રાખી ટીકા વા ભાવાર્થ કરતાં, ત્યાં મનઘડન્ત શબ્દો લખી દીધા છે એમ માન્યા શિવાય ચાલે તેમ નથી. હવે દુર્જનતોષ ન્યાયથી કદાચિત્ એમ માની લેવામાં આવે કે શિવનિર્માલ્ય ભક્ષણ કરનારને તપોધન બ્રાહ્મણ કહેવામાં આવે છે અને તેઓ પતિત બ્રાહ્મણ છે તો એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે શું શિવનિર્માલ્યનિવેદ એવું નિવેદ છે કે જે બ્રાહ્મણાદિને પતિત કરી મૂકે છે? આ વિષયનો વિચાર કરવામાં આપણે શારદાપીઠના શ્રીમાન્ શંકરાચાર્યજી મહારાજનો શું અભિપ્રાય છે તે તપાસીશું. તેમની આજ્ઞાથી શાસ્ત્રી જીવરામ મયારામે શિવભક્તિ કલ્પલતા નામનું પુસ્તક, સંવત ૧૯૧૪ ની સાલમાં છપાવ્યું છે તેમાં શિવનિર્માલ્ય વિષયમાં નીચે પ્રમાણે લખ્યું છે.

પુસ્તક પાનું ૧૧૬. પદ્મપુરાણનો હવાલો આપી કહે છે કે શિવજીનું સ્પર્શ થએલ તમામ શિવનિર્માલ્ય કહેવાય અને તેવું શિવનિર્માલ્ય જે બ્રહ્માદિક દેવે ધારણ કર્યા અને વૈષ્ણવોના વિષ્ણુ ભગવાને શિવજીના ઉચ્છીષ્ટ દાઘરડાં આરોગ્યાં. હનુમાનજીએ શિવજીનું ઉચ્છીષ્ટ ભક્ષણ કર્યું. પદ્મપુરાણના પાતાળ ખંડના અધ્યાય ૧૧૪ ના ૨૦૭–૮–૧૨૬ આદિ શ્લોકોના પ્રમાણથી ઉપરોક્ત વિષયને સિદ્ધ કર્યા છે.

આગળ ચાલતાં તેજ પુસ્તકના પાને ૧૨૩ માં લખ્યું છે કે "શિવજીને નિવેદિત અન્નાદિક ભક્ષણ નિષેધક વાક્ય બાબત કેટલાક આચાર્યનો મત એવો છે કે શિવનિંદક વેદ બાહ્યમતવાળા છે તેઓને શિવનૈવેદ્ય ભક્ષણ અધિકાર નહોતો. જે લોકો ઉપરોક્ત મતવાળા હોય બહીષ્કૃત છે તેમને શિવનિર્માલ્ય ગ્રહણ કરવાનો અધિકાર નથી એમ લખી આગળ કહે છે કે સ્કંધકુમાર પ્રત્યે સદાશિવનું વચન છે કે બહીષ્કૃત કોણ છે. તો તેના ઉત્તરમાં સદાશિવજી કહે છે કે

दधिचीना गौतमेन शप्तापाये ब्राह्मणाधमाः ।
कलौ युगे भविष्यंति निंदकास्ते बहीष्कृता ॥

ભાવાર્થ એ છે કે દધીચિ ઋષિ તથા ગૌતમ ઋષિએ શ્રાપ આપી વેદ બહીષ્કૃત કરેલા બ્રાહ્મણાધમો કલિયુગમાં ઉત્પન્ન થશે તે સતત શિવનિંદા કરશે. તેવા શિવનિંદકોને શિવ નિવેદિત ભક્ષણ નહિં કરવાની વ્યવસ્થા અનેકવિધ આચાર્યોએ કરેલી છે.

વળી પાને ૧૧ મે કહે છે કે "વૈષ્ણવો શિવનિર્માલ્યનો તિરસ્કાર કરે છે તેતો કેવળ શિવદ્વેષરૂપી અગ્નિની જ્વાળાથી પીત દુષિત થયા હોવાને લીધેજ" આ પરથી પણ જણાય છે કે શિવનિર્માલ્ય ભક્ષણથી પતિત થવાતું નથી અને જેઓ પતિત થવાનું કહે છે વા માને છે તેઓ શિવદ્રોહી વા વૈષ્ણવ મતાવલંબી હોવા જોઇએ. વાંચકોને આ પ્રસંગે તું

સ્મરણ આપીશ કે બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ નામક પુસ્તક લખનાર પણ વૈષ્ણવ સંપ્રદાયી બ્રાહ્મણ છે અને તેમને શિવનિર્માલ્ય ના ગમ્યું હોય તો તેમણે તે શિવનિર્માલ્યને નીચું બતાવવા ખાતર તેવું લખી નિદ્રાધીન તપોધન બ્રાહ્મણોને માથે તે ખોતાનું ચઢાવી દીધું.

વિદ્વાન્ વાંચકો! આ પરથી આપ જોઇ શક્યા હશો કે શારદાપીઠાધિપતિ શ્રીમાધવતીર્થજી શંકરાચાર્ય મહારાજ પણ શિવનિર્માલ્યને ગ્રાહ્ય સમજે છે તો પછી શિવનિર્માલ્યને આગળ કરી તપોધન બ્રાહ્મણોને પતિત ગણવાની હિંમત શી રીતે કરવામાં આવે છે તે સ્હમજી શકાતું નથી. અરે-હું ભુલ્યો! તેવી હિંમત તેટલા માટે કરવામાં આવે છે કે તપોધન બ્રાહ્મણ સંતાનો ભોળા છે. તેમને પોતાનાપર શું આક્ષેપો થયા છે અને હાલ શું થાય છે તે જોવાની દરકાર નથી. તેજ કારણ છે કે તેમને માટે આટલું બધું થઇ ચુક્યું છે પરંતુ હે બાંધવો! હવે બેદરકાર બનશો તો હજુ પણ ઘણું ખોશો. શ્રીમાન્ શંકરાચાર્ય જેવા જ્યારે તમારો રસ્તો નિષ્કંટક કરે છે અને કહે છે કે શિવનિર્માલ્ય ગ્રહણ કરવામાં કશો દોષ નથી તો હવે જાગૃત થઇ જે લોકો તમને પતિત ગણવાની વાતો કહેતા હેય તેમને આ બતાવો અને તમારા પરના આવેલાં કલંકો દૂર કરો.

પ્રિય વાંચકો! આ પ્રમાણે શ્રીમાન્ સ્વામી શંકરાચાર્યનો શિવનિર્માલ્ય વિષયમાં અભિપ્રાય જાણ્યા પછી કાશીના એક મહાન્ વિદ્વાન્ તરફથી શિવનિર્માલ્યગ્રહણ મીમાંસા નામક પુસ્તક લખાયલું છે તેના પર દ્રષ્ટિપાત કરીશુ. તે પંડિતનું નામ પં. રામલગ્ન ત્રિપાઠી છે. તે પોતે આદિત્ય પુરાણનું પ્રમાણ આપે છે અને શિવનિર્માલ્યની પ્રસંશા કરે છે.

निर्माल्यं देव देवस्य चान्द्रायण शतान्द्वरम् श्रद्धया।
परयाभक्त्या भोक्तव्यं इत्यादि।

શિવનિર્માલ્ય સો ચાન્દ્રાયણ વ્રતથી પણ શ્રેષ્ટ છે અતઃ શ્રદ્ધાપૂર્વક ભક્ષણીય છે. સૂત સંહિતાનું પ્રમાણ આપી કહે છે કે

शम्भोर्निर्माल्यकं शुद्धं भुंजीयात् सर्वनां द्विजः अन्य
देवस्यनैवेद्यं भुक्त्वा चान्द्रायणं चरेत्॥

બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યો શિવનિર્માલ્યનું ભક્ષણ કરે. શિવથી અન્ય દેવનું નિર્માલ્ય ભક્ષણ કરવાથી ચાન્દ્રાયણ વ્રત કરીને શુદ્ધ થવુ પડે છે.

તે પુસ્તકમાં આવી તરેહના અનેક પ્રમાણો આપ્યા છે જે અત્ર વિસ્તારભયથી અમે ઉધ્ધૃત કરી શકતા નથી. જે મહાશયો તે જોવા ઇચ્છતા હોય તે મહાશયોએ તે પુસ્તક "પં. રામલગ્ન ત્રિપાઠી મુ. બ્રહ્મપુર પડરી. પો. ચોરીચૌર-જી. ગોરખપુર" એ ઠેકાણેથી મંગાવીને તપાસવું. એ પુસ્તકમાં એમ જણાવવામાં આવ્યું છે કે જે મનુષ્યો શિવનાપર ભક્તિ રાખી વા શિવને અર્પણ કરી તે નિવેદ્ય ખાતા નથી તે લોકો શુદ્ર છે. આ પ્રમાણે જે બ્રાહ્મણો તપોધન બ્રાહ્મણો વા અન્ય વર્ણસ્થ મનુષ્યો કરે તે સર્વ શુદ્ર છે. આ પરથી મારા પ્રિય વાંચકોને ખાત્રી થશે કે તપોધન બ્રાહ્મણોને શિવનિર્માલ્યનું કારણ આગળ કરી પતિત ગણવામાં વા માનવામાં આવે છે તે સર્વથા કપોલ કલ્પિત છે. કોઇ કહેશે કે તપોધન બ્રાહ્મણો

શિવનિર્માલ્ય ઉપર પોતાની આજીવિકા કરે છે અને શિવભક્તિપૂર્વક વે ગ્રહણ કરે છે એમ નથી તેથી તેઓ પતિત મણાય છે. તેના ઉત્તરમાં હું જણાવીશ કે તે કથન પણ સર્વથા અસત્ય છે. તેઓ એટલે તપોધન બ્રાહ્મણો કોઇ એમ કહેતા વા માનતા નથી કે તેઓ પોતાના ઉદરનિર્વાહ માટે શિવનિર્માલ્ય ગ્રહણ કરે છે પરંતુ તેઓ તો એમજ કહે છે કે શિવભક્તિના પ્રસાદરૂપે તે ગ્રહણ કરે છે. આજ એવાં અનેક બ્રાહ્મણો દ્રષ્ટિએ પડે છે કે જેઓ શિવનિર્માલ્ય દ્રવ્ય લેછે અને તેના ઉપર પોતાની આજીવિકા ચલાવે છે. શું તેઓ પતિત છે? કોઇ તેમ માનવાને તૈયાર નહિ હોય. મુગે મોઢે બેસી રહેનાર તપોધન બ્રાહ્મણોને માથે તેવા દોષો આરોપણ કરવામાં આવ્યા અને તેમના નિમિત્તે અન્ય બ્રાહ્મણોએ સુખચેન કરવા માંડ્યા પરંતુ હવે તેવો સમય નથી અને હવે જેનામાં બુદ્ધિ છે વે તો તેના દોષારોપણ થવા દેશે નહિ.

શિવનિર્માલ્ય સાથે તપોધન બ્રાહ્મણોને શું સંબંધ છે? સુજ્ઞ વાંચકો! તે હવે જાણવાની આવશ્યકતા છે. શું કારણ છે કે તપોધન બ્રાહ્મણોને શિવનિર્માલ્ય સાથે જોડવામાં આવે છે? આ વિષયમાં હું મારો સ્વતંત્ર મત દર્શાવું છું. તે સાથે અન્ય બંધુઓ સહમત થાય વા ન થાય તે જુદી વાત છે, પરંતુ યદિ બુદ્ધિને વિકાસવા દઇ આ વિષયમાં ધીમાન્ બાધવો વિચાર કરશે તો હું જે કહું છું તે તેમને સત્ય ભાસશે.

શિવ શબ્દનો અર્થ કલ્યાણ છે અને નિર્માલ્ય શબ્દનો અર્થ પવિત્રતા છે. શિવ શબ્દનો અર્થ કલ્યાણ હું કરું છું વા તેમ કરવામાં અન્ય વિદ્વાનોની પણ સંમતિ છે તે પણ આ પ્રસંગે તપાસવું સમીચીન છે શિવનો અર્થ કલ્યાણ એ સિદ્ધ કરવામાં અનેક પ્રમાણો છે પરંતુ તે સર્વ અત્ર ઉધ્ધૃત નહીં કરતાં શારદાપીઠાધિપતિ શ્રીમાન્ માધવતીર્થજી શંકરાચાર્યજી મહારાજની આજ્ઞાથી શાસ્ત્રી જીવરામ, શિવભક્તિ કલ્પના નામના પુસ્તકના ઉપોદ્દ્ઘાતમાં લખે છે કે "શિવ જે પરમ કલ્યાણ સ્વરૂપ તેને વિષે સર્વથી અધિક પ્રીતિ એનું નામ શિવભક્તિ." આમ લખી તેમણે શિવ શબ્દનો કલ્યાણ અર્થ કરી બતાવ્યો છે. તે સત્તાથી પણ તેવો અર્થ લઇએ અને નિર્માલ્ય શબ્દનો પવિત્રતા અર્થ કોઇની સત્તાથી ગ્રહણ કરીએ છીએ તો કલ્યાણકારક પવિત્રતા છે એ અર્થ ચરિતાર્થ થાય અને નિવેદ શબ્દ પાસે આવે તો કલ્યાણકારક પવિત્રતા (સાચવનાર) નિવેદ અર્થાત્ પ્રસાદ એવો અર્થ થાય. આવો અર્થ લેવામાં આવે તો તેનો તપોધન બ્રાહ્મણો સાથેનો સંબંધ ઘણી સારી રીતે અને યુક્તિ પૂર્વક સિદ્ધ થાય છે. તપોધનો, તપસ્વિઓ વા તપોનિધિઓને કહેવામાં આવે છે. જે લોકો ઇશ્વરની આજ્ઞા પ્રમાણે જીવન વ્યતીત કરવા, એકાંતમાં તપ કરે છે અને તપ તેજ પોતાના સર્વ સુખનું સાધન સ્હમજે છે તેવા બ્રાહ્મણોને તપોધન બ્રાહ્મણો સ્હમજવામાં આવે છે અને તેઓને શિવનિર્માલ્યનિવેદ ગ્રહણ કરવાનો અધિકાર છે અર્થાત્ તેઓ કલ્યાણકારી પવિત્ર અન્નાહાર કરી તપોધન શબ્દ ચરિતાર્થ કરે છે. જે લોકો, આચારવિચારમાં શ્રેષ્ઠતા સાથે કલ્યાણકારી પવિત્ર અન્નાહાર (શિવનિર્માલ્યનિવેદ) કરે છે તેઓ તપોધન બ્રાહ્મણો કહેવાઈ શકાય છે. પૂર્વકાળમાં શિવાલયો અને દેવાલયોમાં, તપોધન બ્રાહ્મણોને મુખ્ય ગણવામાં આવતા હતા અને "સાપ ગયા અને લીસોટા રહી ગયા" તેની માફક હાલ પણ દેવા-

લયો તથા શિવાલયોમાં તપોધન બ્રાહ્મણોના વંશજો, તપોધનો નજરે પડે છે પરંતુ પૂર્વકાળના તપોધનોનું કર્તવ્ય અને તેને અંગે તેમનું ગૌરવ આજ તેમની તેજી મનાતી સંતાનોમાં જણાતું નથી. પૂર્વકાળમાં વિદ્વાનોના બેસવા અને વાર્તાવિનોદ કરવાના સ્થાનોને દેવાલયો કહેવામાં આવતાં અને જે મનુષ્યો જે સ્થાનમાં બેસી પોતાના કલ્યાણનું ચિંતન વા વિચાર કરી શકતા તે સ્થાનને શિવાલયો કહેવામાં આવતાં હતાં. આવાં સ્થાનો ગામ બહાર અને એકાંત પ્રદેશમાં રાખવામાં આવતાં હતાં. ત્યાંના અધ્યક્ષ તરીકે બ્રાહ્મણો કે જે સંસારના સુખને તુચ્છ સમજી ઇશ્વરાજ્ઞાપર આરૂઢ રહેતા હતા તેવા કણ ઉપર જીવન રાખનાર કણાદિ તપસ્વિ બ્રાહ્મણોને નીયત કરવામાં આવતા હતા. તેઓ જીવ-બ્રહ્મ અને સંસારના અનુભવ સાથેના વિશેષ અભ્યાસી હોવાને લીધે, ત્યાંજ એટલે ઉપરોક્ત દેવાલયો અને શિવાલયોમાં રહેતા હતા અને અન્ય મનુષ્યો તેમની પાસે જઈ, સંસારસાગર તરવાના વિકટ પ્રશ્નોપર તપોધન બ્રાહ્મણો પાસે સમાધાન મેળવતા અને આનંદ પામતા. અન્ય મનુષ્યો તરફથી તેમના નિર્વાહનાં સાધનો તેમને ત્યાંજ પુરાં પાડવામાં આવતાં હતાં અને કણાદિ જેવા તપોધનો તો પોતે કણ મેળવી તેપર જીવન વ્યતીત કરીને લોકોપકારી જીંદગી ગુજારતા હતા. આવી રીતનું તપોધન બ્રાહ્મણોનું પૂર્વકાળમાં ગૌરવ હતું અને તેમની શ્રેષ્ટતા સર્વમાન્ય હતી. જેમ જેમ તપસ્વિઓને યુક્તકર્મ કરવાના તપોધનોએ છોડવા માંડ્યા અને બાપદાદાએ મેળવેલા તપોધન પદપર આરૂઢ થઈ કર્મ કરવાનાં છોડ્યાં તથા પ્રમાદાધીન થઈ વિદ્યા તથા વેદાધ્યયન કરવાનું મુકી દીધું તેમ તેમ તેમની અધોગતિની સ્થિતિ શરૂ થવા લાગી. જેમ જેમ વિશેષ અધોગતિ થવા લાગી તેમ તેમ તેનો લાભ લઇ, આ નામધારી તપોધનોને ઉતારી પાડવાની તેમના દ્વેષીઓએ કોશેષ કરવા માંડી અને આજે તેમની જે સ્થિતિ છે તે કોઈથી અજાણ નથી. હું પરમાત્મા પાસે પ્રાર્થના કરૂં છું કે હે પ્રભુ ! હાલના હમે નામધારી તપોધનો, સાત્વિક કર્મો કરી હમારા તપોધન પદને દીપાવીએ અને સર્વત્ર જય પ્રાપ્ત કરીએ તેવી શક્તિ હમને તું પ્રદાન કર

ગિરિજાશંકર નિર્ભયરામ.

---

## વ્રત.

( લેખિકાઃ—ગં. કમળાલક્ષ્મી પ્રહલાદજી સેવકરામ. )

( ગતાંકથી ચાલુ. )

પ્રાપ્ત કરેલાં દ્રવ્યને જે સ્ત્રી સારી રીતે સાચવી, પતિને અત્યંત સંતોષ પમાડી, તેના પ્રાપ્ત કરેલાંમાંથી અર્ધ કે સર્વને ભોગવે છે, તેમ તેના પ્રાપ્ત કરેલા ધર્મમાંથી પણ પતિની સેવા કરવાથી, તે અર્ધ કે સર્વ પામે છે. તેપરથી એજ સિદ્ધ થાય છે કે સ્ત્રીને જુદું ધર્મ કર્મ નથી, તેને ગુરૂ કરવાની કે વ્રત કરવાની પણ આવસ્યકતા નથી, પતિ એજ તેનો ગુરૂ છે, એજ તેનો ધર્મ અને એજ તેનું સર્વસ્વ છે. વેદમાં કહેલાં કર્મ સ્ત્રીને પતિની આજ્ઞા લઇને કરવાનાં છે. પોતાની મેળે કરવાની તો તેને કેવલ પતિની આરાધનાજ છે, ને જે વ્રત એ આરાધનાને ઉપયોગનું હોય તે વ્રત, પતિની આજ્ઞાથી કરવું.

કેટલાંક વ્રતનું વર્ણન કરીએ. નિત્ય એટલે જે કર્યા વિના ચાલેજ નહિ એવાં પ્રતિ દિવસ કરવાનાં, નૈમિત્તિક એટલે કોઇ પ્રસંગને લઇ કરવાનાં, અને કામ્ય એટલે કોઇ ઇચ્છાને લઇને કરવાનાં, એમ ત્રણ પ્રકારનાં વ્રત છે. તેમાં જે નિત્ય વ્રત છે તેનો હેતુ માત્ર શરીર અને મનની શુદ્ધિ કરવાનો છે. એમ થવાથી પોતાનાં જે મુખ્ય કાર્યો છે તેમાં વધારે સારી પ્રવૃત્તિ થાય. શરીર રોગી, કે મલીન હોય તો મન પણ ભારે લાગે છે. મનમાં કાંઇ વિક્ષેપ કે ક્લેશ હોય તો શરીર પણ મંદ કે રોગી થઇ પડે છે. આમ છે એટલે મન અને શરીર બેની શુદ્ધતા રાખવાની જરૂર છે. મન અને શરીરની શુદ્ધિ માટે સારા સંસર્ગની અપેક્ષા છે. જેવી સંગતિ, જેવા આપણી પાસેના સંબંધ, તેવું શરીર થાય છે, ને તેવા વિચાર પેદા થાય છે. શરીરને અને મનને વિશેષ અસર આહાર, વિહાર, સંસર્ગ, વિચાર એ ચાર વાત ઉપર ધ્યાન રાખવાથી થાય છે, અને તેમ થવાથી મનનું સાંકડાપણું અથવા તેમાંનો અભિમાન નાશ પામે છે, ત્યારે પુણ્યની વૃત્તિ થાય છે અથવા પ્રેમભાવ ઉદય પામે છે ને તે પ્રેમભાવ સર્વત્ર એકાત્મભાવરૂપે પરિપક્વ થઇ મોક્ષ આપે છે.

જે નિત્ય કરવાનાં વ્રત છે તેનું આવું સ્વરૂપ છે, તે કરવાનું કામ સ્ત્રી પુરૂષ સર્વને સરખુંજ આવશ્યક છે. પણ સ્ત્રીએ પોતાના પતિની સહાય્ય અને શિક્ષા લેવી લાભકારી છે, કેમકે તેજ તેનો ગુરૂ છે. આવા નિત્ય કર્મનો સમાસ યમ અને નિયમ એ યોગ શાસ્ત્ર-માં કહેલાં બે પ્રથમ અંગમાં થાય છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, એ યમ છે. શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ નિયમ છે. કોઇ પણ પ્રાણીની હિંસા ન કરવી, એટલે કે મારવું નહિ એટલુંજ નહિ પણ વાણીથી પણ તેને દુભાવવું નહિ તેવો દયા ભાવ તે અહિંસા. જેવું હોય તેવું કહેવું તે સત્ય. પોતાનું ન હોય તે કદાપિ લેવું કે ઇચ્છવું નહિ તે અસ્તેય. નિયમ પ્રમાણે ભોગ કરવો અથવા નજ કરવો તે બ્રહ્મચર્ય. જોઇએ તેથી અધિક ન ઇચ્છવું કે ન લેવું કે પારકા પાસેથી કંઇ ન લેવું તે અપરિગ્રહ. શરીરને તેમ મનને બહારથી સ્નાનાદિક વડે, તેમ અંદરથી પણ યોગ્ય પ્રકારે શુદ્ધ રા-ખવું તે શૌચ. આહાર સાત્વિક એટલે મનને આત્મભાવમાં વાળે તેવો સારો અને નિ-રીતીથી લેવો એ પણ શૌચમાંજ ગણી શકાય. મનને જે વખતે જે પ્રાપ્ત થાય તેથી પ્રસન્ન રાખવું તે સંતોષ. શરીરની કે મનની જે ઉન્મત દશા હોય તેને નરમ પાડી આત્મભાવમાં લક્ષ કરવા યોગ્ય થવા માટે જે નિયમ કરવા તે તપ. એમાંજ ઉપવાસ, જાગરણ, કૃચ્છ્ર ચાંદ્રાયણ, પ્રદોષ, અમુક શાકાદિનું વર્જન, એક મુક્તા આદિ જે અનેક વ્રત સ્ત્રીઓ કરે છે તેનો સમાસ છે. એટલે જે હેતુ તપ કરવા માટે બતાવ્યો તે જો એવા વ્રતથી ન સમજાતો હોય તો તે વ્રત કરવાં નકામાં છે એટલું જ નહિ પણ તેમાં દોષ રહેલો છે. સ્વાધ્યાય એટલે સારી વૃત્તિ પેદા કરે એવાં શાસ્ત્રોનું મનન, અથવા કોઇ મંત્ર અને તેના અર્થનો ધ્યાનપૂર્વક વિચાર, ઇશ્વર પ્રણિધાન એટલે ઇશ્વર અથવા જેને સર્વાધાર સર્વસ્વરૂપ જાણતાં હોઇએ તે આત્મા કે પોતાનો પૂજ્યપતિ, તેનુંજ નિરંતર ધ્યાન અને તે જે કરશે તેજ ખરૂ એમ તેના ઉપર દૃઢ વિશ્વાસ. આમાં પૂજા, કથા, આદિ જે જે સ્ત્રીઓ કરે છે તે સમાય છે, પણ તેમાં એ વિસરી જવું જોઇતું નથી કે પોતાનો ગુરૂ જે પોતાનો પતિ તેની આજ્ઞા વિના અને તેમણે બતાવ્યા કરતાં બીજું કાંઇ પણ કરવું

ન જોઇએ. તે બધાં જે હેતુથી કરવાનાં છે તે હેતુ પણ પુરેપુરો સચવાવો જોઇએ. આ દશ કે તેમાંનું એકાદ વ્રત જ્યારે એવા આગ્રહથી ગ્રહણ થાય કે સર્વદા, સર્વ સ્થળે ને જીવતા સુધી એજ નિયમે વર્તીશ ત્યારે તે મહાવ્રત કહેવાય છે. આપણા શાસ્ત્રમાં આવાં અનેક વ્રત કહ્યાં છે પણ તે બધાંનો હેતુ અત્ર બતાવ્યો. તેનો તેજ છે એમ સમજવું. વ્રતનો ખરો હેતુ સમજ્યા શિવાય કેટલીક બ્હેનો લાંધો ખેંચે છે, પણ બીલકુલ મનોનિગ્રહ કરી શકતી નથી તો તે શિવાય કરેલાં વ્રત નકામા છે. વાંચક બ્હેનો આ લેખને વાંચી પોતે તેવી રીતે વર્તન કરશે તો આ લેખ સાર્થક થયો એમ હું માનીશ. અસ્તુ.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

## તપોધન બ્રાહ્મણ બોર્ડીંગ સ્કુલની યોજના કમીટીના સભાસદોના પત્રો.

બોર્ડીંગ માટે ફંડ સારા પાયા ઉપર ઉભું થવું જોઇએ, તેને માટે નાણાં સબસ્ક્રાઇબરના (ભરનારના) વર્ગો પાડવા જોઇએ

સો અને તેથી વધુ રકમ ભરનારને લાઇફ મેમ્બર ગણવા.

પચાસ રૂપીઆ ભરનારનો એક વોટ, સો વાળાના બે વોટ અને તેથી વધારે ભરનારના ત્રણ વોટ એ સીસ્ટમ ઉપર મેનેજીંગ કમીટીનું બંધારણ થવું જોઇએ. ઉભું થયેલું ફંડ કેપીટલ રીઝર્વ રહેવું જોઇએ. ફંડની રકમમાં હાથ ઘાલવો જોઇએ નહીં, માત્ર તેના વ્યાજમાંથી નિભાવ થવો જોઇએ. ધારો કે ૨૦ વિદ્યાર્થીઓની શરૂઆતથી બોર્ડીંગ ખોલવામાં આવે તો માસીક ખર્ચ મ્હારા માનવા પ્રમાણે નીચે બતાવ્યા પ્રમાણે આવે.

૩૦—૦—૦ સુપ્રિન્ટેન્ડન્ટ રૂ. ૨૫ થી ૩૦ સુધીનો, છોકરાંઓ ઉપર કાબુ રાખે તેવો અને બોર્ડીંગની મેનેજમેન્ટ પ્રમાણિકપણે સંતોષકારક રીતે ચલાવે તેવો લાયક માણસ રાખવો

૧૫—૦—૦ રસોઇઓ + ૮—૦—૦ નોકર + ૭—૦—૦ મજુર + ૧૫—૦—૦ મકાન ભાડુ + ૧૦—૦—૦ પરચુરણ વાસણ કુસણાદિનો ખર્ચ મળી જુમલે રૂ. ૮૫—૦—૦

વિદ્યાર્થીના ભોજન ખર્ચ સંબંધી હકીકત.

શહેરમાં સરાસરી એક છોકરે માસીક ખર્ચ હાલની મોંઘવારી પ્રમાણે રૂ. ૧૦—૦—૦ થાય. વિદ્યાર્થીઓના ત્રણ વર્ગ પાડવા. પહેલા વર્ગના વિદ્યાર્થીઓ પાસેથી રૂ. ૭—૦—૦ લેવા, બીજા વર્ગ પાસેથી રૂ. ૫—૦—૦ લેવા અને ત્રીજા વર્ગને માફીમાં ગણવો.

ધારો કે પહેલા વર્ગમાં ૧૦ વિદ્યાર્થીઓ હોય તો માસીક ભોજન ખર્ચની ખોટના રૂ. ૩૦. + બીજા વર્ગના પાંચ વિદ્યાર્થીઓના રૂ. ૨૫. + ત્રીજા વર્ગના પાંચ વિદ્યાર્થીઓના રૂ. ૫૦. જુમલે રૂ. ૮૫ = રૂ. ૧૬૦.

રાઊન્ડ ફીગરમાં (અંદાજ) રૂ. ૨૦૦—૦—૦, વાર્ષિક ખર્ચ રૂ. ૨૫૦૦—૦—૦.

જે રકમનું વાર્ષિક વ્યાજ રૂ. ૨૫૦૦—૦—૦ ઉપજે તેટલી રકમનું ફંડ પ્રથમ થવું જોઇએ. ફંડની રકમ પ્રોમીસરી નોટમાં અગર ગવર્નમેંટ સીક્યુરીટીમાં રોકાવી જોઇએ, ખાનગી ગૃહસ્થ અગર જ્ઞાતિમાં ફંડની રકમ અનામત મુકવી જોઇએ.

ઉભી થતી ધારવામાં આવતી મુશ્કેલીઓ.

૧ બોર્ડીંગમાં ખોરાક દવા પાણી વિગેરે બાબત વખતોવખત ફરીઆદો ઉભી થવા બાબત.

૨ છોકરાં ગંદકી, મચ્છર વિગેરે બાબતમાં વખતોવખત ફરીઆદો ઉઠાવી.

૩ લાયક એસ્ટાબ્લીશમેન્ટ મેળવવાની મુશ્કેલીએ અને તેને અંગે મેનેજમેન્ટમાં ગરબડ, જેથી મુખ્ય હેતુ ન સચવાતાં છોકરાંની તન્દુરસ્તી ખરાબ થવાનો સંભવ. ઉપર બતાવ્યા મુજબ પુરતુ ફંડ એકત્ર થાય તો બોર્ડીંગ સ્થાપન કરવી નિરર્થક, તેના કરતાં હાલ શરૂઆતમાં બોર્ડીંગને બદલે સ્કોલરશીપ સીસ્ટમ દાખલ કરવાની હું હીમાયત કરૂં છું. કારણકે તેમાં ઉપર બતાવેલી કોઇ મુશ્કેલી ઉભી થતી નથી. એસ્ટાબ્લીશમેન્ટનું ભારે ખર્ચ બચે છે અને લાયકાત વગરના છોકરાઓ બોર્ડીંગમાં એક વખત દાખલ થયા પછી ગેરલાભ લે છે. તેમ સ્કોલરશીપમાં બનતું નથી. દાખલા તરીકે ૨૦ વિદ્યાર્થીઓને દરમાસે રૂ. ૫—૦—૦ પ્રમાણે સ્કોલરશીપ આપવામાં આવે તો વાર્ષિક ખર્ચ ચોખ્ખું રૂ. ૧૨૦૦—૦—૦ થાય અને તે લાભ મહેનતુ અને દીપી આવે તેવા છોકરાઓને મળે જેથી બીજાને તેનો ધડો લેવાનું દીલ થાય. બોર્ડીંગ શરૂ કરવામાં જરૂરી ફરનીચર અને વાસણો વિગેરે માટે રૂ. ૫૦૦—૦—૦ કુલ ખર્ચ અટકળવામાં આવે છે. શરૂઆત સ્કોલરશીપથી થવી જોઇએ, અને એક લાખ રૂપિયાનું ફંડ થાય ત્યારેજ બોર્ડીંગ સ્થાપન કરવા મ્હારો અભિપ્રાય છે. ઉપરના વિચારોનો હું છું તેથી બોર્ડીંગ સબંધી વધારે વિગત આપવા હું હાલ જરૂર જોતો નથી, અને સ્કોલરશીપ સીસ્ટમ માટે અત્યારે વિચાર દર્શાવવા અસ્થાને અને કલ્પનાના ગણાય.

છોટાલાલ દયાશંકર રાવળ. ( ધોળકા. )

---

આપણી જ્ઞાતિના પાંચ મોભાદાર ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન અમુક સમયને માટે જ્ઞાતિના ગામોમાં વસતા બંધુઓ પાસે જઇ તેમની પાસેથી યથાશક્તિ રકમો ભરાવવી. વસ્તીપત્રકમાં આપણી કોમની દશ હજારની ગણત્રી કરવામાં આવી છે અને તે પ્રમાણે જોતાં આપણે સ્ત્રી બાળક વગેરે વર્ગને બાદ કરીએ અને પાંચ હજાર પુરૂષોને ગણીએ તો તેઓ તરફથી વધુ નહીં તોપણ આપણે વાર્ષિક હજાર રૂપીયા મેળવી શકીએ, માટે જ્યાં સુધી ઓછામાં ઓછું ૨૫ હજારનું ફંડ એકત્ર થાય નહીં ત્યાં સુધી બોર્ડીંગ ઉઘાડવી નહી કારણ કે વિના ફંડથી તે ઉભી કરવાથી ભવિષ્યમા તુટી જવાનો સંભવ છે. બોર્ડીંગ અમદાવાદ જેવા શહેરમાં સ્થપાય તો દરેક રીતે સુલભ થઇ પડે એમ મ્હારૂં માનવું છે.

આપણી કમિટીમાં નિયત કરેલા મહાનુભાવો બોર્ડીંગની યોજનાપર વિચાર કરી તે કાર્ય કરવાને હાથમાં લે તો હું ધારૂં છું કે આ કાર્ય જરા પણ મુશ્કેલ નથી અતઃ કમીટીના દરેક સભ્યોએ અંતઃકરણપૂર્વક આ કાર્યાર્થ પ્રયત્ન કરી તે સંબંધમાં યોગ્ય સાધના સર્વાનુમતે ઉચિત પગલાં લેવાં એવો મારો અભિપ્રાય છે.

ગંગાશંકર ટી. શર્મા. ( મુંબાઈ. )

---

એક નાનુ પાંચ ૭ પ્રતિષ્ઠિત સભ્ય મહાશયોનું ડેપ્યુટેશન દરેક ગામ કે જ્યાં તપોધન બાન્ધવોની વસ્તી હોય તેવા ગામમાં મોકલવું અને તેણે તે ગામના જ્ઞાતિબંધુઓની આર્થિક અને ઔદ્યોગિક સ્થિતિ ઉપર વિચાર કરીને તે જ્ઞાતિબંધુઓને જ્ઞાતિના હિત માટે સમજાવવા.

તે પછી જેટલી તેમની શક્તિ હોય તે પ્રમાણે તેમના મન ઉપર સારી અસર કરી તેમને બોજા રૂપ થઇ ન પડે તેમ જે રકમ આપે તે લેવી. આ ડેપ્યુટેશને દરેક ગામમાં ફરવું. પણ જો એકાદ ગામ કે જ્યાં પાંચ છ ઘરની વસ્તી હોય અને તે ગામની આસપાસ એકાદ બે ગાઉ ઉપર બીજાં ગામોમાં તપોધન બ્રાહ્મણોનાં એકાદ બે ઘર હોયતો તેવા જ્ઞાતિબંધુઓને જ્યાં ડેપ્યુટેશનનું કામ હોય ત્યાં બોલાવી ફંડ માટે તેમને વિજ્ઞપ્તિ કરવી જેથી તેવા લોકો ઉપર વિશેષ બોજો પડે નહિ.

જ્યાં જ્યાં ડેપ્યુટેશન ફરે ત્યાં દરેક સંભાના એકાદ બે પ્રતિષ્ઠિત પુરૂષો સાથે લેવા કે જેથી તે સંભાના લોકોની સ્થિતિથી માહીતગાર થવાય. જે સંભાના આગેવાન પુરૂષો ફંડ માટે ના પાડતા હોય તો તેવા લોકોના સગાવહાલાં બીજા ગામમાં રહેતાં હોય તેમના પાસેથી તેમના ઉપર કાગળો લઈ જવાની વ્યવસ્થા કરવી. આપ સભ્યોને એ પણ વિચાર કરવાને છે કે, અમદાવાદ ડાકોર, ચાણોદકર્નાળી તથા કારીઆવાડ બાજુના ગામોમાંથી આ ત્રીજી વખત કોન્ફરન્સ ભરાઇ તોપણ તેમાં અમદાવાદ ધોળકામાંથી ગણ્યા ગાંઠ્યા સુધારકો શિવાય કોઇ તે ગામમાંથી આવેલ હોય એમ લાગતું નથી. અમદાવાદ, ધોળકામાંથી જે માણસો ફક્ત આગળ પડતા વિચારવાળા છે તેજ આવે છે. તો તે ગામોમાંથી મ્હારા સમજવા પ્રમાણે હમણાં મદદ મળવી અસંભવીત છે કારણ કે તેઓ તો બીજા ગામોવાળા તપોધનબંધુઓનું નામ સાંભળતા ભડકી ઉઠે છે, તો હમણાં તે શિવાયનાં બીજાં ગામોમાંથી ફંડ એકત્ર કરવું.

મ્હારી તો છેવટની સુચના એવી છે કે એકદમ ફંડ એકત્ર થાય એ અસંભવીત છે માટે તપોધન જ્ઞાતિના બાળકોને સ્કોલરશીપ આપવાની યોજનાઓ કરવો જોઇએ કારણ કે જ્ઞાતિમાંથી ઓછામાં ઓછા ૬૦–૭૦ માણસો બાળકો માટે વાર્ષિક રકમ આપવી કબુલ કરે તો બાળકોનું કાર્ય થઇ શકે તેમ છે.

આવી સ્કોલરશીપો જે વિદ્યાર્થીઓને આપવામાં આવે તેવા વિદ્યાર્થીઓનું દર મહીને અભ્યાસનું પત્રક, તથા સારી ચાલ ચલગતનું પત્રક હેડમાસ્તરની સહીવાળું મગાવવું.

ડા. **મણીલાલ ચુનીલાલ**, મુ. પાટડી.

૧ પાટણ ત. બ્રા. કોન્ફરન્સના ઠરાવ નં. ૩ મુજબ.
લગ્ન પ્રસંગે રૂ. ૩) લેખે, સીમંત, ૨) ઉપવીત ૨) જન્મ ૨) મરણ ૧) લેવા ઠરાવ કરવો.

૨ પાટણ ત. બ્રા. કોન્ફરન્સના ઠરાવ નં. ૫ મુજબ પૈસા ફંડ તેમ મુઠી ફંડ ખોલવાં

૩ અમુક રકમ આપનારના વર્ગ પાડી (પેટ્રન, લાઇફ મેમ્બર, વાર્ષિક મેમ્બર) મેમ્બર નીમવા.

૪ વીલ કરનાર, છવત્સરા કરનાર, યાત્રા જઇ આવીને ગંગાપૂજન કરનાર, તુલસી વિવાહાદિ ધાર્મિકકાર્ય નિમિત્તે બ્રાહ્મણ ભોજન કરાવનાર જ્ઞાતિબંધુઓને સુધરેલા જમાના પ્રમાણે દાનમાર્ગ તરફ દોરવા.

૫ ઇન્કમટેક્સની માફક ઘરદીઠ અમુક રકમ નક્કી કરી ઉઘરાવવા ઉપદેશક મોકલવા.

૬ હિન્દુસ્તાનમાં વસતા પ્રતિષ્ઠિત પુરૂષો પાસે ડેપ્યુટેશન મોકલી જ્ઞાતિની પછાત સ્થિતિનું દિગ્દર્શન કરાવી તેમની પાસેથી બોર્ડીંગ માટે રકમો લેવી.

૭ જ્ઞાતિમાંથી વિત્તનો ભોગ આપી શકે નહી તેવા યુવકો જેઓ સમયનો ભોગ આપવા તૈયાર થતા હોય તેમને વોલંટીઅર્સ બનાવી ફંડ એકત્ર કરવા ઉભા કરવા અને તેવા યુવકો મેળવવાને બ્રાહ્મણધર્મમાં હૃદય ભેદક અપીલ કર્યા કરવી.

ડા. કેશવલાલ મોતીલાલ. (માંડવી.)

## રાવણની મદાંધતા.

( લેખકઃ—વિદ્યાર્થી, ગંગાશંકર ટી. શર્મા. )

પ્રિય બન્ધુઓ ! આપને સુવિદિત છે કે ભારતવર્ષ દેશ તો શું પણ દુનિયાનો એક પણ ભાગ એવો નહિ હોય જે મહારાજ રામચંદ્ર અને દેવી સીતાજીના પવિત્ર અનુકરણીય જીવનથી અનભિજ્ઞ હશે ? જે સમયે મનુષ્ય ધર્મચ્યુત બની જાય છે તે સમયે તેને પોતાની સ્થિતિ તથા પોતાનું જીવન વિગેરે કેવાં છે તેનું લેશ માત્ર પણ ભાન રહેતું નથી. મહારાણી સીતાજીનું હરણ કરી લાવનાર દુરાગ્રહી અને કામી રાવણને તેના નાના ભ્રાતા મહારાજ વિભિષણ તરફથી પ્રાર્થનાપૂર્વક કહેવામાં આવે છે કે હે બન્ધુ ! આપ દેવી સિતાજીને ભગવાન રામચંદ્ર પાસે મૂકી આવો અર્થાત્ આપ શ્રીમતી સીતાજીને ભગવાન રામચંદ્રને સ્વાધીન કરો અને તમારી નષ્ટપ્રાય થતી સ્થિતિનો ખ્યાલ કરો પરંતુ વિનાશકાળે વિપરીત બુદ્ધિ અથાત્ જે સમયે મનુષ્યનો વિનાશ થવાનો હોય છે તે સમયે સ્નેહી જનોના હિતપ્રદ વાક્યો કડવાં ઝેર લાગે છે. રાવણને જ્યારે મહારાજ વિભીષણે ઉપરોક્ત વાક્યો કહ્યા ત્યારે રાવણ ક્રોધાયમાન થઇ ગયો અને વિભીક્ષણપ્રતિ વિકારયુક્ત દ્રષ્ટિથી જોઇ રહ્યો ને બબડવા લાગ્યો. તે સમયે વિભિક્ષણને અનાર્યોની સ્થિતિ કેવી થાય છે તે બતાવવામાં આવી છે

यथा पुष्कर पत्रेषु पतितास्तोय विन्दवः ।
नश्लेषमभि गच्छन्ति तथा नार्येषु सौहृदम् ॥
यथा शरदि मेघानां सिंचतामपि गर्जताम् ।
न भवत्यम्बु संकलेदस्तथा नार्येषु सौहृदम् ॥

ભાવાર્થઃ—જેમ પુષ્કરના પાંદડાઓ પર પાણીનાં ટીપાંઓ પડવા છતાં પણ પાંદડાં *ભીનાં નથી થતાં તદનુસાર અનાર્ય પુરૂષોની મિત્રતા કરવાથી કોઇપણ પ્રકારનો લાભ થતો* નથી. જેમ શરદ્ ઋતુમાં એકઠાં થયેલાં વાદળાંઓની ગર્જનાથી વૃષ્ટિ થતી નથી તેજ પ્રમાણે અનાર્યોથી મિત્રતા કરવામાં કંઇ લાભ નથી.

यथा मधुकरस्तर्पद्विसंविन्दन्न तिष्ठति ।
तथात्वमपि तत्रैव तथा नार्येषु सौहृदम् ॥
यथा मधुकरस्तर्पोत्काशपुष्पं पिवन्नपि ।
रसमत्र न विन्दते तथा नार्येषु सौहृदम् ॥

ભાવાર્થઃ—જેવી રીતે તૃષાતુર ભ્રમરો રસ પીને એક જગાએ નિશ્ચિંતપણે બેસતો નથી તેજ પ્રમાણે અનાર્યોથી મિત્રતા કરવામાં કંઇ ફળ નથી. જેવી રીતે તૃષાથી પીડાતો ભ્રમર રસ પીને રસને પામતો નથી તેજ પ્રમાણે અનાર્યની મિત્રતા કરનારની હાલત થાય છે.

यथा पूर्वं गजः स्नात्वा गृह्य हस्तेन वै रजः ।
दूषयत्यात्मनो देहं तथा नार्येषु सौहृदम् ॥

ભાવાર્થઃ—જેમ હાથી પ્રથમ સ્નાન કરી પછી પોતાની સુંઢથી માટી કાદવ વગેરે ઉપાડી પોતાના સર્વ શરીરપર ફેંકે છે તેજ પ્રમાણે અનાર્ય પુરૂષ પોતાના જીવનને નષ્ટ કરે છે ને મિત્રતાનુ દુષ્ટ પરિણામ બતાવે છે. બધુઓ ! ઉપરોક્ત પ્રમાણે મહારાજ વિભીષણે કહ્યું કે રાવણે 'તરતજ તેમના અતિ ક્રોધમય મુખમુદ્રા કરી તેને મારપીટ કરવા માંડી. ખરેખર ધર્મશાસ્ત્રકારોનુ કહેવું સત્ય છે કે મદાંધ અને સ્વાર્થી પુરૂષો અન્યના હિતકર વચનોને કદાપિ પણ સાંભળતાં નથી. મહારાજ વિભીષણ કહે છે.

सुनीत हितकामेन वाक्यमुक्तं दशानन ।
न गृह्णन्त्यकृतात्मानः कालस्य वशमागताः ॥
सुलभाः पुरुषा राजन्सततं प्रियवादिनः ।
अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोताच दुर्लभः ॥

ભાવાર્થઃ—જેમ તમે નીતિ અને હિતની વાત સાભળતા નથી તેજ પ્રમાણે કાળવશ બનેલા મનુષ્યો પોતાના વિનાશ સમયે તેમને કહેવામાં આવતાં હિતપ્રદ વચનો સાંભળતાં નથી. હે રાજન ! એવા પુરૂષો સુલભ છે જે સર્વદા મીઠા મીઠાં શબ્દો સંભળાવે પરંતુ અપ્રિય અને પથ્ય અર્થાત્ જે કષ્ટ સાથેસાથેજ પ્રતીત થતુ હોય તેવુ કહેનારા અને તેવુજ સાંભળનારા દુર્લભ છે અર્થાત્ જુજ છે. અને વિભીષણનુ કહેવુ રાવણે સાંભળ્યુ નહિ ત્યારે તે આ પ્રમાણે કહી ભગવાન્ રામચંદ્ર પાસે ગયો "**स्वस्तितेऽस्तु गमिष्यामि सुखीभवमयाविना**" તમારૂ કલ્યાણ થાવ ને તમે મારા શિવાય સુખી થાવ. વાંચકો ! જ્યારે વિભિષણના હિતપ્રદ વચનોને રાવણે માન આપ્યું નહિ ત્યારે તેની કેવી સ્થિતિ થઇ તેથી ભાગ્યેજ કોઇપણ મનુષ્ય અનભિજ્ઞ હશે ? નિશાચર પુરૂષો સુહૃદને હિતચિંતકોની હિતમય વાતને નહિ માની અંતે દુઃખી થાય છે. તે પ્રમાણે અભિમ.ની રાવણે પોતાની સ્થિતિને દુઃખમય બનાવી અંતે નાશ પામ્યો ! **इत्योम्.**

---

## સંસારમાં પદાર્થવિજ્ઞાન પ્રગતિ.



**હવામાં રેલ્વે ટ્રેન**—હવે કલાકની ત્રણસો માઇલની ઝડપે દોડશે. પચ્ચીશ વર્ષના ચાલુ અખતરાથી મી. બેશેરે હવામાં રેલવે ટ્રેન ચલાવવાની અદ્ભુત શોધ કરી છે અને તેને અમલમાં મુકવા માટે પોણા કરોડની થાપણવાળી એક કંપની ઉભી થઇ છે. આ શોધને માટે કરોડો રૂપીયા આપીને તેનો હક લેવા માટે અનેક ધનવાનોએ પ્રયત્નો કર્યા પણ તેમની માગણીઓનો અસ્વીકાર થયો છે. આ રેલવેમાં વીજળીનો હિસ્સો મોટો છે. રેલને પાટા તો રહેવાના પરંતુ તેની નીચે વીજળીના પાયેલા અમુક મિશ્રીત ધાતુના ગુંચળાઓ રાખવામાં આવશે અને પાટાના અમુક અંતરે બીજી એવી યુક્તિ કરવામાં આવશે કે જેથી એ ટ્રેન કુદેલી રહેશે અને ગુરૂત્વાકર્ષણના બંધનથી મુક્ત રહેવાથી તે મહાન્ વેગથે હવામાં દોડશે અને જ્યારે મરજી પડશે ત્યારે પાટાપર ઉભી રાખી શકાશે. સર ડેવીડ સોમન્સ

જેવા પ્રખ્યાત વિદ્યુત શાસ્ત્રીઓ આ શોધ સત્ય હોવાનું સ્વીકારે છે. આ રેલવે બાંધવાના કામને માટે દર માઇલે ના લાખ રૂપીયાનો ખરચ થાય છે. મી. બ્રેનેશેરે એક નાની ચાળીશ ફુટની રેલવે બાંધી છે. તે સારી રીતે એના ધાર્યા પ્રમાણે ચાલે છે. યુરોપના પદાર્થ વિજ્ઞાનીઓના ખંત અને પુરૂષાર્થને ધન્ય છે.

**તાલવાળા માથાને માટે વાળ**—હવે શોધી કાઢવામાં આવ્યા છે. ટાઇમ્સ પત્રના લખવા પ્રમાણે આ વિચિત્ર શોધનો પ્રયોગ કરનાર હંગેરીની રાજધાની બુડા પેસ્ટની સેંટ સ્ટીવન પોસ્પીટલના ડા. મેકેલી છે. જ્યા તાલ પડી હોય ત્યાં પારકા માથાના વાળ ખોપરીમાં કાણા પાડીને ૧૦૦ વાળ તે ડાક્ટર સામટા સીવી લેછે અને તે પ્રમાણે તેણે એકજ મસ્તક ઉપર પચ્ચાશ હજાર વાળ વાવેલા છે. વાળના છેડા તે શીવતો નથી. પરંતુ વચલો ભાગ શીવે છે અને બે છેડા, ઉપર લટકે છે. આ શીવવાના કામમાં ઘણોજ પાતળો સોનાનો તાર દોરા તરીકે વપરાય છે. આ સીવવાના તાર એટલા પાતળા છે કે ૫૦૦૦૦ વાળ સીવવા છતાં ૧ ઔંસથી વધારે સોનું જતું નથી. સીવી લીધા બાદ ખોપરીના અંદરના ખરાબ જંતુઓ દવા વિગેરેથી નષ્ટ કરવામા આવે છે. આ વાળ પછી ખરી પડતા નથી. આવી રીતે સીવણ કર્યા પછી પ્રથમ ૫દરેક દિવસ સુધી માથામાં સોજો રહે છે. એક સ્ત્રીના માથા ઉપર તાલ પડી હતી અને તેનાપર પ્રયોગ કરવામા આવ્યો હતો. તેના માથા ઉપરથી તે વાળો ખરી પડતા નથી.

**કોપરાનું સત્વ**—એવુ છે કે જે માસ કરતાં પણ વધારે શક્તિ ધરાવે છે એમ વિલાયતના વનસ્પત્યાહારીઓએ શોધી કહાડયુ છે. માસને પણ ટક્કર મારે એવી બળમા વૃદ્ધિ કરનારી વનસ્પતિની વસ્તુઓ વેચવાની ઇંગ્લાંડમાં કંપનીઓ કાઢવામા આવી છે. તેમાંની એક બર્મીંગહામ પીટમેન હેલ્થ ફુડની કંપની છે તેની છેલ્લી બનાવટ "રીગવનાઅર્થાત્ નાળીએર અખરોટ વિગેરે કોપરાની જાતોના કોપરામાથી સત્વ કાઢીને બનાવેલું મિશ્રણ છે. આમા ગૌમાસ બકરાના માસ કરતા પણ વિશેષ પુષ્ટિદાયક તત્વો છે. ધન્ય છે વિલાયતના વનસ્પત્યાહારીઓને હિંદુસ્તાનના વતનીઓ પરદેશગમન કરવામા ત્યાં માસાહાર કરવામા આવે છે એવો દોષ થાય છે એમ બતાવી પરદેશગમન અટકાવે છે તેના કરતાં આવી આવી શોધો કરી વિલાયતમાં આવી વસ્તુઓનું વેચાણ કરવા આ દેશનારીઓ જાય તો આ કંગાલ થતા જતા દેશની આર્થિક સ્થિતિ સુધરે પરતુ બુદ્ધિના ફાંફાં ત્યા બીજુ શુ ?

**લાકડામાંથી રેશમી વસ્ત્રો**.—બનાવવાની શોધ કરવામા આવી છે. અમુક જાતના લાકડાને પ્રથમ પલ્પ બનાવી તેમાં રસાયણ મેળવીને ગોળ જેવું નરમ બનાવવામાં આવે છે. આ પછી અમુક જાતના છિદ્રોમાંથી તેને પસાર કરતાં તેના દોરાઓ બને છે. આ અમેરિકામા શોધી કહાડવામા આવ્યુ છે.

---

## દેશપરદેશ સમાચાર.

**નામધારી સાધુની** ક્રુરતા—મુબઇમાં મહાલક્ષ્મી ખાતે એક સન્યાસીએ મ. ગોવિંદજી નામના ગ્રહસ્થનું ખુન કરી પોતાની સાધુતા પ્રદર્શિત કરી હતી. તેની તપાસ સેસનજડજ પાસે નીકળી હતી અને સાધુને આરોપી ઠરાવી તેને ફાંસીની સજા કરવામાં આવી હતી. ગેરૂના વસ્ત્રો ધારણ કરી આજકાલ જે લોકો સાધુ બની જાય છે તે લોકો આવી નીચતાના કાર્યો કરે છે. આવા નામધારી સાધુઓનુ લગભગ બાવન લાખનું રોળુ આ દેશમાં છે. આ

સાધુઓને માટે આશ્રમ કાઢી તેમને ચારિત્ર્યવાન્ બનાવી પછી તેમને સાધુ સમજવા જોઇએ, અને તેમની પાસે આ દેશના પરોપકારનાં કાર્યો કરાવવાં જોઇએ.

**શોકજનક મૃત્યુ**—ડી. એ. વી. કોલેજના ભૂતપૂર્વ પ્રીન્સીપાલ મહાત્મા હંસરાજજીના વિદુષી ધર્મપત્નિનો દેહાંત થયો છે તે જાણી ઘણો શોક થાય છે. મહાત્મા હંસરાજજી જેવા ધર્મવીરને આ દુઃખ આવી પડયું છે તેથી તેમને કેટલાંક ધાર્મિક કાર્યો કરવામાં અડચણો આવશે પરંતુ તે મહાપુરૂષ ધૈર્યવાન છે જેથી ધાર્મિક કાર્યો કરવામાં દ્દઢજ રહેશે. પરમાત્મા તેમને ધૈર્ય પ્રદાન કરે.

**સ્ત્રી કેળવણી અર્થે દાન**-વીરનગરના નાગર ગ્રહસ્થ રા. લક્ષ્મીચંદ જમનાદાસે પોતાની પુત્રી પાર્વતી બાઇના દેહાંત નિમિત્તે તેમની યાદગીરીમાં **રૂપીયા દોઢ લાખની રકમ જુદી કાઢી** છે અને તે સ્ત્રી કેળવણીની વૃદ્ધિ અર્થે વાપરવામાં આવશે. ધન્ય છે આવા દાન વીરોને કે જેઓ પોતાના ધનનો સદુપયોગ કરી શકે છે.

**યુરોપમાં** ભારે લડાઇ સળગી છે. ઓસ્ટ્રીયા અને સરવીયાના પ્રદેશોમાં વીરોધ ઉભો થયો છે. આને અગે જર્મની ફ્રાન્સ રશીયા અને ઇંગ્લાંડ જેવા મહોટાં રાજ્યોએ તેમાં ભાગ લીધો છે. આ લડાઇએ મોટું ભયંકર સ્વરૂપ પકડયું છે. પરમાત્મા આપણા શહેનશાહને સર્વ પ્રકારની ફતેહ બક્ષે.

**રૂશીયાના ઝારની જાહોજલાલી**—રૂશીયાના રાજાની માલકીના તેની ખાનગી શહેનશાહતમા ૧૦૦ મહેલો છે જેમાંના ૫૦ તો તેમણે પોતે બીલકુલ જોયા નથી અને ૨૫ તો બહારથીજ જોયા હશે. એ મહેલમાં ૩૨ હજાર નોકરો છે અને તેમના પગાર પાછળ દર વર્ષે ૮ લાખ પાઉંડનો ખર્ચ કરવામાં આવે છે. તેમના ખાનગી તબેલાઓમાં પાંચ હજાર ઘોડા તથા પચાસ હજાર ઢોરો છે.

**સ્ત્રીયોનું રાજ્ય**—રૂશીયામાં આવેલા બેસ જુકો વીશાટસમાં સ્ત્રીયોથી રાજ્ય ચાલે છે. આ સ્ટેટના તાબામાં સાત ગામ છે અને દરેક ઉપર એક સ્ત્રી અમલદાર છે. આ સ્ટેટમાં સ્ત્રી માજીસ્ટ્રેટ, ધર્મોપદેશક તો સ્ત્રીયો, લશ્કરી સીપાઇઓ પણ સ્ત્રીઓ, કાગળો વહેંચવાનું તથા શાક ભાજી દુધ વિગેરે વેચવાનું કામ પણ સ્ત્રીયો કરે છે અને કોઇને ફરીયાદ કરવી હોય તો તેણે સ્ત્રી વકીલને ત્યાં જવું પડે છે. આતે કામરૂ દેશ કહેવાય કે અન્ય કાંઇ ?

**વૃદ્ધ લગ્ન**—બારસી લાઇટ પાસેના ઉશ્માનાબાદ ગામમાં નવ વર્ષની છોકરીના ૬૫ વર્ષના વૃદ્ધ સાથે છોકરીના મામાએ લગ્ન કરવાનું નક્કી કર્યું હતું. આ લગ્નથી મામાને નાણાની મોટી રકમ મળવાની હતી. આવું લગ્ન મુંબાઇની કોર્ટે અટકાવ્યું છે. દયા ધર્મને માનનાર હિંદુઓ છોકરીઓને વેચી શા માટે ઘાતકી પણાનો આરોપ ગ્રહણ કરે છે ?

**શોક સમાચાર**—આપણા બ્રાહ્મણધર્મ માસિકના વ્યવસ્થાપક રા. રા. છગનલાલ જગન્નાથ રાવળના ચિરંજીવી કીકાભાઇનો તા. ૭-૮-૧૯૧૪ ને શુક્રવારને દિવસે પરલોક વાસ થયો છે તે જાણી સર્વ કોઇને શોક થયા વિના રહેશે નહિ. આ છોકરાના માતા પિતા બન્ને તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના હિતૈષી છે. પરમાત્મા બન્ને ધર્માત્માઓને ધૈર્ય ધારણ કરવાની શક્તિ પ્રદાન કરે અને મૃતક આત્માને શાન્તિ આપે.

ગિ. નિ.

---

# ગ્રાહકોને વિનંતિ.

વિચારશીલ ગ્રાહકો ! આપ સજ્જનોની સેવામાં સવિનય નિવેદન કરૂં છું કે પરમા કૃપાથી માસિકનું કાર્ય સારી રીતે ચાલતું થયું છે અને આપ સુજ્ઞ તરફથી તેને માટે દ્વારા સંતોષ દર્શાવવામાં આવે છે તે માટે હમે આપના આભારી છીયે. માસિકને ની રીતે કાઢવા માટે પણ હમે કોશેષ કરી રહ્યા છીએ અને તેનું પણ પરિણામ સંતોષજનક આવ્યું છે તે આપ સર્વ જોઇ શકતા હશો; વળી લેખોમાં પણ અનિદિન મનો રતા અને સારગર્ભીતતા વધતી જાય છે અને હમે થોડા સમય પછી એક સાગ માસ્તરને હાથે અતિ રસિક અને મનોરંજક વાર્તા આ માસિકને માટે લખાવવા ધાર્યું છે પરમાત્મા કરશે તો હમારી તે ધારણા પણ પાર ઉતરશે આ સર્વની સંપૂર્ણ રીતે સિદ્ધિ થવાનો આધાર આપ સજ્જનો પરજ છે એટલે કે આના ગ્રાહકો વધ રી તેમનું અને પોતાનું લવાજમ નિયમસર ભરી દેવુ જોઇએ હમારા, કેટલાક વિચારશીલ ગ્રાહકોએ તો પ્રથમથીજ લવાજમ આપી હમને સહાયતા કરી છે તેને માટે હમે તેમના અનુગ્રહીત છીયે હવે અંતમાં હમારી આપ પ્રતિ એજ વિનંતિ છે કે હમે લવાજમ વસુલ કરવા માટે વી. પી. કરવાનું શરૂ કર્યું છે અને આ અંક હમારા કેટલાક ગ્રાહકોને વી. પી. થી મળશે અને તે પછી પણ જેનાં લવાજમો નહિં આવ્યાં હોય તે સર્વને બીજા અંકો વી પી.થી મોકલવમાં આવશે. પ્રિય બંધુઓ ! આપ તે અંક સ્વીકારી તેના લવાજમના પૈસા પોષ્ટવાળાને ભરી દેવા કૃપા કરશો જેથી આ માસિકના પોષ્ટેજના પૈસા વૃથા જાય નહિં અને આ ધાર્મિક કાર્ય, વિના રૂકાવટે ચાલે. મારે ઘણી દીલગીરી સાથે જણાવવું પડે છે કે કેટલાકો વી. પી. પાછા મોકલે છે પરંતુ હવે પછી તેમ કરવામાં આવશે નહિં એટલુજ નહિં પરંતુ વી. પી. સ્વીકારાઇને બીજાં નવાં ગ્રાહકોના નામો હમને ઉપલબ્ધ થશે આ માસિકનું વર્ષ ચૈત્ર માસથી ગણવામાં આવ્યું છે જે મેં આપને પ્રથમથીજ જણાવ્યું છે અને હમણાં જે લવાજમ લેવામાં આવે છે તે ચૈત્ર શુદ ૧થી તે આગામી ફાગણ વદ અમાવાસ્યા સુધીનું સમજવું. આટલી વિજ્ઞપ્તિપર આ માસિકના ગ્રાહકો અવશ્ય ધ્યાન આપશો એવી આશા છે. જે લોકો ગ્રાહકો રહેવા ન માગતા હોય તેમણે હમને પ્રથમથી લખી મોકલવું જોઇએ જેથી પોષ્ટેજનો ખર્ચ વૃથા કરવો પડે નહિ. ગ્રાહકોનાં ઠેકાણાંનાં લીસ્ટ હમે હવે પછી છપાવવાના છીયે માટે જેમણે પોતાના ઠેકાણામાં કાંઈ ફેરફાર કરવાનો હોય તેમણે પોતાના ગામનું નામ, ઠેકાણું તથા પોષ્ટ હમને સત્વર લખી મોકલવાં. જે લોકોને માસિક નિયમસર ન મળતાં હોય તેમણે હમને સત્વર લખી મોકલવું. જે મહાશયોએ હમને નવા ગ્રાહકો કરી આપ્યા છે તેમનો હમે આભાર માનીયે છીયે. નવા ગ્રાહકોને ગત ચૈત્ર સુદ ૧ થી ગ્રાહક ગણ્યા છે અને તેમને આગલા અંકો મોકલી આપ્યા છે જે નવા ગ્રાહકોને ન મળ્યા હોય તેમણે હમને પાસેથી મંગાવી લેવાં.

| ઓફીસ. | | સેવક. |
|---|---|---|
| ઇબ્રાહીમ ફનાભાઇનો માળો | } | છગનલાલ જગન્નાથ |
| સોનીવાડી—મુંબાઇ નં. ૪ | | વ્યવસ્થાપક, આર્યધર્મ. |

## જ્યારે સૂર્યોદય થશે !

( મરાઠીમાંથી અનુવાદક સૌ. પ્રિયમતિ શુકલ )

એક અપ્રતિમ નવીન મનોરંજક અને બોધક

## નવલકથા.

સામાજીક સુધારણા, ડીટકુડીવોનાં ખુમીઓ, પછાત વર્ગનો ઉદ્ધાર, અને કળાકૌશલ્યની ઉન્નતિ એ આ નવલકથાના ઉત્તમોત્તમ વિષયો છે.

બ્હાર પડી ચુકી છે.

કીંમત કાચુ પૂઠું રૂ ૦ાા પાકુ પૂઠું રૂ. ૦ાાા પોસ્ટેજ જૂદું.

મળવાનુ ઠેકાણું.

સૌ પ્રિયમતિ શુકલ ચીપલવાડી, મુબાઇ

મણીલાલ ડી. મોદી.

સીધીગલી, ગીરગામ—મુંબાઈ

---

## દરેક જાતની નાની મોટી ટોપીઓ.

હમારે ત્યાં ઝીક-ચળકની સાચી અને ખોટી ટોપીઓ જથાબંધ બનાવવામાં તથા જથાબધ અને છુટક વેચવામા આવે છે વીલાયતી ટોપીઓ પણ હમારે ત્યાં રાખવામાં આવે છે ઝીક ચળકનાં પોલકાં તથા ડ્રેસો પણ ઘણાં ઉતમ પ્રકારનાં બનાવવામાં આવે જે હમારે ત્યાં ઠગાવવાનો લેશ માત્ર ભય નથી બહારગામથી મગાવનારાઓના ઓર્ડરો ઉપર પુરતુ ધ્યાન આપવામા આવશે

જેકીસન શિવલાલ.

ઠા બરનપુરી ભાગોળ—સુરત

---

## તૃતીય તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સના ફોટાઓ.

પાટણમાં ભરાયલી ત્રીજી તપોધન બ્રાહ્મણ કોન્ફરન્સ સમયે પધારેલા પ્રતિનિધિઓના ફોટો ઘણી સુદર રીતે લેવાયો છે તેની કોપીઓ તૈયાર થઇ ગઇ છે અને તે સપાટાબધ ખપવા માંડી છે, હવે ઘણી થોડી નકલો બાકી છે માટે જેમને જોઇએ તેમણે નિમ્નલિખિત સરનામેથી સત્વર મગાવી લેવી કીમત રૂ ૧) પોસ્ટેજ તથા વી પી ખરચ જુદુ

ઠા સીધીગલી—ઇબ્રાહીમ કતાબાદનો માળો મુબાઇ નં ૪ | છગનલાલ જગન્નાથ. વ્યવસ્થાપક, બ્રાહ્મણધર્મ

ધી "ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. મોતીલાલ મંગળદાસે છાપ્યું-પાંચકુવા-અમદાવાદ

 REGISTERED NO. B. 972.

ॐ

# ब्राह्मण धर्म.

# Brahmin Dharma.

मनुवाक्य. ( अ ११ )

यत्किञ्चिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्तिभिर्जनाः ।
तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २३१ ॥
तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ।
इज्याश्च प्रतिगृह्णन्ति कामान् संवर्धयन्ति च ॥ २३२ ॥

પુસ્તક ૫. ] આશ્વિન, સંવત ૧૯૭૦. [ અંક ૭.

સંપાદક,

મ. પ્રહલાદજી સેવકરામ. મુ. સિદ્ધપુર.

વ્યવસ્થાપક,

છગનલાલ જગન્નાથ રાવળ. મુંબાઈ.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦ પોષ્ટેજ સહિત.

પ્રત, ૫૦૦

કાર્યાલય (ઓફીસ)

સોધીમસીને નાકે, ઇબ્રાહીમ રહીમભાઇના માળામાં. મુંબાઇ નં. ૪

# ब्राह्मण धर्म.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

ભાવાર્થ—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.



## ઇશ્વર પ્રાર્થના.



नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान् ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥
कठ, ५ । १३ ॥

ભાવાર્થ—હે સર્વવ્યાપક પરમાત્મા ! સંસારની નિત્ય વસ્તુઓના પણ આપ નિત્ય છો, સંસારની ચેતન વસ્તુઓના આપ ચેતન છો, સંસારની સર્વ કાર્યોના રચનાર આપ એકલાજ છો. હે પરમ્ સામર્થ્યવાન્ પ્રભુ ! જે ધીરવીર પુરૂષો આપને પોતાના આત્મામાં સ્થિત દેખે છે તેમને સર્વદા શાન્તિ થાય છે. સંસારની માયામાંજ રમ્યમાણ પુરૂષ તારા પરમ શાન્તિદાયક પદને પ્રાપ્ત કરી શકતો નથી.

પુસ્તક ૫ મું. ]　　　આશ્વિન, સંવત ૧૯૭૦.　　　[ અંક ૭ મો.

વિષયાનુક્રમણિકા.

# કાવ્યકુંજ.

પૂછું મારી જ્ઞાતિ તણા લીડરો હું પ્રેમ થકી,
આપો શું જવાબ મને એજ મારે જાણવું.
(ગતાંકથી ચાલુ)

ન્હાના એક દ્વારમાંથી હાથી ગયો! 'જી મ્હારાજ'
અટકતાં પૂંછ તેનું સ્હેજે હાથ આવીયું!
એવા કાયદા કાનુનો નિત્ય હાથ ધરી બેઠા,
જ્ઞાતિના પટેલપર આમંત્રણ કહાવીયું!!
શા માટે એ આવે નહી? કજ્યા મળે ન કાંઈ!
નિગમમાં રેવું કારાગ્રહને પ્રમાણવું.! પૂછું મારી.

પ્રભાકરનો ઉદય! પ્રથમ પ્રમુખ સ્થાને!
જ્ઞાતિરૂપ વ્યોમ મહીં જોઈ સહુ જાગતાં!
જાગૃતિ થતાંજ સહુ એકદમ ચોંકી ઊઠયાં!
અને ભેટયાં! થોડી ઘણી જુદાઇ ને રાખતાં;
રાવણના ભ્રાત સમ ઊંઘણથી ભ્રાતાઓને!
પ્રકાશ ફેલાયા છતાં શા માટે ય જાગવું? પૂછું મારી.

બારમાસતણી મોટી મ્હેનતનું ફળ ઓળી,
પરિષદમાંહી ઘણા પ્રેમથી સીધાવતાં!
ભાપણ લઇને દઈ પ્રેમ યંત્ર પાસ રાખી–
વિચારના તારમાંથી ગુંચવણી કાઢતાં;
મજબુત અને સારૂં વસ્ત્રને બનાવી શકો.
છતાં કેમ ઘટે ભાઈ! દુ:ખને નિભાવવું? પૂછું મારી.

કેળવણી પામી જ્ઞાની બની ને
સુખ નિજ સ્વાર્થ મહીં કદી નવ રાચતા!
અમને ઘણીજ આશા તમારા સુજ્ઞાન તણી!
આપો કૃપા કરી! જ્ઞાન પ્રેમ ઉરે લાવતાં;
કરીને પ્રચાર નિજ જ્ઞાન દીપને દીપાવી!
તિમિરને બ્હાર કેમ હાંકી નવ કાઢવું? પૂછું મારી.

રાતના વગાડીબાર દેહને ખુવાર કરે!
જ્ઞાતિકાજ એવા યોગ્ય ભાળતાં ભળાય છે!

જ્ઞાતિની ન દરકાર ઉરમાં જરાય રાખે !
છતાં 'મારી જ્ઞાતિ' નામ મુખથી બોલાય છે; !
સમજીને ભૂલી જાય ! એવા ભણનાર પાસ.
વદે વ્યાસ તણું જ્ઞાન શી રીતે નિહાળવું ? પૂછું મારી.
વયોવૃદ્ધ થતાં જેનું અંગ કાંઈ જીર્ણ થયું !
યુવાવસ્થા જ્ઞાતિકાજ ધરે પ્રેમ લાવીને !
કામ અતુલીત કરે ! ઊઠ બેસ ઘણી કરે !
ધન્ય ! એવા નર જેણે જાતને શોભાવી છે ! ! !
સ્વામી રામતીર્થ કહે પ્રેમ ત્યાં ન હોય શ્રમ !
એ વચન સત્ય ઠર્યું ! આપને ઠરાવવું ? પૂછું મારી.
વાણી કરને નયન મળે તે સમય પણ
બહુ બહુ સ્નેહ સાથ મળી પછી ભૂલતાં !
હૃદય સંલગ્ન થાય ! અભેદનો વાયુ વાય !
પ્રેમ ઝોલા મહીં એક સાથ જોઉં ઝુલતાં ! !
પ્રતિજ્ઞા હૃદય સાથ ! તે સમય કર્યા પછી
કેમ નવ ઘટે એક વચન નિભાવવું ? પૂછું મારી.
અવતારી શ્રી રામ અને વસુજન્મ ભિષ્મ તણા !
ગુણ અતિ ગાતાં નવ ગુણ ઉર આવતા !
પાળતાં વચન એક ! ટેકથી જીવન ભર્યું !
હર્ષ ઉપજે છે હજુ સ્નેહથી સંભારતા;
પણ ગુણ તેના નહિ જોઇએ હમારી પાસ !
પોપટની પેઠે સદા નામજ સંભારવું ? પૂછું મારી.

* * *

કંઇ થયું ! કંઈ થશે ! થશેજ થશેજ ખરૂં !
વૃથા નહિ જાય ! મ્હેનતનું પરિણામ જે,
માટે ન નિરાશ બનો ! સુવિચાર સદ્ય ગ્રહો !
મ્હેનતુને સ્હાય કરે કરૂણા નિધાનતે;
પણ આશા હૃદયમાં થાય વ્હાલા ! જ્ઞાતિજનો !
ચોથી પરિષદ તણું દૃશ્ય કયાં નિહાળવું ?
મળે એ પ્રસંગ શુભ વિભુની સુ કૃપા થતાં !
પ્રીથી નહિ ડરી જઈ ! દર્શન દીપાવવું ! ! !

वसन्तात्मज—वीसनगर.

ॐ

# तपस्वियोंने सूचना.

(લેખકઃ—શંકરલાલ ગુલાબરાય રાવળ. મુ. ઇડર)
(રાહ-ગઝલ.)

સદાકત[1] કે લીયે ઘર જાન જાતી હૈતો જાને દો,
મુશીબતપર મુશીબત સીરપે આતી હૈતો આનેદો. સદા૦

ધર્મ[2] પેહી અટલ જાનો તપોધન જ્ઞાતિકે રત્નો,
પર સ્વાર્થ કે કાર્યો મેં સુદૃઢ હોકે કરો યત્નો. સદા૦

બુઝાઓ જ્ઞાતિકી તૃષ્ણા પીલાકે અમૃતમય પાની,
હમારી દુર્દશાકો દેખકે ક્યોં ન હો હમે ગ્લાની. સદા૦

કહાં થા સ્થાન મુનિઓકા કહાં પર અબ હમ રહેતે હૈ,
બુરી સોબત બુરી સંગત બદીન[3] હોતી હમારી હૈ. સદા૦

હમારે બહોતસે ભાઈ રહે હમસે અલગ હોકર,
મગર[4] હમ કુચ્છ ન કરતે હૈ સીર્ફ દીલકો દુઃખાતે હૈ. સદા૦

પડે ક્યોં નીંદમે ગાફીલ[5] સફર અબ હોનેવાલા હૈ,
જો કરના હૈ સો અબ કરલો અગર વો કાલ[6] આતા હૈ. સદા૦

બઢાઓ ધર્મ મર્યાદા સુનાઓ સત્યકી વાર્તા,
સફલ હોવે જીવન હમરા વૃથા ન દીન ગુજારી હો. સદા૦

સુનો પ્યારે પરમ સજ્જન યદિ કુચ્છ ખ્યાલ હૈ દીલમેં,
તપોધન નામ કે વાસ્તે ધરો હીંમત અડગ મનમેં. સદા૦

પરસ્પર તુમ મીલો ભાઈ ધર્મ પ્રચાર કરનેકો,
સનાતન વેદકા મારગ હરેક જાપે[7] ખોલાનેદો. સદા૦

સ્વજ્ઞાતિ હિતકે અર્થે કરો કુરબાન કાયાકો,
હમારે એઇ મુનિઓકા અસલ ગૌરવ દીખાનેકો. સદા૦

---

૧. શુભ કાર્ય માટે. ૨. કર્તવ્ય. ૩. હમેશાં. ૪. પણ. ૫. સુસ્ત. ૬. કાળ. ૭. જગાએ.

# તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ, આગામી દીવાળી યથાર્થ રીતે ઉજવશે !

કે

## ( સો ૧૦૦ મણ તેલે અંધારૂજ ! ! ! )

---

( લેખક—કેશવલાલ મોતીલાલ ઠાકર. માંડવી–સુરત. )

વિદ્વાન વાંચકવૃંદ ! આયુષ્યક્રમમાં, અનેક દીવાળીઓ આવી, અને ગઇ. કેટલાકનું માનવું એમ થાય છે કે, આયુષ્ય તેટલાં વર્ષ ઓછું થયું, અને મરણ સમીપ પહોંચ્યા બદલ હર્ષને બદલે શોક થયો ! ! આ માન્યતા–આ કલ્પના–કેવળ અનાર્ય છે. ! ! તો પણ, જે જીવન ફક્ત ક્ષુદ્ર ઉદર નિર્વાહાર્થેજ વ્યતીત થાય છે,–જે જીવન ફક્ત પોતાનાં સ્ત્રી -સંતાનોનાજ પોષણથી સંતોષાય છે, અને જે જીવન, કુવાના દેડકાની માફક, ફક્ત અમુક નિર્ણિત કરેલા ક્ષેત્ર મર્યાદાની પેલીપાર પહોચવાની દરકાર પણ ભાગ્યેજ કરે છે, તે જડવત્ જીવન–તે સ્વાર્થમય જીવન–તે પ્રમાદી જીવન–તે પશુવત્ જીવન,–એ ખરૂં જીવન નહીં, કિંતુ મરણજ માનવાનું છે ! ! જગતને મનથી, તે જીવન અને મરણ, એ સરખુંજ છે. ! ! પરંતુ, જે જીવનમાં અનેક અન્ય જીવનોનો સમાવેશ થાય છે,–જે જીવનની વિભૂતિ અનેક આશ્રિત જીવનોમાં એક સરખી વ્હેંચાય છે,–જે જીવન ઉપર અનેક નિરાશ્રિત જીવનોનો સર્વોપરિ હક સ્વીકારાય છે,–જે જીવન 'સ્વમય' મટીને 'સર્વમય' બનવામાં સાર્થકતા સમજે છે,–અને જે જીવન આખિ વસુધાનેજ સ્વકુટુંબવત્ લેખે છે,–તેજ ખરૂં જીવન છે,–તેજ સાચું જીવન છે,–તેજ જીવન પરમાત્માને પણ પ્રિય છે,–અને તેજ જીવનનું સ્થુળ મરણ, એ જીવન કરતાં પણ વધુ ઉજ્વળ છે,–વિશેષતર દેદીપ્યમાન છે ! ! આવા પ્રકારના જીવનને મનથી તો, જે જે દીવસોએ કંઇપણ પરોપકારનાં કૃત્ય થઇ શક્યાં હોય, તેટલાજ દીવસોને ફક્ત, ખરા જીવન રૂપ ગણાય છે ! ! બાકીના દીવસો, એતો, કેવળ વિફળ જીવનરૂપ કિંવા મરણ રૂપજ માને છે ! ! પરોપકાર પરિપ્લુત જીવનને તો, વ્યતિત થએલાં વર્ષોને ગુમાવ્યા જેવાં ગણવાનો–કિંવા તેટલો આયુષ્યક્રમ એળે ગયો એમ માનવાનો અવકાશજ નથી ! ! જીવમાત્રને આત્માનુભવ મેળવવાનો હોય છે. ! જન્મે જન્મે તે આત્માનુભવ સંપુર્ણ કરવાનો હોય છે ! લક્ષ ચોર્યાશી યોનિવાદમાં પણ, એજ સિદ્ધાંત સમાએલો છે ! આત્માનુભવ સંપૂર્ણ થતાંજ, 'કૈવલ્ય' પ્રાપ્તિનો સંભવ રહે છે ! આર્યધર્મની ઉત્કૃષ્ટતા અને વેદાંન્તજ્ઞાનનું રહસ્ય, આમ ઉપદેશે છે. કહેવાનો કે, દેશહિત–લોકહિત–અને આત્મહિત, અર્થે વ્યતિત કરેલાં વર્ષોને વિફળ જીવન ગણીને, તેટલો આયુષ્ય ઓછો થયો, એમ મનાવવું એ વાણીનો વિપરિત અર્થ છે.–પરોપકારને પદચ્યુત કરવા જેવું છે–અને આર્યધર્મના સિદ્ધાન્તને ઉલટાવી નાંખવા જેવું છે ! કથવાની જરૂરજ નથી કે, તપોધનબ્રાહ્મણસૃષ્ટિ પૈકી જે જે મહાનુભાવોએ આવા સાત્વિક જીવનમાં વર્ષો વ્યતીત કર્યાં છે,–આમ આનંદમય વૃત્તિથી, અનેક દિવાળીઓ આવેલી,ને ગયેલી જોઇ છે, તેમને મનથી, તેટલો આયુષ્ય ઓછો થવાની કલ્પના સરખી પણ અસ્થાને છે ! ગત વર્ષોના દીવાળી પર્વ વિશે, આટલો વિચાર કર્યા પછી આગામી દીવાળી પરત્વે બે બોલ બોલીએ.

૨. એતો સુવિદિત વાત છે કે, દીવાળીના પર્વમાં આર્યાવર્તનાં આબાળવૃદ્ધ સર્વ સ્ત્રી પુરૂષોનાં હૈયાં એક સરખાં હર્ષિત બની રહે છે. ( આજ મારે દીવાળીનો દીન છે. ) એમ કયવું, એ આપણા આનંદની પરમાવધિ દર્શાવવાની સામાન્ય લોકોક્તિ છે. દીવાળી ઉપર વ્યાપારી વર્ગ પોતાના નફાટોટાનો હિસાબ કરે છે, તથા વાણિજ્યપથમાં, જનસમાજને થએલા લાભહાનિનું તારણ કાઢે છે.! તેમજ આપણે પણ, આખર થતા વર્ષમાં કરેલાં આપણાં સારાં માઠાં કર્મનો સાર ખેંચવો ઘટે છે. અને જ્ઞાતિના સુજ્ઞજનોએ સમાજ સેવાનો સરવાળો કરીને, વિચારવું જોઇએ કે, જે જ્ઞાતિમાં જન્મ લીધો છે, તેને દીપાવવા,-તેને ઉન્નત કરવા, અર્થે કેટલું કેટલું પ્રયત્ન કરી શકયા છીએ! તથા તે પરત્વે શિથિળતા જણાઇ આવતાં, દ્વિગુણિત ભાવે ખંતથી ખંગવાળવા પ્રયત્નશીલ થવું ઘટે છે.!

૩. એ તો અનુભવસિદ્ધ વાત છે કે, દીપવાળીના પર્વમાં લોકો દારૂખાનું સળગાવે છે. દારૂખાનું એ ગંધક, સુરોખાર અને પોટાશ કલોરેટનું મિશ્રણ છે. તે તે દ્રવ્ય સળગવાથી અમુક અંશે હવા શુદ્ધ થઇને, વાતાવરણમાંના કેટલાક વિકારો દૂર થાય છે. મોટાં શહેરોમાં શહેરે સુધરાઈ (મ્યુનીસીપલ) ખાતાંઓ, મહામારી જેવા સ્પર્શજન્ય કિંવા ઉડતા વ્યાધિઓ વખતે ડામર અને ગંધક, સ્થળે સ્થળે, સળગાવે છે, તે પણ એટલાજ હેતુથી હોય છે. આર્ય સંસારના આદ્યપુરૂષોની બુદ્ધિમતાને હજારો ધન્યવાદ ઘટે છે, કે જેમણે, પોતાની ભાવિ પ્રજાને આમ રમત ગમતમાં પણ પરોપકાર અને પરમાર્થના પદાર્થપાઠ શીખવાનું ગોઠી રાખ્યું છે!! મુઠીભર સામો રાંધી ખાઇને, કેવળ વલ્કલ ધારીને તથા પર્ણકુટીમાંજ નિવાસ કરીને, આત્મોન્નતિમાંજ સતત મંડયા રહેનાર ઋષિ-મુનિઓના સમયમાં, જ્યારે, જીવનનિર્વાહ સહજ શ્રમસાધ્ય હતો, ત્યારે પણ, ભાવિપ્રજાને પરોપકાર અને પરમાર્થના પાઠનું શિક્ષણ મળે, તેવી યોજના, રહસ્યપુર્વક, રચી રાખવાની આવશ્યકતા હતી. તો આ વીસમી સદીના, સુધારાના અને પ્રગતિના જમાનામાં, ભયંકર દુષ્કાળ જેવી મોંઘવારી અને કઠણ શ્રમ સાધ્ય જીવન કલહના કાળમાં, આપણી ભાવિ સંતતિના સંરક્ષણ અર્થે કોઈ બુદ્ધિપૂર્વકનું સંઘટન રચી રાખવું એ આપણી જ્ઞાતિના અગ્રેસરોનુ પરમ-પવિત્ર અને પ્રથમ કર્તવ્ય છે.

૪. એ તો જગપ્રસિદ્ધ વાત છે કે, દીવાળીના પર્વમાં જનસમાજ, મિષ્ટભોજન કરે છે, અને મળવા આવનાર સ્નેહિ સંબંધી જનોને શુભ શુકન અર્થે, મીઠાઇ અર્પણ કરે છે. સુખાવસ્થાના સમયમાં તથા રિદ્ધિસિદ્ધિની રેલછેલમાં આમ બનવું તે સ્વભાવિક છે,- યથાર્થ છે, અને ઇચ્છવાયોગ્ય છે. પરંતુ આપદ્ધર્મમાં, અગર આપત્તિ આગળ આવે તે અરસામાંનું વર્તન જુદીજ રીતનું હોય છે, એમ ઇતિહાસ આપણને શીખવે છે. ગત તુર્કી યુદ્ધ પ્રસંગે, તથા આધુનિક ફ્રેંકો-જર્મન વિગ્રહ નિમિત્તે, સેંકડો સ્ત્રી પુરૂષોએ, તથા ઉમરાવ તેમજ રંક લોકોએ 'પણ' લીધું છે કે:-'कार्यम् साधयामि वा देहम् पातयामि' અને દ્રઢસંકલ્પ કર્યો છે કે,:અંતિમ ધ્યેય સાધતાં સુધી—કિંવા પૂર્ણ જાહોજલાલી પ્રાપ્ત થતાં સુધી—સર્વ એશ આરામને હડમેલી મુકીશું,—વૈભવ ભોગનો ત્યાગ કરીશું—અને મિષ્ટાન્નને મૃત્તિકાવત માનીશું! તથા તે સર્વેમાંથી થતો, દ્રવ્યસંચય, કાર્યસિદ્ધિ માટે અર્પીશું! શાબાશ છે આવી શુરવીર પ્રજાને!! અને હજારો ધન્યવાદ છે આવી પુન્યપ્રદ પ્રજા ધરાવતા

દેશને ! ! યદિ તપોધન બ્રાહ્મણ સૃષ્ટિ, આવો સંકલ્પ,—અરે દ્રઢ પ્રતિજ્ઞા, કેવળ આગામી દીવાળી પર્વના ચારજ દિવસો પુરતો—ધારણ કરેતો, સમગ્ર જ્ઞાતિ, અને જ્ઞાતિની ભાવિ પ્રજા—અવિદ્યા—અજ્ઞાન—તિમિરમાં તરફડે છે, તેવું વધુ વખત બનેજ નહિ.

૫. એ તો સુવિખ્યાત વાત છે કે, દીવાળીના પર્વમાં લોકો યથાશક્તિ, યથાવકાશ, થોડેઘણે અંશે, પોતાના નિવાસસ્થાન, ગૃહમંદિર અને ધર્મસ્થળોમાં દીપમાળ સળગાવે છે (રોશનાઇ કરે છે) અને એમ માની લઈશું કે, તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ પણ આ સામાન્ય આચારને અનુસરે છે. સમૃદ્ધિવાન લોકોને ઘેર સદાય દીવાળી જેવી દિવ્યજ્યોતિ પ્રકાશ કરી રહે છે. રંક લોકો, ફક્ત દીપાવળીના ચારેજ દીવસો માટે આવો આનંદ મેળવે છે. લક્ષ્મિપુત્રોના મહેલ અને બંગલાઓ નિરંતર, ચુનો—રંગ, વાર્નિશથી સુશોભીત રહે છે. ગરીબ વર્ગ કંઇ નહિ તો ફક્ત દીવાળી ઉપર, ચુનો નહિ તો ખડીથી પણ, ઘર પોતાને લીપેપુંપે છે અને આમ ગૃહની અંદર બહાર થતી ઉજ્વળતા, તેમાંના છાત્રિતજનોમાં પણ પરિવર્તન પામે છે, એટલે કે અભ્યંગ સ્નાનાદિ તથા નવનવિન વસ્ત્રાભૂષણથી દેહ દેદીપ્યમાન રાખવામાં આવે છે. હવે, તપોધન બ્રાહ્મણ સૃષ્ટિની લોકસંખ્યા અનુમાન પંદર-સોળહજાર જેટલી છે .તેમાંની દર વ્યક્તિએ, સવાશેર ચુનો-રંગ આદિ ગણતાં પાંચસો મણ ચુનો થવા જાય છે. તથા દર વ્યક્તિએ દરરોજનું અધોળ તેલ ગણતાં, ચારેય દીવસોનું મળીને પાશેર તેલ લેખે, એકંદરે સોમણ તેલની રોશનાઇ દર દીવાળી પ્રસંગે થાય છે. આ 'સો મણ' તેલની કિંમત, આ 'પાંચસો' મણ સફાઇની કિંમત, આ ચારેય દીવસોના દારૂખાનાની કિંમત અને આ ચારેય દીવસોના મિષ્ટાન્નની કિંમતનો એકંદર સરવાળો કરતાં જે સંખ્યા થવા જાય છે, તેમાંથી આખી બોર્ડીંગની બોર્ડીંગ નભી શકે ! બોર્ડીંગ ઉત્સવ કિંવા પરિષદ્-સંમેલન પણ થઇ શકે! અનેક ગણી શિષ્યવૃત્તિઓ (સ્કોલરશીપો) પણ આપી શકાય ! અને ફતેહમંદ વિદ્યાર્થીઓને ઉત્તેજનાર્થ, પારિતોષકો પણ વ્હેંચી શકાય ! તદુપરાંત પ્રતિનિધિ સભા પણ પૂર જોમમાં આવે ! તથા જ્ઞાતિનાં માસિકના કદમાં અને મદ (ગૌરવ) માં પણ વિશેષતા આવે !

૬. યદિ, પર્ણકુટીમાં રેહેનાર ઋષિઓની પ્રજા-યદિ, મુઠીભર સામા ( ખેડ વગરનું ધાન્ય) *થી સંતોષ માનનાર મુનિઓની પ્રજા યદિ, શ્રુતિ-સ્મૃતિ પઠિત પંડિતોની પ્રજા-યદિ,* દર્શન, ઉપનિષદ્ અને સુત્રકારોના સંતાનો, યદિ પોતાની પાંસળી માત્રથી દાનવકોટિનો સંહાર *લાવનાર બ્રહ્મર્ષિ શ્રી દધીચિ મૂનિના વંશજો કેવળ એકજ દીવાળી પર્વમાં વ્રત કરે-કેવળ* પોતાનું સંકુચિત ગ્રહજ રંગવા-ધોળવાને બદલે સમગ્ર જ્ઞાતિજનોને 'પોલીશ' કરવા મથે,— કેવળ પોતાનુંજ દિવાનખાનું દીપાવવાને બદલે સકળ જ્ઞાતિ સમુદાયને અવિદ્યા—અજ્ઞાન— તિમિરમાંથી પ્રકાશમાં લાવે, નવિન વર્ષને દિવસે, કેવળ આપ્ત સગાં સ્નેહિઓનાજ સંમેલનને બદલે પરિષદ કિંવા પ્રતિનિધિ સભાને પુષ્ટિ આપે—નવિન વર્ષના શુકન તરિકે, વસવાયાં *ઉપરાંત, અન્ય ભિક્ષુકજનો જેવા અનુત્પાદક વર્ગને દ્રવ્ય દાન કરવાને બદલે, સમગ્ર જ્ઞાતિનું બ્રહ્મ* બ્રહ્મત્વ ટકાવી રાખનાર 'બ્રાહ્મણ ધર્મ'ને દાન પ્રતિદાન અર્પે,-તોજ તેમણે જ્ઞાતિમાં જન્મ ધર્યો સાર્થક કહેવાશે-તોજ તેમણે જનનિની કૂખને શોભાવી લેખાશે-તોજ તેમણે જ્ઞાતિરૂપ મંદ રચાવ્યું ગણાશે-તોજ તેમણે જ્ઞાતિજનોમાં જ્ઞાનાગ્નિ પ્રકટાવ્યો મનાશે-અને તોજતેમણે

એક પણ દીવાળીપર્વ યથાર્થ રીતે ઉજવાશું, એવો આત્મસંતોષ પામશે. નહિ તો ઉપર કહ્યું તેમ પાંચસો મણ ચુનો રગદોળવા છતાં પણ ઉપરથી તો વ્હાઇટ વોશ પણ અંદરથી તો કચરા જેવું થશે ! અને "સો [૧૦૦] મણ તેલે અંધારૂંજ રહેશે!" અંતમાં આશા રાખીશું કે, નવિન સંવત્સર નિમિત્તના દાન વખતે "બ્રાહ્મણ ધર્મ" અને "પ્રતિનિધિ સભાને" સ્મરણમાં રાખીને જ્ઞાતિજનો કૃતકૃત્ય થશે! ઇતિશમ્ !!

## મિશ્રિત જીવન.

( લેખકઃ—વે. શા. સં. પં. મયાશંકર શર્મા. )

મનુષ્ય સંસારી છે, સંસારમાં રહે છે, સંસારમાં સુખ મેળવે છે અને સંસારમાંથીજ પારમાર્થિક સુખનો અધિકારી બને છે. જ્યારે એ વાત શાસ્ત્રોથી અને અનુભવથી નિર્ણિત થાય છે તો પછી એની અંદર કેમ વર્તવું અને એનું સ્વરૂપ કેમ જાણવું ? એ પ્રત્યેક મનુષ્યને માથે અનિવાર્ય ફરજ હોવી જોઇએ. હું ત્યાગી છું એમ કહેવાથી ત્યાગી થવાતું નથી અને હું સંસારી છું એમ કહેવાથી સંસારમાં કૃતકૃત્યતા મેળવી શકાતી નથી. સંસારની સત્તા આપણા જીવન ઉપર બહુદીર્ઘ કાળથી ચાલી આવી છે. સંસારનું સ્વરૂપ બહુરંગી પરિણામી છે. એના એક એક અંગમાં મહાન્ મહાન્ જાદુઇ ચમત્કારો ભરેલા છે, એમાં વિદ્યાથી છક્કડાઇ જવાનું નથી, કોઈપણ જાતના ચાચલ્યમાં તણાઈ જવાનું નથી, ઘણા વિદ્વાનો સંસારની વિચિત્ર રંગભૂમિમાં પોતાને કૃતાર્થ માની અંતમાં પસ્તાયા છે. એવા બહુરૂપી અતર્ક્ય સંસારમાં કોઈ માણસ પોતાની અતલસ્પર્શિની બુદ્ધિથી પોતાને કૃતાર્થ સમજતો હોય તો તે પોતાની નવજાત સુકુમાર બુદ્ધિથી ઠગાય છે અને જીવનની ઉચ્ચપદવી મેળવવામાં ભ્રમ ખાય છે.

कर्त्तुं नेच्छति यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥

એ ભગવાન્ શ્રી કૃષ્ણના કથનથી આપણને વિદિત થાય છે કે પ્રકૃતિની સત્તા મનુષ્યને માથે ઘણી બલવતી છે. જ્ઞાન અવસ્થામાં અને અજ્ઞાન અવસ્થામાં પણ મનુષ્યની જીવન સડક ઉપર પ્રકૃતિ રેલગાડી અહર્નિશ ચાલુ રહે છે. એના વેગને રોકવાને કોઇપણ સમર્થ નથી.

આ વખતે આપણે સંસારના કેન્દ્ર સ્થાનમાં ઉભા છીએ, અહિંઆથી આપણા જીવનનું નિર્માણ થાય છે. જીવનને આદર્શતામાં મૂકવાને અહિંઆજ અપૂર્વ સાધનો છે. આર્યાવર્તના ઉચ્ચતમ સુગંધિ વૃક્ષની છાયામાં આપણા જીવનનો નિવાસ છે. એ જીવનવૃક્ષની સુગંધ આપણા જીવનમાં પ્રસરે એવી આશા દરેક આર્યબાળમાં જવલંત રહે એ એષ્ય છે. એ ઝાડની રમણીયતા જો કે પ્રાચીનતા જેવી નથી. કારણ કે પરિણામવતી પ્રકૃતિ કોઇને એક રૂપમાં ક્ષણ ઉપરાંત રહેવા દેતી નથી. સૂર્ય ઉદય વખતે દર્પણ જેવો લાલ બને છે. ભોગી કમલિની સ્વામિના કરસ્પર્શ પામી પ્રફુલ્લ થાય છે પણ એ લાલાશ થોડીવાર છે. એજ સૂર્યને પશ્ચિમોદધિમાં ડુબવું પડે છે અને કમલિની પ્રફુલ્લતા નાશ પામે છે. આષાઢ માસનું અરોન્મત્ત બનેલું વાદળું આકાશ ઉપર ચ્હઢી ગર્જના કરે છે. વીજળી રૂપ અતિ ચંચલ

નેત્રથી જગતની ભર્ત્સના કરે છે પણ થોડીજ વારમાં ગર્જના બંધ થાય છે. કુદરત હેનું પાણી ચૂસી લેછે, નેત્ર ચળકતા બંધ થાય છે. એજ નિયમને આધીન આર્યાવર્ત્તના જીવનને થવું પડ્યું છે. આર્યાવર્ત્તના જીવન ઉપર પ્રકૃતિના પરિણામે પથરો ખાધો, દુર્યોધન જેવો રાજા પોતાના વરિષ્ઠભાઇ ધર્મરાજાની સમૃદ્ધિ જોવા અક્ષમ થયો. બસ ત્યાંથીજ જીવન શરીરના અવયવોને બાંધનારો સામાજિક સ્નેહ ચુસાઇ ગયો. માનસિક કસર તો નાશ પામી મનોબળ સ્ફુર્તિશૂન્ય બન્યું, એ જીવનનો જઠરાગ્નિ મંદ પડયો. પૂર્વજોએ ભેગું કરેલું જ્ઞાન પચી શક્યું નહિં. આર્યાવર્તને પોતાના જીવન ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો હાથ પગ લુલા થયા, જીવન સડવા માંડ્યું, જીવનમાં કીડા પડવામાંડયા, જીવનરસ કીડાઓએ ચૂસવા માંડયો, જીવનરસ ચુસાઇ ગયો. આંખે અંધતા આવી, કાને બધિરતા આવી, મનમાં મૂઢતા આવી અને વાણીમાં મૂકતા આવી, ઘણા મહર્ષિઓએ અને રાજર્ષિઓએ એ જીવન સુધારવાને પોતાના પ્રાણાન્ત સુધી પ્રયત્નો કર્યા પણ કુદરતની વિષમતાથી બધા વ્યર્થ ગયા, તોપણ શું એ જીવનવૃક્ષમાં અંકુરો પેદા કરવાની શક્તિ નાશ પામી છે? નહિં નહિં હજી પણ એની અંદર ટંકાયલું નૂર છે.

હે આર્યાવર્ત્ત! તું ધૈર્ય રાખ, હવે ત્હારી અવનતિની દશા પૂરી થવા આવી હોય એમ લાગે છે કારણ કે ત્હારા અગ્રજો (બ્રાહ્મણો)ને ભાન થવા લાગ્યું છે કે અમ્હારૂ ધન તપ છે. હવે એ તપોગ્નિ થોડા વખતમાં સળગી ઉઠશે, અંધકારનો નાશ કરશે અને ત્હેની અંદર ત્હારાં બધાં દુઃખો હોમાઇ જશે. ત્હારામાં સામાજિકતાનો નવો રસ પેદા થશે. બ્રાહ્મણના સુધારમાં ક્ષત્રિય અને વૈશ્યનો સુધાર થશે. ત્હારા રસને ચુસનારા બાળલગ્ન આદિ ઝેરી કીડાઓ નાશ પામશે અને ઇર્ષ્યા અને પ્રમાદનો હવે 'इदमग्नये इदं न मम' થશે.

વાંચક મહાનુભાવો! આર્યાવર્તનું એ આશ્વાસન છે. એ આશ્વાસનને સફળ કરવું એ આપણી પરમ ફરજ છે. એની સફળતામાં આપણા જીવનનું યથાર્થ બનવું એ હેતુ છે. હવે બ્રાહ્મણે, ક્ષત્રિયે, વૈશ્યે અને શૂદ્રે દરેકે પોતાના શબ્દ ઉપર અને અર્થ ઉપર ધ્યાન આપવાની આવશ્યકતા છે. દરેકે જ્વલન્ત જીવન બનાવવું એ આપણા માથા ઉપર રહેલા આર્યાવર્તના ઋણને ઉતારવાનો ઉપાય છે. આડંબરી ચૈતન્યશૂન્ય જીવનથી હવે કશો લાભ નથી. માત્ર એવા જીવનથી સ્વાર્થ રાક્ષસજ પોષાય છે. મહારાજ મનુએ બ્રાહ્મણને જ્ઞાનથીજ શ્રેષ્ઠ માન્યો છે, ક્ષત્રિયને બળથી શ્રેષ્ઠ માન્યો છે, અને વૈશ્યને વ્યાપારથી શ્રેષ્ઠ માન્યો છે. હવે જો એ પ્રમાણે નહિ વર્તાય તો આ સંસારમાં આપણું સ્થાન નથી. નિર્જીવ શરીરને કોઇ ઘરમાં રાખતું નથી. જળશૂન્ય સરોવરમાં દેડકાંઓ પણ રહેતાં નથી, જ્યારે લાકડાનો અગ્નિ પ્રજ્વલિત હોય છે ત્યાં સુધીજ ત્હેના ઉપર કોઇ પણ ચાલી શકતું નથી પણ જ્યારે અગ્નિશૂન્ય બની રાખનો ઢગલો થાય છે ત્યારે સર્વ કોઇ ત્હેની ઉપર આક્રમણ કરે છે, કૃત્રિમ પુષ્પને ભમરો સુંઘતો નથી, કૃત્રિમ લાકડાના લાડુમાં મીઠાશ હોતી નથી. તેવીજ રીતે નિર્જીવ અને કૃત્રિમ જીવનથી પોતાને અથવા બીજાના જીવનને કશો પણ લાભ નથી.

જીવન બે પ્રકારનું છે. આન્તર અને બાહ્ય. જ્યાં સુધી આન્તર જીવનમાં પવિત્રતાના ફણગા ફૂટયા નથી ત્યાં સુધી બહારના જીવનમાં જરાપણ રમણીયતા આવતી નથી. આન્તર જીવન સિવાય આપણે ગમે તેટલો અભ્યાસ કરીશું, ગમે તેટલું ધન મેળવીશું અને ગમે તે વીશું તે જરાપણ દીપશે નહિ. અંતમાં આન્તરજીવન વગરનું બધું જીવન

નીરસ થશે, અને આ કર્મભૂમિમાં આવવાનો ઉદ્દેશ નથી સ્હમજાયો એમ ભાન થયા વિના રહેશે નહિ.

પરમાત્માએ પ્રથમ આન્તર જીવન સુધારવાનો આદેશ આપ્યો છે.

विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ॥

વિદ્યા અર્થાત્ જ્ઞાનમાર્ગ અને અવિદ્યા અર્થાત્ કર્મમાર્ગ એ બન્નેને મનુષ્યે જાણવા. કર્મયોગથી સાંસારિક દુઃખોને તરી જ્ઞાનયોગથી પોતાના મૂળ શુદ્ધ અનોપાધિ સ્વરૂપને પ્રાપ્ત કરવું.

પોતાના આત્મસ્વરૂપને જાણવું અને ત્હેના શુદ્ધિના ઉપાયોનું યથાર્થ જ્ઞાન થવું એ આન્તરજીવન છે. અને શરીરદ્વારા પવિત્ર કર્મો કરવાં એ બાહ્ય જીવન છે. જ્યાંસુધી આન્તર જીવનનું સ્વરૂપ નથી સ્હમજાયું ત્યાં સુધી અમુક કરવું યોગ્ય છે અને અમુક કરવું અયોગ્ય છે એ યથાર્થ સ્હમજી શકાતું નથી, અને તે ન સ્હમજાય તો બાહ્ય જીવનની નિયમિતતા વિધ્વસ્ત થાય છે. આન્તરજીવનશૂન્ય વાણીમાં વિશ્વસનીયતા રહેતી નથી. એ વાણીની અંદર કેવળ સ્વાર્થતા રહેલી હોય છે, એ સ્વાર્થતા વાણીદ્વારા આન્તરજીવનમાં પ્રવિષ્ટ થાય છે. જે જીવનભૂમિમાં સ્વાર્થતાનાં અંકુરો નથી ફુટયાં ત્યાં સામાજિકતા અને જ્ઞાતિયતા ઉગી શકતી નથી. ઉપર ભૂમિની અંદર વાવેલું ધાન્ય બળી ભસ્મ થાય છે, તેમ સ્વાર્થી જીવનમાં સામાજિકતાના અને જ્ઞાતિયતાના કણો બળી જાય છે. એવી જીવનભૂમિમાં લોભ રાક્ષસના કુટુંબોજ વસે છે. એ જીવનમાં મનનું, વાણીનું અને શરીરનું ઐક્ય હોતું નથી. વિદ્યા જાતે પવિત્ર હોવા છતાં એ જીવનમાં જ્યહ કપટનો પોશાક પહેરવો પડે છે. વરસાદનું પાણી મીઠું હોવા છતાં લીમડાના મૂળમાં પ્રવેશ કરી કડવુ બનવું પડે છે, દૂધ જાતે પવિત્ર હોવા છતાં મદિરાના વાસણમાં પડી મદિરાના વાસથી વાસિત થાય છે અને અપેય બને છે. એ દ્રષ્ટાન્તો આપણને સર્વાધાર જીવનને શુદ્ધ કરવાનો ઉપદેશ આપેછે. જે જીવનમાં આન્તર અને બાહ્ય બંને અંગો વિશુદ્ધ છે ત્યાં જ્ઞાતિયતા છે, ત્યાં સામાજિકતા છે. સામાજિકતાથી દારિદ્રય દૂર થાય છે, જ્ઞાનોન્નતિનો જન્મ થાય છે, જડ સંસાર આપણને સામાજિકતાનો બોધ આપી રહ્યો છે. તૈજસ પરમાણુઓનો સમુદાય રૂપ સૂર્યમાં જે પ્રકાશ છે તે એક પરમાણુમાં નથી. જેનાથી આપણે આપણા શરીરને ઢાંકીએ છીએ તે વસ્રો પણ સમુદાયમાં આવેલાં સૂતરનાં તંતુઓ છે. સામાજિકતાનો જન્મ પ્રત્યેક વ્યક્તિના આન્તર અને બાહ્ય જીવન ઉપરજ આધાર રાખે છે. આપણા જીવનમાં જે જવાહીર છે તેને આપણે વિશુદ્ધ સામાજિકતાના અભાવેજ બહાર લાવી શકતા નથી, આ જીવનમાં મહર્ષિ કણાદ અને ગૌતમ જેવાની વૈજ્ઞાનિકતા નિગૂઢ છે. પરશુરામ જેવાનો ઉદ્ભટ વીરરસ પણ રેલાયો છે, અને શ્રીમાન્ રામચંદ્ર જેવાની પવિત્ર નીતિ અને દામ્પત્ય પ્રેમના ચિહ્નો દટાયલાં છે. પણ ખરી જ્ઞાતિયતાના અભાવે એ જીવનની કદર થતી નથી અને તેથી ઐહિક તથા પારલૌકિક સુખથી વંચિત રહેવું પડે છે. આજકાલ જ્યાં જ્યાં નજર ઠરે છે ત્યાં ત્યાં આડંબરી જીવનોજ જણાય છે. જે દેશમાં એવાંજ જીવનોનો સમુદાય હોય, ત્યાં જ્ઞાતિયતામાં નૂર ક્યાંથી હોય? આ લેખની આશા રાખે છે કે વાંચક મહાનુભાવો પોતાના આન્તર અને બાહ્યજીવન ઉપર પોતાનું ધ્યાન ખેંચશે.

---

# સ્ત્રીસંરક્ષણ.

( લેખિકા—ગં. કમળાલક્ષ્મી પ્રહલાદજી સેવકરામ. )

नाहं मनुष्यो नच देव यक्षौ न ब्राह्मणक्षत्रियवैश्यशुद्राः ।
न ब्रह्मचारी न गृही वनस्थो भिक्षुर्न चाहु निजबोधरुपः ॥

વિચારશીલ વાંચક મહાશયો અને વિદુષી બહેનો, સ્ત્રીસંરક્ષણ એટલે શું તે વિચાર સહજ સર્વેના મનમાં ઉદ્‌ભવે છે. સ્ત્રીસંરક્ષણના મુખ્ય ચાર માર્ગ છે. સ્ત્રીઓને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થો મેળવવાને પોતાના વડીલના રક્ષણમાં રહેવું જોઇએ અને વડીલોએ તે પ્રમાણે તેમનું રક્ષણ કરવું જોઇએ અને જે પ્રમાણે સ્ત્રીઓનું શિયળ સચવાઇને તેમનું સહજ રક્ષણ થાય તેને માટે મનુ વીગેરે એ મુખ્યમાં ૪ માર્ગ બતાવ્યા છે. (૧) સ્ત્રીઓને દૂષણ ઉપજા કરનાર ૭ કારણ છે, તેનો ત્યાગ કરવો. બીજુ (૨) પુરૂષોએ ઉત્તમ ગુણવાળા થવું કે જેથી તેઓ સહજમાંજ ઉત્તમ રસ્તે ચડે. ત્રીજુ (૩) તેમને ઉપજ, ખર્ચનો હીસાબ તથા ગૃહકાર્ય સોંપવું. ચોથુ (૪) મર્યાદા સાચવવી. આ ચાર માર્ગ એવા છે કે તે પ્રમાણે સ્ત્રીઓને પુરૂષો તરફથી સંભાળીને લઇ જવામાં આવે તો કઠીણ ન લાગતાં આનંદમાં સંસાર વ્યવહાર નભી શકે છે. અને જે લોકો એમ કહે છે કે હિંદુ સંસારમાં સ્ત્રીઓને છેક ગુલામ જેવી ગણી છે તેમના પણ લક્ષમાં આવે કે તેમને ગુલામ જેવી ગણી નથી પણ તેમની સંભાળ રાખવા ઉત્તમ વ્યવસ્થા કરી છે કે જેથી સ્ત્રી પુરૂષ બન્નેમાં અત્યંત પ્રેમ વધીને ઘરસંસારનાં દરેક કામો સારી રીતે થઈ શકે છે પરંતુ જો સ્ત્રીઓ કેળવાયલી હશે તોજ.

સ્ત્રીઓએ ગૃહરક્ષણની કેળવણી લેવી તે અવશ્ય ઉપયોગી છે. ઉપર કહ્યા તે ચાર માર્ગનું વિવેચન હવે કરવામાં આવે છે. સ્ત્રીઓને ઉલટે રસ્તે લઈ જનાર મુખ્ય ૭ કારણો ગણાવ્યાં છે તે નીચે પ્રમાણે—

पानं दुर्जन संसर्गः पत्याचविरहोऽटनम्
स्वप्नो न्यगेह वासश्च नारी संदूषणानिषट्

(૧) મદ્યપાન (૨) દુર્જન સંસર્ગ (૩) પતિથી જુદાં પડવું (૪) આમથીતેમ ભટકવું. (૫) દિવસે કે અયોગ્ય વખતે સુવું (૬) અને બીજાને ઘેર વાસ કરવો આ ૭ દુર્ગુણો સ્ત્રીઓને અવળે રસ્તે ચડાવનાર છે. આ શ્લોક પ્રત્યેક સ્ત્રી પુરૂષે ખાસ યાદ રાખવાનો છે. આમાંની એકે એક બાબત એવી છે કે તે રસ્તે ચાલે તો તે સ્ત્રીઓને નીચ બનાવી મુકે છે. આ બાબત ખાસ યાદ રાખવા જેવી છે માટે તેના દોષો ટુંકામાં નીચે જણાવું છે.

(૧) મદ્યપાન—એટલે દારૂ પીવો તેની આખી દુનિયા નિંદા કરે છે. દારૂ પીવો તેને વેદમાં મહાપાતક એટલે જે પાપનો નાશ કરવાને દેહને ખાળી મુકવા શીવાય છુટવાનો ઉપાયજ નથી એવું ગણેલું છે.

(૨) દુર્જન સંસર્ગ એટલે ખરાબ માણસની સંગતિ તે પણ અધમ અને નીચ બનાવનારી છે.

दुर्जनन समं सख्यं प्रीतिं चापि न कारयेत् ।
उष्णोदहति चाङ्गारः शीतः कृष्णायते करम् ॥

दुर्जन प्रियवादिच नतद्विश्वासकारणम् ।
मधुतिष्ठति जीह्वाग्रे हृदये तु हलाहलम् ॥

मनस्यन्यद् वचस्यन्यद् कार्यमन्यद् दूरात्मनाम् ।
सर्पदुर्जनयोर्मध्ये वरं सर्पो न दूर्जनः ॥

सर्पो दशतिकालेन दुर्जनस्तु पदेपदे ।
दुर्जनो दषयत्येव सतांगुणगणं क्षणात् ॥
मलीनी कुरुतेधूमः सर्वथा विमलम्बरम्.

અર્થ—દુર્જનની સાથે મૈત્રી કે પ્રીતિ કરવી નહિ જેમકે અંગારો સળગતો હોય છે તો બાળે છે અને જો ઠંડો હોય છે તો હાથ કાળા કરે છે. દુર્જન અને પ્રિયવાદી તેનો વિશ્વાસ કરવા લાયક નથી. તેના પ્રિયવાદી મનુષ્યની જીહ્વાગ્રે એટલે મોઢે મીઠું બોલનાર અને હૃદયને વિષે હળાહળ વિષ ભરેલું હોય છે અને જે દુરાત્મા હોય છે તેમના મનમાં બીજું, બોલવાનું બીજું, અને કરવાનું જુદું. સર્પ અને દુર્જન તેમાં સર્પ સારો પણ દુર્જન નહિ. દુર્જન મનુષ્ય સજ્જનના ગુણોને ક્ષણમાં દુષણ લગાડે છે, જેમકે સ્વચ્છ એવા આકાશને ધુમાડો મલીન કરે છે.

આ વાત શ્રી રામાયણમાં કૈકેયી વગેરેનાં દ્રષ્ટાંતથી સ્પષ્ટ છે. મંથરાની કુસંગતિથી કેવળ શુદ્ધ સ્વભાવવાળી કૈકેયીને પણ રામનો તીરસ્કાર ઉત્પન્ન થયો અને તેમને વનમાં મોકલ્યા તે વાંચકોની જાણ બહાર નથી માટે દુષ્ટોનો સંગ નિરંતર ત્યાગ કરવો કેમકે ખરાબ સંગમાં પડનાર પોતાના સ્વાર્થમાંથી ભ્રષ્ટ થાય છે એટલુંજ નહિ પણ એવા કોઇ દુર્જનની સંગતિ થઇ છે એમ લોક જાણે તો પછી આપણે સજ્જન હોઇએ તો પણ લોકો આપણો વિશ્વાસ રાખતા નથી. સુપ્રભાષિતકાળ લખે છે કે જેમ ઉનુ દુધ પિતાં દાઝેલો બાળક છાશને પણ ફુંકીને પીએ છે. તેમ જેનું મન દૂષિત થયું છે તેનો મનુષ્ય સજ્જન ન હોય તો પણ તેનો કોઇ વિશ્વાસ કરતું નથી.

( અપૂર્ણ. )

---

## તપોધનબ્રાહ્મણ બોર્ડીંગ સ્કુલની કમીટીના સભાસદોના પત્રો.

ઉદ્દેશ્ ઘણોજ સ્તુત્ય છે તેની આવશ્યકતા છે તે વાત નિર્વિવાદ છે પણ તેને ગતિમાં રાખવા હું જોઇતું દ્રવ્ય કેવી રીતે મેળવવું તે એક મહાન્ પ્રશ્ન છે. આપણી જ્ઞાતિના વિવિધ સંભો યાને ગોળ જ્યાં સુધી એકમત થઇ આ સામુદાયિક હિતમાં પોતાના અંતઃકરણપૂર્વક ભાગ લે નહી ત્યાં સુધી આપણા વિચારો ફક્ત હવામાં કીલ્લા બાંધવા જેવા છે.

હાલના સંજોગો જોતાં એકમત થવાનો સંભવ ઘણોજ ઓછો છે; પ્રથમ તો સંભા સંભાના આચાર વિચારમાં ઘણુજ ભિન્નત્વ છે તે ભિન્નત્વ તાત્કાળીક નીકળી જવા સંભવ નથી. એકજ જ્ઞાતિમાં આવું ભિન્નત્વ ઇચ્છવા લાયક નથી પણ તે ભિન્નત્વ કાઢી નાંખવા હૃદયની આર્દ્રતા જોઇએ. તેનો કેવળ અભાવ છે. હૃદય સંસ્કારી બનાવવા કેળવણી એ મુખ્ય સાધન છે. તેનો સર્વત્ર અભાવ છે. જે જંગલી સંસ્કારો આપણામાં દ્રઢીભુત થયા છે તે આપણા સામુદાયિક પ્રયત્નમાં વિઘ્નરૂપ છે. આ જમાનો પ્રવૃત્તિનો છે અને તેમાં આપણે મચ્યા રહી કાર્ય કર્યા જવું એ ઇચ્છવા લાયક છે; આપણી હાલની પ્રવૃત્તિનું ફળ ઉદ્ભવ્યા વિના રહેવાનું નથી, ક્યારે એજ પ્રશ્ન છે. કોઈ પણ કાર્ય પોતાનું ફળ આપ્યા સિવાય રહેતું નથી. ક્યારે અને કેવા પ્રકારનું ફળ અમુક કાર્યનું થશે તે ફક્ત અદ્દષ્ટ સત્તાના હાથમાં છે. મ્હારા નમ્ર અભિપ્રાયમાં તો હાલ જે આપણી પ્રતિનિધિ સભાની સંસ્થા ચાલે છે તેનેજ સંગીન પાયા ઉપર મુકી તેમાંથી જે દ્રવ્ય ઉત્પન્ન થાય તેમાંથી લાયક વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપી તેમને તેમના અભ્યાસમાં વધારો કરવામાં મદદ કરવી એજ હેતુ હાલમાં આપણે રાખવો જોઈએ. ઉત્તરોત્તર ક્રમશઃ આગળ વધાય તો સારૂં. એકદમ બધાં કાર્યો સામટાં હાથ ઉપર લેવાથી એકેમાં પૂર્ણતા પમાશે નહી અને નાશીપાસ થવા વખત આવશે. મ્હારા નમ્ર અભિપ્રાય મુજબ આપણી પ્રતિનિધિ સભાનું કાર્ય પણ ઘણુંજ શિથિળ ચાલે છે તેમાં આજ બે વર્ષ થયાં તોપણ મેમ્બરોની વૃદ્ધિ થવાને બદલે સંખ્યા ઓછી થઇ છે. વખતસર લવાજમ પણ ભરાતું હોય એમ લાગતુ નથી.

ખરી વાત એ છે કે જ્ઞાતિમા કહેવાતા સંસ્કારી જનોએ જ્ઞાતિ સુધારામાં સારો ભાગ લેવો જોઇએ. આપણામાં કેળવણી નહીજ જેવી છે. તેનો પ્રભાવ વધારવાને હાલમાં તો ફક્ત અમુક રકમ વિદ્યાર્થી દીઠ પ્રતિનિધિ સભાના ભંડોળમાંથી આપવી અને બાકીનું ખર્ચ તે વિદ્યાર્થીના માબાપે કરવું એટલું જો આપણે હાલમાં કરી શકીએ તો બસ છે. અત્યાર સુધી તો આપણે બધા એક બીજાના પરિચયમાં પણ કોઇ વખત આવેલાજ નહી અને હાલમાં આવા સામુદાયિક પ્રયત્નમાં એક બીજા સાથે પત્રવ્યવહારમાં જોડાયા છીએ તે પણ કેટલેક અંશે કોન્ફરન્સનું પરિણામ છે. હજુ પણ વધારે છુટથી કામ લેવાની જરૂર છે. આપણી જ્ઞાતિના હાલમાં આગળ પડેલા કહેવાતા અગ્રગંતાઓ આચાર વિચારના સંબંધમાં એકમત થવા જોઇએ. આપણી ઉન્નતિ કયા આચાર વિચારને અનુસરવાથી થશે એ વાતનો ભેગાભેગો નિર્ણય થવાની આવશ્યક્તા મને લાગે છે. આ વિચારના સંબંધમાં વખતે એવી દલીલ કરવામાં આવશે કે હાલમાં આચાર વિચારનો સવાલ બાજુએ મુકી આ સામાન્ય જ્ઞાતિહિતના સવાલમાંજ એકત્ર થઇ કામ લેવું તો તે દલીલ હું સ્વીકારૂં છું.

પ્રતિનિધિ સભામાં હાલ કેટલા મેમ્બરો છે અને જે મેમ્બરો છે તેમણે પોતાનું લવાજમ ગત વર્ષનું ભર્યું છે કે નહી અને થવા જેવા ગ્રહસ્થો હજુ મેમ્બર થવાના રહી ગયા છે કે કેમ તે વિશે પણ તપાસ થવી જોઇએ. ખરી વાત એ છે કે સભાના પ્રમુખ તરીકે આ ફરજ મ્હારે અદા કરવી જોઇએ, પણ મ્હારા કમનશીબે મ્હારા સરકારી કામના વ્યવસાયને લીધે હું તે ફરજ અદા કરવાને અશક્તિમાન નિવડયો છું.

જ્યારે હું અમદાવાદમાં હતો ત્યારે સેક્રેટરી મને કહેતા હતા કે "રીમાઇન્ડર" કર્યાં

છતાં લવાજમ વખતસર આવતું નથી. લવાજમ મેમ્બરો ના મોકલે તેમાં પ્રમુખ અગર સેક્રેટરીનો દોષ ગણાય નહી

માસિક પણ સ્વાશ્રયથી ચાલી શકતું નથી. પ્રતિનિધિ સભાની સંખ્યાએ જોઇએ તેટલો આગળ વધારો કર્યો નથી. તેવા સંજોગોમાં એકદમ આવું મહાન કાર્ય હાથ ઉપર લેવું તેની હું સલાહ આપવા અશક્ત છું.

આપણા અધિકાર પરત્વેજ કામ લેવાય તો ઠીક એમ મને લાગે છે. પ્રતિનિધિ સભાના બીજા ગૌણ ઉદ્દેશો બાજુ ઉપર મુકી ફક્ત સ્કોલરશીપોજ આપવી એજ મુખ્ય હેતુ હોવો જોઇએ.

વસ્તીપત્રક વીગેરેમાં નકામું ખર્ચ કરવું તે મને વાસ્તવિક લાગતું નથી પણ તેમાં ખર્ચ થઇ ચુક્યું છે એટલે હવે નિરૂપાય છીએ તેની આવશ્યકતા વિશે મોટા મોટા નિબંધો માસિકમાં આવી ગયા છે પણ તેની હાલના સંજોગોમાં ખાસ આવશ્યકતા હતી કે કેમ તે વિષે મને તો હજુ પણ શક છે.

છેવટ મારા અભિપ્રાયમાં એમ આવે છે કે પ્રતિનિધિ સભાના મેમ્બરોમાં વૃદ્ધિ થાય અને તેની સંખ્યા ત્રણસેં મેમ્બરો ઉપરાન્ત થાય પછી આ સવાલ ઉત્પન્ન કરવો એમ મને લાગે છે. આ મ્હારા અભિપ્રાય ઉપરથી વખતે કોઇને એમ લાગે કે આતો અસંભવીત વાત કહે છે. જો ત્રણસેં મેમ્બરો પ્રતિનિધિ સભામાં ના થાય તો પછી આવી મોટી યોજનામાં કેટલા ગ્રહસ્થો મદદ આપશે તે જોવા જેવું છે. ત્રણસેં મેમ્બરો થયા પછી બે ત્રણ વર્ષ સુધી આપણે તેની ગતિ કેવી ચાલે છે તે જોયાબાદ આ મહાન કાર્ય હાથ ઉપર લેવું.

જ્ઞાતિના અગ્રગંતાઓની જેવી ફરજ છે તેવીજ જ્ઞાતિના સામાન્ય વર્ગના બંધુઓની પરસ્પર સામુદાયિક હિતમાં બની શકે તેટલી મદદ કરવી તે ફરજ તેમની છે.

આવો મ્હારો અભિપ્રાય છે છતાં જો વધુ મતે યોજના અમલમાં મુકાશે તો યથાશક્તિ મદદ કરવાને હું તૈયાર છું.

લી૦ સેવક
પ્રભાશંકર.

---

## તપોધન બ્રાહ્મણો અને તેમનું કર્તવ્ય.

---

(લેખક-મ. છગનલાલ મોતીલાલ રાવળ, મુ. ધોળકા.)

---

તપોધન બ્રાહ્મણો અસલ કોણ હતા અને કેવા હતા તે સંબંધી આ માસિકમાં એક કરતાં વધારે વાર લખાએલું છે. છતાં તેમની અસલની તથા હાલની સ્થિતિ વિષે બે બોલ વધારે લખવામાં આવશે તો કંઇ અસ્થાને ગણાશે નહી. પ્રાચીનકાળમાં એટલે સત્યુગ

તથા ત્રેતાયુગમાં જે બ્રાહ્મણો મનાતા હતા. અને મહાન્ ઋષીઓ જેવા કે દધીચી-વિશ્વામિત્ર કણ્વ-વસીષ્ટ વિગેરે તપોધનો એ નામથી ઓળખાતા હતા. " तपः धनं येषां ते तपोधनाः આ સુત્રનો અર્થ એ છે કે "તપ જેઓનું ધન છે તેઓ તપોધન છે. " તે કાળના તપોધનો તત્વજ્ઞાની હતા તથા સર્વ વિદ્યામાં પ્રવીણતા ધરાવતા હતા અને પોતે ઇશ્વરને ઓળખી અન્ય વર્ણોને તે જ્ઞાન આપતા હતા અને તે કારણથી તેઓ શ્રેષ્ઠ બ્રાહ્મણો મનાઇ સર્વત્ર પૂજાતા હતા. આવી શ્રેષ્ટતાઇ તે સમયમાં તપોધન બ્રાહ્મણોની હતી. પરંતુ તેઓની હાલની સ્થિતિ તેથી ઉલટાજ પ્રકારની જોવામાં આવે છે. તેનું કારણ આપણો તપોધનો વિદ્યા ભણ્યા નહી તે છે તેમજ આપણો સર્વોત્તમતાનો દ્વેષ કરનાર બીજા બ્રાહ્મણોએ આપણને ભણાવ્યા નહીં તે છે. ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે ગુજરાતના રાજા મહારાજા મુળરાજ સોલંકીના સમય સુધી તપોધન બ્રાહ્મણો પોતાની શ્રેષ્ટતા જાળવી રહ્યા હતા. તપોધન બ્રાહ્મણ જેવા ઉતકૃષ્ટ બ્રાહ્મણોની વસ્તી વધારે નહીં હોવાથી અને તેમની પ્રતિષ્ઠા વધતી જતી હોવાથી અન્ય બ્રાહ્મણો તેમનાપર દ્વેષ કરવા લાગ્યા તથા તેમની પ્રજાને વેદવિદ્યા ભણાવવી બંધ કરી તે કારણથી તેમજ તપોધન બ્રાહ્મણપ્રજાના પ્રમાદીપણાથી તેઓ અજ્ઞાત રહ્યા તે એટલે સુધી કે બ્રહ્મવિદ્યા તો શું પણ સાધારણ કર્મકાંડથી પણ અજ્ઞાન રહ્યા અને ધીમે ધીમે અધમાવસ્થામાં આવી પડયા. આપણી તેવી અવસ્થાનો લાભ લેઈ અન્ય દ્વેષી બ્રાહ્મણો આપણને વેદનો અધિકાર નથી એમ કહેવા લાગ્યા અને આપણી સ્થિતિ લગભગ શુદ્રવત્ બનાવી મુકી. આ પ્રમાણે આપણી કોમ અધમાવસ્થામાં આવી પડી છે પરંતુ આપણા સદભાગ્યે આપણી કોમમાં ગણી ગાંઠી કેટલીક વ્યક્તિઓ પરમાત્માએ પેદા કરી છે જેઓને આપણી અધમાવસ્થાનો ખેદ થયો અને વસ્તુસ્થિતિ ખરી શી છે તે સમજી તથા સમજાવી આપણી સ્થિતિ સુધારવા પ્રયત્ન કરવા લાગ્યા.

તે કારણને લીધે તપોધન બ્રાહ્મણોની જૂદે જૂદે સ્થળે કોનફરન્સો ભરાવા લાગી અને તેમ થવાથી જુદા જુદા સંભાઓના આપણા જ્ઞાતિ બંધુઓમાં આપણી સ્થિતિનું ભાન થવા લાગ્યું અને જ્ઞાતિની ઉન્નતિ શી રીતે થાય તેને માટે પ્રયત્ન થવા લાગ્યો છે અને તે આપણી ભવિષ્યની સદ્‌ગતિ સૂચવે છે. આજ સુધીમાં ત્રણ કોનફરન્સો ભરાઇ ચુકી છે અને હજીપણ જ્ઞાતિભાઇઓના ઉત્સાહથી ભરાયાં જશે અને તેથી કરીને યોગ્ય સુધારાઓ થવાનો સંભવ છે અને કાળે કરીને આપણી અસલની મહત્તા પાછી મેળવવાને શક્તિવાન થઇશું.

ઉપર પ્રમાણે હકીકત છે. પરંતુ અફસોસની વાત એ છે કે આવા જ્ઞાતિના સામાન્ય હિતની અંદર કેટલાક ગામોના જ્ઞાતિબંધુઓ ઉત્સાહથી ભાગ લેતા નથી. તે ગામના બંધુઓના આચારવિચાર તથા બીજા સંભાઓના બંધુઓના આચારવિચારમાં કંઇક તફાવત હોવાને લીધે તેઓ કોન્ફરન્સમાં આવતા નથી અને જ્યારે બીજા સંભાઓના બંધુઓ તરફથી કોન્ફરન્સમાં આવી જ્ઞાતિના સામાન્ય હિતમાં ભાગ લેવાની તેમને વીનંતી કરવામાં આવે છે ત્યારે તેઓ એમ જવાબ આપે છે કે "તમે સુધરીને અમારી પાસે આવો."

આ સંબંધમાં તેઓ ભાઇઓને મારી નમ્ર વિનંતિ છે કે જે લોકોને તેઓ સુધરેલા માનતાનથી તે લોકો પોતાની મેળે સુધરી શકે તેમ બને નહીં માટે એવું કહેનારા બંધુઓના

પરિચયમાં આવી તેમને પોતાના શુભ સંસ્કારનો ભાસ કરાવી તેમને સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ અને ત્યારેજ જેમને સુધરીને આવવાનું કહેવામાં આવે છે તે લોકો એવું કહેનારાઓના રીતરીવાજ જોઈ પોતે સુધરશે. આ પ્રમાણે નહીં કરતાં જ્યારે તેમની સાથે બીલકુલ પરિચયજ રાખવામાં નહીં 'આવે તો શી રીતે સુધરી સકશે ? અને તેમ થશે તો પછી આપણી જ્ઞાતિની ઉન્નતિ શી રીતે થઇ શકશે ? તે ગામોના જ્ઞાતિબંધુઓએ જાણવું જોઇએ કે જ્યાં સુધી બીજા ગામના જ્ઞાતિબંધુઓમાં સુધારો કરવા તેઓ પ્રયત્ન નહીં કરે અને અલગ રહ્યાં કરશે તો તેમ કર્યાથી તેઓ હાલમાં કહેવાતા તપોધનો કરતાં વધારે ઉંચી પંક્તિના બ્રાહ્મણો કહેવાશે નહીં કેમકે તેમનાજ દેશમાં અને તેમનીજ પોળમાં વસતા બીજા જ્ઞાતિ બંધુઓની અવસ્થા અધમ રહેશે તો તેઓ પણ તેજ કોમના બ્રાહ્મણો કહેવાય છે તેમજ કહેવાશે અને તેથી કરીને તેઓ કંઈ વધારે શ્રેષ્ટતા પ્રાપ્ત કરી શકશે નહીં. તેથી ઉલટું તમામ જ્ઞાતિ બંધુઓ એકત્ર થઈ એક બીજાની અંદરના આચાર વિચાર ત્યાગ કરવા જેવા હોય તે ત્યાગ કરી જ્ઞાતિના સામાન્ય હિતમાં અંતઃકરણપૂર્વક તથા ઉત્સાહથી કાર્ય કરશે તો કાર્યસિદ્ધિ સત્વર થશે એટલે આપણે તપોધન બ્રાહ્મણો શ્રેષ્ટ બ્રાહ્મણો છીએ તે સિદ્ધ કરી શકીશું.

કદાચ એમ માનવામાં આવે કે જેટલાઓના આચાર વિચારમાં ઐક્યતા છે તેમનીજ ઇલાયદી કોન્ફરન્સો ભરવી તો મારો નમ્ર અભિપ્રાય એ છે કે તેમ કરવાથી આપણે આપણી કોમની સર્વમાન્ય ઉન્નતિ કરી શકીશુ નહીં. માટે આપણી જ્ઞાતિના સર્વ ભાઈઓની એકજ કોન્ફરન્સ ભરી તેમાં તમામ સંભાઓના બંધુઓના વિચારો પ્રદર્શિત કરી યોગ્ય જણાય તે પ્રમાણે જ્ઞાતિ ઉન્નતિને માટે પગલાં ભરવાં એ મારા નમ્ર વિચાર પ્રમાણે શ્રેયસ્કર જણાય છે. કદાચ અમુક સંભાના બંધુઓ અમુક સંભાના બંધુઓ સાથે લાંબા કાળની અપરિચયાતાને લીધે અગર બીજા કોઇ કારણથી પંક્તિભેદ રાખતા હશે તો ભલે તે પ્રમાણે ચાલવા દે પરંતુ કોનફરન્સમાં આવી પોતાના વિચારો જણાવવા તથા અન્ય બંધુઓના વિચારો જાણવા તેમાં કોઈ પ્રકારની હરકત હોય એમ મારૂં સમજવું નથી. માટે મારી નમ્ર વિનંતિ એ છે કે હવે પછીની કોનફરન્સ જે સ્થળે ભરાય તે સ્થળે તમામ ગામોના જ્ઞાતિબંધુઓ હાજરી આપી જ્ઞાતિના સામાન્ય હિતમાં ઉત્સાહપૂર્વક ભાગ લેશે એવી મારી નમ્ર સૂચના છે. વળી આપણી હાલની સ્થીતીમાં જ્યાંસુધી આપણે એકત્ર બની કામ કરીશું નહીં ત્યાં સુધી આપણી પવિત્ર જ્ઞાતિની સુધારણામાં આપણે સફળતા મેળવી શકીશું નહીં. આપણે સુક્ષ્મ દ્રષ્ટિએ વિચાર કરીશુ તો આપણને માલમ પડશે કે કેટલાક સભાઓના આપણા જ્ઞાતિબંધુઓમાં જે કાર્યદક્ષતા છે તે બીજા સંભાઓના જ્ઞાતિબંધુઓમાં નહીં હશે અને જે દક્ષતા ઇતર સંભાના બંધુઓમાં હશે તે આપણામાં નહી હશે જેથી આપણું સામાન્ય હિત જે તે બંને પક્ષકારો કોઇપણ રીતે પાર પાડી શકશે નહીં. અને આપણી હાલ જે સ્થિતિ છે તેના કરતાં પણ ઉતરતી સ્થિતિમાં આવી પડીશું. આમ હોવાને લીધે સર્વ બંધુઓને મારી નમ્ર વિનંતિ એછે કે તેમણે હવે પોતાના ઉચ્ચનાના વિચારો બાજુપર મુકી દેઇ પોતાનું તથા પોતાના ભાઇઓનું શ્રેય કરવામાં એકજ સ્થળે કોન્ફરન્સમાં આવી એકત્ર થઇ કાર્ય કરવું જોઇએ.

---

ૐ

# श्री सज्जनशतक.

( લેખક:—यति. )

( ગતાંકથી ચાલુ. )

નીચના અવગુણ ગમે તેટલા મોટા હોય છતાં તેનું બળ સજ્જનના સદ્દગુણને ભેદી શકતું નથી. કુહાડો ગમે તેટલો મોટો છતાં તે લોહું કાપી શકતો નથી. દુનિયામાં ગમે તેવા પ્રકારની પાણીવાળી છીણી બનાવવામાં આવે પણ તે કાચને કાપવામાં ઉપયોગમાં આવતી નથી—અરે તે કાપીજ શકતી નથી. તેમ દુર્જનોના અવગુણ સજ્જનના ગુણને ભેદી શકતા નથી. કહેવાનો આશય એ છે કે દુર્ગુણ કરતાં ગમે તેવો પણ સદ્દગુણ બળવાળો છે તેથી મહાન દુર્ગુણ સદ્દગુણને અખંડ લપટાઇને રહે છતા તેના સંગદોષથી સદ્દગુણ વિકાર પામતો નથી એજ તેની મહત્તા છે.

દોહરો.

સંગ દોષથી સાધુને, અડે ન તેનો રંગ;<br>
ચંદન વિષમય ના બને, સર્પ વીંટાએ અંગ. ૫

---

उदये सविता रक्तो रक्तश्चास्तमनेतथा<br>
संपत्तो च विपत्तौ च महतामेकरूपता ॥ ६ ॥

ભાવાર્થ—સૂર્ય ઉદય થાય છે ત્યારે લાલ હોય છે તેમજ અસ્ત પામે છે ત્યારે પણ લાલજ દેખાય છે. સજ્જન સંપત્તિ ને વિપત્તિકાળમાં એકજ રૂપ રહે છે. ઉદય ચડતી તથા અસ્ત પડતી ઉભયમાં એકસરખા રહે છે. ચોતરફ અંધકાર હોય ત્યારે જેમ દીપક શોભે છે તેમ સજ્જનના ગુણોની પરીક્ષા સંપત્તિ કાળ કરતાં વિપત્તિ સમયમાંજ યથાર્થ થાય છે. ગમે તેવો પ્રસંગ પ્રાપ્ત થયા છતાં સજ્જન સ્વધર્મથી કદાપિ ચલિત થતો નથી ને પોતાના નિયમને દૃઢ વળગી રહે છે. રામાયણમાં મહાત્મા તુલસીદાસજી પણ કહે છે કે धीरजधर्म मित्र अरुनारी, आफतकाल परखीए चारी, વિપત્તિ વિના તેની યથાર્થ પરીક્ષા થતી નથી તેજ પ્રમાણે માથે દુઃખ પડયા છતાં પોતાના સદ્દગુણથી જે ખસતો નથી એજ સજ્જન છે ને તે ઉદયને અસ્ત અગર ચડતી ને પડતી ઉભયમાં એક સરખોજ રહે છે.

દોહરો.

ઉદય સમે રવિરક્ત છે, અસ્ત સમય છે લાલ;<br>
ચડતી પડતી સમયમાં, સજ્જનની એક ચાલ. ૬

( અપૂર્ણ. )

## છ ગામના તપોધન બ્રાહ્મણોમાં કર્તવ્ય પ્રચાર.

### કાર્યસફલતા શાને આધીન છે ?

સજ્જન બન્ધુઓ ! દુનિયાની દરેક ચૈતન્ય વસ્તુઓ પોતાની ઇચ્છીત વસ્તુઓને પ્રાપ્ત કરવાની અભિલાષા ધરાવે છે. કીડીઓ જેવું નાનામાં નાનુ શરીર પણ જમીન ઉપર પોતાની પોતાને ઉપયોગી વસ્તુ પ્રાપ્ત કરવા ઇચ્છા કરે છે અને તે વસ્તુઓની આસપાસ ફર્યા કરે છે તેમ કરી તપાસ કરે છે કે તે વસ્તુને શી રીતે પ્રાપ્ત કરી શકાય અથવા તે વસ્તુનો ઉપભોગ શી રીતે કરી શકાય. વિચારમાં લીન થતાં પોતાના જાતિજનોને એકત્ર કરી તે વસ્તુને પોતાના ઘરમાં લઇ જાય છે અને ત્યાં પોતાની બુદ્ધિપૂર્વક તેનો ઉપભોગ કરે છે. આપણે મનુષ્યો વારંવાર આવી સ્થિતિ આપણા દરેક ગૃહમાં જોઇએ છીયે. તે વખતે વિચાર કરીયે તો માલુમ પડે છે કે એક કીડીથી ન લઇ જવાય એવી વસ્તુને સેંકડો મળી ઉચકી જાય છે અને તેનો ઉપભોગ કરે છે ત્યારે આનંદ આનંદ કરે છે. કીડીઓ આ આનંદ શાથી મેળવી શકી ? તેઓ પોતાની મનોવાંછના શાથી પાર પાડી શકી ? એવા પ્રશ્નો યદિ માનવયોનિ પ્રાપ્ત આત્માઓને પૂછવામાં આવે તો હું એમ માનું છું કે સર્વ મનુષ્યો એકી અવાજે એવોજ ઉત્તર દેશે કે કીડીયોના અગાધ પુરૂષાર્થને લીધે તેઓ પોતાની કાર્યસફલતા કરી શકી ? વિશેષ વિવેચન કરીને તપાસીયે તોપણ એવોજ અનુભવ મળશે કે સંસારના દરેક ચેતનો પોતાની ઇચ્છીત વસ્તુઓ પુરૂષાર્થથી પ્રાપ્ત કરી શકે છે. જે ચેતનમાં ઉત્સાહ અને પુરૂષાર્થની ખામી છે તે ચેતનો દુઃખી છે અને સર્વદા નિસ્તેજ રહે છે. તેજ પ્રમાણે યદિ આપણી તપોધન બ્રાહ્મણજ્ઞાતિ પુરૂષાર્થવાદી બની કાર્ય કરે તો તેમાં જય પ્રાપ્ત કરી શકાય. આ સિદ્ધાન્તનો મને થોડો ઘણો અનુભવ મળ્યો છે તે આપ સજ્જનોની સેવામાં નિવેદન કરીશ. નડિયાદ–સુંજ–કપડવંજ–કઠલાલાદિ છ ગામો કહેવાય છે તેમાં તપોધન બ્રાહ્મણોની સારી વસ્તી છે. આપણી જ્ઞાતિની ત્રણ કોન્ફરન્સો થઇ પરંતુ તેમાં આ તરફના ઘણા થોડાજ બાંધવો ભાગ લેતા હતા. આમ હોવાને લીધે મ. ગિરિજાશંકર નિર્ભયરામ જે સીક હોવાને લીધે હાલ રજા ઉપર છે તેમણે તેવી અવસ્થામાં પણ ઘર છોડયું અને પેટલાદ આપણી જ્ઞાતિના ભૂષણો મહાશય હરગોવન દાસ નાનાભાઇ અને મ. છગનલાલ મોતીલાલને ત્યાં ઉતારો લીધો. તેમની સાથે મળી પેટલાદની આપણી જ્ઞાતિના મ. બાળાશંકર અને મગનલાલ જેવા આગેવાનોને બોલાવ્યા અને આપણી જ્ઞાતિની ઉન્નતિ શી રીતે થાય તેના વિચારો ચલાવ્યા ને આગેવાનોને ઉત્સાહીન કર્યા અને તેઓએ જણાવ્યું કે યદિ જ્ઞાતિહિતનું કોઇ પણ કાર્ય કરવામાં આવશે તો તેઓ પોતાના ખરા અંતઃકરણથી તેમાં ભાગ લેશે. પેટલાદમાં આપણી જ્ઞાતિના જાણીતા વકીલ મ. મોતીલાલ પુરૂષોત્તમની સાથે પણ ઉપર જણાવેલા વિષયમાં વાતચીત ચલાવી અને તેમણે પણ તે કાર્યમાં ભાગ લેવા પોતાની ઇચ્છા પ્રદર્શીત કરી. પેટલાદમાં માસિકના લગભગ નવા દશ ગ્રાહકો પણ થયા.

તે પછી હું અને મ. હરગોવનદાસ નાનાભાઇ તથા મ. છગનલાલ મોતીલાલ અને

મ. ગિરિજાશંકર નિર્લયરામ કપડવંજ મુકામે ગયા અને ત્યાં મ. નાનાલાલ મુળજી અને મ. ચુનીલાલ રણછોડની મદદથી ત્યાંના જ્ઞાતિબંધુઓમાં ઉત્સાહનું જળ સીંચ્યું. તેઓ આપણી જ્ઞાતિના અસાર સુધીના કાર્યથી અજાણ હતા અને તેથી તેઓ કોન્ફરન્સાદિમાં ભાગ લઇ શકતા નહોતા એમ જણાયું ત્યાં પણ માસિકના દશબાર ગ્રાહકો થયા. ત્યાંથી હમે સર્વ મ. નાનાલાલ મુળજી, મ. ચુનીલાલ રણછોડ અને મ. છગનલાલ ગોકળભાઇને લઈ નડીઆદ મુકામે ૭ ગામની જ્ઞાતિના આગેવાન મ. મોહન દલપતને ત્યાં ગયા. તેમની સાથે અને મહાશય નાનાલાલ દલપતની સાથે જ્ઞાતિહિતના સંબંધમાં વિચારો ચલાવ્યા. આ બન્ને ભાઇઓ ઘણાં ઉત્સાહી અને ૭ ગામમાં કાર્ય કરવા ધારે તો પોતાના તન મન અને ધનના ભોગે કાર્ય કરી શકે તેવા છે. તેમણે જણાવ્યું કે જ્ઞાતિની સુધારણા કોઇપણ સંજોગોમાં થાય તેવું તેઓ અંતઃકરણપૂર્વક ઇચ્છે છે. ૭ ગામ તરફથી આગામી કોન્ફરન્સ થાય તેવા તેમના ઉદ્‌ગારો નીકળ્યા. આ કાર્યમાં મ. હરજીવન રાયજી જે ૭ ગામના આગેવાન છે તેમની સંમતિની પણ જરૂર જણાઇ અને ત્યાં હું તેમને બોલાવા ગયો. મારે તેમની સાથે અને સુંજના અન્ય જ્ઞાતિબંધુઓ સાથે વાતચીત થઇ અને તેમણે પણ જણાવ્યું કે ન્યાતના હિતમાં તેઓ પણ ખરા અંતઃકરણથી ભાગ લેશે અને તેમાં યથાશક્તિ પોતાના ગામનો હિસ્સો આપશે. આ હર્ષજનક સમાચારની સુનાવણી મેં નડીઆદમાં ઉપર જણાવેલ મહાશયો પાસે કરી જેથી મ. મોહન દલપત અને તત્ર પધારેલા સર્વ ગ્રહસ્થોના ઉત્સાહમાં વધારો થયો અને તેઓ હર્ષ પામ્યા. મ. મોહન દલપત જે એક ખંતીલા સ્વભાવના ઉત્સાહી ગ્રહસ્થ છે તેમણે જણાવ્યું કે ચોથી કોન્ફરન્સ ૭ ગામ તરફથી ભરવામાં આવશે એવી આશા હવે બાંધી શકાય છે. પરંતુ તેનો નક્કી ખુલાસો થોડા સમય પછી પોતાના અન્ય બંધુઓની સલાહ લઇ તેઓ કરશે. મ. મોહનભાઇના મુખમાંથી એવા પણ ઉદ્‌ગારો નીકળ્યા કે આપણાં બાળકોને ભણાવવા માટે બોર્ડીંગ નીકળે તો તેમાં પણ પોતે યથાશક્તિ મદદ કરશે. ધન્ય છે તેમને પરમાત્મા તેમનો આવો ઉત્સાહ કાયમ રાખે.

પ્યારા વિવેકી જ્ઞાતિ બાંધવો ! આ કાર્ય શું સુચવે છે ! આનાથી આપણે શું સાર ગ્રહણ કરી શકીયે છીયે ? મારી ટુંકી મતિ પ્રમાણે તો હું એટલુંજ તાત્પર્ય કાઢી શકું છું કે કાર્યની સફલતાનો આધાર પુરૂષાર્થ પર છે. અર્થાત્ કાર્ય સફલતા પુરૂષાર્થને આધીન છે, આવા સદ્વિચારને અંતઃકરણમાં ધારણ કરી આ જ્ઞાતિના આગેવાનો યદિ કાર્ય કરવા બહાર પડે તો જ્ઞાતિની સુધારણા સત્વર થઇ શકે અને સુધારકોના જીવન સફળ થાય. મ. હરગોવનદાસ નાનાભાઇ અને મ. છગનલાલ મોતીલાલે પણ પોતાના સમયનો ભોગ આપ્યો છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. કપડવંજના જ્ઞાતિ બાંધવોએ પણ પોતાના કામકાજને છોડી નડિયાદ આવવા જે શ્રમ લીધો છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે, અને તેમનું અનુકરણ અન્ય ગામોના જ્ઞાતિભાઇઓએ કરવું જોઇએ. જ્ઞાતિની સુધારણાને માટે કેવા પ્રકારના પ્રયત્નો કરવા જોઇએ તે અવકાશ મળશે તો બીજે કોઇ વખતે આપની સેવામાં રજુ કરીશ. ઈતિ.

ડાહ્યાભાઇ કેશવલાલ (મુ. મહુધા.)

## સંસારમાં પદાર્થ વિજ્ઞાન પ્રગતિ.

### નિરંતર હવા શુદ્ધિના એક અદ્‌ભુત યંત્રની શોધ.

મરહુમ જરમન પ્રોફેસર વારમથે ક્લોરાઇડ, સોડીયમ ઓકસાઇડ અને બોરીક એન્હી-ડ્રાઇટ એ ત્રણ રસાયણિક પદાર્થોનું મિશ્રણ કરીને તે મિશ્રણને "સેનમ" નામ આપ્યું હતું. તેનો ગુણ હવા શુદ્ધિ કરવાનો હતો. અને તેની ખુબી એ હતી કે હવામાં તે ભેળાવા છતાં તેમાં ઝેરનો અંશ પણ ન હતો. મનુષ્યને જરા પણ ઇજા થવી અશક્ય હતી. ઉલટું 'સેનમ મિશ્રિત હવા શ્વાસમાં જતાં નાક, ફેફસાં તથા ગળાનાં દરદોની આરવારમાં લાભ થતો. મુશ્કેલી માત્ર આ દવા હવામાં નિરંતર ભેળવવાનુ યંત્ર શોધી કહાડવાની હતી. તે પણ પ્રો. વારમથે મર્યા પહેલાં શોધ્યું હતું. તે યંત્ર પ્રવાહી "સેનમ" નાં રજકણો હવામાં નિરંતર ઉડીને એટલાં સુક્ષ્મ થઇ જાય છે કે હવાની સાથે તે સુકી વરાળ રૂપે બહુ સારી રીતે મિશ્રણ થઇ જાય છે. કોઈપણ ઓરડામાં તે યંત્ર રાખી શકાય છે. તે શ્વાસમાં જતાં ગળાના હકને લાભ કરે છે ને શ્વાસ વધારે સરળતાથી લેવાય છે, જેથી ક્ષુધા વધારે સારી પણ લાગે છે. યુરોપના સેનેટેર્યમો, હોસ્પીટલો વગેરે સંસ્થામાં ઘણો યંત્રો લેવામાં આવ્યા છે. જ્યાં આગળ પુષ્કળ માણસોના રહેવાથી હવા જલ્દી બગડવાનો સંભવ રહેછે. એવી નાટકશાળા, વિદ્યાશાળા, કારખાનાં વગેરે સર્વે સ્થળોએ આ યંત્ર ભવિષ્યમાં રાખવામાં આ-વશે એવી આશા રાખવામાં આવે છે. કેમ્પ કંપનીએ પણ તે યંત્ર મંગાવવા જોઇએ છે, હાલજ તે જર્મની તથા ઇંગ્લંડમાં મંગાવવામાં આવે છે.

## દેશપરદેશ સમાચાર.

યુરોપમાં તુમુલ યુદ્ધ હજુ પણ ચાલે છે—ફ્રાન્સ અને આપણી બ્રિટીશ સરકાર મળીને જરમની સાથે ઘણી હોશીયારી અને બહાદુરીથી લડેછે. જર્મનો ફ્રાન્સની રાજધાની પારીસની લગભગ નજદીક આવી પહોંચ્યા હતા પરંતુ આપણા બ્રીટીશ અને ફ્રાંસ લશ્કરે તેમને મારી પાછા હઠાવ્યા છે. રૂશીઆએ ઓસ્ટ્રીઆની ભારે ખુવારી કરી છે અને તે દીન પ્રતિદીન જરમનીની રાજધાની બર્લીન તરફ આગળ વધે જાય છે. ઇટલી અને ટર્કીએ જર્મની સાથે જોડાવા ના પાડી છે. જાપાન, જરમનીના કીઆચાઉ સંસ્થાન ઉપર તોપોનો મારો ચલાવી રહ્યો છે. આ પ્રમાણે સૃષ્ટિના એક ભાગ યુરોપમાં ભારે લડાઇ સળગી છે જેથી વ્યાપારાદિને ઘણું નુકસાન ખમવું પડે છે. પરમાત્મા આ યુદ્ધનો જલદી અંત લાવે અને આપણા ના. શહેનશાહને સર્વ પ્રકારે ફત્તેહ આપે.

ત્રણ ગામના સુણાવ ગામના તપોધન બ્રાહ્મણો સાથે—મ. ગિરિજાશંકર નિર્ભય-રામ, મ. હરજીવનદાસ નાનાભાઈ, મ. છગનલાલ મોતીલાલ રાવળ અને મ. ડાહ્યાભાઇ કેશવલાલ પંડ્યાએ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિની ઉન્નતિ શી રીતે થઈ શકે તે સબંધમાં ભાદ-રવા માસમાં વાર્તાલાપ કર્યો હતો. ત્યાંના મહાશયોના વિચારો ઘણા સારા છે અને તપોધન બ્રાહ્મણોની બોર્ડીંગ તથા ત્રણ ગામમાં કોન્ફરન્સ થાય તેવું ઇચ્છે છે. તપોધન બ્રાહ્મણ જ્ઞા-તિના આગેવાનોએ આ પ્રમાણે આગેઆગે ફરી તેમના વિવેક વિચારને પ્રજ્વલિત કરી ઉત્કર્ષની આશા રાખવી જોઇએ,

અમદાવાદ તપોધન બ્રાહ્મણ હિતચિન્તક મંડળના મંત્રી મ. માધવલાલ એચ. ભટ લખી જણાવે છે કે તેમના મંડળને નીચલી વિગતે ભેટ મળી છે તે તેઓ સાભાર સ્વીકારે છે અને સર્વ બંધુઓને તેમના વિદ્યાવૃદ્ધિ અને શાન્તિ સુધારાના ખાતાને તન મન ધનથી મદદ કરવા વિનંતિ કરે છે. આ મંડળના બે પ્રકારના ફંડો છે. (૧) વિદ્યાવૃદ્ધિ ફંડ (૨) સ્થાયી મકાન ફંડ. પ્રથમ ફંડમાંથી જ્ઞાતિના વિદ્યાર્થીઓને ફી તથા પુસ્તકો આપવાની વ્યવસ્થા થાય છે અને મકાન ફંડને જ્યાં સુધી પુરતી રકમ થાય નહિ ત્યાં સુધી અનામત રાખવામાં આવે છે. મળેલી ભેટની વિગત નીચે પ્રમાણે છે.

રા. જીવરામ લલ્લુભાઇ ભટ. પુત્ર જન્મ પ્રસંગ રૂ. ૧)-રા. એસ. એમ. પટેલ રૂ. ૧।-સત્યદેવના પુજન નિમિત્તે-રા. મણિલાલ મગનલાલ ભટ રૂ. ૨॥-રા. નાનાલાલ બાપુજી મહેતા રૂ. ૧॥-રા. શંકરલાલ હરગોવિંદ ભટ રૂ. ૧॥-રા. સુરજરામ મોહનલાલ જોશી રૂ. ૧૨।-રા. માધવલાલ હરગોવિંદ ભટ રૂ. ૧૦।-રા. અંબાલાલ મુળશંકર ભટ રૂ. ૮-રા. ત્રિકમલાલ કેશવલાલ ભટ રૂ. ૮-રા. નાનાલાલ ગીરધરલાલ ભટ રૂ. ૮-રા. મોહનલાલ મુળશંકર ભટ રૂ. ૫।-રા. અંબાલાલ દામોદર ભટ બી. એ. રૂ. ૫)-રા મોતીલાલ નાથાલાલ ભટ રૂ. ૨)-રા. ચુનીલાલ છોટાલાલ મહેતા રૂ. ૧।-રા. ત્રિકમલાલ કેશવલાલ ભટ રૂ. ૫।-પોતાની માતુશ્રીના મરણ પ્રસંગે (વિદ્યાવૃદ્ધિ ફંડમાં), રા. મણિલાલ મગનલાલ ભટ, રા. નાનાલાલ બાપુજી મહેતા, રા. માધવલાલ હરગોવિંદ ભટ, રા. શંકરલાલ હરગોવિંદ ભટ દરેકે રૂ. ૨-૧૩-૯, ગંગાસ્વરૂપ બ્હેન જયકોર ત્રિભોવન ખુશાલતી પુત્રીએ, પોતાની પુત્રી રૂક્ષ્મણીના સ્મરણાર્થે મંડળની ઘડીઆળ માટે રૂ. ૧૦) મળી એકંદરે રૂ. ૧૪૯-૭-૦ પ્રાપ્ત થયા છે. આ મંડળ ધીમે ધીમે કાળજીપૂર્વક કાર્ય કરશે તો પોતાનો હાથ વિશેષ લંબાવી શકશે.

પાંચાળ ઉન્નતિ મંડળ નામનું—એક મંડળ મુંબાઇમાં આજ બે વર્ષથી સ્થપાયું છે. તેનો વાર્ષિક રીપોર્ટ હમારા ઉપર મોકલી આપવામાં આવ્યો છે. તે જોતાં એમ માલુમ પડે છે કે તે મંડળે થોડા સમયમાં પોતાની જ્ઞાતિમાં વિદ્યા અને ધર્મપ્રચારાર્થે ઘણું સારૂં કામ કર્યું છે. તે જ્ઞાતિ ગોકુળઅષ્ટમીના દિવસે પોતાના મંડળનો વાર્ષિક ઉત્સવ ઉજવે છે. અને તેમાં ત્રણસોથી ચારસો સુધી સ્ત્રી પુરૂષો ભાગ લેછે. તેમાં વિદ્વાનોના વ્યાખ્યાનો થાય છે. તપોધનબ્રાહ્મણજ્ઞાતિહિતૈષી મ. ગિરિજાશંકર નિર્ભયરામના પ્રભાવશાળી વ્યાખ્યાનો ત્યાં થયા હતા એમ રીપોર્ટ ઉપરથી જણાય છે. આ મંડળે પોતાના તરફથી એક માસિક કાઢી, કોન્ફરન્સદ્વારા પોતાના જ્ઞાતિ બાંધવોના વિચારો કેળવવા જોઇએ એવો હમારો નમ્ર મત છે. હમે ઇચ્છીએ છીએ કે તે મંડળ દરેક પ્રકારની ફતેહ મેળવે અને પોતાની ઇષ્ટ સિદ્ધિ કરે

તપોધન બ્રાહ્મણોને ઉત્તેજન તે આનું નામ—પાદરાના રહીશ મ. હરગોવનદાસ નાનાભાઇએ પાદરામાં પોતાના મહાદેવના મંદિરમાં એક લઘુરૂદ્રાભિષેક ગત શ્રાવણ માસમાં કરાવ્યો હતો. તે કાર્ય ખંભાત તપોધન બ્રાહ્મણ વેદશાળાના વિદ્યાર્થી સોમેશ્વર બાપુલાલ પાસે કરાવ્યું હતું. તેમના તે કાર્યથી બ્રાહ્મણો અને અન્ય વર્ણસ્થ લોકો ઘણા પ્રસન્ન થયા હતા. મ. હરગોવનદાસે આ વિદ્યાર્થીને એક માસ સુધી પોતાને ત્યાં ભોજન કરાવી રૂ. ૧૭) દક્ષિણા આપી હતી. આ મહાશયે પોતાની જ્ઞાતિના વિદ્યાર્થીને ખરૂં ઉત્તેજન આપ્યું કહેવાય. અન્ય બંધુઓએ તેમનું અનુકરણ કરવું જોઇએ. મ. હરગોવનદાસની જ્ઞાતિપ્રતિ આવી લાગ-

ણીને લીધે તેમને ધન્યવાદ ધટે છે અને તેમનામાં તેવી લાગણી સદામાટે રહેશે એવી ઈશ્વર પ્રતિ હમે પ્રાર્થના કરીએ છીએ.

જામનગરથી ઈડરનિવાસી મ. રાજારામ અંબારામ પાઠક-લખી જણાવે છે કે સંધ્યાગાયત્રી કરવાથી ઘણુંજ ફળ પ્રાપ્ત થાય છે તેના પુરાવામાં કહે છે કે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિનો એક મનુષ્ય ક્ષયના મહારોગથી બે વર્ષથી પીડાતો હતો. તે સમયમાં ઇડરમાં વેદશાળા સ્થાપન થઇ અને ત્યાં ક્ષયરોગી મહાશય પધાર્યા. ઉક્ત જ્ઞાતિના ભુષણ રા. શંકરલાલ ગુલાબરાય તેમને મલ્યા અને કહ્યું કે તમે બ્રાહ્મણનું નિત્યકર્મ કરો તો પ્રભુની કૃપા થશે. આ શિક્ષાથી તેમણે સંધ્યાદિ ષટકર્મ કરવા માંડયું. અને બાર માસ સુધી તેમણે તેમ કરવાથી રોગ મુક્ત થયા. અને હવે આરોગ્ય છે. આ દ્રષ્ટાન્ત આપી તપોધન બ્રાહ્મણોને ભલામણ કરે છે કે તેમણે પોતાના બાળકોને સંધ્યાદિ નિત્યકર્મ શીખવવા માટે પાઠશાળાઓ કરવી જોઇએ અને પોતાનો જન્મ સફળ કરવો જોઇએ.

એકીવખતે ઘણા બાળકોનો જન્મ--ત્રાવણકોર ઇલ્કામાં ટુકાલે ઓઈનેજમાં એક ૨૫ વર્ષની સ્ત્રીએ પાંચ બાળાઓને જન્મ આપ્યો હતો ! તેમજ મહેસાણા તાલુકાના લીંચ ગામે એક બાઇએ ત્રણ બાળકોને જન્મ આપ્યો છે ! પરમાત્માની અજબ કૃતિ છે !

હિસાબ ગણીશકનારો કુતરો—જર્મનીમાં મેનહિમ નામક શહેરમાં રોલ્ફ નામનો એક કુતરો છે તેની માલીક ક્રામોયકેલ નામની એક બાઇ પોતાના બાળકોને હિસાબ શિખવતી હતી. હિસાબ ગણવાના વિચારમાં તે બાઈની નજર મેજની નીચે 'રોલ્ફ' તરફ ગઇ તો તે કાંઇક હિસાબ સમજતો હોય તેવો ચહેરો કરીને ઉભેલો જણાયો, મડમે સ્હેજ રોલ્ફને ઉદ્દેશીને સ્વાલ કર્યો, કેમ રોલ્ફ ! બેને બેએ ગુણવાથી કેટલા આવે ? રોલ્ફે પગના પંજાથી ભોંય ઉપર ચાર વખત થપ્પડ મારી, મેડમે આ ઉપરથી રોલ્ફને ક્રમશઃ જાત જાતના હિસાબ શિખવ્યા છે અને હવે તેવા હિસાબ તે કુતરો ગણીને પગની નિશાનીઓથી બતાવી શકે છે ! પુનર્જન્મમાં પૂર્વજન્મનું પ્રાપ્ત કરેલું જ્ઞાન કંઇક અંશે કાયમ રહે છે તેનો આ એક દાખલો છે.

ઉપયોગી એક અજબ વૃક્ષ—જાણવામાં આવ્યું છે કે મ્હૈસુરની સરકારે પોતાના તાબાની એક ગ્રામ્ય પંચાયતને ધુપાતામક વૃક્ષોના ફળોનો સંગ્રહ કરવાનો ઇજારો આપ્યો છે. આ વૃક્ષનાં બીજ ઘણાં કામમાં આવે છે. કહેવાય છે કે તેમાંથી એવી બત્તીઓ બની શકે છે કે જે તેલ વિના સળગાવી શકાય છે. તેનું તેલ નાખવાથી રસોઇ સુગંધીત થાય છે. ઘી ન હોય તો તે ઘીનું પણ કામ કરે છે. તથા ઘીમાં મિશ્ર પણ કરી શકાય છે. આ શિવાય ઔષધિઓમાં પણ તેનો ઉપયોગ થાય છે.

સાભાર સ્વિકાર-"જ્યારે સર્વોદય થશે" એ પુસ્તક તથા ઉદીચ્ય હિતેચ્છુ, વૈદ્યકલ્પતરુ, બુદ્ધિપ્રકાશ, ધન્વન્તરિ, ચંદ્રપ્રકાશ, ઉદીચ્યહિતેચ્છુ, ઉનેવાળ અભ્યુદય અને ઔદિચ્ય મિત્ર. એ સર્વ પત્રોનો આભાર સાથે સ્વિકાર કરવામાં આવે છે, અભિપ્રાય માટે આવેલા ગ્રંથો તથા ચોપાનીઆ વિષે હવે પછીના અંકોમાં લખીશું.

---

તા૦ ક૦ આવતા કાર્તિક માસના અંકથી નતદેવી નામની મનોરંજક અને બોધદાયક વાર્તા શરૂ કરીમાં આવશે. છ. જ.

# માસિકના પાંચમા વર્ષના લવાજમની પહોંચ.

| નામ | ગામ |
| --- | --- |
| મ. દયાશંકર કાળીદાસ | પાલણપુર |
| ,, છોટાલાલ હરજીવન | સાંધી |
| ,, નાથજી મોતીરામ ઉપાધ્યાય | કાલોલ |
| ,, સેવકરામ ત્રંબકરામ દવે | ગરબાડા |
| ,, ગંગાશંકર ટી. શર્મા | મુંબઈ |
| ,, કીરપારામ પરસોતમ | જલગામ |
| ,, અંબાલાલ રણછોડદાસ | ભાલજ |
| ,, અંબાલાલ છગનલાલ | ખંભાત |
| ,, ઈશ્વરલાલ હેમચંદ | પાલણપુર |
| ,, ઉમીયાશંકર રામચંદ્ર | પાટણ |
| ,, કાશીરામ અંબારામ | વડોદરા |
| ,, કેશવલાલ નાથજી | મોડાસા |
| ,, અંબાલાલ દામોદર ભટ્ટ | અમદાવાદ |
| ,, કોદરલાલ છગનલાલ | હિંમતનગર |
| ,, કેશવલાલ લલ્લુભાઇ | પાલણપુર |
| ,, કલ્યાણજી મકનજી | મગોદ |
| ,, કાશીરામ ગંગારામ | મુંબાઇ |
| ,, ગીરજાશંકર આદીતરામ | નોંઢારા |
| ,, ગણપતરામ સાંકળેશ્વર | દસાડા |
| ,, ઘનશ્યામ બાપુભાઇ | વડોદરા |
| ,, ચુનીલાલ હરજીવન | અજરપુરા |
| ,, છનલાલ મોતીલાલ રાવળ | પેટલાદ |
| ,, તોલાશંકર કાશીરામ | શુકલતીર્થ |
| ,, ડાહ્યાભાઇ શુભરામ | ડાકોર |
| ,, પ્રાણશંકર નાથાલાલ રાવળ | અમદાવાદ |
| ,, લલ્લુભાઇ કેશવશા મહેતા | વ્યારા |
| ,, માધવરામ પીતાંબર | ખેડ |
| ,, કેશવલાલ મગનલાલ | પાલણપુર |
| ,, ઉલ્લાસરામ મનસુખરામ | કરનાળી |
| ,, કાળીદાસ ભીખાભાઇ | ઓરપાડ |
| ,, કાળીદાસ કેશવરામ | બડોલી |
| ,, ગવરીશંકર પ્રભુરામ | પાલણપુર |
| ,, ચુનીલાલ લાલજી | મુંબાઇ |
| ,, ચુનીલાલ મગનલાલ | વિસનગર |
| ,, મગનલાલ મુળચંદ શેઠ | મુંબઇ |
| ,, મોતીલાલ હરીરામ | અમદાવાદ |

| નામ | ગામ |
| --- | --- |
| મ. બેચરલાલ હેમચંદ | પાલણપુર |
| ,, ભાઇચંદ મ્હાલજી રાવળ | સાબલી |
| ,, શંકરલાલ ધનેશ્વર | વડોદરા |
| ,, સાંકળચંદ જીવરામ | અહમદનગ |
| ,, મોતીરામ આદીતરામ | કડા |
| ,, અમથાલાલ મહાશંકર | બહુચરાજી |
| ,, અંબાલાલ હરજીવનદાસ શેઠ | પાટણ |
| ,, ઉમીયાશંકર રઘુરામ | ધોળકા |
| ,, ઘેલાભાઇ દેવશંકર | વલસાડ |
| ,, છોટાલાલ હરીરામ | સિદ્ધપુર |
| ,, છોટાલાલ હરગોવન | હાલોલ |
| ,, ગીરધરલાલ હીમતરામ | વીસનગર |
| ,, મગનલાલ ભાઇશંકર | નિર્મળ |
| ,, રામનારાયણ હરીભાઇ | સિદ્ધપુર |
| ,, લલ્લુભાઇ ઉતમરામ | માણુજ |
| ,, કાશીદાસ શીવરામ મુખી | પ્રયાગ |
| ,, ગૌરીશંકર આદીતરામ | આડેસર |
| ,, ગણપતરામ સામળભાઇ | ખંભાત |
| ,, ગોવીંદજી ત્રીકમજી વૈદ | નીંગાળા |
| ,, રણછોડલાલ ઉત્તમરામ | પાટનગર |
| ,, રાજારામ અંબારામ | જામનગર |
| ,, લલ્લુભાઇ કુબેરદાસ | છનીઆર |
| ,, લાલજીભાઇ બાપુભાઇ | દુળીઆદ |
| ,, હરીલાલ સેવકરામ | વાગરા |
| ,, છોટાલાલ ગોવીંદરામ | હારીજ |
| ,, નારણજી કલ્યાણજી માસ્તર | દેશરા |
| ,, ભાણાભાઇ જીવણજી | છાપરીયા |
| ,, લલ્લુભાઇ ગોવીંદરામ | વાલમ |
| ,, લીલાધર મોતીરામ રાવળ | ઇડર |
| ,, હીંમતરામ કાશીરામ | દાંતા |
| ,, વલ્લભભાઇ લાલભાઈ | દેહેજ |
| ,, કાળીદાસ મોતીરામ | ડભોલ |
| ,, કચરાભાઇ છગનલાલ | કમીજલા |
| ,, મણીલાલ મગનલાલ ભટ | અમદાવાદ |
| ,, બાબરભાઇ બાપુલાલ | કાણીસા |

| | |
|---|---|
| ૧. ગીરધરલાલ જેઠાભાઇ જોશી | અજાણ્યા |
| આશારામ પીતાંબર | ધોળકા |
| ચુનીલાલ ત્રીભોવન | ખંભાત |
| છોટાલાલ દયાશંકર | ધોળકા |
| રણછોડરામ મંછારામ | બાન્ડુ |
| લક્ષ્મીશંકર પ્રાણશંકર | કડી |
| હરજીવન ગુળચંદ | પાટણ |
| છગનલાલ રણછોડદાસ | કડી. |
| વીનાયક સુરજરામ | નવસારી |
| શનેશ્વર નાથજી | સખિયા |
| જીવણરામ ગોવીંદરામ | પીજ |
| દુર્લભરામ જેઠારામ | સાણંદ |
| દયાશંકર કરશનદાસ | અમદાવાદ |
| નાથાલાલ જેચંદ શર્મા | પાલણપુર |
| નાનાલાલ ગોપાલજી | સિદ્દપુર |
| ન્હાનાલાલ દલપતરામ | નડીઆદ |
| નારણદાસ બુધરદાસ | પાટણ |
| નંદલાલ નાથાલાલ | અમદાવાદ |
| ... બહેન | સિદ્દપુર |
| દાનાલાલ બહેચરલાલ | સિદ્દપુર |
| ...દુલાદજી સેવકરામ | સિદ્દપુર |
| ...આશંકર હરિનારાયણ | ધંધુકા |

| | |
|---|---|
| મ. ભોગીલાલ જગન્નાથ | ભરૂચ |
| ,, મોહનલાલ ફુલશંકર જોશી | અમદાવાદ |
| ,, માધવલાલ ઇશ્વરદાસ | સિદ્દપુર |
| ,, મણીશંકર રાજારામ | ભરૂચ |
| ,, મુળચંદ સદાશીવ | કડી |
| ,, મોતીલાલ મગનલાલ | વડોદરા |
| ,, મુગટરામ જીવરામ | કડી |
| ,, મગનલાલ ગોરધન | કહિાર |
| ,, મણીશંકર મહાશંકર | મુંબઇ |
| ,, મનસુખરામ કેશવરામ મહેતા | કડી |
| ,, મણીશંકર ડાહ્યાભાઇ માસ્તર | છરવાડા |
| ,, મનસુખરામ લલ્લુરામ | પદમલ |
| ,, મથુરદાસ કીશોરદાસ | અમદાવાદ |
| ,, માધવલાલ ત્રીકમલાલ | સિદ્દપુર |
| ,, હરગોવનદાસ ન્હાનાભાઇ | પેટલાદ |
| ,, જુમખરામ હરીરામ | મુંબાઇ |
| ,, જેશંકર ફકીરભાઇ | ફુલપાડા |
| ,, ત્રીકમલાલ ઉમીયાશંકર | પાલીતાણા |
| ,, નારણલાલ નાનુભાઇ | અમદાવાદ |
| ,, પ્રભુજી માણેકબર રાવળ | છડર |
| ,, બબાભાઇ રણછોડ | જરાદા |
| ,, ભગુભાઇ નાનજી વૈધ | બૌધાન |

## । निगम तरणि ।

આ નામનું પાક્ષિક પત્ર હિંદી ગુજરાતી ભાષામાં પ્રગટ થશે. રોયલ ચાર પેજી ચાર ફોર્માનું થશે. વાર્ષિક મુલ્ય રૂ. ૨-૮-૦ અઢી રૂપીઆ. આ પત્રમાં ઉપનિષદ ભાષ્ય, શારિરીક. આત્મિક, નૈતિક, વ્યવહારિક, સાયન્સ, ઐતિહાસિક, આયુર્વેદિક, સ્ત્રી શિક્ષણ, કાશી વર્ણન, વાર્તા, સંપાદકીયવક્તવ્ય, સંસાર સુધાર, આદિ વિષયોપર સંપાદકજી શ્રી સ્વામી શ્રી ભિક્ષુકજી, શ્રી સ્વામી શ્રી પરમાનંદજી શ્રી પં. રાજારામજી શાસ્ત્રી શ્રી પં. આર્ય મુનીજી શ્રી પં. બાળકૃષ્ણજી (મુંબઇ) મૌલવી મહમદ કુદરત ઉલ્લાબેગ એમ. એ (ફારસી) પં. ઇન્દ્રચંદ્ર વેદાલંકાર (ગુરૂકુળ) આદિ વિદ્વાન પ્રખ્યાત લેખકો, પોતાની કસાયેલી અને સુશોભિત લેખીનીદ્વારા મનોરંજન લેખો લખી ગ્રાહકોના મનને અત્યાનંદ આપશે. આ પેપરના ગ્રાહકોને શ્રી પં. શિવશંકરજી કાવ્ય તિર્થ કૃત "ओङ्कार निर्णय"તથા પ્રો. રાજારામ શાસ્ત્રી કૃત "उपदेश सप्तक" નામનાં બે પુસ્તકો ભેટો આપવામાં આવશે. અતઃ થનાર ગ્રાહકે પોતાનું નામ ગ્રાહક તરીકે શીઘ્ર નોંધાવા કૃપા કરશે. કારણ કે હિંદુ લોકોના નોટ-દીવાળી પહેલાં ગ્રાહક થનારને કુરાનાનુવાદ પ્રથમ ભાગ વધારે ભેટ આપવામાં આવશે.

रामशंकर महादेव शर्मा,<br>
मालिक " निगम तरणि " कालि महल,<br>
बनारस सिटी (काशी.)

આ "ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાભાઇ મંગળદાસે છાપ્યું-પાંચકુવા-અમદાવાદ

ॐ

# ब्राह्मण धर्म.

# Brahmin Dharma.

मनुवाक्य. ( अ. ११ )

यत्किञ्चिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्तिभिर्जनाः ।
तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २३१ ॥
तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ।
इज्याश्च प्रतिगृह्णन्ति कामान् संवर्धयन्ति च ॥ २३२ ॥

પુસ્તક ૫. ]　કાર્તિક, સંવત ૧૯૭૧.　[ અંક ૮.

સંપાદક,
મ. પ્રહલાદજી સેવકરામ. મુ. સિદ્ધપુર.

વ્યવસ્થાપક,
છગનલાલ જગન્નાથ રાવળ. મુંબાઈ.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ સહિત.

પ્રત, ૫૦૦.

કાર્યાલય (ઓફીસ)
સીધીગલીને નાકે, ઇમાહીમ રહેમાનના માળામાં, મુંબાઇ નં. ૪

# ब्राह्मण धर्म.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

ભાવાર્થ—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.

## ઇશ્વર પ્રાર્થના.

ॐ एष देवो विश्वकर्मा महात्मा सदा जनानां हृदये सन्निविष्टः ।
हृदा मनीषा मनसाऽभिक्लृप्तो य एतद् विदुरमृतास्ते भवन्ति. ॥
॥ श्वेता. ४ । १७ ॥

ભાવાર્થ—હે દયાળુ ભગવાન્! સંસાર તરફ નજર નાખીયે છીયે તો તેમાંની દરેક વસ્તુ વિકારમય પ્રતીત થાય છે અને જે વસ્તુ આજે સુખ આપનારી છે તે થોડા સમય બાદ દુઃખકર થાય છે જેથી તેમાં અવિનાશી સુખ આપવાનું સામર્થ્ય નથી. હે કૃપાળુ ભગવાન્! આપ મહાત્મા વિશ્વકર્મા દેવ, સર્વ મનુષ્યોના હૃદયમાં સ્થિત છો. હે સર્વવ્યાપક પરમાત્મા! આપ હૃદયથી, વિવેકબુદ્ધિથી, મનથી પ્રકાશિત થઇ શકો છો, હે દયાનિધાન! આપજ નિર્વિકારી સ્વરૂપ છો, આપનો સમાગમ તે અખંડ આનંદદાયક છે. આપને જાણવાથીજ હમે અમૃત થઇ શકીયે તેમ છીયે અતઃ આપ હમારા ઉપર દયા કરો. इतिशम् ॥

પુસ્તક ૫ મું. ] કાર્તિક, સંવત ૧૯૭૧. [ અંક ૮ મો.

વિષયાનુક્રમણિકા.

## नूतनवर्षे इष्टप्रार्थना.

હરિગીત.

હે ! વિશ્વમાં વ્યાપક વિભુ! કલ્યાણકારી ઈશ્વરા !
ભવભાર કાપો, મુક્તિ આપો, નિત્ય ! ઓ પરમેશ્વરા !
ઇશ[૧], ઋષિ[૭]—મુનિની ભક્તિ[૯] નિશદિન ભરતભુમિમાં[૨] જામજો,
આ નવલ વર્ષે, નવલ સુખ, આનંદ પ્રભુજી ! આપજો.

નિજ જ્ઞાતિનું અભિમાન  જ્ઞાતિ પુત્રના મનમાં રમે,
' સહના ભુનક્તુ ' સુત્ર એ, ભલી ભાતથી સાને ગમે;
કુસંપ, કલેશ તણાં ઉંડાં મૂળ છે બહુ તે કાપજો,
આ નવલ વર્ષે, નવલ સુખ, આનંદ પ્રભુજી! આપજો.

નિજ બાળ, બાળાઓ તણાં, શિશુ વયે લગ્નો કરી,
ગોરાઈ માણે મન થકી, નિર્વીર્ય ભાવિને કરી;
કુરૂઢી ઘર ઘાલી રહી, પ્રજ્ઞા દઈ તે કાઢજો,
આ નવલ વર્ષે, નવલ સુખ, આનંદ પ્રભુજી ! આપજો.

વારિ મળ્યા વિણુ છોડવા, કો રીતથી કદી ના વધે,
તે કાજ વારિ આપવું, એ દાનવીરોને ઘટે;
ભાવિ પ્રજા ઉદ્ધારતા તેને તમે ઉદ્ધારજો,
આ નવલ વર્ષે, નવલ સુખ, આનંદ પ્રભુજી ! આપજો.

મા'રી ગણી નિજ જ્ઞાતિને, તનતોડ જે મ્હેનત કરે,
વિઘ્નો નડે બહુ અવનવાં, તોપણુ નહિ પાછા ફરે;
બળ, બુદ્ધિને યશ તેમનો બહુ બહુ સદાયે વાધજો,
આ નવલ વર્ષે, નવલ સુખ, આનંદ પ્રભુજી આપજો

વિદ્યા વિના વ્હેમી બની મમ જ્ઞાતિની બહુ ભામિનિ,
પામો સુવિદ્યા જે થકી કર્ત્તવ્ય જાણો કામિનિ;
સંસાર સ્વર્ગ બની રહે, એ પ્રણુય પંથ બતાવજો,
આ નવલ વર્ષે, નવલ સુખ, આનંદ પ્રભુજી આપજો.

જે શાન્ત જીવન ગાળતા, પેદા થઇ તે કુળ મહીં,
તપીએ ત્રિવિધિના તાપથી, તેથી પ્રભુ! યાચું અહીં;
કરૂણા કરી તમ છત્ર શિતળમાં અમોને રાખજો,
આ નવલ વર્ષે, નવલ સુખ, આનંદ પ્રભુજી આપજો.

વસન્તાત્મજ—વીસનગર.

---

## કન્યાવિક્રય.

( સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળજો રે–એ રાહ. )

આજે આનંદ વરસે હર્ષીત મનડાં આપણાંરે,
સર્વે હળીમળીને કરીએ રૂડું કાર્ય;
પ્યારી દુહીતાઓની દુ:ખી સ્થિતિ સુધારીએરે.

સાખી—દરદી શોધે વૈદ્યને, દુ:ખીઓ શોધે સુખ;
પિતા શોધે સ્વાર્થને, દ્યો કન્યાને દુ:ખ.

માટે રંક બનીને કન્યાનાં દુ:ખ કાપજોરે,
પ્યારી તનુજાઓને દઇને કન્યાદાન;
હેતે હળીમળીને આદરજો શુભ કાર્યનેરે.

સાખી—દુ:ખ ભવમાં બીજું નથી, કન્યા દ્રવ્ય સમાન;
જેણે જીત્યો સ્વાર્થને, તે પામ્યું સુખ જાણ.

નહી તો સુખને બદલે દુ:ખની વૃષ્ટિ વરસશેરે,
માટે સર્વ મળીને દૂર કરજો નિજ સ્વાર્થ;
રૂડા રૂપી નામને દુષીત થતું અટકાવજોરે.

સાખી—કન્યાવિક્રય દ્રવ્ય તો, દેશે દુ:ખ અપાર;
સંચિતવિત્તનો વ્યય કરી, બનાવશે ખુવાર.

માટે કન્યા દ્રવ્યની કદી ન તૃષ્ણા રાખશોરે,
નહી તો થાશે સઘળો અફળ આ અવતાર;
બ્હેનો મહેર કરીને દૂર કરજો નિજ સ્વાર્થનેરે.

સાખી—કન્યા શુલ્કને ન ગ્રહો, તે છે રૂધીર સમાન,
શાસ્ત્રો પોકારી કહે, શાને રહો અજાણ.

ગ્રહીને શાસ્ત્ર શિખામણુ સુધારજો સંસારનેરે,
એ અમૃત વાણી વદે મનુ મહારાજ;
માટે કરો પ્રતિજ્ઞા દૂર કરવા એ શુલ્કનેરે.
સાખી—બાળા અબળા ગાય છે, જ્યાં દોરો ત્યાં જાય;
વૃદ્ધ પતિ સાથે વરી, દુઃખ પામે સદાય.
માટે રંક પુત્રીનો ભવ કદી ન બગાડશોરે,
બનીને સ્વાર્થાંધમાં દુહીતાના દુશ્મન;
એવી રંક પુત્રીનાં ભવનાં દુઃખડાં કાપજોરે.
સાખી—હે કરૂણા સાગર પ્રભુ, અરજ સુણો આવાર;
કન્યા વિક્રય કાપવા, દો બુદ્ધિ અપાર.
જેથી તરીએ દીનાનાથ પ્રભુ આ જાળમાંરે,
લઈએ લ્હાવો સર્વે આ જગની મોઝાર,
અર્પી કુમળી કન્યા વરને કન્યા દાનમાંરે. ઇતિ

સૌ. લીલાવતી શંકરલાલ ગુલાબરાય,
ઇડર.

## જ્ઞાતિ બંધુઓને સંબોધન.

તોટક છંદ.

મમતા તજીને સમતા લઇને, ગ્રહિ જ્ઞાન બધું પ્રિયબંધુ હૃદે;
ઉઠો આળસ છાંડી તમે મનુ જો, તમ [1]શ્રે ઉરમાં ઝડપે નિરખો. ૧
મક્ષિકા નિરખો કુલમાં ભમતી, શિત તાપ વર્ષા અતિશે ખમતી;
પ્રથમે મધુ સંચય ચિત્ત ધરે, પર આચરણો નજરે ન જુએ. ૨
રસ મસ્ત થઈ નિજ [2]વાસ ત્યજી, ઉપકાર કરે જગમાં જનમી;
મક્ષિકા મતિ ધારી દધી તનુ જો, ત્યજી સ્વાર્થ અને નિજધર્મ સજો. ૩
ઉચ્ચતા વટ દ્રુમ ઘટા સહશે, શિત છાંય જનો સઘળા ઠરશે;
વટ રીતિ ઉરે ગ્રહિને સમજી, હિત ન્યાત તણું કરીને જનમી. ૪
ધિર હીંમત ખંડ વડે [3]તપસો [4]નગ ઉન્નતિએ ચઢજો તનુજો,
પ્રભુ પ્રેમ ધરો ઉરમાં અતિશે, તતખેવ દયા કરશે તમને. ૫

છરવાડા. } મણિશંકર ઠાલાભાઈ.

---

૧ શ્રેયઃ ભલું. ૨ મધપુડો. ૩ તપોધનો. ૪ પર્વત.

ॐ

# ચોથી તપોધનબ્રાહ્મણ કોન્ફરન્સ ક્યાં થશે?

## " નડિયાદમાં. "

### મ. મોહનલાલ દલપતરામ અને છ ગામના તપોધનબ્રાહ્મણોને ધન્યવાદ.

સુજ્ઞ જ્ઞાતિબંધિવો! પ્રથમ કોન્ફરન્સ ખંભાતમાં થઈ, બીજી કોન્ફરન્સ શ્રીમાન્ મહાશય પ્રહલાદજીભાઈ સેવકરામના તન મન અને ધનના પુરૂષાર્થે સિદ્ધપુરમાં થઇ. અને ત્રીજી કોન્ફરન્સ મહાશય ભીખારામભાઇ અને ત્યાંના જ્ઞાતિબંધિવોના સતત્ પ્રયત્ને પાટણમાં થઇ અને ત્યાં કાર્ય ઘણી સારી ફતેહમંદીથી પાર ઉતર્યું. ચિંતા એ હતી કે હવે ચોથી કોન્ફરન્સ ક્યાં થશે? વઢીયાળ ચુંવાળ અને રણાસણના છેતિર ગામો ઉપર નજર પડી હતી અને ત્યાં પ્રયત્નો કરવાનો જ્ઞાતિના આગેવાનોએ વિચાર કર્યો હતો અને તેને માટે પ્રયત્નો ચાલતાજ હતા પરંતુ ગુજરાતના મધ્યવિભાગમાં કોન્ફરન્સ થવાની જરૂર જણાતી હતી. ત્યાંના જ્ઞાતિબંધિવોમાં પોતાના સ્વરૂપનું અને પોતાના કર્તવ્યનું જ્ઞાન થાય તે ઇચ્છવાયોગ્ય હતું. શ્રીમાન્ મહાશય ગિરિજાશંકર નિર્ભયરામ પોતાની માંદગીને સબબે ખંભાતમાં રજા ઉપર હતા, તેમણે છ ગામના જ્ઞાતિબંધુઓનો મેળાપ કરવા ઉચિત્ ધાર્યું અને ગતાંકમાં મી. ડાહ્યાભાઇ કેશવલાલે જણાવ્યું છે તેમ મ. હરગોવનદાસ ન્હાનાભાઇ અને મ. છગનલાલ મોતીલાલને સાથે લઇ કપડવંજ અને નડિયાદની મુલાકાત લીધી અને છ ગામના આગેવાન ગ્રહસ્થો મી. મોહનભાઇ દલપતરામ, હરજીવન રાવજી, મી. ન્હાનાલાલ મુળજી અને ચુનીલાલ રણછોડઆદિ ગ્રહસ્થો સાથે જ્ઞાતિહિત સંબંધી વાતચીત થઇ અને મી. મોહનલાલ દલપતરામે કોઈ પણ સંજોગોમાં ચોથી કોન્ફરન્સ નડિયાદમાં ભરવાનો વિચાર પ્રકટ કર્યો અને નિશ્ચિત વિચાર તેમના તરફના કેટલાક જ્ઞાતિબંધિવોને મળી જણાવવાનું કહ્યું હતું. તેમણે મ. હરગોવનદાસ ન્હાનાભાઇને આસો સુદ ૧૫ ને વાર રવેઉના પત્રદ્વારા જણાવ્યું છે કે ચોથી કોન્ફરન્સ નડિયાદમાં ભરવાનું નક્કી કર્યું છે. આ સમાચાર સાંભળીને તપોધનબ્રાહ્મણસૃષ્ટિમાં આનંદ ફેલાયા સિવાય રહેશે નહિં. જેને માટે રાહ જોવામાં આવતી હતી, જેને માટે ચિંતા રાખવામાં આવતી હતી, તે હાલ તુરત તો છ ગામે દૂર કરી છે. છ ગામના મ. મોહનલાલ દલપતરામ અને હરજીવન રાવજી એ મુખ્ય આગેવાનો છે. તેમના હૃદયમાં જ્ઞાતિહિતના વિચારો આવ્યા છે અને તેમણે આ જ્ઞાતિ ઉન્નતિનું મહાન્ કામ માથે ઉઠાવ્યું છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. કોન્ફરન્સના નિયમ પ્રમાણે કોન્ફરન્સ ફાગણ વા ચૈત્ર માસમાં થવી જોઇએ અને મ. મોહનલાલ દલપતરામ પણ તેજ સમયને પસંદ કરે છે.

કોન્ફરન્સના સેક્રેટરી મ. કેશવલાલ મોતીલાલ ડાકટર અને આસીસ્ટન્ટ સેક્રેટરી મ. ગંગાશંકર ટી. શર્માએ કોન્ફરન્સ સંબંધમાં મ. મોહનલાલ દલપતરામ સાથે પત્ર વ્યવહાર કરી અત્યારથી તેના કરવા જોઇતા કામોનો આરંભ કરવો જોઇએ. મ. ગિરિજાશંકર નિર્ભયરામે ઉપરોક્ત અધિકારીઓને લેખી ખબર આપી છે એમ તેઓ જણાવે છે. મ. મોહનભાઈ કોન્ફરન્સના કાર્યથી અજાણ છે જેથી તેમને દરેક પ્રકારની ઉક્ત કાર્ય સંબંધી સહાયતા આપવાની સેક્રેટરીઓ વ્યવસ્થા કરશે એવી આશા છે.

આ કૉન્ફરન્સ સમયે મુખ્ય કામ તપોધનબ્રાહ્મણ બોર્ડીંગ સ્કુલ સંબંધમાં જે કમીટી નીમાઇ છે, તેના સભાસદોએ તે કમીટીના સેક્રેટરી મ. શંકરલાલ ગુલાબરાય ઉપર પોતાના અભિપ્રાયો સત્વર મોકલી આપવા જોઇએ અને મી. શંકરલાલે આ વિષયમાં પોતાનો રીપોર્ટ ઘડી કાઢી કૉન્ફરન્સના ઠરાવાનુસાર પ્રતિનિધિ સભાના સેક્રેટરીઓ ઉપર મોકલી આપવો જોઇએ. પ્રતિનિધિ સભાના સેક્રેટરીઓએ પોતાની એક મીટીંગ નાતાલના તહેવારો ઉપર બોલાવી આ વિષયનો ફડચો આણી આવતી કૉન્ફરન્સમા નિકાલ માટે આ વિષય લાવવો જોઇએ.

વળી પ્ર. સભાએ તપોધનબ્રાહ્મણ જ્ઞાતિનું વસ્તિપત્રક કરવાનું કામ માથે ઉઠાવ્યું છે અને તેની વ્યવસ્થા કરવાનું કામ મ. પ્રહલાદજીભાઇ સેવકરામ અને મ. નયુશંકર ગોવિંદજી રાવળને સોંપવામા આવ્યું છે. તેમની પાસેથી તેનો રીપોર્ટ માગી તે કામ શીઘ્રતાથી પૂર્ણ કરવા તેમને વિનતિ કરવી જોઇએ વસ્તી પત્રકનું કામ એટલુ બધું ઉપયોગી છે કે જે તપોધનબ્રાહ્મણ બોર્ડીંગમાં અનેક પ્રકારની સહાયતા કરી શકે તેમ છે અત. તે કામ તો સત્વર પૂર્ણ થવુ જોઇએ આશા છે કે પ્ર. સભાના સેક્રેટરીઓ અને જે મહાશયોને આ કાર્ય સોંપવામાં આવ્યું છે તેઓ આના ઉપર વિશેષ લક્ષ આપી આગામી કૉન્ફરન્સની સાર્થકતા કરશે.

નડિયાદ ગુજરાતની એ મધ્યમા આવેલુ મુખ્ય શહેર છે જેથી દરેક ઠેકાણેથી લોકોને ત્યાં આવવાનું બહુજ અનુકુળ પડશે અને હમે દ્રઢતાપૂર્વક કહી શકીએ છીએ કે આ કૉન્ફરન્સમાં ઘણો બધુઓ ભાગ લઇ શકશે અને આગલી ત્રણ કૉન્ફરન્સો કરતાં આ કૉન્ફરન્સ વિશેષ પ્રભાવશાળી નિપજશે. વળી નડિયાદ એ વિદ્વાનોની ભુમી છે અને ત્યાં તપોધન બ્રાહ્મણો ઘણું સારૂં કામ કરી શકશે. આ જ્ઞાતિના વિદ્વાન્ વક્તાઓએ આ ભુમિ ઉપર પોતાના વિચારો બહુજ વિદ્વતાપૂર્વક દર્શાવવા પડશે અને તેઓ પણ અત્યારથી તૈયારી કરશે એવી આશા છે હમે એકવાર ફરીથી જણાવવાની રજા લઇશુ કે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના હિતને માટે મ. મોહનલાલ દલપતરામે આ અનુપમ કાર્ય કરવાનો સદ્વિચાર કર્યો છે તેને માટે તેમને અને ઉ ગામને હમે અતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ અને સર્વ બધુઓ તેમ કરવામા હમારી સાથે મળતા થશે એ નિર્વિવાદ છે.

કૉન્ફરન્સના સેક્રેટરીઓ અને તપોધન બ્રાહ્મણ પ્રતિનિધિ સભાના સેક્રેટરીઓએ આ કૉન્ફરન્સને દીપાવવા માટે અત્યારથી પોતાના કામની તૈયારીઓ કરવી જોઇએ એવી તેમને હમારી નમ્ર વિનતિ છે.

ત્રીજી કૉન્ફરન્સ વખતે જ્ઞાતિહિતના જે જે ઠરાવો પસાર કરવામાં આવ્યા છે તે તપોધન બ્રાહ્મણ પ્ર. સભાના સેક્રેટરીઓએ દરેક સંભાના આગેવાનો ઉપર તેનો અમલ થવા મોકલી આપ્યા હશે અને તેમના જે જવાબો આવ્યા હોય તે આ માસિક તેઓ ઉપર મોકલી આપવા કૃપા કરશે તો લોકોની જાણ માટે હમે તેને છાપીશુ. આ વિષયમાં હજુ સુધી પ્ર. સભાએ કાંઇ કર્યું ના હોય તો તે હવે પછી અવસ્ય કરશે એવી હમે ઉમેદ રાખીએ છીએ.

કૉન્ફરન્સની ફી વધારવામાં આવી છે તે સંબંધમાં કેટલાકોનો મતભેદ છે. કેટલાક બંધુઓ કહે છે કે ફી જે પ્રથમ હતી તેજ રાખવી અને કેટલાકોનું એવુ માનવું છે કે ફી વધારવી. આ વિષયમાં કૉન્ફરન્સના સેક્રેટરી ઉપર ચર્ચાપત્રો મોકલી તેનો માગસર માસ સુધીમાં નીકાલ કરવો જોઇએ, અને તેનો જે નીકાલ થાય તે સેક્રેટરી મહાશયો હમને લખી

મોકલશે તો સર્વે બંધુઓની જાણ માટે હમે તેને પ્રકટ કરીશું. આ વિષયમાં હમારો નમ્ર મત એછે કે કોન્ફરન્સ હમેશા ચાલુ રહે તેટલા માટે ફી વધારવામાં આવી છે એ વાત ન્યાયપુરસ્સર છે, પરન્તુ આપણી જ્ઞાતિનો વિશેષ સમુદાય આ કોન્ફરન્સમાં ભાગ લે તો પણ ઇચ્છવા યોગ્ય છે અને તેમ ઇચ્છવામાં આવે તો પ્રથમજ જે ફી રાખવામાં આવીછે તે પ્રમાણે રાખવામાં આવશે તોજ ઇષ્ટસિદ્ધિ થઈ શકશે.

દયાળુ પ્રભુ આ કોન્ફરન્સને સર્વ પ્રકારની સફળતા બક્ષે એવી આશા રાખતા વિરમવાની રજા લઉંછું.

છગનલાલ જગન્નાથ.

---

## सज्जनशतक.

લેખકઃ—શાંત-ચૈતન્ય મઠ.

( ગતાંકથી ચાલુ. )

---

संपत्सु महतान्त्रितं भवत्युत्पल कोमलम् ॥
आपत्सु महाशैल शिलासंघातकर्कशम् ॥ ७ ॥

ભાવાર્થ—સાધુ મનુષ્યનું મન સંપત્તિ, મળે છે તે કાળમાં કમળ કરતાં પણ અત્યંત કોમળ થઇ જાય છે અને વિપત્તિકાળમાં મહાપર્વતની શિલાના સંઘાત સમાન કઠોર બની જાય છે એમ કહેવામાં રહસ્ય એ છે કે સજ્જનને સંપત્તિ મળે છે ત્યારે તે એટલો દયાળુ થઇ જાય છે કે કોઈ દુઃખીનું દુઃખ દ્દષ્ટિએ જોઇ શકતો નથી. ગમે તે પ્રકારથી પોતાના તન ધનની મદદવડે બીજાને દુઃખમાંથી મુક્ત કરે છે. શિબિ રાજાની એવી હકીકત છે કે તેણે પોતાનું માંસ અને આખરમાં શિર આપીને પણ શરણે આવેલાનું રક્ષણ કર્યું હતું. અહા! ઉદારચિત્ત સજ્જન પુરૂષો બીજાના દુઃખની નિવૃત્તિ કરવા માટે પોતાના પ્રાણને પણ તુચ્છ ગણી આપી દેતા વિલંબ લગાડતા નથી. તેમજ દુઃખ આવી પડે છે ત્યારે તેમનું મન પર્વતના પથ્થર જેવું કઠિણ થઇ જાય છે. ચોતરફથી દુઃખનો દાવાનળ સળગતો હોય છતાં એ પોતાનો ગુણ તજતા નથી એજ સજ્જનની સજ્જનતા છે, રાજા હરિશ્ચંદ્રે સત્યવચનની ખાતર રાજ્યનો ત્યાગ કર્યો. પુત્ર અને સ્ત્રી ઉભયને પરઘર વેચી મુનિનું ઋણ પૂર્ણ કરવા જાતે અંત્યજને ઘેર વેચાઈ સ્મશાનની ચોકી કરવા રહ્યા. ત્યાં પ્રસંગ એવોજ બન્યો કે તેની સ્ત્રી પોતાનાજ પુત્રનું શબ લઇ અગ્નિદાહ કરવા આવી પણ તેની પાસે કર આપવાનો ન હોવાથી ચોખ્ખી ના પાડી. આ મહાન્ વિપત્તિમાં હરિશ્ચંદ્રનું હૃદય પાષાણ જેવું કઠિણ થયું તોજ પોતાની સત્યતા સાચવી શક્યો. આનુંજ નામ કસોટી છે. અસ્તુ.

દોહરો.

સંપત્તિમાં ચિત સુજનનું, કમળથી કોમળ થાય;
વિપત્તિમાં મન મહત્‌નું, ઉપલથી કઠિણ જણાય. ૭

---

दन्ति दन्त समानांहि निःसृतं महतावचः ॥
कूर्मं ग्रीवेन नीचानां पुनरायातियातिच । ८ ॥

ભાવાર્થ—સજ્જન પુરુષોના મુખમાંથી નીકળનાર વચન હાથીના દાંત સમાન હોય છે. હાથીદાંત એક વખત નીકળ્યા પછી પાછો પેસી જતો નથી પણ બાહાર દેખાતોજ રહે છે તેમ સજ્જના મુખમાંથી એક વખત નીકળેલ વચન પાછું પેસતુંજ નથી. તેતો પોતાના વચન પ્રમાણે અવશ્ય વર્તન કરેજ છે તે વાત સ્પષ્ટ સમજવા એક દષ્ટાંત છે કે કોઇ વખત એક શેઠ તીર્થયાત્રા નિમિત્તે પરદેશમાં ગયેલ, રસ્તેજ પૈસા ખુટી પડયા તેથી કોઇ શહેરમાં જઇ પૈસા લેવા વિચાર કર્યો અને કોઇ શ્રીમંત પાસે જઇ કહેવા લાગ્યા કે પૈસા આપો. ત્યારે શ્રીમાને જવાબ આપ્યો કે પૈસા, પણ કાંઇ આડ મૂકો ત્યારે પૈસા લેવા જનાર શ્રીમંતે પોતાની મુછનો એક વાળ કાઢી કહ્યું કે આ આડ ઉપર એકહજાર રૂપિયા આપો. પહેલો પુરૂષ પણ ચતુર હતો તેણે પરીક્ષા લેવાના ઇરાદાથી કહ્યું કે શેઠ! વાળ વાંકો છે. શેઠે ગંભીરતાથી જવાબ આપ્યો કે ભાઈ જેવો છે તેવો મારો છે. પહેલાએ તેને તુરત પૈસા આપ્યા. ડાહ્યા મનુષ્યની કિંમત માત્ર તેના વચન પરથીજ થઇ શકે છે. મહુંમ કવિ દલપતરામ કહે છે કે " માણસનું તોલ તેના બોલથી પીછાનીએ " પૈસા લઇ જનાર પુરૂષે પણ પોતાના દેશમાં જઇ પૈસા મોકલી પોતાનો વાળ પાછો મંગાવી લીધો. આમાં માત્ર પોતાના વચનનીજ પ્રમાણતા છે. દુર્જન મનુષ્યને તો પોતાના વચનની કશી કિંમતજ હોતી નથી. તેતો એક તરફથી બોલે અને બીજીજ ક્ષણે ફરી જાય છે. જેમ કાચબાની ડોક તેની ઢાલ નીચે વારંવાર પેસે ને નીકળે છે તેમ નઠારા મનુષ્યો પણ સમયાનુસાર પોતાનાં વચન ફેરવ્યાજ કરે છે. હાલનો જમાનો આ બાબતમાં એટલો બધો અધમ પાયરીએ પહોંચ્યો છે કે તે બોલવામાં પણ સુધરાઇ બતાવે છે. મનમાં વિચાર જુદાજ પ્રકારના હોય છતાં બાહારના શબ્દો એવી ટાપટીપ કરીને બોલે છે કે સાંભળનાર જરૂર ભૂલાવો ખાય એટલુંજ નહિ પરંતુ સ્ટાંપ લઈ તે પર લખાણ કરવામાં આવે તો તેમાં પણ પોતાના બચાવની બારીઓ યુક્તિથી આરંભમાંજ રાખવામાં આવે છે. અહો! આર્ય સંતાનોની અધમતાનીજ અવધિજ!! વાગ્દેવી! તારા પુત્રોને જાગૃત કરી વચનની કિંમત સમજવાની મતિમાં મૂક. અસ્તુ. ૐ

દોહરો.

વચન સુજનનાં નીસરે, જેમ દન્તિનો દંત;
કૂર્મ ગ્રીવા સમ નીસરતાં, દુર્જન વચન અનન્ત. ૮

[અપૂર્ણ]

ૐ

## " સદ્કીર્તિ તેજ અમરનામ. "

તપોધન બ્રાહ્મણ બોર્ડીંગ માટે યાચના.

શ્રીમાન્ પરોપકારી ધર્મધુરંધર સખી મદરપો! સુવર્ણની લંકામાં સોનનું દાન આપવું શા કામનું!......જ્યાં ખલોખલ સમુદ્ર ભરેલો હોય ત્યાં લોટો પાણી રેડવું અને ચોમાસામાં

જળાશયો બેસાડવાં શા કામનાં?....જ્યાં કુદરતી રીતે ઝાડોનાં ઝુંડ પ્રસરેલાં હોય ત્યાં છાયા કરવી શા કામની? જ્યાં અનહદ અન્નના ક્ષેત્રો ભરેલાં હોય ત્યાં મુષ્ટિઅન્ન આપવું શા કામનું?...જ્યાં દેદિપ્યમાન સૂર્ય પોતાની સોળેસોળ કળાઓથી ઉષ્ણ ૠતુમાં પ્રકાશમાન થયેલો હોય ત્યાં મશાલ સળગાવવી શા કામની?...... ..પરંતુ જ્યાં હડહડતો દુષ્કાળ પડેલો હોય ત્યાંજ અનાજ વહેંચવું જોઇએ, જ્યાં અવિદ્યારૂપી અજ્ઞાનતાનો ગાઢ અંધકાર થયેલો હોય ત્યાંજ રોશની થવી જોઇએ, જ્યાં રેતીનાં રણ હોય ત્યાંજ વૃક્ષો રોપાવવા જોઇએ, જે દેશમાં સખ્ત ઠંડાને લીધે ગરીબ માણસોના ગાભડી, હીમની પેઠે ફળી જતાં હોય ત્યાંજ ગરમ વસ્ત્રો અપાવવાં જોઇએ. જ્યાં ધર્મને નામે ધેનીંગ વાગતાં હોય ત્યાંજ સત્યના મકટાવવી જોઇએ.

પ્યારા તપોધન બંધુઓ? આપણી પ્રાચીન સ્થિતિનો વિચાર તો કરો કે તપના પ્રભાવવડે આપણા મહાન્ ૠષિ દધીચિએ પોતાનાં અસ્થિને પણ જનમંડળ હિતાર્થે અર્પણ કીધાં હતાં. તે દાનેશ્વરી વાસનાઓ શું તેમના ભાવિ પુત્રો આપણ તપોધનબ્રાહ્મણોમાંથી લુપ્ત થઇ ગઇ?......આપણા વડીલો જનસુખાર્થે સ્થળે સ્થળે આશ્રમો બાંધી સમસ્ત સંસારની પ્રજાને સુવિદ્યાનું સુપાન કરાવતા તેમના પુત્રો શું આપણે આપણા ભાવિ બાળકો માટે કંઈ પણ યોજના નહી કરીએ?...સુજ્ઞ બંધુઓ! ભાવિ પ્રજાના ઉત્કર્ષાર્થે ભલે આપણું સર્વસ્વ નષ્ટ થાય, ભલે દેહાર્પણ કરવો પડે પણ હવેની પ્રજા ઉપર જ્ઞાનરૂપી અમૃતની વૃષ્ટિ વરસાવવી એજ ખરી એવો સર્વજન સંકલ્પ કરો.

સુશીલ વીરો? સંસારમાંથી એકથી માંડીને આપણે હજારો નહિ પણ લાખો રૂપીઆ સંપાદન કરી શકીએ છીએ તેમાં મુખ્ય આશ્રય કોનો છે? તેને માટે જરા વિચાર કરવામાં આવે તો આપણે નિર્વિવાદ કબુલ કરવું પડશે કે તેમાં મુખ્ય આશ્રય વિદ્યાનોજ છે ત્યારે મ્હારે સવિનય નિવેદન કરવાનું કે જેના આશ્રયથી આપણે સહસ્ર નહિ પણ લક્ષ રૂપીઆ પ્રાપ્ત કરી શકીએ છીએ તેનો શું આપણે બદલો નહિ આપવો જોઇએ?... ... જે વૃક્ષ તળે આપણે વિશ્રાન્તિ લીધી હોય તેનો શું ઉપકાર ભુલી જવો જોઇએ? જે વિદ્યાથી, આપણે પ્રતિદિન પાંચ રૂપીઆ પ્રાપ્ત કરતા હોઇએ તે વિદ્યાના ઉત્તેજનાર્થે શું આપણે હમેશ પાંચ પાઇ નહિ કાઢવી જોઇએ? ... ... જો તેમ કરવામાં આવ્યું હોત તો મને ખાતરી છે કે આજ દીન પર્યંત તપોધન બ્રાહ્મણ સૃષ્ટિમાં હજારો નહી પણ લાખો રૂપીઆનું ફંડ હોત ... ... ખેર પરમાત્મા કરે કે હવે તપોધન બ્રાહ્મણોના હૃદયમાં ફંડ એકત્ર કરવાની શક્તિ સત્વર પેદા થાય... ... તથાઽસ્તુ.

સુજ્ઞ મહાશયો? હવે આપણે આપણા ઘરનો હિસાબ તપાસીશું તો ખાતરી થશે કે આપણે એવા કંજુસ નથી કે પેદા કરેલા તમામ પૈસા તીજોરીમાં રાખી મુકનાજ હોઇએ, મોજમઝા ભોગવવામાં, બંગલા વિગેરે બનાવવામાં, ગાડી-ઘોડા રાખવામાં, ન્યાત-વરા કરવામાં, અવિવેકથી વર્તવામાં, અપાત્રને દાન આપવામાં એમ આપણે આપણા વિત્તનો ભોગ આપીએ છીએ પરંતુ આપણું કર્તવ્ય, આપણી ફરજ આપણે લક્ષમાં રાખતા નથી, માટે જો લગ્ન જેવા પ્રસંગે કંઇક રકમ દાન કરતા હોઇએ તોપણ આપણા બાળકોનું શ્રેય થાય.

ૠષિ સંતાનો? દુનિયામાં એવો સ્વભાવિક નિયમ છે કે A man is known by his past or present actions) મનુષ્ય પોતાના ભૂત વા વર્તમાન કર્મથી ઓળખી શકાય છે. તેવી રીતે આપણા પૂર્વજોએ તપના પ્રભાવથી જે તપોધનત્વ પ્રાપ્ત કીધું હતું

તે જાળવી રાખવાને અર્વાચિન સમયમાં આપણી પાસે શું સાધન છે........શું પરમકૃપાળુ પરમાત્માએ તપોધનત્વ પણાની કંઇ છાપ ચહોડા છે? જ્યારે નથી તો પછી એ નામ શા માટે દુષીત કરવું જોઇએ?

विश्वामित्रो वसिष्ठश्च मतंगो नारदादयः
तपोविशेषैः संप्राप्ता उत्तमत्वं न जातितः॥ શુક્રનીતિ.

વિશ્વામિત્ર, વસિષ્ઠ, મતંગ તથા નારદાદિ ઋષિઓ તપના વિશેષ પ્રભાવથી તપોધનત્વને પામ્યા છે પણ જાતિથી નહી તો હે અગ્રગણ્ય મહાનુભાવો? તપોધન બાળકો પુનઃ તેવાં થાય તે માટે બોર્ડીંગાદિ આશ્રમ ખોલો કારણકે આપણો ઉદય આપણા સ્વધર્મ પરાયણના ઉપર રહેલો છે. જ્ઞાતિબંધુઓ! પરમાત્માએ આ સંસારની અંદર જડ તથા ચૈતન્ય પદાર્થોમાં મનુષ્ય પ્રાણીને દરેક રીતે ઉચ્ચતા બક્ષેલી છે. અને તે ઉચ્ચતા જ્ઞાનશક્તિની બક્ષીસ છે પરંતુ તે જાત જન્મથી પ્રાપ્ત કરી શકાતું નથી. તેની પ્રાપ્તિ માટે શાસ્ત્રોમાં મુખ્ય જરૂરીઆત વિદ્યાની બતાવી છે કારણકે વિદ્યાના પ્રતાપેજ મનુષ્ય જ્ઞાનવાન બની, ધર્મ અર્થ કામ ને મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. જ્યારથી આપણી જ્ઞાતિમાંથી વિદ્યારૂપી બીજ નિર્મુળ થયાં ત્યારથી આપણે અધોગતિને પ્રાપ્ત થયા છીએ તો પુનઃ જ્યારે કલ્પવૃક્ષ સમાન વિદ્યા આપણી જ્ઞાતિ બાળકો સંપાદન કરશે ત્યારે આપણી ઉન્નતિ થશે.

सर्वधर्ममयं ब्रह्म प्रदानेभ्योऽधिकंयतः॥
तद्ददत् समवाप्नोति ब्रह्मलोकम विच्युतम्॥ याज्ञवल्कय.

અર્થ—સર્વધર્મમય વેદ છે અને વેદ વિદ્યાનું દાન સર્વ દાનોમાં ઘણુંજ શ્રેષ્ટ છે. તેનુ દાન કરવાથી અવિનાશી બ્રહ્મપદ પ્રાપ્ત થાય છે.

नान्नदानात्परोदानं विद्यादानं ततोऽधिकम्॥
अन्नेन क्षणिका तृप्तिर्यावज्जीवन्तु विद्यया॥

અન્નદાન કરતાં બીજુ શ્રેષ્ટ દાન નથી છતાં તેનાથી પણ ઘણુંજ શ્રેષ્ટ વિદ્યાદાન છે. અન્નની તૃપ્તિ ક્ષણભુંગર છે પણ વિદ્યા આખો જન્મ સફળ કરે છે. તો જ્ઞાતિવીરો! નેપોલીઅનના કથનાનુસાર આ સમસ્ત સંસારની સર્વ વસ્તુઓ પ્રાપ્ત કરી શકાય સમજી કાર્ય આદરો, કદાચ પ્રથમ આપણને એમ લાગે કે બોર્ડીંગ જેવું આ મહાન કામ ક્યાં? અને ક્યાં તપોધન બાન્ધવોની આર્થિક સ્થિતિ! માટે આ કાર્ય કોઇ દિવસ ફળીભુત થઇ શકશે નહી. આવા સંકલ્પ વિકલ્પ આપણને થયાં કરે છે. પરંતુ ભર્તૃહરી કહે છે કેઃ—

प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमंतिमध्याः।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारभ्यचोत्तमजना न परित्यजन्ति॥ १॥

સત્યકાર્યને અંગે વિઘ્નો આવી નડે છે પરંતુ સત્પુરૂષો એ વિઘ્નોથી નિરાશ થતા નથી તેમ પોતાનો શ્રમ ત્યજી દેતા નથી. પરંતુ ધીરજ રાખી સદ્બુદ્ધિથી વિઘ્નોને દૂર કરી પ્રયાસ ચાલુ રાખે છે અને પોતાનો પ્રયાસ પ્રભુ કૃપાએ પાર પાડે છે. તેવી રીતે

હે જ્ઞાતિ ઉદ્ધારક વીરો ? તપોધનઋષિ-બોર્ડીંગ સ્થાપનાર્થ સત્વર બીડું ઝડપો અને ફંડ એકત્ર કરવા માટે જુદા જુદા ઉપાયો શોધી કાઢો. દુનિયામાં એકની એક વ્યક્તિ ભગિરથ પ્રયત્નને પણ અંતે પરિપૂર્ણ કરી શકે છે તો શું આપણી તપોધન સૃષ્ટિ એકજ દધીચિઆ-શ્રમ વા બોર્ડીંગ નામક ઉદ્દેશને પાર નહી પાડી શકે ? મહાત્મા મુન્શીરામના એકના એક પુરૂષાર્થથી સમસ્ત આર્યાવર્તમાં પ્રથમ પંક્તિ ભોગવતું તેમ સર્વ બાબતમાં ઉચ્ચના ધરાવતું કાંગડી ગુરૂકુલ સ્થપાયું, જેમાં હજારો નહી પણ લાખો રૂપીઆ જમા થઇ ગયા તેમ સહસ્ત્ર વિદ્યાર્થિઓએ વેદરૂપી બગીચાનાં મીઠાં ફળ ચાખ્યાં અને તે વિદ્યાની દિવસે દિવસે એટલી બધી વૃદ્ધિ થવા પામી કે આર્યાવર્તમાંથી કાંગડી ગુરૂકુલની ઉચ્ચ શ્રેણીને શિક્ષણ આપનાર શિક્ષકો દુર્લભ થઇ પડ્યા જેથી સદર સંસ્થાનો કેટલાએક વિદ્યાર્થીઓને વિદ્યા પ્રાપ્તિ અર્થે પરદેશગમન કરવાની જરૂર પડી. કર્મવીર લાલા હંસરાજના એક સતત પ્રયાસથી આજે લાહોરની ડી. એ. વી. કોલેજ ૮ લાખનાં મકાન અને ૧૦ લાખનું સ્થાયી ફંડ ભોગવે છે. અને ડી. એ. વી. કોલેજના વિદ્યાર્થીઓએ પશ્ચિમમાં જઇ ત્યાંના વિદ્યાર્થીઓને હરીફાઇમાં હંફાવી મુકયા છે. જ્યારે ઉક્ત બે મહાપુરૂષોએ આવાં અદ્ભુત કામ કીધાં છે તો '૧૫૦૦૦ની તપોધન કોમમાં એવા નરવીરોની ન્યુનતા હોય એમ મને લાગતું નથી. મને આશા છે કે આ કાર્યને શ્રીમાન્ મહાશય પ્રહ્લાદજીભાઇ, મ. ગિરિજાશંકરભાઇ મ. પ્રભાશંકરભાઇ મ. છોટાલાલભાઇ આદિ હાથે લે તો ફંડની કંઇ સીમા રહે નહી. અને મને આશા છે કે ઉક્ત સદ્ગૃહસ્થો અવશ્યમેવ, આ ગાઢ અજ્ઞાનરૂપી અંધકારમાં અથડાતી અને ધનના કલેશવડે કુટાતી જ્ઞાતિનાં બાળકોને પ્રકાશમાં લાવશે......ઋષિ સંતાનો ? વૈજ્ઞાનીક લોકોનો એવો સિદ્ધાન્ત છે કે હમેશાં મધ્યમાવસ્થા ભોગવતા જને ઉચ્ચતા પ્રાપ્ત કરી શકે છે કારણકે ઉચ્ચ વર્ગમાં મોજમઝાને લીધે પ્રતિદિન તે વર્ગ નીચતા તરફ જતો જાય છે ત્યારે પેલો મધ્યમવર્ગ હમેશાં ઉચ્ચતાના શિખરે ચઢવા મથન કરી રહે હોય છે. આ દુનિયામાં જેટલા જેટલા મહાનપુરૂષો ઉત્પન્ન થયા છે તે બધા મધ્યમ સ્થિતિમાંથી ઉત્પન્ન થયેલા છે જેના હજારો દાખલા પુસ્તકોમાં મોજુદ છે. બે જામીન ફ્રેન્કલીન, નેપોલીઅન વોશીંગટન, કવિ કાળીદાસ અને શ્રીમાન શંકરાચાર્યે આ દુનિયામાં શું ન કીધું ?......તો હે જ્ઞાતિના પરોપકારી શ્રીમાન્ ગૃહસ્થો ? આપણી જ્ઞાતિમાંજ કવિ તત્વવેત્તા વૈજ્ઞાનિક અને વિદ્વાનોની હયાતી છે, પણ જેમ દર્પણ ઉપર મલીન આવરણ પડવાથી મુખાકૃતિ જણાતી નથી તેમ તેમને અજ્ઞાનતારૂપી આવરણે ઢાંકી દીધા છે તો તેથી મલીન આવરણને દૂર કરવા પ્રયત્નશીલ થાઓ.

તપોધન જ્ઞાતિના શ્રીમાન્ ગૃહસ્થો ? નિસ્સંદેહ તમારા માથે હજારો પ્રકારનો બોજો હશે તેમ તમારે કંઇ કંઇ પ્રકારનાં દાન કરવાં પડતાં હશે પરંતુ યદિ આપ વિચારશો તો પ્રતીત થશે કે જ્ઞાતિ ઉન્નતિ દાનની અપેક્ષા કયું દાન શ્રેષ્ઠ હોઇ શકે ?

જ્ઞાતિવીરો ! યાદ રાખો કે જ્યારે આવા આવા પુરૂષોની હયાતીછતાં કોઇ બાળક વિદ્યારહિત રહે તો તે કેવળ લજ્જાસ્પદ છે; અમારૂં કર્તવ્ય અમારી શક્તિ, અમારી પ્રસિદ્ધતા જ્ઞાતિનાં બાળકોના ઉદ્ધાર કરવામાં ખરચ કરવી પડે તો ફીકર નહિ પણ કોઇ બાળક અજ્ઞાન રહી જવુ જોઇએ નહિ. તપોધન બધુંઓ ! શું આપ નથી જાણતા કે તપોધન જ્ઞાતિનાં એકએક બાળક પોતાના તપધનરૂપી ઐશ્વર્યનો લાભ લેવાને સરખી રીતે હકદાર છે ?

તપોધન જ્ઞાતિની અનુમાનથી કલ્પેલી ૧૫૦૦૦ વસ્તીમાં કેટલાક એવા સ્થલ છે કે જ્યાં કેળવણીનો બીલકુલ અભાવ હોઈ બાળકોને જીંદગી પર્યંત અજ્ઞાન રહેવુ પડે છે તો પછી ત્યાં તપોધન નામના ગૌરવનું તો ભાન ક્યાંથીજ હોય? માટે એવા પ્રદેશમાં કેળવણીરૂપી બીજ નાખવા આપ દયાળુ ગૃહસ્થો જેમ બને તેમ જલદી તૈયાર થાઓ.

સભ્ય ગૃહસ્થો ? અંતમાં મ્હારે આપ પ્રતિ નમ્ર વિનતિ કરવાની કે બાળકને કેળવવામાં મોટો પ્રભાવ શિક્ષણનો છે. બાળક, જેવા પરિચય અને સંજોગોમાં રહે છે તેવું થાય છે. ધણીખરી વખતે બુદ્ધિમાન્ બાળકો શિક્ષણના અભાવે મુર્ખ નીવડે છે અને દરિદ્રાવસ્થા ભોગવતાં બાળકો ખંત અને પુરૂષાર્થથી વિદ્વાન નીપજે છે, તો આ તમારી અનાથ તપોધન જ્ઞાતિનાં બાળકોનું શ્રેયઃ કરવા હવે કોઇપણ પ્રકારે વિલંબ ન કરતાં સત્વર તૈયાર થાઓ ઇત્યલમ્

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

લી. સેવક.

શંકરલાલ ગુલાબરાય રાવળ. પડઘનિવાસી.

---

## સ્ત્રીસંરક્ષણ.

( લેખિકા—ગં. કમળાલક્ષ્મી પ્રહલાદજી. )

( ગતાંકથી ચાલુ. )

( ૩ ) પતિથી જુદા પડવું તે આપણ સ્ત્રીઓને અવળે રસ્તે લેઇ જનાર છે. પતિ વિના એકલી રહેતી સ્ત્રીના મનમાં અનેક જાતના વિચાર આવે છે અને તેવામાં જો કોઇ ખરાબ માણસની સંગત્તિ થઇ જાય છે તો પછી ખરાબીનું પરિણામ આવે છે. પતિની સાથે રહેવાથી તેની સેવામાં ઘણો વખત જાય છે અને આનંદમાં વખત જાય છે તેથી પછી ખોટા વિચારોને માટે વખતજ મળતો નથી. જીવતર સુખરૂપ થાય છે તથા કીર્તિ વધે છે. ગરૂડપુરાણમાં કહ્યું છે કેઃ—

पति विना नतिष्टेत दिवा वा यदि वा निशि ।

અર્થાત્ રાત્રી કે દિવસે પતિ વિના રહેવું નહિ.

(૪) આમતેમ ભટકવુ—આમતેમ ભટકવાથી તુરતજ કુસંગતિરૂપ ચેપ લાગે છે અને તેથી જીંદગીની ખરાબી થાય છે. આ ભટકવું કેટલીક વખત ધર્મને બ્હાને હોય છે. તો તેનું પરિણામ ફળ ધર્મ ન થતાં અધર્મજ થાય છે. સાધુ, સન્યાસી કે ભગતને બહાને ભટકતી મારી ભોળી બ્હેનોની નિંદા આપણે સાંભળીયે છીએ એટલુંજ નહિ પણ શાકભાજી લેવા માટે કે દેવદર્શનને નામે પણ ભટકવાનું પરિણામ સારૂ આવતુ નથી તે આપણે લોકોમાં જોઇએ છીએ.

આ ઠેકાણે શંકા થવાનો સંભવ છે કે બીજું તો ઠીક પણ દેવમંદિરોમાં જવાથી અધર્મને રસ્તે જવાય છે એમ કહેવું તે ખોટું છે, કેમકે દેવદર્શનથી તો પુણ્યજ થવું જોઇએ. આ સંબંધમાં જરા વધારે સમજવું જોઇએ, દેવદર્શનથી પુણ્ય થતુ હોય તોપણ તેને માટે આમતેમ, એક મંદિરથી બીજા અને બીજેથી ત્રીજા મંદિર રખડવામાં પુણ્ય નથીજ, કેમકે દેવનાં દર્શન કરવાં તે ઉપાસનાને માટે છે.

આપણે એકાન્તમાં શ્રીકૃષ્ણ પરમાત્મા કે શંકરનું ધ્યાન કરવા બેસીએ ત્યારે તેમની મૂર્તિ કેવી છે, તે લક્ષામાં ન આવે તો તેમના મંદિરમાં જઈ મુર્તિ હૃદયમાં ઉતારી પછી એકાંતે બેસી તેનું ધ્યાન કરવાનું છે, અને તેટલા માટે મંદિરોની સ્થાપના છે. કોઇપણ મનુષ્ય અનેક મૂર્તિઓનું ધ્યાન કરી શકેજ નહિ એટલુંજ નહિ પણ, થઇ શકાય તોપણ તેની જરૂર નથી. ઉપાસનાનો હેતુ ચિત્તને સ્થિર કરવાનો છે અને તેને માટે જેજે........ જેજે........કરવાની જરૂર નથી. એકાંતમાં બેસી ધ્યાન કરવાથીજ ચિત્તની એકાગ્રતા થાય છે. નહિ કે ભટકવાથી. દોડાદોડી કરવી તે તો ઘરનું કામકાજ મુકી નકામી મહેનત છે. એવા શ્રમનું કંઇપણ ફળ મળતું નથી પરન્તુ તેવી રખડપટીમાં ક્યાંક કુસંગ લાગી જાય તો પછી "લેને ગઇ પૂત ઓર ખોઆઇ ખસમ" ની પેઠે પ્રભુ તો મળતા નથી પણ પોતાના સદાચારનો લોપ થઇ નરકે જવાનો વખત આવે છે.

માટે આ મહા ભ્રમમાંથી મુક્ત થવાની જરૂર મારી ભોળી અજ્ઞાન બ્હેનોને છે. આવી રીતે અબળાઓને ભ્રમમાં નાંખી રખડાવનાર પણ નરકનાજ અધિકારી થાય છે; વળી તેને દુષણ માનવામાં બીજો પણ હેતુ હોવો જોઇએ કે સ્ત્રીઓનો પતિવ્રત એજ ધર્મ છે, ધ્યાન પણ પતિનુંજ કરવાનું છે, પતિ એજ તેમનું દૈવત છે, એટલે સૌભાગ્યવતીઓને તો બહાર જવાની બીલકુલ જરૂર નથી.

તેમજ વિધવાઓને પણ પતિનું ચિંત્વન કરતાં ઘરમાંના દેવોની સેવા કરવાની છે. તીર્થમાં કે ગામમાં મંદિરોમાં જઇ પ્રભુમૂર્તિનું ધ્યાન કરવાનો પ્રયત્ન કરે તોપણ વડીલોની સાથેજ જવું નહિ કે એકલાં.

(૫) દિવસે કે અયોગ્ય વખતે સુવું—દિવસે કે સંધ્યાકાળ સવાર જેવા અયોગ્ય વખતે સુવું તેથી પણ બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. તો તેવા બપોરના વખતમાં ધર્મનીતિનાં પુસ્તકો વાંચી કાળ નિર્ગમન કરવો.

(૬) બીજાને ઘેર વાસ કરવો—આથી સહજ ખરાબ માર્ગમાં ફસાવાની ધાસ્તી રહે છે. પતિ વા પિતા રક્ષણ કરનાર ન હોય તેવે ઠેકાણે રહેવામાં ઘણું જોખમ છે અને તેમાં કદાચ એકાંત થાય તો પછી શિયળ સાચવવાની આશાજ ન રાખવી તો સર્વે સન્નારીઓએ પોતાનું કર્તવ્ય યોગ્ય લાગે તો આવી રીતે બજાવવું જોઇએ.

---

## તપોધન બ્રાહ્મણ બોર્ડીંગ સ્કુલ કમીટીના સભાસદના પત્રો.

---

તપોધન બ્રાહ્મણોના છોકરાઓને કેળવણીમાં નાણાની મદદ મળે તો તે લોકોને વિદ્યાનો લાભ મળી શકે તે સારૂ ફંડ કરવું જોઇએ. ફંડમાં નાણું કેવી રીતે જમે થઇ શકે તે બદલ મ્હારા વિચારો દર્શાવુ છું.

હાલ તપોધન બ્રાહ્મણ પ્રતિનિધિ સભા સ્થાપી છે તેનું સદર સ્ટેશન અમદાવાદ છે, તેમાં જે સભાસદો મુકરર થયાછે તે સંખ્યા થોડીછે માટે સભાસદો વધે એમ થવું જોઇએ.

પાટણમાં લગ્ન થનાર વર તરફથી રૂ. ૨) જનોઇ બદલ રૂ. ૧) ન્યાતના ફંડમાં લેવા ઠરાવ્યુ હતું તેનો અમલ થોડી મુદત થયા પછી થઇ શકતો નથી અને વસુલ લેવા ન્યાતમાં કોઇ કાળજી રાખતું નથી. આ લખવાનું કારણ એ છે કે પાટણ મુકામે

ભરાએલી કોન્ફરન્સમાં લગ્ન પ્રસંગે રૂ. ૨, ઉપવિત પ્રસંગે રૂ. ૨, જન્મોત્સવ રૂ. ૨, સીમન્તોન્નયન રૂ. ૨, મરણ પ્રસંગે રૂ. ૧, એ રીતે પ્રતિનિધિ સભાને આપવાનું ઠરાવ્યું છે તે ઉપર પાટણની લાગતનો દાખલો આપ્યો છે તે જોતાં આ લાગા વસુલ થશે કે કેમ? તેજ શક પડતું છે. આપણા લોકોની આર્થિક સ્થિતિ સારી નથી છોકરા છોકરીનાં લગ્ન મુશીબતથી કરે છે, કોઇક લગ્નના ન્યાતીવરા પણ થઇ શકતા નથી તેથી રૂ. ૨ ની લાગત ભારે છે અને તે વસુલ થવા ભરૂસો નથી. ઉપવીત વખતે વિદ્વાન બ્રાહ્મણને બોલાવવાની ખાસ ફરજ છે પણ પૈસાની તંગીના લીધે થોડુ ભણેલા અભણ જેવા પુરોહીત પાસે જે કાર્ય કરાવી લેવામાં આવે છે તેથી રૂ. ૨ ની લાગત ભારે છે અને તે વસુલ થવી અશક્ય છે. પહેલા છોકરા વખતે કદાચ આપે, પણ એક પછી એક છોકરાઓ થાય તો તેનો સરખો લાગો વસુલ થવો અશકય છે. વળી છોકરીનો જન્મ દુઃખાપ મણે છે "કહેવતમાં છે કે દોહીતા ભલી ન એક" છોકરીના જન્મને જન્મોત્સવ કહેતાજ નથી. છોકરાની વર્ષગાંઠ ઉજવે છે પણ છોકરીની નહિ. ત્યારે છોકરીના જન્મોત્સવના રૂ. ૨ લાગત આપવાનો ભરૂસો નથી.

સીમંતની ન્યાત ન કરવી અને તેને બદલે ન્યાતના ફંડમાં રૂ. ૩૧ આપવા એવો લેખી ઠરાવ પાટણમાં ન્યાત સમસ્ત મળીને કર્યો હતો તેનો અમલ થયો નહિ તેથી એ ઠરાવ રદ કરવો પડયો છે. ન્યાત જમવી મુનાસબ નથી એમ શ્રીમાન શંકરાચાર્ય મહારાજ શારદાપીઠની આજ્ઞા છે.

આવી સ્થિતિ છે ત્યારે ફંડ કેવી રીતે થઈ શકે એજ મોટો પ્રશ્ન છે. મહેરબાન પ્રહ્લાદજીભાઇએ પોતાના છાપેલા ભાષણમાં લોટરી કહાડવાનો ઇલાજ દર્શાવ્યો છે, પણ સરકારની પરવાનગી સિવાય લોટરી નીકળી શકતી નથી. કદાચ મહામુશીબતે લોટરીની પરવાનગી કોઇ દેશી રાજ્યમાંથી મેળવવામાં આવે તો એક રાજ્યની લોટરીની ટીકીટો બીજા રાજ્યમાં વેચવાનો ગુન્હો માન્યો છે એટલે આ ઉપાય ચાલી શકે એવું લાગતું નથી. અને લોટરી કહાડવાની પરવાનગી મલવાનોજ સંભવ નથી.

મારો અભિપ્રાય એવો છે કે

લગ્ન પ્રસંગે વરકન્યા વાલા પાસેથી રૂ. ૧ એક પ્રમાણે રૂ. ૨, જનોઇ પ્રસંગે રૂ. ૧, છોકરાના જન્મ પ્રસંગે રૂ. ૧, જનોઇ અને લગ્ન થએલ મરણ પામે તેવા પ્રસંગે રૂ. ૧.

એ પ્રમાણે લાગત ઠરાવવાથી કદાચ વસુલ થઈ શકશે તેથી વધારે આપવુ હોય તો તે આપનારની સ્થિતિ અને ઉદારવૃત્તિ ઉપર આધાર રહે છે.

સીમંતના કાર્યની ન્યાતીભોજન બંધ કરવું અને તે બદલ જે તે ઠેકાણે ન્યાતીભોજનનું ખરચ થતું હોય તેની ૧/૨ રકમ વસુલ લેવી એટલે તેને તે ભારે પડશે નહિ. પાટણમાં એ કાર્ય માટે રૂ. ૨૫ પચીસ લેવાનો મારો અભિપ્રાય છે.

મરણ પાછળ બારમા અને તેરમાની બે ન્યાતો કરવાની જેની ઇચ્છા હોય તે બારમાની ન્યાત ન કરતાં તેના બદલે ખર્ચની ૧/૨ રકમ આપશે તો સારૂં કારણ કે બારમાનું ખાનારને એક રાત્રીનું સુતક લાગેછે તેથી કેટલાએક જમતા પણ નથી માટે ફંડને ઉત્તેજન આપવા ખાતર આમ મદદ કરવાની જરૂર છે. પાટણમાં આ બદલ લેવાની રકમ રૂ. ૨૦ ઠરાવવા મારો અભિપ્રાય છે.

પૈસા ફંડ માટે પેટી રાખી ફેરવવી અને બને તેટલું પ્રયત્ન કરવું એ રસ્તો પણ સારો છે પરંતુ એ કામ કરવા ઉત્સાહી માણુસો જોઈએ.

આ રકમો વસુલ થાય તે પ્રતિનિધિ સભા તરફ મોકલવા ઠરાવ છે પણ કેટલાક એમ કહે છે કે અમારા પૈસા બીજે શા માટે આપીએ તેથી આવું ફંડ જ્યાંનુ ત્યાંજ એકઠું થાય તો આનો અમલ કદાચ થઇ શકશે—અને દેખાદેખી ફંડ વધારે ભેગુ કરવા કદાચ સન્-સાઇ દેખાડશે. એ ફંડ ભેગુ થાય તેમાંથી પાસ થનાર છોકરા કે છોકરીને આગલ અભ્યાસ સારૂ ઉપયોગી ચોપડીઓ અને બની શકે તો ઇંગ્રેજી ભણતર સારૂ સ્કોલરશીપો આપવાની ગોઠવણ કરવી. આવી મદદ જેને કરવાની જરૂર હોય તેને કરવી, પાસ થએલાં છોકરાને યોગ્ય રકમ ઇનામ આપવા હરકત નથી.

જે ઠેકાણે આપણી ન્યાતના ઘરો કમી છે અને ત્યા ફંડ ભેગુ થવાને સંભવ ન હોય ત્યા પોતપોતાના ગોલની અંદર ફંડ ભેગુ કરવાની ગોઠવણ કરવી જોઇએ ઠેકઠેકાણેના જુદાં ફંડો થાય તો પ્રતિનિધિ સભા શી રીતે નભી શકશે અને એ સભાએ શુ કરવુ એ પ્રશ્નનો જવાબ એ છે કે એ સભામાં સભાસદોની ફી આવશે તથા કોઇ ગૃહસ્થ ઉત્તેજનાર્થે રકમ આપશે. એવી જે રકમો ભેગી થાય તેમાથી ઇંગ્રેજી ભણનાર જે છોકરાઓને મદદની જરૂર હોય તેને સ્કોલરશીપો આપવી.

બોર્ડીંગ કાઢવા પુરતી જોગવાઇ થાય ત્યાં સુધી જે છોકરાઓ અથવા છોકરીઓને મદદ અથવા વાર્ષિક પરીક્ષા વખતે ઇનામો અને ઇંગ્રેજી ભણનારાને સ્કોલરશીપો આપવાની ગોઠવણો થઇ શકે એવી તજવીજો દરેક ઠેકાણે પેટાકમીટીઓ નીમીને કરવી જોઇએ એવો મારો અભિપ્રાય છે. કોન્ફરન્સના ડેલીગેટોની ફી રૂ. ૨) પ્રમાણે તથા સ્ત્રીઓની ફી રૂ. ૦-૮-૦) પ્રમાણે સર્વાનુમતે ઠરાવી છે પણ તે વિશેષ છે તેથી વધારે માણુસો આવતા અટકશે માટે પ્રથમ પ્રમાણેજ ફી રૂ. ૧) રાખવી. સ્ત્રી અને ૧૫ વર્ષની ઉમર સુધીના છોકરા ઓ માટે જે રીતી માફી ચાલતી આવી છે તેમજ ચાલવા દેવું. આમ કરવાથી પ્રશ્ન એ થાય છે કે ત્યારે ફી વધારવાનું કારણ શુ હતું ? વાત ખરી છે કે કોન્ફરન્સના ખર્ચમા પહોંચી વળવા સારૂ ફી વધારવાનો ઠરાવ કરવો પડયો છે પણ ફી વધારવાથી લોકોનો ઉમગ ભાગી પડશે. ફી વધારવા વિના પણ કોન્ફરન્સમાં ખર્ચને પહોચી વળે એવી સ્થિતિના ઠેકાણાં હજી ઘણાં રહ્યાં છે, માટે હાલજ કાંઇ ન વધારતા તે વધારવાનો વિચાર આગળ ઉપર કરવાનું રહેવા દેવુ જોઇએ એવો પણ મારો મત છે.

સીમંતની ન્યાતના પાટણમાં ફે રૂ. ૨૫) લખ્યા છે અને બારમાની ન્યાતના ફે ના રૂ. ૨૦) લખ્યા છે તેનો મેલ શી રીતે મલે તેનો ખુલાસો એ છે કે સીમંતની ન્યાતનું જમણુ, કનસાર સારૂ ઉપર ઘીનુ હોય વધારે ખર્ચનું હોય છે. બારમાની ન્યાત અંદર ઘી નાખી લાડુ કરવાના હોય છે એટલે તેનો ખર્ચ કમી થાય છે તે ધોરણ મનમા રાખીને આંકડા દર્શાવ્યા છે. સીમંતમા કોઇક સગાસંબંધી ભોજન કરતું પડે તેથી ફે લેવાનુ લખ્યું છે. બારમાનું જમણુ પીત્રાઇ સીવાય બીજાએ જમવું મુનાસબ નથી માટે ફે રકમ લખી છે.

ગુજરાત પાટણ
તા. ૮-૮-૧૪.

ભીખારામ ગોવિંદરામ.

તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના હાલના સંજોગો જોતાં એમ લાગે છે કે તે કોમની સુધાર-ણાર્થે તપોધન બ્રાહ્મણ બોર્ડીંગ સ્કુલની આ જ્ઞાતિમાં સાંસારિક, ધાર્મિક અને નૈતિક સુધારણાની આવશ્યકતાની જરૂર છે, અને તેને માટે તેવા પ્રકારના પ્રયત્નો નહી કરવામાં આવે તો તેમાં કંઈ સુધારો થઇ શકશે નહી. આપણી જ્ઞાતિના બાળકોએ પ્રથમ તો એ વાત જાણવી જોઇએ કે આપણે કોણ છીએ ? તપોધન બ્રાહ્મણ કોને કહેવામાં આવે છે ? અને આપણી અધમતા શાથી થઇ છે ? આ ઉપરાન્ત તેમને બ્રાહ્મણોના નિત્ય કર્મ શીખવવાની આવશ્યકતા છે. વળી તેઓ ઉદ્યોગિક કેળવણી પ્રાપ્ત કરે તે પણ ઇચ્છવા લાયક છે. આમ કરવાને માટે બોર્ડીંગ સ્કુલ હોય તોજ તેઓ તપોધન જ્ઞાતિને દીપાવનાર બાળકો થઈ શકે. આપણી જ્ઞાતિના બાંધવોની એવી સ્થિતિ છે કે તેઓને કેવળ ભોજનની વ્યવસ્થા કરી આપવામાં આવે તો પણ તેઓ તેમનો ભણાવવાનો તથા કપડા લત્તાં વિગેરેનો ખર્ચ કરી શકે તેમ નથી. તેમ વળી તેમને કેવળ સ્કોલરશીપો આપવામાં આવે તો પણ તેઓ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિને દીપાવનાર સંતાનો થઇ શકશે નહી એમ મારૂં માનવું છે. હા. એટલી વાત તો કબુલ કરવી પડશે કે હાલ કંઇ નથી તેના કરતાં સ્કોલરશીપ આપવી તે ઠીક થઇ શકશે. પરંતુ સ્કોલરશીપથી ભણેલાં છોકરાંઓ પોતાની જ્ઞાતિના હિતની લાગણીઓ હૃદયે ધરાવી શકશે નહી. કારણ કે જ્યાં તેઓ શિક્ષણ લેશે ત્યાં આ જ્ઞાતિનું અભિમાન ધરાવનાર શિક્ષણ આપવામાં આવશે નહીં, એટલુંજ નહી પરંતુ હાલ જે કેળવણી લેવાય છે અને તેથી કેવળ પોતાનું ભલું કરવાનો વિચાર હાલના વિદ્યાર્થિઓમાં ભરાતો અનુભવાય છે. તેવા વિચારના સંતાનો થશે અને તેથી આ જ્ઞાતિનું હિત જાળવી શકાશે નહી. ઘણા ગ્રેજ્યુએટો અને ધનવાનો બને છે પરંતુ જેમને પોતાના જ્ઞાતિબંધુ પ્રતિ પ્રીતિ નથી તેઓ તેવા બન્યા તો તેથી જ્ઞાતિને શું લાભ ? જ્ઞાતિની આધુનિક સ્થિતિ જોતાં તો તેને માટે પાંચ પચીશ એવા વીર વિદ્વાન સંતાનો પેદા કરવા જોઇએ કે જેઓ રાત્રી દીન પોતાની જ્ઞાતિ ઉત્કર્ષના વિચારો કર્યાજ કરે અને પોતાના ઉદર-નિર્વાહ કરતાં જ્ઞાતિ ઉન્નતિને માટે પ્રયત્નો કરતા રહે. આમ થવાને માટે સ્કોલરશીપ આપવાની વાતો કરવા કરતાં બોર્ડીંગ સ્કુલ સ્થાપન કરવી તેજ ઉચિત્ સમજાશે. બોર્ડીંગ સ્કુલ પણ એવા પ્રકારની હોવી જોઇએ કે તેમાં દાખલ થએલા વિદ્યાર્થીઓને ભણવાનાં. નિત્ય-કર્મો કરવાના, ખાવા પીવાના અને વ્યાયામ કરવાનાં સાધનો મફત પુરાં પાડવામાં આવે. આવી બોર્ડીંગને માટે ધનની મોટી રકમની જરૂરીઆત છે અને આપણી જ્ઞાતિ ગરીબડી છે તેથી ધનની મોટી રકમ આપણે મેળવી શકીશું કે કેમ એ શંકાસ્પદ છે. પરંતુ શંકાસ્પદ હોવા છતાં પણ તે શક્ય છે. હાલ આ જ્ઞાતિમાં જે આગેવાનો મ્હારી દષ્ટિએ પડે છે તેઓ પોતાના ધનનો ભોગ આપી અને સમયના ભોગ સાથે પોતાના જ્ઞાતિ બાંધવો પ.સે અને અન્ય જ્ઞાતિના શ્રીમાનવર્ગો પાસે પહોંચે તો તેઓ સારી રકમ મેળવી શકે એ વાત પણ માનવા યોગ્ય છે. પ્રમાદ અને અજ્ઞાનને લીધે આપણી પાસેથી ગયેલું સુખ આપણે આત્મભોગ આપ્યા સિવાય મેળવી શકવાના નથી. ॥ અસ્તુ. ॥

આ ઉપયોગી સંસ્થા ઉઘાડના પહેલાં આપણે બે વા ત્રણ સદાચારી વિદ્વાન ઉપદેશકો રાખવા જોઇએ, અને તેઓએ જ્યાં ત્યાં તપોધન જ્ઞાતિની વસ્તી છે ત્યાં જઈ તેમને ઉપદેશ આપી તથા તેઓની પૂર્વ સ્થિતિનું ભાન કરાવી આ સંસ્થાના પ્રેમી બનાવવા જોઇએ. આવી સંસ્થાઓ માટે તેઓ શું શું કરી શકશે અને તેમના તરફથી કેવા પ્રકારની મદદ મેળવી

શકશે તેની ડાયરી લખી આ જ્ઞાતિનો પ્રતિનિધિ સભા ઉપર લખી મોકલવું જોઇએ અને પ્રતિનિધિ સભાએ આ હેવાલ બ. ગામો કોન્ફરન્સ થાય તે સમયે પ્રગટ કરવો જોઇએ અને તે સ્થિતિ ઉપર વિચાર કરી બોર્ડીંગના સંબંધમાં આગળ પગલાં ભરવાં જોઇએ. આપણી જ્ઞાતિના આગેવાનોએ પોતાનામાંથી કાયરપણું અને નિરાશાવાદને તજી દેવાં જોઇએ. મહીનો મહીનો અને બબે મહીનાનો ફુરસદ મેળવી મોભાદાર ગ્રહસ્થોએ જ્ઞાતિના આગેવાનો અને ગરીબમાં ગરીબ ગ્રહસ્થોનો મેળાપ કરવો જોઇએ અને તેમની ઠંડી પડી ગયેલી ભ્રાતૃભાવની લાગણીઓ સતેજ કરવી જોઇએ. કેટલાક મહાશયો આચારવિચારનો પ્રશ્ન આગળ કરે છે પરંતુ આચાર ને વિચાર સર્વ જ્ઞાન ઉપર અને સત્યાચરણ ઉપર આધાર રાખે છે. સદાચારી અને સદ્‌વિચારી પુરૂષોનું કામ છે કે તેમણે અન્ય અજ્ઞાનવર્ગના અનાચારી પુરૂષોની સુધારણા કરવી જોઇએ. જે લોકો ઘરમાં બેસીનેજ કેવળ આચારવિચાર સુધારવાની વાતો કરે છે તેથી અન્યોના ઉપર કોઇ પણ પ્રભાવ પાડી શકાતો નથી. બીજી એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે આપણી જ્ઞાતિના ઘણા ગોળ છે અને તેના જુદા જુદા પ્રકારના આગેવાનો છે. તે આગેવાનોની તો સદાચારી પુરૂષોએ ખાસ મુલાકાત લેવાની જરૂર છે. તેમને સમજાવીને બોર્ડીંગ સ્કુલ માટે પોતાના સંભામાંથી અમુક રકમ પેદા કરી મોકલી આપવા પ્રબોધવા જોઇએ. આમ થવાથી આપણી જ્ઞાતિને સામાન્ય રીતે ધનની ખોટ રહેશે નહી. આપણી બોર્ડીંગ સ્કુલ સ્થાપન થાય તો પ્રતિવર્ષ તેનો ઉત્સવ ઉજવવામાં આવવો જોઇએ. તે ઉત્સવમાં દરેક તપોધન બ્રાહ્મણોને આમંત્રણ કરી બોલાવવા જોઇએ. તેમ થવાથી આ બોર્ડીંગ સ્કુલના કામનું દિગદર્શન કરાવી શકાશે અને જેથી લોકો ઉત્સાહીત બની તે વખતે યથોચિત્ સહાયતા આપી જશે. અને દર વર્ષે પોતાના બાળકોની એક ઉપયોગી સંસ્થા નિભાવવાનો ભાર તેમને માથે છે તેવા વિચારો સાથે લઇ જશે અને તેને માટે તેઓ વારંવાર પ્રયત્નો કરતા રહેશે. આપણી જ્ઞાતિની ત્રણ કોન્ફરન્સો થવાથી આપણા જ્ઞાતિબંધુઓમાં પ્રેમની લાગણીઓ જાગૃત થઇ છે તેનો સુક્ષ્મદ્દષ્ટિથી વિચાર કરવામાં આવે તો મારૂ માનવું રહેજે સમજાશે. અંતમાં હું એટલુંજ જણાવવાની રજા લઇશ કે બોર્ડીંગ સ્કુલ એજ આપણી જ્ઞાતિને માટે હાલ તુરતની ઉપયોગી સંસ્થા છે અને તેને માટે પ્રયત્નો થવો જોઇએ એમ હું માનું છું.

દાન પ્રાપ્ત કરવાને માટે બ્રાહ્મણ ધર્મના પુસ્તકમાં કેટલીક યોજનાઓ છપાઇ ગઇ છે જેમકે બાર માસે તપોધન બ્રાહ્મણના ઘર દીઠ રૂ. ૧) લેવામાં આવે. લગ્ન વખતે સીમંત પ્રસંગે અને યજ્ઞોપવિત ધારણ કરતી વખતે વિગેરે વિગેરે.

અંતમાં મ્હારી જ્ઞાતિ બંધુઓ પ્રતિ નમ્ર પ્રાર્થના એ છે કે તેઓ હવે જેમ બને તેમ સત્વર આ કાર્યને અમલમાં મુકશે.

ઈત્યલમ્.

હરગોવનદાસ નાનાભાઈ પેટલાદ.

શ્રીમાન મહાશય છગનલાલ મોતીલાલજી પોતાના તા. ૧૨ ૧૪ ના પત્રમાં પોતાનો અભિપ્રાય ગત શ્રાવણ માસમાં પ્રગટ થયેલી શ્રીમાન મહાશય ગિરિજાશંકર નિર્ભયરામની તપોધન બ્રાહ્મણ બોર્ડીંગ સ્કુલ કમીટીની યોજનાઓને મળતો જણાવે છે.

---

# જ્ઞાનદેવી.

## ( પ્રકરણ ૧ લું. )

### એ...બાપલીઆનાં પગલાં થયાં ! !

" કેમ 'દાસ' શું ધાર્યું ? " ડાકોર સ્ટેશનથી જેવી ટ્રેન ઉપડી કે એક બાંધી દડીનો–આધેડ વયનો–હસમુખા મ્હેરાવાળો પુરૂષ બોલી ઉઠયો. " તમારા ન્હાના શેઠ તો દર પુનમે ઠેઠ મુંબાઇથી આવતા દેખું ! ભલા, કોઇ પુનમ પણ પડતી નહિ હોય ? બાપ ! પૈસો અને ધર્મભાવ, એ તો મહા પૂણ્યશાળીને જ ઘેર વસે. જુઓને મોટા શેઠ પણ પક્ષઘાતથી દર્શને જતા અટકયા ત્યારે ઠાકોરજીને ઘેર માંડી બેઠા અને મંદીરથી પણ ભારે ઠાઠમાઠ રાખે છે !" તે બોલનારના મુખપર સ્હેજ સ્મીત હતું અને તેની આંખ કાંઈ વિચક્ષણ મર્મ દાખવતી હતી ! પરંતુ, ભોળા 'દાસ' તે કાંઈ કળી શકયા નહિ. તે તો જરા છાતી ફુલાવી નૃત્યપર હાથ ફેરવી ખોંખારો ખાઇ બોલવા ટાંપીજ રહ્યા હતા. બીજા ત્રણ યુવકો વક્તાની ઉપલી ટકોર સમજી 'હવે દાસ ખીલશે' એ વિચારથી હસતા હતા. તેમને જોઇને 'દાસ' એકદમ ગાજી ઉઠયા, 'હસો છો શું કુપ્પાલ–માસ્તર શું ખોટું કહે છે ? તમારા અંગ્રેજી ભણેલાનાં મગજજ કોણ જાણે કેવાં ઘડેલાં છે ! જ્યાં ધર્મની વાત આવી કે 'હીહી' કરતા મંડી જાઓ છો ! રણછોડજી આવ્યા ત્યાં પણ ગોમતીજી અને બજાર–રખડપાજ કરતા હતા. પૂરાં દર્શને કર્યા નહિ ! અલ્યા ન્હાના શેઠને ઉતારે આખો દિવસ શું કરતા હતા ? શેઠની તો જાણે મુંબાઇથી આવતાં સેકન્ડ કલાસમાંયે બહુ ભીડ હતી તેથી ઉજાગરાને લીધે તબીયત નરમ હતી, તેથી એકજ વખત દર્શન કરી આવેલા, પણ તમને શું દુઃખતું હતું ! જાવ જાવ જરાતો ભણ્યાનું પરમાણ કરો.–જરાતો ગંભીર બનો, આ દેહ ફરીફરી મળવાનો છે.........

" ઊંહું 'દાસકાકા' એમ તપી શું કરવા જાઓ છો " દાસના હોઠા બહાર નીકળી પડતા જોઇ વચમાંજ એક યુવક બોલી ઉઠયો.

" એતો છે કની આ જુગલદાસ તમારા ન્હાના શેઠની 'મીનાક્ષી'ની માફક સંયમ સાધતો હશે ! 'ગાડીના 'ગડગડાટમાં તે વળી સંયમ થતો હશે !' એ વિચારે હમે બધા હસતા હતા. કંઇ માસ્તર સાહેબના કહેવા પર નહિ, એતો યથાર્થજ કહેતા હતા, તેમાં હસવા જેવું તે શું હતું ! હા બાકી દર્શન તો એકવાર કર્યા અને એકવાર કર્યા તોએ સરખું. ત્યાં મંદીરમાં ધણા મક્કી કરતાં શેઠ તેમની 'દેવી' પાસે જે અભેદનાં ભજન કરાવતા અને સંયમ સધાવતા. તેમાંજ હમોને તો વિશેષ રસ પડતો, અને તેથીજ શેઠને ઉતારે હમે પાયા–પાયર્યા રહેતા હતા, વળી 'મીનાક્ષી દેવી'ના મંદીરમાં પણ કયાં દર્શન નહોતાં થતાં ! રણછોડજી અને નરસિંહજી એકજ છે ના...

"હેં હેં મગન આ તું શું બકે છ? એ મેણાક્શી કોણ છે અને દેવી તે વળી શેઠ સાથે બોલે અને ગાય ને પેલું તું બીજું શું...સંબંધ—અરે! સંગમ કોનો કરાવે છે! તારૂં ભાન તો ઠેકાણે છે ને! એ બધું ધાંધળ શું છે! શેઠનાં કાંઇ ચેનાં સારાં નથી લાગતાં. મને પહેલેથીજ વહેમ હતો કે દર્શન વાસ્તે ઠેઠ મુંબાઇથી આવે, અને આઠ આઠ દશ દશ દિવસ અહિંજ પડ્યા રહે, અરે! આટલે સુધી આવ્યા છતાં ચાર-છ કલાક માટે મોટા શેઠને મળવા સુદ્ધાં પણ ન આવે, તે કેમ હશે! નક્કી કાંઇ દાળમાં કાળું લાગે છે! ભાઈ તમારો પાડ થશે. બધું મને માંડીને કહો—મને તમે ત્યાં કેમ ન લઇ ગયા! હું જોઇને એ વાત તેને કહેત તો ખરો! હેં માસ્તર! કેમ કાંઇ તમે બોલતા નથી?

"એમાં બોલવા જેવું શું છે!" દાસને ઘણા ઉશ્કેરાયલા જોઇ માસ્તરે ઠંડે કલેજે ચલાવ્યું. "એતો તનસુખભાઇને અને મીનાક્ષી બેને અધ્યાત્મસબંધ છે, એમ તનસુખભાઇ કહેતા હતા. અને તેથી તેમના ધર્મની કેટલીક પ્રક્રીયાઓ તેઓ સાથે કરે છે તેમાં કાંઇ વહેમાવાનું કારણ છે?" "જાવ જાવ માસ્તર તમે વાત ઢાંકી ઘોછો, મહેરબાની કરીને વગર સંકોચે જેવી માનતા હો તેવી સાચી વાત મને નહિ જણાવો?' દાસે ઠંડા પડી આજીજી કરતાં પૂછયું.

"વાત એમ છે દાસજી" માસ્તર બોલ્યા "કે જેમ તમારા મોટા શેઠ પેલી શાન-દેવીની મીલકતના ટ્રસ્ટી છે તેમ તમારા તનસુખભાઈ શેઠ પણ આ મીનાક્ષીના સર્વસ્વના ટ્રસ્ટી બન્યા છે! મુંબાઇમાં તેઓ કોલેજમાં ભણતા હતા, ત્યારથી આ છોકરી સાથે તેમને ઓળખાણ થયેલી. છોકરીનો બાપ મદ્રાસમાં ઝવેરાતનો ધંધો કરતો હતો, તે કાંઇક માલ વેચવા નિઝામ સરકાર પાસે હૈદરાબાદ ગયેલો; પણ પાછા ફરતાં નદીપરનો પૂલ તૂટી જવાથી ટ્રેન નદીમાં પડેલી, અને તેમાં આ બિચારા ઝવેરીનો પણ પત્તો લાગ્યો નહતો. હવે તેની વિધવા તથા આ છોકરી મુંબાઇમાં તમારા શેઠની પાડોસમાં આવી રહ્યાં, ધીમે ધીમે શેઠનો ને તેમનો ઘરવટ વધતો ગયો. અને તનસુખભાઇની લાગવગથી નિઝામ સરકાર પાસેથી વેચેલા ઝવેરાતની મોટી રકમ તેમને મળી. આથી તે વૃદ્ધ વિધવા, તનસુખભાઈના મ્હોટા ઉપકાર નીચે દબાયલાં રહેતાં અને અગર જો કે તનસુખભાઈ, મીનાક્ષી સાથે જોડે ફરવા જવાની, સીનેમા નાટક આદિ જોવાની, સંગીત ગાવાની અને બીઝીક–ચેસની રમત રમવા-ની જે છૂટ લેતા તે, તે બાઇને રૂચતું નહિ; તે,પણ પ્રત્યક્ષ રીતે કાંઇપણ વાંધો વા અટકાવ કરી શકતાં નહિ! વળી મીનાક્ષીએ મદ્રાસમાં રહી અંગ્રેજી જ્ઞાન પણ સારૂં પ્રાપ્ત કરેલું હો-વાથી તેઓ અંગ્રેજી નૉવેલો ખાસ કરીને મોસ્યુ ઝોલાના ફ્રેન્ચ નૉવેલના અંગ્રેજી અનુવાદો ઘણે ભાગે સાથેજ વાંચતાં અને તે સર્વનું એકંદર પરિણામ ધીમે ધીમે—જે આવવું ઘટતું હતું તેજ આવ્યું! હમે જ્યારે પ્રદર્શન જોવા મુંબાઇ ગયા હતા ત્યારે મીનાક્ષીની માતા ગુજરી ગઈ હતી અને તેણે પોતાના જૂદા રસોડાનો ખર્ચ કાઢી નાંખી ફક્ત એક દિવાન-ખાનુંજ સદા બેસવાનું જૂદું રાખ્યું હતું; બાકી સર્વ કાંઇ વ્યવસ્થા શેઠને ત્યાં જ હતી. પ્રદર્શનમાં કૅકવૉક, હાઉસ ઑફ નૉન્સન્સ તથા સ્ટેડીઅમ વિગેરેમાં હમોએ એ બન્નેની જે ચેષ્ટાઓ જોઇ તે પરથીજ હમને વહેમ તો પડ્યો હતો. પરંતુ હવે આ ઠાકોરની લીલા જોઇને પૂર્ણ ખાત્રી થઇ, અને દાસ ભાઇ—મારૂં ન લગાડશો—તમારા મ્હોટા શેઠને પગલે જ ન્હાના શેઠ ચાલી તેમનાથી પણ......

આણંદ જંકશન આવ્યું ! તેની સાથે માસ્તર સાહેબનું પુરાણ પણ અટક્યું. કારણકે તનસુખશેઠ સેકન્ડ કલાસમાંથી ઉતરી દાસ પાસે ચાલી આવ્યા; કારણ કે તેમને મુંબાઈ જતા મેલમાં બેસવાનું હતું. દાસનો મીજાજ ઠેકાણે નહોતો. તનસુખભાઈને એનાંજ તેમણે કહ્યું "કેમ બારોબાર મુંબાઈજ જવું છે કે? આટલે આવ્યા છો તો વડીલને મળી જવાનું મન પણ થતું નથી! શરીર એમનું બહુ બગડતું જાય છે—તો તમે જરા એક દહાડો આવી જાઓ તો શું ન ચાલે ? દર પુનમે આઠ દશ દહાડા ડાકોરમાં રહો છો, તો પોતાના વડીલને માટે એક દહાડો પણ તમારાથી બચી શકતો નથી!..." દાસની પ્રશ્ન પરંપરા પૂરી થશે નહિ માની તનસુખભાઈએ વચમાંજ કહી દીધું કે મારે હાઈકોર્ટમાં અગત્યનું કામ હોવાથી હું હાલ તો જાઉં છું પણ 'જ્ઞાનદેવી' રજામાં વિદ્યાલયમાંથી આવશે તે વખતે હું જરૂર આવી જઈશ.—" અરે તે તો આજકાલ આવીજ હશે." દાસે અધીરા થઈ કહ્યું—" અને એમની બાબતમાં બધો નિકાલ કરવાનેજ મ્હોટા શેઠ બહુ આતુર છે, અને તમને બોલાવે છે. કોર્ટમાં તો મુદત પણ મળી શકશે......"

ઉપલી વાત શેઠ મુનીમને ચાલતી હતી તે દર્મિયાન માસ્તર કોઈ શ્વેત વસ્ત્રધારી યુવક જેઓ આ વખતે અમદાવાદવાળી ટ્રેનમાંથી ઉતરી ગોધરા ખંભાતવાળી ટ્રેનમાં બેસવા જતા હતા તેમની તરફ જઈ અભિવાદન કરી વાતો કરતા હતા તે તરફ 'દાસ' નું લક્ષ જવાથી તેઓ એકદમ, શેઠને "લો તારે જલદી આવજો" કહી માસ્તર તરફ ચાલી આવ્યા. પેલા શ્વેત વસ્ત્રધારી યુવકના ચહેરાપર દિવ્ય ઓજસ્ ચમકતું હતું, થોડી થોડી દાઢી ઉગી હતી અને પાદુકા પહેરી હતી. જેથી દાસને લાગ્યું કે તેઓ તેમના પૂજ્ય 'મહારાજ' છે અને જેવા માસ્તરે કહ્યું કે " એઓશ્રી વૃન્દાવનથી આપણા તરફજ આવે છે " તે શબ્દ સાંભળતાંજ પગે પડતાં 'દાસ' હર્ષના ઉમળકાથી ગાજી ઉઠયા કે "એ...આપશ્રીનાં પગલાં થયાં !!"

સમીક્ષક.

---

## દેશપરદેશ સમાચાર.

**નબળો માટી બયરી ઉપર શુરો**—મુંબાઈમાં રીપન રોડ ઉપર રહેતા ગુલામહુસેન નામના મુસલમાને પોતાની સ્ત્રી બૈયાબીને દાળભાત રાંધવાના કહ્યા હતાં તેને બદલે તેણે કેવળ ભાતજ રાંધ્યો, તેથી ધણી ધણીયાણી વચ્ચે તકરાર થઈ અને ધણી મહારાજનો મીજાજ વધુ ખસી જવાથી તેમણે પોતાની ધણીયાણીનું ખુન કર્યું છે. તેનો કોર્ટમાં કેસ ચાલવાથી તે દીવાનો ઠર્યો જેથી તેમને દીવાનાશાળામાં મોકલી આપવામાં આવ્યો છે. ખુન કરીને પછી ઘણા જણો પોતાના છુટકારા માટે દીવાના બની જાય છે !

**બેલ્જીયમની બહાદુર સીયો**—બેલ્જીયમના હ્રસ્ટીજ મનિની નેશનલ આર્મસ કોઠીમાં કામ કરતી સેંકડો સ્ત્રીઓએ જરમનો ઉપર વેર લેવા માટે હથીયારબંધ સજ થઈ પોતાના ઘરની બારીઓમાં બેઠી હતી અને જેવું જરમન લશ્કર પસાર થવા માંડયું કે તરતજ તેમના ઉપર છુટથી ગરમ પાણી તેમજ સોડાવાટરની છુટે હાથે બાટલીઓ ફેંકી બે હજાર જરમન લશ્કરીઓને અશક્ત કરી નાંખ્યા. ધન્ય છે પુરૂષોને વિપત્તિમાં સહાય કરનારી આ બહાદુર સ્ત્રીઓને ! હિંદુસ્તાનની સ્ત્રીઓ આથી કાંઈ ધડો લેશે કે ?

**વિલાયતમાં કન્યાઓને ગૃહશિક્ષણ આપનારી શાળા**—મેન્સફીલ્ડ ખાતે સ્થાપવામાં આવી છે. તેમાં ૧૧ થી ૧૩ વર્ષની વયની ૫૦ કન્યાઓ છે. આ શાળામાં રસોઇનું જ્ઞાન આપવા માટે એક રસોડું રાખવામાં આવ્યુ છે. છોકરીઓ ઘેરથી જુદી જુદી વસ્તુઓ લાવે છે અને તેમને કેમ પકાવવી તેનું સારી રીતે શિક્ષણ મેળવે છે. આ ઉપરાંત બાળકની માવજત કેમ કરવી, તેમના રોગો શી રીતે પારખવા, તેમના વસ્ત્ર શીવવા તથા ધોવાં વિગેરેનું પણ શિક્ષણ આપવામાં આવે છે. ઘરમા પગાર વા ધન આવે તેનો કેમ સંચય કરવો તે પણ શિખવવામાં આવે છે. આવી શાળાઓ ભારતવર્ષને અતિ ઉપયોગી છે પરંતુ ઉપયોગ અનુપયોગ જુવે છે કોણ !

**ફ્રાન્સ અને જર્મની વચ્ચે પ્રજા ઉત્પન્ન કરવાની હરીફાઇ**—પેરીસના એક પોસ્ટમેનની સ્ત્રીએ હાલમાં ૨૧ મું છોકરૂં જણ્યું છે. જ્યારે જર્મનીની રાજધાની બર્લીનનો ખબરપત્રી જણાવે છે કે ત્યાં એક જણને ૨૧ છોકરાં છે અને તે જણનાર સ્ત્રીએ દર વખતે બે છોકરાંને જન્મ આપ્યો છે. તે સ્ત્રીનું વય ૩૮ વર્ષનું છે. બર્લીનમાં કમમાં કમ ત્રણ કુટુંબોમાં વીશ વીશ છોકરાઓની માતા છે અને તેમાં ૯૧૫ માતાઓ એવી છે કે જેમને દશથી અધિક છોકરાઓ થયાં છે. આ સાંભળીને બિચારા ફ્રેંચો ચુપ થઇ ગયા.

**સુરતના ઉત્સાહી તપોધન બ્રાહ્મણ મ. ડાહ્યાભાઇ કેવળરામની બદલી** સુરતથી ચીખલી મુકામે થઇ છે. તેઓ ઉત્સાહી તપોધન બ્રાહ્મણ છે. અને તે જ્ઞાતિહિતના સર્વ કાર્યોમાં ઉત્સાહપૂર્વક ભાગ લેછે. સુરતની તપોધન બ્રાહ્મણ વેદશાળાને તે ઘણી સારી મદદ કરતા હતા. તે સુરતથી જતા હોવાથી સુરતના તપોધન બ્રાહ્મણોએ એક મેળાવડો કરી તેમને માન આપ્યું હતું. આ મહાશયને ચીખલીમાં પણ સર્વપ્રકારની સુખાકારી મળે અને પોતે જ્ઞાતિહિતનું કાર્ય કરવા શક્તિમાન્ થાય એવી આશા છે.

**મ. ડાહ્યાભાઇ કેશવલાલ મહુધાવાળાના** પિતા રા. કેશવલાલ ઘણું સીક હતા જેથી તેમને હાથે પુણ્ય કરાવ્યું હતું તે સમયે બ્રાહ્મણધર્મ માસિકને યાદ કરી તેને સહાયતાર્થે રૂ. ૧) આપવામાં આવ્યો હતો. આને માટે તેમને ધન્યવાદ ઘટે છે. તેમના પિતા હવે આરોગ્ય થયા છે. ભગવાન્ તેમને દીર્ઘાયુ બક્ષે.

**મ. ગિરિજાશંકર નિર્ભયરામ** હવે મુંબઈ આવ્યા છે અતઃ પર તેમની સાથે પત્રવ્યવહાર કરનાર મહાશયે મુંબાઇના સરનામે પત્રવ્યવહાર કરતા કૃપા કરવી.

પાટણ તપોધનબ્રાહ્મણ જ્ઞાતિનું સ્તુતિપાત્ર પગલું—પાટણથી તપોધનબ્રાહ્મણ જ્ઞાતિભુષણ મે. ભીખારામ ગોવિંદરામ લખી જણાવે છે કે, પાટણમાં તૃતીય તપોધનબ્રાહ્મણ કોન્ફરન્સ ભરવામાં આવો તેમાં ઠરાવ નં. ૪ અકાલમૃત્યુ એટલે ત્રીસ વર્ષની વય સુધીના પુરૂષ અગર સ્ત્રીના મરણ પ્રસંગે તેનું પ્રેત ભોજન ખાવું એ સભ્યતાને છાજતું નથી તથા ધર્મશાસ્ત્રથી વીરૂદ્ધ છે માટે આ સભા ઠરાવ કરે છે કે તેનું પ્રેત ભોજન કરવું નહીં એવો દરેક ગામ વા શેહેરની જ્ઞાતિએ ઠરાવ કરવો.

ઉપરના ઠરાવનો બરાબર અમલ કરવો એવો પાટણની આપણી જ્ઞાતિયે મીતી અશાડ સુદ ૫ રવીવાર સન ૧૯૭૦ તા. ૨૮-૬-૧૪ ના રોજ લેખી ઠરાવ કર્યો છે અને એ ઠરાવનો અમલ પણ ચાલુ કર્યો છે. શ્રાવણ સુદ ૧૪ ના રોજ પાટણના આપણી ન્યાતના

જવાન પુત્ર ભાઈશંકર હરજીવન ગુજરી ગયા તથા તેના દશમાના દીવસે તેની સ્ત્રી વિધા. સુવાવડમાં ગુજરી ગઈ. આવી રીતે ટુંક મુદતમાં ધણી ધણીયાણી બેઉનો કાળ થયો. ફક્ત એક છોકરો ઉમર આશરે વર્ષ ૧૦નો તેની મોઠીમા વિધવાડોસીના હવાલામાં રહેલ છે, તે પછી એગીલાલ જીવરામની જવાન સ્ત્રી લાભકુંર પહેલીજ સુવાવડમાં ગુજરી ગઇ છે એવાં ત્રાસદાયક મરણોનાં કારણેની નાતો કરવામાં આવી નથી. ખંભાત કોનફરન્સ વખતે મહાશય ગિરિજાશંકર નિર્ભયરામજીએ પોતાના વ્યાખ્યાનમાં જણાવ્યું હતું કે મરનારનાં માતા પિતા આદિ સગાંના આંખમાં આંસુ અને તેને ઘેર લાડુ બનતા હોય એવો અધમ રીવાજ બંધ થવો જોઇએ, અમારા શહેરમાં ભરાએલી કોનફરન્સમાં આ બાબતનો ઠરાવ થયો અને તેનો અમલ પણ બરાબર થયો છે તે માટે અમે અમને ભાગ્યશાળી માનીએ છીએ.

પાટણની જ્ઞાતિએ આ જે શુભ પગલું લીધું છે તેને માટે તેને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો ઓછો છે. આ પગલાનુ અનુકરણ અન્ય દેશોની સર્વ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ કરશે એવું હમે ઇચ્છીએ છીએ.

---

શું દાન વીરો હજુ જગતમાં છે?—દાન વીર બહાદુર અમેરીકન કરોડપતી મી૰ કારનેગીએ અમેરીકામાં જુદી જુદી સંખ્યાબંધ લાયબ્રેરીઓ ખોલવા માટે કુલ રૂપિયા ૧૫૦૦૦૦૦૦૦ પંદર કરોડ રૂપિઆનું દાન આપ્યું છે એમ સંભળાય છે, ધન્યછે તે વીરને!!

બાકીઃ—" ઘરમાં ઘરણી સંગ સંગ્રામે શૂરવીર, લુટનાર લોકને તો આપવા તૈયાર છે. " ( ક૦ દ૦ ડા૦ ) એવા વીરોની તો આપણે ત્યાં પણ અછત નથી!

કંડારી ગામમાં તપોધન બ્રાહ્મણનો લઘુરૂદ્ર—તપોધનબ્રાહ્મણ ન્યાતના હિતચિન્તક અને ઉત્સાહી સદસ્ય મ. જીવરામ મયારામે કંતારેશ્વર મહાદેવમાં તપોધનબ્રાહ્મણ જ્ઞાતિના સુરત તપોધનબ્રાહ્મણ વેદશાળાના અધ્યાપક મ. ગિરિજાશંકર નાનાલાલ શુકલદ્વારા એક લઘુરૂદ્ર અને દશાંશ હોમ આસોવદ ૮ ને સોમવારે કરાવ્યો હતો. આથી ત્યાંના કેટલાક બ્રાહ્મણોને માઠું લાગ્યું હતું. મ. જીવરામ મયારામે બ્રાહ્મણ ભોજન કરાવવા ધાર્યું હતું જેથી ચોરાશીના બ્રાહ્મણોને તેમણે તેમ કરવા કહ્યું ત્યારે તેમણે જણાવ્યું કે મહાદેવના નામથી નોતરાં ફરે તોજ અમે જમીયે. શિવનિર્માલ્ય ખાનારાળા તપોધનબ્રાહ્મણના નામથી નોતરાં ફરશે તો જમવા આવીશું નહિં. હમને એમ જણાવવામાં આવ્યું છે કે છેવટે મહાદેવના નામથી નોતરા દીધાથી બ્રાહ્મણો જમ્યાં હતા. બ્રાહ્મણોની આવી વર્તણુકને માટે હમને ઘણીજ દીલગીરી ઉપજે છે. પાટીદાર ઇત્યાદિ વર્ગના નામથી. નોતરાં લઇ જમનાર બ્રાહ્મણો તપોધન બ્રાહ્મણના નોતરાથી ન જમે તે લોકો ખરેખર શિવદ્રોહી જ છે. આ માસિકના આગલા એક અંકમાં મ. ગિરિજાશંકર નિર્ભયરામે શિવનિર્માલ્ય વિષયમાં લેખ લખી શિવનિર્માલ્યનું મહત્વ સમજાવ્યું હતું તે તરફ હમે આજકાલના બ્રાહ્મણોનું લક્ષ ખેંચીએ છીએ. વળી હમે એ પણ જણાવ્યા શિવાય રહીશું નહિં કે મ. જીવરામ મયારામને મહાદેવના નામથી નોતરાં દઇને બ્રાહ્મણોને જમાડવાની કાંઇ જરૂર ન હોતી. તેમણે બ્રાહ્મણોને બદલે તપોધનબ્રાહ્મણોને જમાડી પોતાની ધાર્મિક ક્રિયા પૂર્ણ કરવી હતી. એક

તપોધન બ્રાહ્મણ જમે તો તે એક હજાર બ્રાહ્મણોની તુલ્ય છે એવું શિવપુરાણનું વચન તેમણે ભુલવું જોઇતું નહોતું તેમના ગામમાં તપોધન બ્રાહ્મણો ન હોય તો તેમણે ગામના પચ્ચીસ બ્રાહ્મણો જમાડયા અને ખરચ કર્યો તેને બદલે બહાર ગામથી પાંચજ તપોધન બ્રાહ્મણોને તેમનું ગાડીભાડુ આપી બોલાવીને જમાડયા હોત. તો તેનો ખરચ તેટલોજ થતે અને બ્રાહ્મણોનો મિથ્યા ગર્વ ઉતરતે તથા ભવિષ્યમાં તેઓ આવુ અયોગ્ય વર્તન કરતે નહિ. ભવિષ્યમાં મ. જીવરામભાઇ અને અન્ય તપોધનો હમારી આ સુચનાપર અવશ્ય ધ્યાન આપશે એવી આશા છે. મ. જીવરામે આ પ્રસંગે શુકલ ગિરિજાશંકરને રૂ. ૭ ની દક્ષિણા આપી છે અને માસિકને રૂ. ૧ દાનમાં આપ્યો છે. તેમના આવા ધર્મકાર્યને માટે અને તપોધન બ્રાહ્મણને ઉત્તેજન આપવાની વૃત્તિ માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

મ. ગિરિજાશંકર નિર્ભયરામ લખી જણાવે છે કે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના અનેક સજ્જનો તરફથી તેમને નવા વર્ષની મુબારકબાદીના પત્રો મળ્યા છે તેના ઉત્તરમાં તે સર્વ સજ્જનોનો આભાર માને છે અને ઇચ્છે છે કે પરમાત્મા તેમના પ્રતિનો તેમના જ્ઞાતિબાંધવોનો હાર્દિક પ્રેમ સદા કાયમ રાખે.

**ધન્યવાદ! ધન્યવાદ!** નવીન વર્ષની મુબારકબાદી અને માસિક ખાતાને નવે વર્ષે દાન આપવા સંબંધમાં મારી વિનંતિ ઉપર આ માસિકના કદરદાન નિમ્નલિખિત ગ્રાહકોએ લક્ષ આપી જે પોતાના બંધુઓ પ્રતિ પ્રેમ-ભાવ બતાવ્યો છે તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. આશા છે કે હમારા અન્ય ભાઇઓ આ બંધુઓનું અનુકરણ કરશે.

રૂ. ૧ મ. જોશી મોહનલાલ કુલશંકર, રૂ. ૧૧ મ. ભવાનીશંકર ઘેલાભાઈ, રૂ. ૧ માસ્તર નારણજી કલ્યાણજી અને તેમણે બીજા નવા બે ગ્રાહકો બનાવી આપ્યા, રૂ. ૧ રા. મોતીરામ કાશીરામ, રૂ. ૧ રા. ડાહ્યાભાઇ કેવળરામ તે સાથે એક ગ્રાહક પણ વધારી આપ્યો, રૂ. ૧ રા. મોહન દલપત, રા. મણિશંકર મહાશંકરે એક ગ્રાહક વધારી આપ્યો, રૂ. ૧) મ. વિઠ્ઠલભાઇ વલ્લભરામ, રૂ. ૧) મ. ડાહ્યાભાઇ કેશવલાલ પંડયા, રૂ. ૨) મ. હરગોવિંદદાસ ન્હાનાભાઈ, રૂ. ૦)= મ. ન્હાનાભાઇ કુબેરરામ, રૂ. ૦I મ. ફકીરચંદ નિર્ભયરામ, રૂ. ૨) મ. જેકીશનદાસ શિવલાલ, રૂ. ૨) મ. બોરભાઇ નારણભાઇ, રૂ. ૦II મ. દયાશંકર કાળીદાસ, રૂ. ૨) મ. દુર્લભરામ જેષ્ટારામ, રૂ. ૧) મ. કેશવલાલ મોતીલાલ ડૉક્ટર, રૂ. ૧) મ. મોતીલાલ પુરૂષોત્તમ વકીલ, રૂ. ૧) મ. મગનલાલ ચુનીલાલ રૂ. ૧) મ. માધવલાલ દુર્લભરામ તથા મ. ગંગાશંકર ટી. શર્માએ એક, મ. મોતીરામ આદીતરામે એક, મ. સોમેશ્વર દામોદરે એક, મ. અંબાલાલ છગનલાલે એક અને મ. મણીલાલ મગનલાલે બે ગ્રાહકો વધારી આપ્યા છે.

જે જે મહાશયોને કાર્ડ મળ્યાં છે તે તે મહાશયોને હમારી વિનંતિ છે કે જવાબી કાર્ડો પાસે રાખી ન મુકતાં હમને ઉત્તેજક ઉત્તર આપશે.

---

**ચર્ચાપત્રીને જવાબ:**—મ. 'લાજ' આપ આપનું નામ અને ઠેકાણું લખી મોકલેથી આપનું ચર્ચાપત્ર માસિકમાં પ્રગટ કરવામાં આવશે.

**લેખકોને જવાબ:**—મ. ખોડીદાસ ઇશ્વરદાસ, મ. વિનાયકરાવ સુરજરામ વ્યાસ, મ. ચિમનલાલ ચુનીલાલ, મ. ઉગરલાલ છગનલાલ, મ. નાથજી મોતીરામ ઉપાધ્યાયના લેખો અમને પ્રાપ્ત થયાછે જે હવે પછીના અંકમાં સ્થાનની સુહિતા પ્રમાણે પ્રગટ કરવામાં આવશે.

## માસિકના પાંચમા વર્ષના લવાજમની પહોંચ.

---

મ. મોતીલાલ બાપુલાલ અમદાવાદ
" મોહનલાલ હરખારામ "
" મોહનલાલ ચતુરરામ જાકાસણા,
" મણીલાલ છગનલાલ મોડાસર
" ભીખારામ મયારામ સિદ્ધપુર
" ભોગીલાલ ભુધરભાઇ વાલમ
" પુરશોતમ રણછોડ ધમડાછા
" નત્યુશંકર કાળીદાસ પાટણ
" ત્રીકમલાલ ઘેલાભાઇ વણા
" દેવશંકર નીછાભાઇ ગેરગામ
" જયશંકર ભીખાભાઇ લાખણકા
" મણીલાલ ચુનીલાલ ડાક્ટર પાટડી
" તોતાશંકર અંબાશંકર કરનાળી
" પુરશોતમ મુળજીભાઇ નીધરાડ
" મોહનલાલ દલપતરામ નડીઆદ
મ ત્રીકમલાલ જગજીવન પેટલાદ.
" જીવરામ દલછારામ મુદેરા
" બેચરભાઇ કુબેરભાઇ ભવનેશ્વર
" નાગેશ્વર ગરબડભાઇ વાવ્રજીપુર
" ત્રીભોવન ભગવાન "
" લક્ષ્મણરામ શોભારામ લાછરસ
" પરભુરામ મોતીરામ ભટ્ટ બામસણા
" બાઇ મહાલક્ષ્મીજાશી છગનલાલ મુળજીની વીધવા કપડવણજ
" ન્હાનાલાલ મુળજી "
" છગનલાલ ગોકળદાસ "
" ભલાશંકર મનસુખરામ "

મ. માણેકલાલ આદિતરામ કપડવણજ
" મણીલાલ મગનલાલ જોશી "
" બાપાલાલ છગનલાલ સીમરડા
" નાથાલાલ રેવાશંકર આબુ
" ખોડારામ નરસીંહરામ નાર.
" નીછાભાઇ દેવશંકર અનાવલ
" પ્રહલાદજી સેવકરામ બામસણા
" જેઠારામ આશારામ કપડવણજ
" સોમેશ્વર દામોદર ડાસરા
" છગનલાલ આશારામ એરંજ
" બકોરભાઇ નારણભાઇ સાસ્તાપુર
" ત્રીભોવન લક્ષ્મીરામ બામસણા
" જેઠારામ મયારામ ભટ્ટ "
" અંબાલાલ ભુધરભાઇ નાર
" કેશવલાલ ગોરધનદાસ સુણાવ
" કોદરલાલ અમથારામ ત્રીંબક
" દેસાઇભાઈ નરોત્તમ મુંબઈ
" ડાહ્યાભાઇ કેવળરામ સુરત
" ડાહ્યાભાઇ રત્નેશ્વર અંકલેશ્વર
" બાલાશંકર ગણપતરામ પેટલાદ
" મોતીલાલ પુરશોત્તમ "
" મંગળભાઇ નાથજીભાઇ સુણાવ
" મગનભાઇ અંબાલાલ પેટલાદ
" મનસુખરામ દુલભરામ કાણીસા
" મંગળદાસ મોતીરામ ખંભાત
" કરૂણાશંકર ભોળાનાથ ભટ્ટ "
" નાથુભાઈ નરોત્તમદાસ સુરત

ધોળકાના

# સુપ્રસીદ્ધ વૈદ્ય શા. ગીરધરલાલ કહાનજી

## રામબાણ દવાઓ. ખાસ પરેજ નથી.

### તાવની રામબાણ દવા.

**રૂ. ૧૦૦) ઇનામ વાળી.**

દાડરો, એકાંતરીઓ, ચોથીઓ, ઉનો, ટાઢીઓ, અમારી દવાથી ના ઉતરે તો, લીધેલા પૈસા પાછા આપીશું. કોઇ શખ્સ એમ સાબીત કરી આપશે કે વૈદ્ય શા. ગીરધરલાલની દવાથી ચોથીઓ તાવ ના ગયો તો તેને રૂ. ૧) ઇનામ આપીશું. ગોળી ૫૬ ની ડબ્બી ૧ ની કીમત રૂ. ૧-૦-૦

### શક્તિ સંજીવન.

શરીરના તમામ અવયવોને શક્તિ સંજીવન તાકાત લાવી મજબુત કરે છે. ગયેલું પુરૂષત્વ પાછું લાવી આપવામાં, સ્મરણશક્તિનો અને આખા શરીરની કાંતિનો તેમજ બળનો વધારો કરવામાં શક્તિ સંજીવન રામબાણ છે. બરડાની ફાટ, કમરનો દુખાવો, પગનું કળતર, છાતીનો દુખાવો, તરત મટાડે છે. ગોળી ૧૦૦ ની ડબી ૧ ની કિંમત રૂ. ૨-૮-૦

### પરમીયાની રામબાણ દવા.

આ દવા તમામ જાતના પરમીયા મટાડે છે. થતી બળતરા અને ચાલતુ પરૂ (રસી) બંધ કરે છે. મોજો ઉતારે છે. ટીપે ટીપે આવતો પેસાબ સાફ આવે છે. કળતર અને પેડુનો દુખાવો મટાડે છે. ડબી ૧ ની કીમત રૂ. ૭-૪-૦

### વૈદ્ય ગિરિધર.

**વૈદ્ય ગિરિધર** એ નામનું પુસ્તક માત્ર સાડાચાર આનાની ટીકીટ બીડવાથી તમામને બુક પોસ્ટથી મોકલવામાં આવે છે. તે પુસ્તક વાંચવાથી દરેક માણસ જાતે વૈદું કરી શકે છે.

### ધાતુ વિકાર.

ધાતુ વિકાર નામનું પુસ્તક એક કાર્ડ લખનારને મફત મોકલવામાં આવે છે.

**વૈદ્ય શા. ગીરધરલાલ કહાનજી.**

ધોળકા. જીલ્લા-અમદાવાદ.

ધી "ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાભાઇ મંગળદાસે છાપ્યું-પાંચકુવા-અમદાવાદ.

 FEGISTERED NO. B 972

ॐ



# ब्राह्मण धर्म.

# Brahmin Dharma.

मनुवाक्य. ( अ ११ )

यत्किञ्चिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्तिभिर्जनाः ।
तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २३१ ॥
तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ।
इज्याश्च प्रतिगृह्णान्ति कामान् संवर्धयन्ति च ॥ २३२ ॥

પુસ્તક ૫. ] માર્ગશિર્ષ, સંવત ૧૯૭૧. [ અંક ૯.

સંપાદક,
મ. મહલાદજી સેવકરામ. મુ. સિદ્ધપુર.

વ્યવસ્થાપક,
છગનલાલ જગન્નાથ રાવળ. મુંબાઈ.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ સહિત.

કાર્યાલય ( ઓફીસ )

સીધીગલીને નાકે, ધમાલીમ કુતાભાઇના માળામાં, મુંબાઇ નં. ૪

# श्रीमद्भगवद्गीता.

( શુદ્ધ ભાષાંતર ઉપરાંત તાત્વિક બોધ માટે પુષ્કળ વ્યાખ્યાન સહિત. )

આ એક ખરો સિદ્ધાંત છે કે ધર્મગ્રંથો તથા તત્વ વિવેચનનાં પ્રકરણોનો કેવળ પાઠ પઢી જવા કરતા તથા અર્થ અને તાત્પર્ય સમજીને પાઠ કરવાથી વિશેષ ફળ છે શ્રીમદ્ ભગવદ્ગીતા જેવાં પુસ્તકને માટે તો તે બહુ જરૂરનુ છે અને તેથીજ અમે શ્રીશંકરાચાર્યવાળુ ભાષ્ય તથા શંકરાનંદ નીલકંઠ અને શ્રીધર વગેરે પંડિતોના વ્યાખ્યાનોપર લક્ષ રાખી તત્વ વિષયનો એક પણ અંશ ન જવા દઇ આ સ્વતંત્ર વ્યાખ્યાનવાળુ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. આત્મશ્લાઘાથી નહિ પણ સત્ય વાત પ્રસિદ્ધિમાં મૂકવાના આશયથી અમારે કહેવુ પડે છે કે શાસ્ત્રીય વિષયોમા બિલકુલ નહિ ખેડાયેલી ગુજરાતી ભાષામા આજસુધી ગીતા શાસ્ત્રના ગૂઢ વિષયમા પ્રવેશ એવુ આ સિવાય બીજુ એક પણ ગીતાનું પુસ્તક બહાર પડ્યું નથી.

આ પુસ્તકમા પ્રત્યેક શ્લોકના અર્થની સાથે વ્યાખ્યાનમાં તે અર્થનું વિશદીકરણ, તેમા આવતા આક્ષેપોના સરલ અને સચોટ સમાધાનો તથા ઉંડા ભાવાર્થો આપવામાં આવેલ છે, જેમા પ્રસંગોપાત્ત યોગશાસ્ત્રની પદ્ધતિ તથા ન્યાયશાસ્ત્રના અનુમાનાદિ વિષયો પણ સમજાવેલા છે, એટલુંજ નહિ પણ જે જે શાસ્ત્રના વિષય જ્યાં જ્યાં આવેલા છે ત્યા ત્યા તે ઉપયુક્ત અંશથી ગોઠવેલા છે. આટલુ છતા તેની વાક્યરચના ઘણી સરલ છે ટૂંકામા દરેક અધિકારીએ આ પુસ્તક અવશ્ય મનન કરવા જેવુ છે કિંમત રૂ ૪ ચાર કદ ડેમી આઠ પેજી લગભગ ૮૦ ફાર્મ પુઠુ પાકુ. આતંકનિગ્રહ ઔષધાલય માથી રૂ ૬ ની દવા એક સામટી ખરીદનારને ભેટ

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**

પ્રત ૪૦૦ — જામનગર-કાઠિયાવાડ.

# બ્રાહ્મણ ધર્મ.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

ભાવાર્થ—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.

## ઇશ્વર પ્રાર્થના.

याते रुद्र शिवा तनुरघोराऽपापकाशिनी ।
तया नस्तन्वा शन्तमया गिरिशन्ताभि चाकशीहि ॥

॥ યજુ. ૧૬–૨ ॥

ભાવાર્થ—હે રૂદ્ર ભગવાન્! તારૂં સ્વરૂપ ભયનક નથી પરંતુ નિર્ભયતાનો પ્રકાશ કરાવનારૂં અને પાપકર્મથી દૂર હઠાવનારૂં છે હે શિવ ભગવાન્! તારૂં સ્વરૂપ મંગળમય છે. તારા પવિત્ર સ્વરૂપ તરફ ચિત્ત ફેરવવાથી સદાસર્વદા મંગળાનંદ થયા કરે છે. હે ગિરિશન્ત પ્રભુ! આપ આપની પૂર્ણાનંદ સ્વરૂપવાન્ દ્રષ્ટિ હમારા તરફ નાખો, જેથી હમે પણ સર્વ પ્રાણિ માત્રને તેવાજ આનંદકારી રહીયે.

પુસ્તક ૫ મું. ] માર્ગશીર્ષ, સંવત ૧૯૭૨. [ અંક ૯ મો.

### વિષયાનુક્રમણિકા.

## " महर्षि दधीचि ! "

एक स्वार्थ त्यागी महात्मा..

इन्द्रने पोतानी पांसळीनुं अत्यंत खुशीथी दान करनार
तपोधन ब्राह्मणोना माननीय पूर्वज.

तप एव धनं यस्यस तपोधनः

### ઉપજાતિ.

રૂપેણુણે સંયમીનેજ શાન્ત, પદ્માસને રાજિત એ પ્રશાન્ત;
રાજર્ષિ દધીચિ દાની ધર્મેશ, આદર્શરૂપ એ આ હિન્દ કેરા. ૧

તપે અળક નિજ તપસ્યાજ કેરી, વસે વને બાંધીને મઢુલી;
"કાયા દમોના તપ એ ખરૂં છે, આત્મા બને શુદ્ધ તપ એ ખરૂંછે" ૨

### અનુષ્ટુપ.

કરી સન્ધ્યા કર્મ પૂર્ણ, અગ્નિહોત્ર આરોપીને;
એકદા એકાગ્ર ચિત્તે, ધ્યાને હતા રૂષિ મગ્ન એ. ૩

### શાર્દૂલવિક્રીડિત.

જેઓનુ તપ એજ છે ધન ખરૂં એવા ઋષિ દાન્ત એ,
બેઠેલા નિજ ધ્યાનમાં જળનિધિ જાણે બન્યો શાન્ત છે;
ભૂલીને સહુ ભાન તાન ઇશમાં, જોડી ઋષિરાય એ,
નિષ્કંપિત અગ્નિ સમોવડ દિસે, ધ્યાને રૂડા સ્હોય જે. ૪

### વંશસ્થવૃત.

શશાંકની જ્યોત ક્ષીણી થતી હતી,
નિશા તણી ગતિ ત્વરિત તો થતી;
ઊષાણી ન્હોતી હજી પૂર્ણ પોયણી,
ખિલી હતી ના મૃદુ પદ્મ પાંદડી. ૫

રડે વિયોગે હજીજ ચક્રવાકી,
પતિ દર્શને તૃપ્ત હતી ચકોરી;
પક્ષિ હતાં વિટપ શાખે વિરામ્યાં,
મંજુલ કલરવ કરે હજુ ના. ૬

સમીર રૂડો સૌરભ ભાર વાહે,
તપોવનોમાં અતિ આનંદ છાયે;
સુગન્ધવાળો ધુમ્ર હોત્રાદિ કેરો,
ઉડે કુંડથી સ્વર્ગ સોપાન જેવો. ૭

## ગીતિ.

તરૂની ડાળે લટકે, દેવ ધ્વજા શાં વલ્કલ કોપીન ચારૂ;
શાન્તપણે ઋષિજી ત્યહાં, વેદઋચાઓ ઉચ્ચારે ચારૂ. ૮

## વસંત તિલકા.

ઊષા હતી રૂપવતી નભમાં પ્રકાશી;
ક્ષિતિજમાં નીકળતા શુભ તેજ રાશી;
રશ્મિ પડે ભૂમિપરે, અતિ રંગવાળાં,
સ્વર્ગીય જ્યોતિ સમ અર્પે આભાસ સારા. ૯

કાસાર સ્વચ્છ નીરનું, તીર વાલુકા જ્યાં,
ખીલ્યાં રૂડાં કમળપુષ્પ, શોભી રહ્યાં ત્યાં,
સાનન્દથી વિચરતા, મૃદુહંસ ત્યહાં જે,
એ બાળ સૂર્ય નચવે, નિજ રશ્મિ નાંખી. ૧૦

## શાર્દૂલ વિક્રીડિત.

ખીલેલાં તરૂઓ રૂડાં રસભર્યાં, ચારૂ બગીચે હતાં,
પારિજાત, અશોક, પાટલ અને, *પુન્નાગ ત્યહાં શોભનાં
આંબાઓ, કદળી ભલી ખિલીરડી કુરે લચેલી રૂડી,
ને રૂડા વટવૃક્ષ, પીંપળતણી, ઘાડી ઘટા છે બની. ૧૧

પુષ્પાળા શુભ છોડવા સુરભીથી, આનંદને આપતા,
જાઈ, જુઈ, કદમ્બ, માલતી અને સુગંધિની મલ્લિકા;
ગુલાબો મધુરા ખીલી ઉપવને, લોભાવતા ભૃંગને,
શોભાવે લતિકા રૂડી લટકતી, વૃક્ષો પરે શૃંગતે ૧૨

---

*પુષ્પની એક જાત.

### માલિની છંદ.

મદભર ગજવૃંદો, કેશરી, વ્યાઘ્ર, ગેંડા,
મહિષ મૃદુ મૃગોને, વાનરો, ગ્રાહ, ચિત્તા;
વિવિધ વનચરો ત્ય્હાં જાતિ-સ્વભાવ ભૂલી,
સહચરણપણું સાંધી, જાળવે છે મહૂલી. ૧૩

### અનુષ્ટુપ.

ભાન્યા મુગ્ધ સામગાને, સર્પોને મયૂરો રમે;
રૂપાળાં મૃગલાં સંગે, સિંહ ગેલ ઘણું કરે. ૧૪

### હરિગીત વૃત્ત.

સ્વાધ્યાય પાઠ પૂરા કરી, શિષ્યો સહુ જ્ય્હાં આવીઆ,
મહર્ષિ દધિચિએ વળી, નિજ નિત્યકર્મપૂરાં કર્યાં;
અતિ કઠિન મર્મો ધર્મના, જે મહત્વના તત્વો ભર્યાં,
પ્રબુદ્ધ દાન્ત ઋષિ ઉકેલે, શાન્ત થઇને એ બધા. ૧૫

ધરી વૃદ્ધ વિપ્ર સ્વરૂપને સુરરાજ ત્ય્હાંતો આવીઆ,
ઋષિજી અને શિશુ મંડળે, નિજ અતિથિને સત્કારીઆ;
અતિ પુનીત શીતજળે ભરી, તુંબી, અને મધુ સ્વાદનાં,
ફળ અર્પિઆં; સ્વાગત મહીં, એ મહર્ષિએ અમૃત સમાં. ૧૬

### અનુષ્ટુપ.

કરી દૂર તૃષા, ક્ષુધા, કંઇક વિશ્રાન્તિ લઈ;
વૃદ્ધ વિપ્ર થઈ સ્વસ્થ, વદ્યા આવું ધીમે રહી. ૧૭

ઈન્દ્ર૦—" અતિ આશે આશ્રમે હું, આવિઓ ઋષિરાય છું;
નહીં ચાલે કહ્યા વિના, કહેતાં છતાંએ ડરૂં "

અપૂર્ણ.

**સીતારામ જે. શર્મા.**

---

## નથી મારે કંઈ તેનું.

(ગજલની રાહ.)

થઈ તું બેવફા છોને, નથી મારે કંઇ તેનું;
થઈ તું બેઇમાં છોને, નથી મારે કંઈ તેનું.
જિગર તારા બિયાબાંને, ભૂલી, માન્યું અરે! ગુલશન;
હવે ત્યાં ખાર છો ખેંચે, નથી મારે કંઈ તેનું.

હતી અમૃત તણી ખ્વાહિશ, ભર્યું તેં ઝેરનું પ્યાલું;
ખુશીથી જામ તે પીશું, નથી મારે કંઇ તેનું.

દઇ મિસાલ નેકીની, સુણાવી નેકીની વાતો;
બદી તારી ગઇ નાના, નથી મારે કંઇ તેનું.

નથી દરકાર યારીની, તને આ યારની સાથે;
લુભાયું મન ભલે બીજે, નથી મારે કંઇ તેનું.
હતી તું હું, હતો હું તું, નહિ, તે તો નહિ થાશે;
છતાં માને ભલે તું તે, નથી મારે કંઇ તેનું.

ગૃહી મેં બાંય જે તારી, ફરજ સમજી નહિ છોડું;
છતાં તું હાથ ખેંચ તો, નથી મારે કંઇ તેનું.
સરિતા આ પ્રણયની તો, નહિ કો અન્યમાં વ્હેશે;
ભલે તું સ્થાન ના આપે, નથી મારે કંઇ તેનું.

કહ્યું કૃષ્ણે* ગીતામાં જે, કરીશ બહુ મ્હેનતે, હોંશે,
ભલે ફળ કાંઇ ના આવે, નથી મારે કંઇ તેનું.
વફાદારી નહિ છોડું, નહિ ઇમાન તરછોડું,
ભલે તે ના તને ફાવે, નથી મારે કંઇ તેનું.

वसन्तात्मज-वीसनगर.

---

ૐ

## વિદ્યાગુણાનુવાદાષ્ટક.

---

### છંદ ભુજંગી.

વિદ્યાવિત્ત સૌથી અલૌકિક જાણો,
વહાલાં તનુજો તમે તેમ વાળો.
પછી માન પામે જગે તે નિહાળો,
તમે બાળકોને સુવિદ્યા પઢાવો. ૧

શશી પૂર્ણિમા જેમ વિકાશ પામે,
તમારાં તનુજો જગે ખ્યાત થાશે.

---

* कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्व कर्माणि ॥

શ્રીમદ્ ભગવદ્ગીતા. ૨-૪૭.

વિદ્યાને તમે શુભ પૈસો વિચારો,
તમે બાળકોને સુવિદ્યા પઢાવો. ૨

વ્યયે ન્યૂન થાશે વસુનું ત્વરાથી,
વૃદ્ધિ પામશે વાપરે તે જરાથી.
તમે બાળકોના હિતાર્થી ગણાવો,
તમે બાળકોને સુવિદ્યા પઢાવો. ૩

રવિ તેજ વિના લુખા જેમ છાએ,
વિદ્યા વિણ તેવા દધિચિ તનુજો.
શિશુમાં શીવિદ્યા તણી જ્યોત થાપો,
તમે બાળકોને સુવિદ્યા પઢાવો. ૪

વિદ્યા એક નિત્યે વસુથી પ્રમાણો,
વિદ્યા પાછળે દોડતું તે નિહાળો.
અરે બાંધવો ઋણ સંતાન જાણો,
તમે બાળકોને સુવિદ્યા ભણાવો. ૫

વિદ્યાહિન સંતાનનું તેજ કેવું,
બુજાતા તણાતા લઘુદીપ જેવું.
વિદ્યામાં અલૌકિક આભાસ જાણો,
તમે બાળકોને સુવિદ્યા ભણાવો. ૬

પુરા નેમથી જેમ ભાનુ પ્રકાશે,
વિદ્યાવાનનું તેમ શૌર્ય ગણાશે.
પુરા પ્રેમથી દેવી વિદ્યા વધાવો,
તમે બાળકોને સુવિદ્યા પઢાવો. ૭

કહેલી બિના તુર્ત દીલ તોલો,
તમે બાળકોના હિતો ઉર ધારો.
દધિચિ તનુજો વિદ્યા સ્વાદ ચાખો,
તમે બાળકોને સુવિદ્યા પઢાવો. ૮

મણિશંકર ડાહ્યાભાઇ મહેતા—છરવાડા.



ૐ

# તપોધનબ્રાહ્મણ પ્રતિનિધિ સભાની ઉન્નતિ શી રીતે થાય ?

વિદ્વાન્ બન્ધુઓ ! આપ સજ્જનોને સુવિદિત છે કે થોડાક વર્ષ ઉપર તપોધન બ્રાહ્મણ જ્ઞાતિની ઉન્નતિના ઉપાયો શોધી તેને અમલ કરવા એક પ્રતિનિધિ સભા સ્થાપન કરવામાં આવી છે. આ સભાના પ્રમુખ મહાશય **પ્રભાશંકર હરનારાયણ બી. એ.** છે અને તેના હાલના સેક્રેટરીઓ મહાશય પ્રાણશંકર નાથાભાઇ અને મ. અંબાલાલ દામોદર ભટ બી. એ. છે. તેના પ્રથમના સેક્રેટરી મહાશય મોતીલાલ હરિરામ હતા અને તેમણે પોતા તરફના કેટલાક પ્રસગોને લીધે રાજીનામું આપ્યું હતું, જેથી ઉપરોક્ત બન્ને ઉત્સાહી જ્ઞાતિબન્ધુએને મંત્રીપદ આપવામાં આવ્યુ છે. આ સભાનું ઉપપ્રમુખપણું, મ. ગિરજાશંકર નિર્ભયરામને આપવામાં આવ્યું છે. આ સભાના કોષાધ્યક્ષ શ્રીમાન્ મહાશય **પ્રહ્લાદજીભાઈ સેવકરામ** છે. આ સભાના અધિકારીઓ તરફ દ્રષ્ટિ નાખીએ છીયે તો એમ માન્યા સિવાય રહી શકાતું નથી કે તે સભાએ પોતાની ઉન્નતિ સત્વર કરવી જોઇએ એટલુંજ નહિ પરંતુ પ્ર. સભા શું છે, તે શું કરવા માગે છે અને સમસ્ત જ્ઞાતિએ તે કાર્યને શી રીત્યે મદદ કરવી જોઇએ તે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિએ જાણીને તેના ઉત્કર્ષ માટે પ્રસંશનીય પ્રયત્નો કરવા માંડયા હોવા જોઇએ, પરંતુ સભાને સ્થાપન થયાને આજ લગભગ ત્રણ વર્ષ થયા પરંતુ તે જેવું જોઇએ તેવું કાર્ય કરી શકી નથી તે, તે સભાના આ અંકમાં પ્રકટ થયેલા હિસાબ ઉપરથી સમજાઇ શકાશે. તે સભાએ વસ્તીપત્રકનું અને સ્કોલરશીપ આપવાનું કામ હાથ ધર્યું છે, પરંતુ વસ્તીપત્રકનું કામ હજુ સુધી પરિપૂર્ણ થયું નથી અને સ્કોલરશીપ જેટલા પ્રમાણમાં અપાવી જોઇએ તેટલા પ્રમાણમા આપવાનું સામર્થ્ય પ્ર. સભામાં આવ્યુ નથી. પ્ર. સભા કાંઇ કરી શકી નથી એવા ઉક્ત સભાના પ્રમુખ મહાશય પ્રભાશંકરભાઇના ઉદ્ગારો પણ આ હમારી માન્યતાને પુષ્ટિ આપે છે. આમ બનવાના શુ કારણો છે તે તપાસવાની આવશ્યકતા છે. આના જે કારણો હમે બતાવીએ છીયે તેમાં કદાચિત્ મતભેદ રહેશે પરંતુ તે મતભેદને દર્શાવવાથી આ સંસ્થા પોતાના હિતની સુધારણાર્થ યોગ્ય પ્રયત્નો કરશે તો તે પોતાની પ્રગતિ કરી શકશે એમ હમે માનીયે છીયે.

પ્રિય વાંચકો ! સંસારમાં આપણે એવું અનુભવીયે છીયે કે જે જડ પદાર્થો છે તે પોતાની પ્રગતિ કરી શકતા નથી, કારણકે તેમાં પોતાનું સારૂ અને નરસુ જાણવાની શક્તિ નથી પરંતુ જેટલી ચૈતન્ય વસ્તુ છે તે સારૂ નરસુ સમજી વિચારીને પોતાની પ્રગતિ કરી શકે છે. જડ વસ્તુ પણ ચૈતન્યના સમાગમમાં આવીને પોતાનું શ્રેયઃ કરી લે છે. રસ્તામાં લોકોની ઠોકરાએ ચડતો પત્થરનો ટુકડો ચૈતન્યવાન્ પુરૂષના હાથમાં જાય છે ત્યારે તે યોગ્ય રીતે ઘડાય છે અને તેની એક સ્વરૂપવતી મૂર્તિ બની લોકોના પ્રેમને પાત્ર બને છે. રસ્તામાં પડેલી માટી જે જુતિઓનો માર ખઇખઇને રીઢી થઇ ગઇ હોય છે તેને કેળવીને બનાવવામાં આવે છે ત્યારે તે મનુષ્યોને ઉપયોગી બને છે અને તેમને પોતાનાં બચ્ચાંઓની માફક સંભાળવામાં આવે છે. આટલા દ્રષ્ટાન્તથી આપણે એ અનુમાન ઉપર આવી શકીયે છે કે જ્યાં ગતિ નથી અથવા જે વસ્તુ કેવળ જડ બની ગઇ છે તેમાં ગતિ કરવાને માટે પ્રયત્નો કરવાની આવશ્યકતા છે. ગતિહીન વસ્તુઓને ગતિવાન્ બનાવવાને માટે ગતિવિનાના પ્રયત્નો કરવામાં

આવે તે કેવળ નિષ્ફળ નીવડવા સંભવીત છે અને નીવડવાજ જોઇએ એવો સંસારનો કુદરતી નિયમ છે. સંસારમાં વસતા પ્રાણી માત્રના જીવનનેમાટે સૂર્યની શક્તિ સાગરના જળને ગોગવાનો અને તેનાં વાદળાં બનાવવાનો પ્રયત્ન કરે નહિ તો વૃષ્ટિ થાય નહિ અને પ્રાણી માત્રનું જીવન નભી શકે નહિ, આ ઇશ્વરી નિયમને અનુસરીને આપણે ઇશ્વરના ઉપાસક જીવાત્માઓ વર્તન ન કરીએ તો આપણો ઉદ્ધાર કરનારી સંસ્થાઓ નિસ્તેજ અને શીથીલ બની જાય એ સ્વભાવિક છે. આપરથી આપણે એ તાત્પર્ય કાઢી શકીશું કે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ જે અતિહીન બની ગઇ છે તેની પ્રગતિ કરવાને માટે અનેક પ્રકારના ઉત્સાહી પ્રયત્નો કરવાની જરૂર છે અને જો તેમ કરવામા આવે તો હમે નિડરતાપૂર્વક જણાવીશુ કે પ્ર. સભા પોતાનો ઉત્કર્ષ સત્વર કરી તેનો હેતુ અવશ્ય પાર પાડી શકશે. પ્રતિનિધિ સભા એટલે શું તે આપણે પ્રથમ જાણવું જોઇએ આ વિષયમા આગળ એકાદ બે વખત લખાયલું છે પરંતુ તેને માટે વારંવાર લખી તેના હિતચિન્તકોને તથા તેનાથી અનભિજ્ઞોને સતેજ કરવાની હમે જરૂર જોઇએ છીએ તેથી ટુંકામા જણાવીશુ કે પ્રતિનિધિ એટલે વકીલ. અમુક માણસ તથા અમુક સમુહના હિતનો વિચાર કરી તે માટે તેના ઉપાયો બતાવનાર મનુષ્ય તે પ્રતિનિધિ વા વકીલ કહેવાય. આવા પ્રતિનિધિઓ વા વકીલોના જથ્થા વા સમુહને પ્ર. સભા કહેવામાં આવે છે. આ સભાના વિષયમાં મ. ગિરિજાશંકર નિર્ભયરામે જ્યારે પ્રથમ વિવેચન કર્યું હતું ત્યારે આવોજ અર્થ બનાવ્યો હતો અને એમ પણ જણાવ્યું હતું કે અમુક અમુક ગોળો (સંભાઓ) પોતાના ગામમાથી વિચારશીલ–અનુભવી અને વિદ્વાન મનુષ્યોને આ સભાનો સભાસદ નીમી શકશે અને પ્રતિનિધિ (સભાસદ) સભામાં પોતાના સંભાનો હેવાલ રજુ કરી તેને માટે શુ પ્રયત્નો કરવા તે જણાવશે; તથા તે પ્રયત્નોની પૂર્તિ અર્થ ધનાદિની પોતાના સભામાથી યોગ્ય વ્યવસ્થા કરાવી શકશે. આ નિયમ, જ્ઞાતિના કેટલાક આગેવાનોને, અમલમા લાવી શકાય તેવો નહિ લાગવાથી તેમણે તેને તે વખતે મુલતવી રાખી હાલના નિયમો ઘડયા છે. હાલના નિયમો પણ સભાસદો બનાવવામાં જોઇએ તેવી સફળતા પ્રાપ્ત કરી શકયા નથી. હમારૂં માનવુ તો એવુ છે કે પ્ર સભાના આગેવાનોએ બન્ને પ્રકારથી સભાસદો બનાવવાની કોશેશ કરવી જોઇએ એ વાત સત્ય છે કે કેટલીક વખત પ્રયત્નો કરવા છતા પણ તેનું ફળ આવતું નથી જેથી નિરાશાને શરણે જઇ આપણને તે કામ છોડવાની અભિરૂચિ થાય છે, પરંતુ દુનિયાના મહાન પુરૂષોના જીવનચરિત્ર ઉપરથી અને મોટીમોટી સંસ્થાઓના આગેવાનોની કાર્ય કરવાની શૈલી ઉપરથી આપણે જોઇ શકયા છીએ કે કોઇ પણ કામનો પાછળ ઉત્સાહથી મંડયા રહેવાથી તે કાર્ય અવશ્ય સિદ્ધ થઇ શકે છે આ સુત્ર, પ્ર સભાના સભાસદોએ અને આગેવાનોએ ધ્યાનમાં રાખવુ જોઇએ. પ્ર સભાના ઘણાક આગેવાનોને, સાંસારિક પ્રવૃત્તિ એટલી બધી છે કે તેઓ અન્ય કાર્યો તરફ લક્ષ આપી શકતા નથી પરંતુ તે આગેવાનોને હમે નમ્રતાપૂર્વક વિનંતિ કરીશું કે તેમણે પારમાર્થિક કાર્યોમા, અઠવાડીયામાં કમમાં કમ ત્રણ કલાક તો કાઢવાજ જોઇએ જો તેઓ તેટલો સમય પરમાર્થ જેમાં પોતાનો વસ્તુતઃ સ્વાર્થજ છે તેમા કાઢે તો કાર્યસિદ્ધિ થઇ શકે. પ્ર. સભાના પ્રમુખ, ઉપપ્રમુખ સેક્રેટરી અને ટ્રેઝરરે તે પ્રમાણે કરવુ જોઇએ.

હવે પ્ર સભાએ પ્રથમ શુ કાર્ય હાથ ધરવું જોઇએ તે વિષયપર વિચાર ચલાવીશું. પાણીનો બારે પ્રવાહ આવતો હોય અને તે જળ પ્રવાહ તે બાજુએ જઇ નિરૂપયોગી

બનતો હોય તો તે પ્રવાહની તે દિશા રોકીને તેને, જ્યાં તે ઉપયોગી થઈ પડે તે સ્થળે લાવવા માટે, પ્રથમ તે પ્રવાહની દિશા ફેરવવાને માટે આપણે નીકો મુકવી પડે છે અને તે નીકોની દિશા તે ઉપયોગી સ્થળ તરફ રાખવી પડે છે. આવી રીતે મુકાયલી નીકોમાં તે જળ આવીને મૂળ લક્ષ્યબિંદુ તરફ વળે છે અને તે જનસમુહને લાભદાયી થાય છે. દાખલા તરીકે એક ખેતર છે, તેમાં પૂર્વ દિશામાંથી પાણી નીકળી પશ્ચિમ દિશામાં જાય છે અને ત્યાં જાય છે તે કાંઇ ઉપયોગમાં આવતું નથી એવું ખેડુતને માલમ પડે છે ત્યારે અમુક ભાગ-ગમાંથી ઉત્તર દિશા તરફ લઇ જવાને માટે વચ્ચેથી વલણ કરી તે દિશા તરફ નીક મુક-વામાં આવે છે જેથી પાણીનો પ્રવાહ તે તરફ જાય છે અને જે વસ્તુઓ ઉછેરવાની હોય છે તે ઉછેરી શકે છે. તેવીજ રીતે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિનો પ્રવાહ જે અવળે રસ્તે વહે છે તેને ઉચિત્ સ્થળપર લઇ જવાને માટે પ્રથમ ખેડુતો રૂપી વિદ્વાન્ ઉપદેશકોની જરૂર છે. આ ઉપદેશકોની વિદ્યારૂપી નીકોમાં જ્ઞાતિનો પ્રવાહ વળશે તો પ્ર. સભા પોતાની ઇષ્ટસિદ્ધિ સત્વર કરી શકશે. પ્ર. સભાનું પ્રથમ કર્તવ્ય એ છે કે તેણે રૂ. ૨૫ થી રૂ. ૩૦) સુધીના પગારદાર વિદ્વાન્ ઉપદેશકો નીયત કરવા. તે ઉપદેશકો જ્યાં જ્યાં તપોધન બ્રાહ્મણ જ્ઞાતિની વસ્તી હશે ત્યાં જઇને તેમનું કર્તવ્ય, તેમની પૂર્વ અને આધુનિક કાળની સ્થિતિ, પ્ર. સભા, પૂર્વસ્થિતિ લાવવા શુ શુ કરવા માગે છે તેની યોજના અને તે સંસ્થાને માટે તેમણે આર્થિક શારીરિક અને માનસિક પ્રયત્નો કેવી રીતે કરવા જોઇએ તે સર્વ સારી રીતે સમ-જાવશે જેથી ઉક્ત જ્ઞાતિના ઘણા ખરા લોકોને આ સંસ્થા પ્રતિ પ્રેમભાવ ઉપજશે. આ સભાએ વસ્તીપત્રક બનાવવાનું જે કામ હાથ ધર્યું છે તે કામ પણ ઉપદેશકો ઘણી સારી રીતે કરી શકશે. હાલમાં બે ઉપદેશકો રાખવાની સભાની સ્થિતિ ના હોય તો એક ઉપદેશક રાખીને પણ આ કાર્ય શરૂ કરવું જોઇએ. એક ઉપદેશક રાખવાથી પ્ર. સભાના સભાસદો વધશે અને તેથી, સભાની આર્થિક સ્થિતિ સુધરશે. આર્થિકસ્થિતિ સુધરવાથી જ્ઞાતિની સ્થિતિ પણ સુધારી શકાશે. આટલા વિચારથી આપણે એટલું તો સમજી શકયા કે પ્ર. સભાનું મુખ્ય અને પ્રથમ કાર્ય ઉપદેશકવિભાગ ઉભો કરવાનું છે, અને આના ઉપર પ્ર. સભાના આગેવાનો અને સભાસદોએ લક્ષ આપવા જેવું છે એટલુંજ નહિ પરંતુ તેને માટે નાતાલમાં ખાસ સભા બોલાવી ઠરાવ કરવાની જરૂર છે. કદાચિત્ કોઇ એમ પ્રશ્ન કરશે કે ઉપદેશકો રાખવાનો પ્ર સભા ઠરાવ કરે પરંતુ જ્ઞાતિમાં એવા ઉપદેશકોજ ક્યાં છે જેઓને આપણે ઉક્ત કાર્યો કરવા નીયત કરી શકીએ. આનો ઉત્તર વિકટ પણ છે અને સહેલો પણ છે. આપણી જ્ઞાતિની કોન્ફરન્સો થવાથી ઉપરોક્ત કાર્યો કોણ કરી શકે તેમ છે તે આપણે જોઇ શકયા છીએ. ઉપદેશક પાસે વિદ્વતા વક્તૃત્વ, આચારવિચાર અને ધૈર્ય આદિ ગુણો હોવા જોઇએ. તેવા ગુણો આપણી જ્ઞાતિના કેટલાક મહારાયોમાં જોવામાં આવ્યા છે અને જો પ્ર. સભા ઉપદેશકો રાખવાનો ઠરાવ કરશે તો તેમના નામો હમે સભાને જણાવવા ભાગ્યશાળી બનીશું. હમારૂ તો એવું પણ માનવું છે કે પગાર લઇને કામ નહિ કરનાર પરંતુ થોડા સમય સુધી વિના વેતને કામ કરનાર આપણી જ્ઞાતિમાંથી આપણે મેળવી શકીશું. માત્ર તેમને રેલગાડીભાડું આપવાની સભાએ ગોઠવણ કરવી જોઇએ. એક વરસ સુધી આવી રીતે કાર્ય કરનાર માનાધિકારી ઉપદેશકો મેળવવાને જો આપણે ભાગ્યશાળી થઇએ તો તેટલા સમયમાં આપણે આ સભાનો ઘણો સારો ઉત્કર્ષ કરી શકીશે એમાં લેશ માત્ર શક નથી એમ હું માનુ છું.

બીજા પ્રકારનો ઉપદેશક આપણી પાસે આજ પાચ વર્ષથી તૈયાર છે અને તેનો ઉપયોગ પ્ર. સભાએ સત્વર કરવો જોઇએ. તે ઉપદેશક કોણ એવો વિચાર વાચકોને ઉદ્ભવશે. તે ઉપદેશક આપણું બ્રાહ્મણધર્મ માસિક પત્ર છે આ માસિક પત્ર આપણો મુખ્ય ઉપદેશક છે. જો તે ઉપદેશકને આજ પાચ વર્ષથી ધીરજથી ટકાવી રાખ્યો ન હોત તો આજ આપણે થોડું ઘણું કાર્ય કરવાને શક્તિમાન્ થયા છીએ તે પણ થતે નહિ. તે ઉપદેશક દર માસે ત્રણસો બન્ધુઓની પાસે ખાસ જાય છે અને જ્ઞાતિના ઉત્કર્ષના વિચારો તેમના કર્ણો ઉપર નાખે છે. આ ઉપદેશક કેવી રીતે કામ કરે છે તે આપણે આપરથી જોઇ શકીયે છીએ નવીન વર્ષે ભેટના કાર્ડોની થયેલી અસર સબધમા હમે જણાવ્યા સિવાય રહીશુ નહિં કે તેથી સાધારણ વર્ગના બાધવોએ પોતાની ઉદારતા બતાવી છે જેથી હમારો અવાજ નિરર્થક ગયો નથી એમ હમે માનીએ છીયે ક્હેવાનું તાત્પર્ય એ છે કે પાચ વર્ષના ઉપદેશકે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિને પોતાના ખાતાઓ નીભાવવામાં આર્થિક સહાયતા કરવાનું પણ શીખવ્યું છે. તો આ ઉપદેશકને પ્ર. સભાએ પોતાના સ્વાધીનમાં લેવો જોઇએ અને તેને તે સભાના, નામથી ચલાવવાને વ્યવસ્થા કરવી જોઇએ બ્રાહ્મણ ધર્મ માસિક ઉપદેશકને પ્ર સભાએ સ્વાધીને લેવો એ લખવાથી કોઇએ એમ સમજી લેવાનુ નથી કે હમે તે પત્ર માટે હમારી સેવા આપવા ખુશી નથી વા તેમ કરવામાં નિરુત્સાહી બની ગયા છીએ પરતુ પ્ર સભાએ તે પત્રને આધીન લઇ તેની વ્યવસ્થા કરાવવી તેમા તે સભાની શોભા છે એમ હમારૂ માનવુ છે પ્ર સભાની ઉન્નતિના આ બે મુખ્ય સાધનો હમે બતાવ્યા છે અને તે સાધનો તરફ જેટલુ દુર્લક્ષ કરવામાં આવશે તેટલી તે સભા અવનતિની દિશાપર ઝડપથી જશે આ બે ઉપાયોને મજબુત કરી પછી પ્ર સભાએ પોતાની ઉન્નતિ અર્થે આગળ શુ શુ કરવુ તે હમે હવે પછીના અકમા જણાવીશુ'

(અપૂર્ણ.)

છગનલાલ જગન્નાથ
વ્યવસ્થાપક.

---

# सज्जनशतक

(લેખક—યતિ-ચેત-યમઠ, સુરત)

---

(ગતાકથી ચાલુ.)

यथाचित्तं तथावाचो यथावाचस्तथा क्रिया ॥
चित्ते वाचि क्रियायांच साधुनामेकरूपता ॥ ९ ॥

ભાવાર્થ—જેવો ભાવ મનમાં આવ્યો હોય તેવાજ પ્રકારની વાણી બોલે, અને જેવા ના શબ્દો કહ્યા હોય તેજ પ્રમાણે કાર્ય કરે. આ રીતે, મન, વાણી અને ક્રિયામાં એકરૂપતા હોય તેજ સાધુ છે અગર સજ્જન છે મનમાં વિચાર જુદા હો, વળી તેનાથી

બીજાજ પ્રકારની બોલે તથા ક્રિયા કાંઇક ત્રીજીજ રીતે કરે. એમ વાણી મન ને ક્રિયા ભિન્ન ભિન્ન હોય તો તેને સાધુ કહેવાયજ નહિ. એતો પ્રપંચજ કહેવાય. ઉક્ત ત્રિપુટીની એકતા સમજવા માટે એક સાધારણ દાખલો છે કે કોઇ એક શ્રીમાનને ઘેર કોઇ સાધારણ માણસ પોતાને ઘેર કોઈ કાર્ય પ્રસંગના નિમિત્તથી દાગીના લેવા સારૂ આવ્યો. તેણે આવી આશરે પાંચેક હજારના દાગીનાની માગણી કરી પણ માગવા આવનારની શાખ–અટક–આંટ–સારી ન હોવાથી શ્રીમાનને તેને દાગીના ન આપવા એવો મનમાં વિચાર આવ્યો. પરંતુ ચિત્તના સ્ફુરણ પ્રમાણે લેવા આવનારને ચોખી ના પાડી શક્યો નહિ અને ભળતોજ જવાબ આપી દીધો કે હમણાંજ તમારા આવતા અગાઉ અમુક શેઠ દાગીના લઇ ગયા. આ ઉત્તરમાં મન અને વાણીની ભિન્નતા થઇ અને દાગીના હતા છતાં ન આપ્યા એટલે ન આપવા રૂપ ક્રિયા જુદાજ પ્રકારની થઇ. આ પુરૂષ ધનવાન્ ખરો પણ સજ્જન તો નહિજ. તેમણે લેવા આવનારને ધીરજ ને શાન્તિથી સમજણ આપી હોત કે આપ દાગીના લેવા આવેલ છો પરંતુ આપવાની અમારી મરજી નથી. કદિ છેક માઠું ન લગાડવું હોય તો તેની પાસે લખાવી જુજ કિંમતના દાગીના આપવા જોઇતા હતા પરંતુ જુઠું બોલી પોતાની સજ્જનતામાં દોષ લાવવો ન હતો. વિચારશીલ પુરૂષે તો બનતાં સુધી અરે થોડી ઘણી મુસીબત વેઠીને પણ પોતાનાં મન, વાણી અને કર્મની એકતા રાખવી એજ ખરી સાધુતા છે. અસ્તુ.

દોહરો.

મન જેવી વાણી વદે, કરે વચન સમ કામ;
તે ત્રણેની એકતા ( સજ્જન ) રાખે આઠે યામ. ૯

---

निर्गुणेष्वपिसत्त्वेषु दयां कुर्वन्ति साधवः ।
नहि संहरतेज्योत्स्नां चन्द्रश्चाण्डाल वेश्मसु ॥ १ ॥

ભાવાર્થ—સાધુ અગર જેને સજ્જન કહેવામાં આવે છે તેઓ હમેશાં સરલ ચિત્ત અને સમદૃષ્ટિવાન હોય છે. તેથી રાગદ્વેષ કરી કોઇને ન્યુનાધિક ગણતાં નથી અર્થાત્ ગુણરહિત પ્રાણી ઉપર પણ સાધુઓતો દયાજ કરે છે એ વાત દાખલાથી સમજાવે છે કે ચંદ્રમા રાત્રીના સમયમાં પોતાનો જે પ્રકાશ પૃથ્વીપર પાથરે છે તેમાં કશો પણ વિભાગ પાડતો નથી પરંતુ સર્વ ઉપર એક સરખોજ પ્રકાશ કરે છે. ધર્મનિષ્ઠ બ્રાહ્મણના ગૃહપર જેવો પ્રકાશ છે તેવોજ પ્રકાશ ચાંડાલના ઘર ઉપર પણ છે ! સમીપમાં જેને કુદ્રત નામ અપાય છે તેમાં જે જે કાર્યો છે તે તરફ દૃષ્ટિપાત કરનારને સ્પષ્ટ સમજાશે કે ઇશ્વરની કૃતિ કેવળ સાધુતાનેજ સુચવે છે. તે પુણ્યવંત કે પાપી કોઇનો પણ પક્ષ કરતી નથી. સર્વને એક સમાન ગણી પ્રાણીઓને જેની ખાસ જરૂર છે તે એક સરખુંજ આપે છે. પાસે પાસેના બે ક્ષેત્રોમાં વરસાદ તો એક સરખોજ પડે છે છતાં ઉભયના માલિકોના કર્માનુસાર પાક ન્યુનાધિક થાય છે તેમ સાધુ વા સજ્જન પુરૂષો પણ સમગ્ર વિશ્વ ઉપર એકજ સરખી દયા કરે છે છતાં સર્વ પ્રાણી તેનો એક સરખો લાભ લઇ શકતાં નથી તેનું કારણ અન્ય કાંઇ નથી પણ તે તે મનુષ્યોનાં શુભાશુભ કર્મોજ કારણભૂત છે. જેનાં પુણ્ય વિશેષ તે સાધુની દયા વિશેષ મેળવે છે અને જેનાં પુણ્ય ન્યુન તે તેમાંથી દૂર, બાકી સાધુતો એક સરખીજ દયા કરે છે,

દોહરો.

નિર્ગુણ ઉપર પણ દયા કરતા સાધુ જરૂર,
ચંદ્ર તેજ કદિ ના તજે ચંડાલતણું ગૃહ દૂર. ૧૦

( અપૂર્ણ. )

---

## બ્રાહ્મણધર્મ માસિકના ગ્રાહકોનો ઉત્સાહ અને તેમની ઉદારતા.

સજ્જન મહશયો ! સંવત ૧૯૭૧ ના કાર્તિક શુદ્ધ ૬ ને મંગળવારના નવા વર્ષની આ માસિકના પરિવારરૂપ ગ્રાહકોની મુબારકબાદી ઈચ્છી જવાબી પત્રદ્વારાએ તેમની પાસે આવતા વર્ષ માટે માસિકની સાહાયતાર્થે પોતાની શક્તિ પ્રમાણે દાન આપવાની વિનંતિ કરી હતી. આમ કરતાં પૂર્વે કેટલાકો તરફથી હમને એમ જણાવવામાં આવતું હતું કે આ તમારી વિનતિ પર કોઇ લક્ષ આપશે નહિ અને તેને માટે તમે જે ખરચ કરશો તે નાહક માથે પડશે. આ માસિકના ગ્રાહકો પ્રતિના આવા ઉદ્ગારો સાંભળી મનમાં સંકલ્પ વિકલ્પો થતા હતા પરંતુ આ પત્રના ગ્રાહકો ઉપર વિશ્વાસ રાખવા અંતઃકરણમાં ઇશ્વરી પ્રેરણા થઈ અને તે યોજના અમલમા મુકી. આ યોજના અમલમાં મુકતાની સાથે હમારા કેટલાક ગ્રાહકોએ તેને વધાવી લીધી અને તેમની શક્તિ પ્રમાણે તેમણે આ માસિકને ભેટ મોકલી આપી જેમાંના કેટલાક મહાશયોના નામો હમે ગતાંકમાં પ્રકટ કરી ગયા છીયે અને તે પછી હમને જે ભેટ પ્રાપ્ત થઇ છે તે હમે નીચે પ્રકટ કરીએ છીયે. તેની પૂર્વે હમે જણાવવાની રજા લઇશું કે આપણા માનનીય મહાશય પ્રહલાદજીભાઈ સેવકરામ જેમના નામથી આપ સર્વે જાણીતા છો તેમણે આ માસિકને રૂ. ૧૦) ની રકમ ભેટ આપી છે. પોતે અધિપતિ છે અને આ પત્રને માટે કેટલોક પરિશ્રમ કરે છે તે ઉપરાંત જ્યારે આવો પ્રસંગ આવે છે ત્યારે આ ખાતાને આર્થિક સહાયતા આપવા બહાર પડે છે તેને માટે તેમને આપણે જેટલો ધન્યવાદ આપીયે તેટલો ઓછો છે. આટલુ કથી હમે આ માસિકના ગ્રાહકોએ આજ દિવસ સુધી જે ઉદારતા બતાવી છે તેને માટે તેમનો ઉપકાર માનીયે છીયે. અને બીજા ગ્રાહક મહાશયો કે જેમણે હજુ સુધી કાંઇ મોકલ્યું નથી તેમને પુનઃવિનતિ કરીયે છીયે કે તેઓ પોતાનામાં જેટલી શક્તિ હોય તેટલી નવિન વર્ષની ભેટ મોકલી આપી આ ખાતાના નીભાવના કામમાં મદદ કરશે. ભેટ ઉપરાંત આ માસિકના નવા ગ્રાહકો થયા અને નવા ગ્રાહકો બનાવવા માટે જે મહાશયોએ પ્રયત્નો કર્યા છે તેમનો હમે અંતઃકરણ પૂર્વક આભાર માનીયે છીયે. જે મહાશયો પોતે આર્થિક મદદ ન કરી શકે તેમણે કોઇપણ રીતે હમમાં કમ એક પણ નવો ગ્રાહક મેળવી આપવાનો પ્રયત્ન અવશ્ય કરવો જોઇએ અને હમને આશા છે કે હમારા સુજ્ઞ ગ્રાહકો તેમ કર્યા સિવાય રહેશે નહિં.

મળેલી ભેટની વિગત નીચે પ્રમાણે:—

રૂ. ૧) મ. રાજારામ અંબારામ, રૂ. ૧) મ. ન્હાનાલાલ મુળજી, રૂ. ૧) મ. નિર્ભયરામ હાથીરામ, રૂ. ાા મ. ગવરીશંકર પ્રભુરામ, રૂ. ાા મ. છગનલાલ જગન્નાથ શર્મા, રૂ. ાા મ. સોમેશ્વર સદ્ગુરામ, રૂ. ૧) મ. મોતીલાલ મગનલાલ, રૂ. ૧) મ. નાથાલાલ જગેચંદ,

રૂ. ૧) મ. ઉમીયાશંકર મયારામ, રૂ. ૧) મ. ભીખારામ ગોવિંદરામ, રૂ. ૧) મ. ડીરપારામ પરશોતમ, રૂ. ૧) મ. તોળાશંકર અંબાશંકર, રૂ. ૨) મ. છગનલાલ મોતીલાલ રાવળ, રૂ. ના મ. મણીશંકર ડાહ્યાભાઈ માસ્તર, તથા મ. પરસોત્તમ મુળજીભાઇ, મ. સાકળચંદ જીવરામ, મ. મોતીલાલ ત્રીભોવન, મ. ઉમિયાશંકર ગોવિંદરામ, મ. ડીરપારામ પરશોત્તમ, મ. બકોરભાઇ નારણભાઇ. એમણે એકેક, તથા મ. ખોડીદાસ ઇશ્વરદાસે ત્રણ ને મ. ભોગીલાલ જગનાથે બે ગ્રાહકો વધારી આપ્યા છે. એકંદર રૂ. ૪૨ાા=ની ભેટ અને નવા ગ્રાહકો થયા છે.

વ્યવસ્થાપક.

---

## વિચારવિવિધતા.

( લે.-ફર્સ્ટગ્રેડ સ. આ. સર્જન કેશવલાલ મોતીલાલ ખાંડવી-સુરત. )

( અનુસંધાન પુ. ૪ અં. ૧૧ પૃષ્ટ ૧૭૧ થી ).

૧. **આપણા નિત્ય જીવનમાંના રક્તશોષક કેટલાક કીટ, કૃમિ આદિ જંતુઓનું** સૂક્ષ્મ અને સંક્ષિપ્ત પર્યાવલોકનઃ—ઉપરોક્ત અંકમાં, (૧) માકણ, અને (૨) જુ. પરત્વે કંઇક આપણે જાણ્યું. (૩) ચાંચડઃ—ચાંચડનું શરીર લંબગોળ, જરાક ચપટુ, અને જાંબુ ફળના રંગની ત્વચાવાળું હોય છે. તેના શરીરના કદના પ્રમાણમાં જોતાં, તે ઘણું લોહી ચુસે છે. તેની રક્તશોષક ચાંચની અણીએ કરવત જેવા ધારવાળા બે તીણાં અણીઓ હોય છે, તેનાથી જે ડંખ થાય છે, તે ઝીણાં ઝીણાં કાળાં ટપકાં અને આજુબાજુ લાલ જગ્યાવાળુ જણાય છે. આટલું ઝીણું જંતુ, ઘણા રાક્ષસી કુદકા ભરી શકે છે, તે તેનું અપ્રતિહિત બળ સુચવે છે. એકી વખતે ત્રણ ફીટ તે કુદે છે. કુદીને જ્યાં બેસે ત્યાંથી પાછું તેટલેજ ઉંચે કુદી જાય છે. તે જાતિની માદા આઠથી બાર ઇંડાં મુકે છે. તે ઇંડાં, જમીનની તીરાડો, જુના રાચરચીલાની ફાટો અને કચરો તથા મેલાં કપડામાં નાંખે છે. શિઆળામાં દશ અગિઆર દિવસમાં, અને ઉનાળામાં ચાર પાંચ દિવસમાં, આમ નાંખેલાં ઇંડાંનું સેવન થઇ શકે છે, અને ત્યારપછી એકાદ માસમાં તે સજાતીય જંતુ બની રહે છે. હવડ અને ગંદાં ઘર, તથા અસ્વચ્છ વાતાવરણમાં, તેનો વધારો ઘણી વિચિત્ર ત્વરાથી થાય છે. મનુષ્ય કોટી, તેમજ, બિલાડી, કુતરાં, કબુતર અને મરઘાં, બતકાં આદિમાં પણ ચાંચડને ઠીક ખોરાક મળે છે. ખાસ કરીને 'પ્લેગ' ( ગ્રંથિક સન્નિપાત ) ના દિવસોમાં, ઉંદરના ચાંચડો સામે ઘણા સાવચેત રેહેવું ઘટે છે. અનેક પ્રયોગોથી હવે સિદ્ધ થયું છે કે 'પ્લેગ' પ્રથમ ઉંદર કોટીને લાગુ થાય છે. ઉંદરના ચાંચડો ફક્ત ઉંદરોનુંજ લોહી પસંદ કરે છે. 'પ્લેગ' વાળા ઉંદરનું લોહી ચુસતી વખતે, તે લોહી સાથેજ 'પ્લેગ'નાં સૂક્ષ્મ જંતુઓ ચાંચડોમાં પ્રવેશ પામે છે. હવે જ્યારે સજીવન ઉંદરો શિલકમાં રહેતા નથી ત્યારે, તેના ચાંચડો, ના છુટકે, મનુષ્ય જાતિમાંથી પોતાનો ખોરાક મેળવે છે. આમ કરવા જતાંજ 'પ્લેગ'ના સૂક્ષ્મ જંતુઓનો પ્રવેશ માણસોમાં થાય છે. તેના ભયંકર પરિણામના નિવારણનું વર્ણન, અતિ ઉપયોગી હોવા છતાં, સ્થળ સંકોચને લીધે

થાય કે જે સંપૂર્ણ સદાચારી હોય. પરંતુ આજકાલની પરિભાષામાં આ શબ્દ ઘણો બગડી ગયો છે. આ શબ્દ વર્તમાન સમયમાં બુદ્ધિમાન્ યા સાધારણ વિદ્યા પ્રાપ્ત કરેલાને માટે વાપરવામાં આવે છે પણ તે ઠીક નથી. કારણ કે એક અંગ્રેજ વિદ્વાન્ ફ્રુડ સાહેબે (froude) એક ઠેકાણે દર્શાવ્યુ છે કે બુદ્ધિનો આત્મભાવ ( Conscience ) પર કોઈ પ્રભાવ પડતો નથી. પ્રાચીન યુનાનમાં શાસ્ત્રની વિદ્યા એટલી ઉન્નત થઇ ગઇ હતી કે તે દેશની વેસ્યાઓ પણ પ્રબલ યુક્તિદ્વારા શાસ્ત્રાર્થ કરતી હતી. આ પરથી આપ જોઇ શકશો કે સદાચારનો આધાર હૃદય છે પણ બુદ્ધિ નથી, યદિ એક બુદ્ધિમાન્ મનુષ્ય હૃદયરહીત અને સુભાવ રહીત બની જાય તો એ એક હૃદય રહીત તો શુ પણ સાથે સાથે તે એક બુદ્ધિવિહીન કરતાં પણ અધિક ભયાનક અને હાનીકારક નીવડે છે. એ એક મણિભુષિત સર્પની સમાન સાગવા યોગ્ય છે. એવા મનુષ્યો અનેક સ્વાર્થી કવિઓની માફક પાપનું સુંદર રંગોમાં વર્ણન કરી અનેક ભોળા લોકોને ફસાવવાની યુક્તિઓ આદરે છે. આપણા ધર્મશાસ્ત્રકારોના શુદ્ધને પવિત્ર ભાવોને મોડી તોડીને બીજી રીતે સમજાવી, પાપ એ પાપ નથી એમ બતાવવાને શાસ્ત્ર પ્રમાણ પેશ કરી પોતાનો ગુનો બચાવ કરવા જાય છે. એવા મનુષ્યો સદ્‌જ્ઞાનથી હજારો ગાઉ દૂર રહે છે. એક વિદ્વાનનું કથન છે કે ' સદ્‌જ્ઞાનનો આરંભ થવો એ ઇશ્વરની બ્હીક રાખવામાં છે. The fear of the Lord is the beginning of wisdom' એવા પ્રપંચી મહાનુભાવો ઇશ્વરની મહાન્ અગાધ અને તેજોમય શક્તિ અને તેની 'સર્વેવ્યાપકતા'ના સર્વોપરિપણાને ભુલી જઇ પોતાના કિંમતી જીવનને ભ્રષ્ટ કરી નષ્ટ પ્રાય સ્થિતિમાં લાવી દેછે. વાચકો ! દેશની ઉન્નતિ અર્થે એવા વિદ્યાવાન્ નરેશોની આવશ્યકતા છે કે જેનું જીવન સદાચારથી વિભુષીત હોવું જોઇએ આપને વિદિત છે કે જેના સદાચારી ત્રીસ વર્ષનાજ ટુંક જીવનથી ભારતવર્ષમાંથી બૌદ્ધધર્મનો દેશનીકાલ થયો. ને નાસ્તિક મનુષ્યો આસ્તિક બન્યા, તે પૂજ્ય ભગવાન્ શંકરાચાર્યનું જીવન તેજ જીવન કહેવાય ને તેજ મનુષ્યજીવનનું અમુલ્ય આભુષણ કહેવાય. તેવા ઋષિ અને મુનિઓનાં પવિત્ર ઉપદેશને જોઇ વિદેશી વિદ્વાનો પ્રોફેસર મેક્સમુલર આદિ મુગ્ધ બની ગયા છે. એવા વેદોક્ત સદ્‌જ્ઞાનનું દરેક વ્યક્તિએ અમૃતપાન કરી પોતાના જીવનને શુદ્ધ ને નિષ્કલંક જીવન બનાવવા પ્રયાસ કરવો જોઇએ. વેદના પવિત્ર જ્ઞાનદાયક પુસ્તકના વિષયમાં યુરોપીઅન વિદ્વાન્ મહાશય મોન્સ લીયોનડેલબોસે સ. ૧૮૮૪માં એક નિબંધ લખ્યો હતો તેમાં નીચે પ્રમાણે તે લેખક જણાવે છે કે—

'There is no mounment of Greece or Rome more precious than the Rig Veda !

ભાવાર્થ—' ગ્રીસ અથવા રોમમાં ૠગ્વેદ કરતાં કોઇ વિશેષ સારૂ જ્ઞાનદાયક પુસ્તક નથી.' આ ઉપરથી મારા વિદ્વાન્ વાચકો જોઇ શકશે કે જેઓને પોતાનું જીવન સદ્‌જ્ઞાન રૂપી અમુલ્ય આભુષણોથી સજ્જ કરવુ છે તેઓએ વૈદિક સાહિત્યનો મનન કરવો જોઇએ અને પોતાના અંતઃકરણમાં તેમાં જણાવેલા પવિત્ર વિચારોને કોતરી રાખી સહૃદયી થઇ સદાચારી જીવન વ્યતીત કરવુ જોઇએ. અંતમાં આપણે આ લેખને યથાર્થ ઉપસ્થિત કરેલો પ્રશ્ન કે મનુષ્યજીવનનુ અમુલ્ય આભુષણ શું ? તેનો ઉત્તર માત્ર એજ છે કે તે મનુષ્યજીવનનું અમુલ્ય આભુષણ સદાચાર છે અતઃ ભારતવર્ષના અનેક સદાચારી જીવનો તરફ દૃષ્ટિ દેઇ તદનુકુલ સ્વજીવન બનાવવું એજ મનુષ્યજીવનનું અમુલ્ય આભુષણ છે.

---

શ્રી

# બાળલગ્નનો પ્રતિબંધ શી રીતે થઈ શકે?

( લેખક—મ. ભીખારામ ગોવિંદરામ, પાટણ. )

બાળલગ્ન થાય છે તે બંધ કરવા ઠરાવો કરવામાં આવે છે, પણ તેનો અમલ થતો નથી તેનું કારણ શું આ પ્રશ્ન છે. રોગનું નીદાન જાણી પછી તેનો ઉપાય કરવામાં આવે તોજ ફાયદો થાય છે તેમ આ બાળલગ્ન થવાનાં કારણો પ્રથમ જાણવાં જોઇએ; મને તે કારણો નીચે પ્રમાણે જણાય છે.—

૧ દરેક કન્યા પરણે ત્યારે ન્યાતીભોજન કરવુ પડે છે, બે કન્યાઓને સાથે પરણાવી એકજ ન્યાત કરે તો ચાલે એટલે એક બીજા ન્યાતીભોજનના ખરચનો બચાવ થાય છે, વળી એક છોકરો ને તેની બ્હેનનાં સાથે લગ્ન કરવામાં આવે તો એક જ ન્યાત કરવાથી ચાલશે. પણ બે જણનાં જુદે જુદે વખતે એટલે એક અથવા વધુ સાલ ફેર લગ્ન કરવામાં આવશે તો બે ન્યાતો કરવી પડશે. તેથી ખરચના બચાવ સારૂ એક મોટા સાથે બીજા નાના છોકરા-છોકરીનાં લગ્ન કરવાં પડે છે.

૨ બીજું કારણ એ હોય છે કે, પુરૂષની ઉત્તર વયમાં પ્રજા થાય છે ત્યારે માબાપના મનમાં એમ આવે છે કે આપણી હયાતીમાં આપણાં છોકરાંઓને પરણાવ્યાં હોય તો સારૂં એમ ધારી પરણાવી દે છે.

૩ ત્રીજું કારણ સાટાં પેટાંનું છે એટલે સાટાં પેટાંના લગ્ન સાથે જ કરવાં પડે છે. એક જોડું પરણાવે અને બીજું આગળ ઉપર પરણાવવાનું રાખવામાં આવે તો કન્યાવાળાને વર પક્ષનો વિશ્વાસ રહેતો નથી. તેના મનમાં એમ રહે છે કે મ્હારી કન્યા પરણાવ્યા પછી પોતાને ઘેર મળવાની કન્યા બીજે ઠેકાણે પરણાવી દેશે. આવા અવિશ્વાસથી નાનાં મોટાં સાથે પરણાવવાની ફરજ પડે છે. વળી આવાં સાટાં પેટાંના લગ્નમાં કજોડાં અને વયોવૃદ્ધ આદિ ભલતાંજ સાથે લાકડે માંકડું વળગાડી દેવા જેવાં બાળલગ્ન થાય છે.

૪ કન્યાવિક્રયમાં પણ જેમ વધારે ઉમ્મરનો વર હોય તેને વધારે પૈસા આપવા પડે છે અને જેવી અને જેટલી ઉમ્મરની કન્યા મળી શકે તેની સાથે તેનો લગ્ન કરવાનો હેતુ પાર પડે છે. દૃષ્ટાંત-વર ૪૦ વર્ષનો છે કન્યા ૧૦ વર્ષની ઉમ્મરની છે તેના જે પૈસા કન્યાવાળાને મળવાના તેને બદલે વર ૫૦ વર્ષનો હશે તો કન્યાવાળાને સવાયા દોઢા પૈસા મળશે અને કન્યા બીજે પરણી ન જાય એવો વરવાળાને ભય હોય છે. કન્યા પરણાવી દેવાથી પૈસા જલદી મળે એવો કન્યાવાળાને લોભ હોય છે તેથી બાળલગ્ન થાય છે.

ઉપર પ્રમાણે કારણો હાલ મને જણાય છે તેનું નિવારણ કેમ થાય એ સવાલ છે. હું એમ ધારૂં છું કે—

૧ પહેલી બાબતમાં ન્યાતીવાળાઓએ એમ ઠરાવવું જોઇએ કે, લગ્નની બાબતમાં જ્ઞાતિ વરા કરવાનું ફરજીઆત નથી, પાટણના ઔદિચ્ય બ્રાહ્મણોની ન્યાતમાં લગનના ન્યાતીવરા ફરતાજ નથી, અને નાગર ગૃહસ્થોની ન્યાતમાં ન્યાતી જમાડવાનું ફરજીઆત નથી તેથી તેમનામા ઘણે કરી બાળલગ્ન થતાં નથી એમ જોવામાં આવે છે.

૨ બીજી બાબતમાં વર કન્યાનાં માબાપોએ છોકરાંઓના નસીબ ઉપર આધાર રાખી લગ્ન મોટી વયે થવા ઉપર રાખવું. લગ્ન માટે ઉતાવળ કરવી નહી.

૩ ત્રીજી બાબતના માટે સાટાંપાટાં કરવાં નહિ એ ઉત્તમ પક્ષ છે તેમ છતાં કરવાંજ પડે તો તેવા પ્રસંગે એક ઠેકાણે થયેલી સગાઇ તોડી બીજે ઠેકાણે કરવી નહી અને બીજાએ તે કન્યા લેવી નહી એવો ન્યાતમાં બંદોબસ્ત કરવો જોઇએ. પાટણમાં ઔદિચ્ય બ્રાહ્મણોમાં અને મોઢ વાણીઆઓમાં એક વખત સગાઇ થયા પછી તે સગાઇ તુટતીજ નથી. તેથી સગાઇ થયા પછી કન્યા બીજે પરણાવી દેવાનો ભય રહેશે નહી.

૪ કન્યાવિક્રયની રીત અધમ છે એમ શાસ્ત્ર પોકારીને કહે છે, કન્યાવિક્રય ન કરવા ઠરાવો પણ થયા છે, કન્યાનાં માબાપો લોભવૃત્તિ ન રાખે અને ન્યાતીવાળા ન્યાત કરવાની ફરજ ન રાખે, જાનમાં જરૂર પુરતાં થોડાંજ માણસો લઇ જવામાં આવે, જેથી કન્યાવાળાને વધારે ખર્ચના બોજામાં પડવું ન પડે, એમ થાય તો કન્યાવિક્રય ધીમે ધીમે કમી થશે, એમ લાગે છે.

ઉપર પ્રમાણે મારો મત છે—આ કરતાં પણ વધારે વિવેચન વિદ્વાન લેખકો કરશે, અને બાળલગ્ન, કન્યાવિક્રય જેવા ખોટા રીવાજો બંધ થાય એવા પ્રયત્નો થશે એમ હું આશા રાખું છું.

કન્યાની વય ૧૨ વર્ષની પુરી થયા પછી અને વરની વય ૧૬ વર્ષની પુરી થયા પછી લગ્ન થઇ શકે એવો વડોદરા રાજ્યમાં કાયદો છે એટલે સગાઇ કરતી વખતે તે ધોરણ મંનમાં રાખીને વર કન્યાની ઉમ્મરમાં તફાવત હોવો જોઇએ. છોકરાની ઉમ્મર કરતાં કન્યાની ઉમ્મર નાની જોઇએ ને તે પણ ૪ વર્ષથી કમી નહી એવી નાની કન્યા જોઇને સગાઇ કરવી જોઇએ કે જેથી લગ્ન વખતે કાયદા પ્રમાણે ઉમ્મરની મર્યાદા જળવાઇ રહેશે ને શિક્ષાને પાત્ર થવું પડશે નહીં,

ન્યાતીવરા કમી થવાની વાત કદાચ કોઇને રૂચશે નહી પણ હાલના પ્રસંગે બાળલગ્ન કરનારા ગુન્હેગારો ઠરે છે અને વર કન્યા બેઉ પક્ષવાળાનો ભારે દંડ થાય છે તેના બચાવ અને બાળવિધવાઓ થતી બચે એવા હેતુથી કોન્ફરન્સોમાં ઠરાવો થાય છે તેનો અમલ થવાની આ યોજના દર્શાવી છે અને તેનો લાભ સર્વને સરખો મળવાનો છે.

---

## તપોધન બ્રાહ્મણ બોર્ડીંગ સ્કુલ કમીટીના સભાસદોના પત્રો.

જ્યાં સુધી સર્વ તપોધન જ્ઞાતિ કોન્ફરન્સમાં એક દીલથી જોડાય નહી ત્યાંસુધી બોર્ડીંગનું કામ સંતોષકારક ઉતરે તેવું મારૂં માનવું નથી. તેનાં કારણો નીચે મુજબ છે:—

પ્રથમ કોન્ફરન્સ ખંભાત મુકામે ભરાઇ તે વખતે આપણી જ્ઞાતિમાં કેટલાક ખરાબ રિવાજો છે તે રિવાજો બંધ કરવા એવો ઠરાવ થયેલો તેનો અમલ થયો નથી તે પ્રથમ કરવાની આવશ્યકતા છે.

આપણી જ્ઞાતિમાં ભિન્નભિન્ન આચાર વિચારોની એકતા થાય નહીં ત્યાંસુધી બોર્ડીંગનું કામ સંતોષકારક ઉતરે તેમ મારૂં માનવું નથી.

આપણી જ્ઞાતિમાં ગુજરાતી તેમજ ઈંગ્રેજી ભણનાર બાળકોની કેટલી સંખ્યા છે અને તેમાંથી બોર્ડીંગમાં અભ્યાસ કરનારાઓની સંખ્યા કેટલી થશે તેનો જ્યાંસુધી નિર્ણય થાય નહિ ત્યાંસુધી યોજના ઘડવી મુશ્કેલ થઇ પડે.

બોર્ડીંગ માટે રૂ. પચાસ હજારથી એક લાખની જરૂર પડે. તે રૂપીઆ માટે ગામોગામ ફરી ફંડ એકઠું કરવાની જરૂર છે. પણ ઐકમતા વિના બનવું અશક્ય છે કદાચ ધારો કે આપણે સો છોકરા માટે યોજનાઓ ઘડી, પણ ભણનારની સંખ્યા બસોની થઇ તો બીજા સોને કેવી રીતે રાખવા અને જો ન રાખીએ તો તેઓના ગામનું ફંડ થયું હોય તે લોકો વાંધો ઉઠાવે તો તેનું શું કરવું.

ધારો કે અમુક ગામમાંથી અમુક છોકરાઓ લેવા એવો ઠરાવ થયો તો ગરીબનાજ છોકરાઓને અન્યાય થશે એમ મારૂં ધારવું છે.

ઉપરની તમામ બીના ધ્યાનમાં લેતાં હાલમાં ફક્ત જે છોકરાઓને વિદ્યાભ્યાસ કરવામાં નાણાંની જરૂર હોય તેવાજ છોકરાઓને તેમના ગામના બે સદ્ગ્રહસ્થના માણસોના સર્ટિફિકેટ ઉપરથી સ્કોલરશીપ આપવી એવો મ્હારો અભિપ્રાય છે. અને હાલમાં આટલી વ્યવસ્થા થશે તોપણ આપણી જ્ઞાતિને ઘણોજ લાભ થશે એમ મ્હારૂં માનવું છે.

સ્કોલરશીપ આપવાને પણ નાણાંની આવશ્યકતા છે તેને માટે રા. ગ. પ્રભાશંકર હરનારાયણભાઇ ધંધુકા મામલતદાર, રા. રા. છોટાલાલ દયાશંકર ધોળકા મામલતદાર, રા. રા. પ્રહ્લાદજીભાઇ સેવકરામ માજી નાયબસુબા, રા. રા. ગિરિજાશંકર વિજયશંકર, રા. રા. ગિરિજાશંકર નિર્ભયરામ, રા. રા. ભીખારામ ગોવીંદરામ માજી વહીવટદાર, રા. રા. છગનલાલ મોતીલાલ ગુરૂકુળના મેનેજર, રા. રા. દુર્લભરામ જ્યેષ્ઠારામ, વિગેરે આપણી જ્ઞાતિના ઉદાર ચારિત્ર્યવાળા પુરૂષો પડેલા છે તેઓ ખરા તનમન, ધનથી ફંડ એકત્ર કરવા પ્રયાસ કરેશે તો મને આશા છે કે આવા જ્ઞાતિ હિતના કાર્યમાં ગરીબ તેમ તવંગર પોતાનો ફાળો આપવા ચુકશે નહી એવી મ્હારી માન્યતા છે. ઉપરની બીના ધ્યાનમાં લઇ આપણી જ્ઞાતિના આગેવાનો આળસ તથા સ્વાર્થનો ત્યાગ કરી કુંભકર્ણની ઘોર નિદ્રામાંથી જાગીને ખરા ઉજાગરથી એક ફંડ ખોલશે તો ભવિષ્યમાં આપણી દરેક યોજના પાર પડશે એવી મ્હારી માન્યતા છે.

જો થોડાં વર્ષ આવી સ્કોલરશીપો ચાલુ રહેશે અને તેનો લાભ આપણી જ્ઞાતિના ભાઈઓ સમજતા થશે તો એક બોર્ડીંગ તો શું પણ તેવી દશ બોર્ડીંગો નીભાવવાને શક્તિમાન થઇશુ. ઈત્યલમ્

લી. ભવદીય
ભટ્ટ મણીલાલ મગનલાલ (અમદાવાદ)

---

તા. ૧૩-૧૧-૧૪. સિદ્ધપુર.

પાટણમાં ત્રીજી તપોધન બ્રાહ્મણ કૉન્ફરન્સમાં જે ઠરાવો થયા તેમાં નંબર ૬ નો ઠરાવ આ જ્ઞાતિના બાળકો તથા યુવકોને કેળવણી તથા ધાર્મિકજ્ઞાન આપવા એક બોર્ડીંગ-હાઉસ સ્થાપન કરવાની જરૂર જણાવી છે અને તેની યોજના વિગેરે માટે સત્તર ગૃહસ્થોની કમીટી નીમાણી છે. આ કમીટીના સભાસદો પૈકી લખ્યા તરફથી અભિપ્રાયો આવેલા છે જે બ્રાહ્મણધર્મ માસિકમાં પ્રસિદ્ધ થયેલા છે.

૧. મહાશય ગિરિજાશંકર નિર્ભયરામ (શ્રાવણ માસ.)
૨. મહાશય છોટાલાલ દયાશંકર (ભાદ્રપદ માસ.)
૩. મહાશય ગંગાશંકર ટી. શર્મા ,,
૪. મહાશય મણીલાલ ચુનીલાલ ,,
૫. મહાશય ડાકટર કેશવલાલ મોતીલાલ ,,
૬. મહાશય પ્રભાશંકર હરનારાયણ (આશ્વિન માસ)
૭. મહાશય ભીખારામ ગોવીંદરામ (કાર્તિક માસ.)
૮. મહાશય હરગોવિન્દ ન્હાનાભાઈ ,,

આ પ્રમાણે આઠ જણના અભિપ્રાય આવ્યા છે. મારો સાથે નવ જણના અભિપ્રાય બાકી છે. હું મ્હારો અભિપ્રાય નીચે દર્શાવું છું.

૧ બધા અભિપ્રાય મેં વાંચી જોયા, બોર્ડીંગની આવશ્યકતા વિષે સર્વ એકમત જણાય છે. માત્ર તેના સારૂ મોટા ફંડની જરૂર છે, તે થતાં સુધી કંઇ ફંડ કરી સ્કોલરશીપ ચાલુ કરવા કેટલાએક મહાશયોના અભિપ્રાયો થયેલા છે.

૨ આ અભિપ્રાયોમાં મહાશય પ્રભાશંકરભાઈ તથા ભીખારામભાઇના અભિપ્રાયો વિશેષ ધ્યાન ખેંચનારા છે.

૩ પ્રત્યેકના વિચારોનું પુરી રીતે મનન કરીને મ્હારા વિચારો દર્શાવવાની હાલ હું જરૂર જોતો નથી, તોપણ એટલું તો કહેવાની છુટ લઉં છું કે આ બોર્ડીંગ માટે જોઇતું દ્રવ્ય કેવી રીતે એકઠું કરવું એ મહાપ્રશ્ન છે અને તે પ્રશ્નના ઉત્તરમાં મહામુશ્કેલી છે એ વાત આપણે સારી પેઠે જાણીએ છીયે અને તે વિચારમાં લઇને બોર્ડીંગ માટે ઠરાવ કરેલો છે. મુશ્કેલી ધારીને, આ બાબત પ્રયત્ન કરવો નહીં એ મતના લાભમાં મ્હારો મત નથી. મુશ્કેલ કામ પણ પ્રયત્નથીજ પાર પડે છે. પ્રયત્ન આગળ કોઈપણ વાત અશક્ય નથી એવો મત ધરાવનારો હું છું, અને તેથી આ બદલ પ્રયત્ન કરવો, કરવો ને કરવો એમ મ્હારો દૃઢ અભિપ્રાય છે.

૪ આ પ્રયત્ન કેવી રીને ને કયા માર્ગે કરવો. તે બદલ વિગતવાર બતાવવાનું હાલ હું મુલતવી રાખું છું. એટલા માટે કે આ બાબતની નીમેલી કમીટીએ પોતાનો રીપોર્ટ પ્રતિનિધિ સભાને કરવાનું ઠરેલુ છે ત્યારે આ કમીટીના સભાસદો જે પ્રતિનિધિ સભાના સભાસદો પણ છે માટે પ્રતિનિધિ સભા મળીને આ બાબત વાટાઘાટથી નિર્ણય ઉપર આવવું એ ઠીક પડશે. સબબ પ્રતિનિધિ સભાના પ્રમુખસાહેબ સ્થળ તથા તારીખ મુકરર કરે તેની કમીટીના મેમ્બર તથા પ્રતિનિધિ સભાના સભાસદોને બ્રાહ્મણધર્મ માસિકદ્વારાએ ખબર આપવાની હું વિનંતી કરૂં છું.

૫ પ્રતિનિધિ સભાના પ્રમુખ તારીખ તથા સ્થળ મુકરર કરે તે મને અનુકુળ છે અને તેજ મુજબ સર્વ સભાસદો માન્ય કરશે એમ હું આશા રાખું છું.

૬ આ પ્રતિનિધિ સભામાં બોર્ડીંગ બદલ નિર્ણય કરવા ઉપરાંત પ્રતિનિધિ સભાનું કામ ચાલતું નથી તે ચાલે તે બદલ તથા વરનિપત્રક બદલ પણ નિર્ણય કરવા મ્હારી દરખાસ્ત છે અને આ બધા કાર્યો માટે પ્રતિનિધિ સભા જેમ બને તેમ તાકીદે એકઠી થવાની ખાસ અગત્ય હું માનુંછું.

પ્રહ્લાદ સેવકરામ.

---

## દેશપરદેશ સમાચાર.

સ્વજાતિ પ્રતિ લાગણી તે આનું નામ—મી. મહમદ મુસફ સોદાગરે પોતાના મુસલમાનભાઇઓને કેળવણી આપવા માટે પુના અને મુંબાઇ ખાતે એક કોલેજ સ્થાપન કરવા માટે આઠ લાખની રકમ બક્ષીસ આપી છે ધન્ય છે આ દાનવીર મહાપુરૂષને ! જાતિઓના ધનાઢ્ય પુરૂષોએ આનુ અંતઃકરણપૂર્વક અનુકરણ કરવુ જોઇએ. તપોધન ક્ષા. બોર્ડીંગ સ્કુલ સ્થપાવાનો આધાર પણ આવા ધનાઢ્ય પુરૂષોપર જ છે

૩૮ મજલાનો મહેલ—કલકત્તા મહેલોનું શહેર ગણાય છે પણ અમેરીકાનાં મોટાં સોદાગરી શહેરના મહેલ શહેરોનાં શહેર લેખાય છે મુંબઇ સાત મજલાની ઇમારતો એકાદ બેજ હશે, પણ અમેરીકામાં તો ૧૦ થી ૨૦ અને તેથી પણ વધારે મજલાની મહેલ જેવી, બહુ મોટી ગંજાવર ઇમારતો બંધાતી જાય છે ન્યુયોર્ક શહેર આવી ઇમારતોની બાબતમાં પહેલો નંબર ધરાવે છે. એ મહાન્ અમેરીકન શહેર ખાતે હાલ ૩૮ મજલાની એક ઇમારત બંધાઇ તૈયાર થવા આવી છે જે થોડા વખતમાં ખુલ્લી મુકાશે. તે ઇમારતને " ન્યુ ઇકવીટેબલ બીલ્ડીંગ " એ નામ આપવામા આવ્યુ છે. આ ઇમારત જેમ ઉંચાઇમાં મોટી છે તેમ વિસ્તારમાં પણ એક એકર કરતા વધુ છે. તેને બાંધવા માટે ૬૦ લાખ પાઉન્ડ યાને ૯ કરોડ રૂપિયાનો ખર્ચ ગણાય છે. આવી ઇમારત ન્યુયોર્કમાં પહેલવહેલાં બંધાઇ એમ નથી કારણ કે બે વરસપર એક ઇમારત ભસ્મીભુત થઇ ગઇ તે આ કરતાં પણ વધુ મજલાવાળી અને ઉંચી હતી, આ નવુ મકાન ન્યુયોર્ક જેવા સોદાગરી શહેરના શાહ વેપારીઓની ઓફીસો અને પેઢીઓના વપરાશને માટે બાંધવામાં આવ્યુ છે. ને તેના ૩૮ મજલા ઉપર ૧૦ થી ૧૫ હજાર માણસોની વસ્તી થશે એમ મનાય છે. એવી ગણત્રી થઇ છે કે આ મોટી વસ્તીના ૩૦ ટકા જેટલા લોકો માત્ર અર્ધા કલાકની ટુંક મુદતમાં સવારે તેમાં દાખલ થઇ શકે અને તેટલાજ કોઇ સાંજે તે છોડી જઇ શકે એવી ગોઠવણ થઇ છે. આવડી મોટી વસ્તીની એક ઇમારતમાં લોકોની આવજા કંઇ ન્હાનીસુની હોઇ શકે નહિ. તેને પહોંચી વળવા માટે ૪૮ 'લીફ્ટ'ની ગોઠવણ રાખી છે અને દર આઠ લીફ્ટને ૬ વિભાગમ વહેંચી આપી છે. આઠ લીફ્ટ ઇમારતના ૧ લા અને ૧૦ મા મજલા વચ્ચે અને બીજી આઠ ૧૧ મા અને ૧૮ મા મજલા વચ્ચે, એ રીતે ચડ ઉતર કરશે. દરેક મજલે સ્ટેશનો કર્યાં છે. એ લીફ્ટો પેસેન્જર ટ્રેનોના જેવુ કામ બજાવશે. આ લીફ્ટો બહુ ગતિવાન્ છે. તેઓ ૫૦૦ થી ૭૦૦ ફીટની ઉંચાઇએ એક મિનિટમાં ચડી જશે. આ બધી બાબત આપણને તાજુબ કરે તેવી છે. પણ દુનિયાની સર્વથી મોટી ગણાતી ઇમારતની નવાઇ એટલીજ નથી પરંતુ તેમાં વસનારા ભાડુતો અને તેમાંના માણસો વગેરેના લાભને માટે એક મજલા ઉપર એક તબીબની ઓફીસ બનાવી છે. અને વળી વાઢકાપના ઓરડા તથા હોસ્પીટલના ઓરડા તથા હજારો માણસોની વસ્તીવાળી એક ઇમારતમાં અકસ્માતનો બનેજ અને તેના સમયે તાત્કાળીક મદદને માટે ઉપલી દુરઅંદેશી ભરેલી ગોઠવણ રાખી છે. વળી પાંચ મજલાઓ ઉપર સેંકડો સ્ત્રી કામદારોને આરામ લેવા તથા રમત ગમત માટે સંખ્યાબંધ ઓરડાઓ અનામત રાખ્યા છે. આગ લાગે ત્યારે મદદગાર થઇ પડવા માટે દરેક મજલા ઉપર જોઇતી સામગ્રી રાખી છે. અને તેના માટે પુરતા માણસોની ગોઠવણ કીધી છે. જોકે સર્વથી છેલ્લી શોધખોળ મુજબ આ ૩૮ મજલાની ઇમારતને આગમાં નહિ બળે એવી યુક્તિથી બાંધી છે તોપણ વેપારી ઓફીસોમાંથી કીમતી વસ્તુઓનાં રક્ષણ માટે ઉપલી સામગ્રીઓ

અવશ્યની છે. ઇમારતનો સર્વથી ઉપલો ૩૮ મો મજલો એક જંગી કલબને માટે ખાસ બનાવવામાં આવે છે તે ઉપર ૧૦૦૦ માણુસોની સહેલાઇથી સગવડ થઇ શકે એમ છે, કવીશ્વર દ૦ ડા૦ ના લખવા પ્રમાણે "હોય મોટા તણું સર્વ મોટું." એ સુત્રાનુસાર આ અમેરીકનોને બધું મોટું મોટુંજ જોઇએ છે. તે પ્રમાણે તેમની કલબ પણ એક હજાર માણુસ જેવડી મોટીજ હોઇ શકે. આ પણ એક ચાલુ જમાનાની અજાયબી.

પાટણના એક મહાશય લખી જણાવે છે કે—અત્રેના મ. જગન્નાથ ભગવાનદાસ આબકારી ખાતાના ઉત્તર ગુજરાતના અમદાવાદના આસી૦ કલેકટર સા. ઓફીસમાં કલાર્ક છે અને તે ખાતાની પરીક્ષામાં તેઓ પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયા તેથી પાટણની સમસ્ત ત. બ્રા. જ્ઞાતિનો એક મેળાવડો શ્રી. મ. ભીખારામભાઇના પ્રમુખપણા નીચે થયો હતો. જેમાં પ્રમુખ મહાશયે કેળવણી ઉપર એક વિદ્વતાયુક્ત ભાષણ આપ્યું હતું. તે સમયે જ્ઞાતિના અન્ય મહાશયો તરફથી પણ તેજ વિષયમાં વિવેચન કરવામાં આવ્યું હતું. ત્યાર પછી બાળકોને મીઠાઇ વહેંચી હતી, તેમજ તે સમયે પધારનાર ગૃહસ્થોને હારતોરા ઇત્યાદિથી સત્કાર કરવામાં આવી મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો. કેળવણીના પ્રચાર માટે અને ઉછરતી પ્રજામાં સારો દાખલો બેસાડવા માટે આ એક અનુકરણીય પગલું છે. ઉક્ત મહાશય પ્રથમ સ્કુલફાઇનલની પરીક્ષામાં પણ ઉત્તીર્ણ થયેલા છે. પરમાત્મા તેમને દીર્ઘાયુ કરે જેથી જ્ઞાતિસેવા કરી પોતાની મેળવેલી વિદ્યા સાથે કામ કરી શકે.

સુરત ત. બ્રા. વિદ્યોત્તેજક મંડળના સેક્રેટરી જણાવે છે કે અત્રેની પાઠશાળામાં નૂતન વર્ષારંભે આનંદોત્સવ કર્યો હતો તે સમયે મ. નરોત્તમભાઇ બાલુભાઇ તરફથી બૃહત્ હવન વિદ્યાર્થીઓ પાસે કરાવવામાં આવ્યો હતો. ત્યાર પછી ચાહપાણી લઇ સૌ વિદાય થયા હતા.

વળી તેઓ લખે છે કે—અત્રેની જ્ઞાતિના શેઠ મ. કલ્યાણદાસ ગોવિંદરામ તરફથી તેમના ભત્રીજા મ. ફકીરચંદની ધર્મપત્નિના સીમન્તોન્નયન સંસ્કાર નિમિત્તે ઉક્તમંડળને રૂ. ૨) દાન કર્યા છે.

શોકઃ—વડનગરના મ. સદાસીવ વિઠ્ઠલરામના કનિષ્ઠ પુત્ર મ. મોહનલાલના ૨૬ વરસની ઉમરે થયેલા દેહાન્તની નોંધ લેતાં અમને દિલગીરી થાય છે. ઉક્ત મહાશય, વિદ્યાપ્રિય અને સ્વજ્ઞાતિપ્રતિ લાગણી ધરાવનાર હતા. તેમના આ અકાળમૃત્યુથી તેમનું આખું કુટુંબ શોકમાં છે પરમાત્મા તેમના આત્માને શાન્તિપ્રદાન કરે ! મ. મોહનલાલના સ્વ૦ નિમિત્તે તેમના પિતાશ્રી તરફથી રૂ. ૧) બ્રા. ધર્મ માસિકને દાન કરવામાં આવ્યો છે. વડનગરના તપોધન બ્રાહ્મણોએ મરનારની પાછળ કારજ પ્રસંગે ભોજન કર્યું નહોતું. પ્રેત ભોજન નહિં કરવા માટે ત્યાંની જ્ઞાતિના આગેવાનોનું લક્ષ ખેંચાયું છે તે ઘણું સ્તુત્ય છે.

શોકઃ—ત. બ્રા. પ્ર. સભાના માજી સેક્રેટરી મ. મોતીલાલ હરીરામ ભટ્ટના એકના એક પુત્ર ચી૦ વિનુભાઇના મૃત્યુની નોંધ અમે ઘણા ખેદ સાથે લઇએ છીએ. પરમાત્મા તેમના આત્માને શાન્ત આપે.

---

## માસિક માટે અભિપ્રાય.

પાટણથી મ. ભીખારામ ગોવિંદરામજી તા. ૧૧-૧૦-૧૪ ના પત્રમાં લખી જણાવે છે કે ભાદ્રપદ માસના માસિકના પાના ૧૧૩ માં ચિત્તનિર્માલ્ય વિગેરેનો લેખ મેં ધ્યાનપૂર્વક વાંચ્યો છે ને તે ઘણો સારો લાગે છે. માસિકમાં લેખો ઘણા સારા આવે છે અને નીયમીત વખતે પહોંચે છે.

# તપોધન બ્રાહ્મણો અને તેમની ઉન્નતિ. ભા. ૧

## થોડીજ નકલો હાથ આવી છે.

તપોધન બ્રાહ્મણો અને તેમની ઉન્નતિ (પ્રથમ ભાગ) નામક પુસ્તકની ઉપયોગિતા સર્વને જાણીતી છે. તેના કર્તા રા. ગિરિજાશંકર નિર્ભયરામ છે. આ પુસ્તકમાં તપોધન બ્રાહ્મણોની ઉત્તમતા અને તેમનો વેદાધિકાર એવા શાસ્ત્રીય પ્રમાણોથી સિદ્ધ કરેલો છે કે વિદ્વાનોને તે વિષયમાં કોઇ શંકા કરવા જેવું રહેતુંજ નથી. આ પુસ્તક દરેક બ્રાહ્મણ અને મુખ્ય કરી તપોધન બ્રાહ્મણોના ઘરમાં રાખવા લાયક છે. આની હજાર પ્રત છપાવી હતી જે સર્વ ખપી ગઇ છે. હમને પચ્ચીસ કોપી મળી આવી છે. તેમાં સપાદન કરવામાં આવેલા વિષય પ્રમાણે તો તે પુસ્તક અમુલ્ય કિમતનું છે પરંતુ તેનો લાભ સાધારણ મનુષ્યથી લઇ શકાય તેવા કારણથી હમે તેની કીમત બે આનાજ રાખી છે. પોષ્ટેજ અડધો આનો. મ. ગિરિજાશંકર નિર્ભયરામે આ પુસ્તકો પ્રથમ મફત આપ્યાં છે પરંતુ આ માસિકની સહાયતાર્થે તેમના તરફથી આ પુસ્તકો હમને આપવામાં આવ્યાં છે માટે તેની કીમત બે આના રાખી છે અને તેની ઉપજ માસિકના ખાતામાંજ વપરાશે. જે મહાશયને પુસ્તકો મંગાવવાની ઇચ્છા હોય તેમણે સત્વર મંગાવી લેવાં. પાછળથી તે પુસ્તકો હાલ મળી શકશે નહીં.

| સીંધીગલી. ઇબ્રાહીમ ફતાભાઇના માળામાં ગીરગામ—મુંબઇ. | લી. સેવક, છગનલાલ જગન્નાથ. વ્યવસ્થાપક બ્રાહ્મણધર્મ. |
|---|---|

---:o:---

## લવાજમની પહોંચ.

| નામ | ગામ |
|---|---|
| મ. હરગોવિંદ દેવરામ | ઉમરગામ |
| મ. મણીશંકર મોતીરામ | ઉમરેઠ |
| મ. જેકીશનદાસ શીવલાલ | સુરત |
| મ. મગનલાલ ચુનીલાલ | ,, |
| મ. અંબારામ ઉમેદરામ | બામોસણા |
| મ. અમૃતલાલ ગીરધરલાલ | મુંબઇ |
| મ. કેશવલાલ નનુભાઇ | અમદાવાદ |
| મ. ન્હાનાભાઇ બાપુજી | ,, |
| મ. ન્હાનાલાલ કુંવરજી | ખંભાત. |
| મ. વનમાળીદાસ નરસિંહદાસ | મુંબઇ |
| મ. દામોદરદાસ નથુરામ | ખંડવા |
| મ. ગોરધન સેવકરામ | સંધાણા |
| મ. ન્હાનાલાલ શંકરલાલ | મુંબઇ |
| મ. દેવશંકર મકનજી | સુરત |
| મ. સોમેશ્વર લલ્લુરામ | પાલણપુર |
| મ. અંબાલાલ અનુપરામ | જેટાણા |
| મ. મોતીરામ કાળીદાસ | લુણાવાડા. |
| મ. ભુધરભાઇ મુળશંકર | શેમપુરા |
| મ. પરભુરામ નાગરદાસ | કણીજ |
| મ. છોટાલાલ બ્હેચર | કપડવંજ |
| મ. ચુનીલાલ રણછોડ ભટ્ટ | ,, |
| મ. મુળચંદ આદીતરામ | કડી |
| મ. વેણીશંકર જેશંકર પાઠક | મુંબઇ, |
| મ. હરજીવન મનસુખરામ | માંડવગઢ |
| મ. મોહનલાલ જીવરામ | બદરખા |
| મ. નરભેરામ મોતીરામ રાવજી | વીરમગામ |
| મ. ગગાભાઇ પરભુરામ | સુરત |
| મ. નાનાભાઇ કુબેરરામ | સુરત |

## શ્રી તપોધન બ્રાહ્મણ પ્રતિનિધિ સભા, સ્થળ અમદાવાદ.

### સરવાયું સને ૧૯૧૨–૧૩.

તા. ૧–૪–૧૯૧૨ થી તા. ૩૧–૩–૧૯૧૩ સુધી.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૦—૦—૦ | શીલીક. | ૧૫—૦—૦ | ધારા, નિશાનિપત્રો અને પહોંચ બુકોનો છપામણી. |
| ૧—૦—૦ | મોતીલાલ હરીરામ. | ૬—૧૧—૦ | પોષ્ટ ટીકીટો. |
| ૨૧૭—૦—૦ | મેમ્બરોના લવાજમના આવ્યા તે. | ૦—૪—૬ | કાર્ડ. |
| | | ૦—૧૧—૦ | કવર. |
| ૨૧૮—૦—૦ | | ૬—૧૩—ાા | કંટીજન્ટ ખર્ચ. |
| | | ૪—૦—૦ | સ્કોલરશીપ |
| રૂ. ૨૧૮—૦—૦ | | ૧૪૧—૦—૦ | મોતીલાલ હરીરામ. |
| | | રૂ. ૧૭૫—૦—૬ાા | |
| | | ૪૨–૧૫–૩ાા | શ્રી પુરાંત જણસ ખાતે. |
| | | રૂ. ૨૧૮—૦—૦ | |

હીસાબ તપાસ્યો છે અને બરાબર છે.

તા. ૨૭–૪–૧૪. C. D. Raval,
ઓડીટર.

(સહી) મોતીલાલ હરીરામ,
સેક્રેટરી ત. બ્રા. પ્ર. સભા.

### સરવાયું સને ૧૯૧૩–૧૪.

તા. ૧–૪–૧૩ થી તા. ૧૭–૫–૧૪ સુધીનું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૪૨—૧૫–૩ાા | સીલીક ગયા વર્ષની. | ૮૭—૬—૬ | સ્કોલરશીપના. |
| ૮૫—૦—૦ | લવાજમના જમા આવ્યા. | ૦–૧૦—ાા | કંટીજંટ ખર્ચના. |
| ૨—૧૦—૦ | વ્યાજના. | ૦—૮—૦ | કવરના. |
| ૭—૮—૦ | ભેટના. | ૦–૧૦—૦ | કાર્ડ. |
| ૧૫૦—૦—૦ | મોતીલાલ હરીરામને ખાતે ગયા વર્ષમાં ઉધારેલા તે જમા કરાવ્યા. | ૦—૧—૦ | વ્યાજ ખર્ચ ખાતે. |
| | | ૧૦૦—૦—૦ | રા. રા. પ્રહલાદજી સેવકરામ શ્રી ત. બ્રા. પ્ર. સભાના ટ્રેઝરર સાહેબ. |
| રૂ. ૨૮૮—૧–૧ાા | | ૧—૮—૦ | છપામણી. |
| | | ૧–૧૨—૦ | ટીકીટો. |
| | | રૂ. ૧૯૨—૮—૧ાા. | |
| | | ૭૫—૮—૦ | સીલીક |
| | | રૂ. ૨૮૮–૧–૧ાા. | |

તા. ૧૭–૫૧૪.

હીસાબ તપાસ્યો છે અને બરાબર છે.

તા. ૨૩–૬–૧૪. C. D. Raval.
ઓડીટર.

(સહી) મોતીલાલ હરીરામ.
સેક્રેટરી ત. બ્રા. પ્ર. સભા.

# ब्राह्मण धर्म.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिगृहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

**ભાવાર્થ**—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.

---

## ઇશ્વર પ્રાર્થના.

ॐ देवो देवानामसि मित्रो अद्भुतो वसुर्वसूनामसि चारुरध्वरे ।
शर्मन्त्स्याम तव सप्रथस्तमेऽग्ने सख्ये मारिषामा वयं तव ॥

ऋ० १० । ९८ । १३०

ભાવાર્થ—હે સર્વવ્યાપક દયાનિધિ પ્રભુ ! તમે સર્વ દેવોના દેવ છો, તમેજ હમારા મિત્ર છો, તમારી શક્તિ અદ્ભુત છે, મોટા ધનવાનો સંસારમાં દ્રષ્ટિએ પડે છે પરંતુ તે સર્વના તમે અધિષ્ઠાતા છો, યજ્ઞમાં તમેજ અધ્વર્યુ છો. હે જગતના પતિ પરમાત્મા ! આપની શક્તિ સંસારમા જ્યાં જોઇએ છીએ ત્યાં દ્રષ્ટિએ પડે છે. હે સર્વના આશ્રયદાતા કલ્યાણકારી નિયન્તા ! આપની શરણમા સદા સર્વદા હમે રહીયે અને આપની મિત્રતાનોજ લાભ હંમેશાં ઉઠાવ્યા કરીએ એવી, અમારા મનને અને બુદ્ધિને પ્રેરણા કરો. इति.

---

પુસ્તક ૫ મું. ] પૌષ, સંવત ૧૯૭૨. [ અંક ૧૦ મો.

---

## વિષયાનુક્રમણિકા.

## महर्षि दधीचि !

( ગતાંકથી ચાલુ. )

### શિખરિણી.

દધીચિ. " ડરો છો શા માટે ? અતિથિ નવ સંકોચ ધરશો,
પધાર્યા શા કામે ? પ્રકટ કરી કૃપાજ કરશો;
કહો શું છે એવું ? નવ દઈ શકાએ અતિથિને,
નથી કાંઈ મ્હારે, નવ દઇ શકું જે અતિથિને. ૧૯
કદીએ માગે જો, અતિથિ મમ કાયાજ સઘળી,
છતાં એ હું હર્ષે, અરપું શત હોયેજ અતિથિ;
કદી આવે કાર્યે, સફળ મમ આ દેહ જ થશે,
નહીં તો આ કાયા, નવ પશુથીં એ શ્રેષ્ઠજ હશે." ૨૦

### અનુષ્ટુપ.

ઇન્દ્ર. " ધન્ય છે ઋષિજી ધન્ય, આવા ઉચ્ચ વિચારને;
જપ તપે સારતત્વ, ખરે પર ઉપકાર છે. ૨૧

### ઉપજાતિ.

સુણો રૃષિજી ! મુજનું વૃતાન્ત, અસ્થિજ લેવા, છે આશ દાન્ત;
હું ઇન્દ્ર આવ્યો, તમ આશ્રમે છું, ઉત્પાત શુણી ત્રણલોકનો હું. ૨૨
મરે નહીં દુશ્મન *વૃત્ર ત્યહાએ, દેવો અતિશે દુઃખથી પીડાએ;
અસ્થિ બન્યું પુષ્ટ, તપોબળે જે, અસુરનો નાશ કરી શકે તે." ૨૩

### અનુષ્ટુપ.

હસ્ત જોડી, આમ બોલી, ઇન્દ્ર શાન્ત બની ઉભા;
મર્મ શબ્દો હસીને ત્યહાં, જ્ઞાનીએ દધીચિ વધા. ૨૪

### હરિગીત.

દધીચિ. " સુણો પુરન્દર ! સર્વને, આ દેહ તો અતિ પ્રિય છે,
સહુ દેહ ધારીને કઠિન તો દેહ ત્યજવો એહુ છે;

* વૃત્રાસુર.

ત્રૈલોક્ય કેરા રાજની, લાલચ બતાવે તે છતાં,
સંસાર કેરાં બાળ મનુજો, મૃત્યુને નવ ઇચ્છતાં. ૨૫

કિન્તુ ન જ્ઞાની તો ડરે, એ મોહને મૂકતા થકી,
છે મૃત્યુ એતો દેહ ધર્મ. જ્ઞાનીને મન એ નકી;
આત્મા કદિ મરતો નથી, નવ જન્મતો કદિ એ જતે,
સંયોગ ને વિયોગ એતો દેહ કેરા ધર્મ છે. ૨૬

વિશાદ કે નવ હર્ષ કશુંએ, ધારવું એમાં નહિં,
આ દેહ કેરૂં મર્ણ એતો, જ્ઞાનીને મન નવ કંઇ;
શરીર કેરાં વસ્ત્ર જેવાં, બદલવાં સંસારીને,
આ દેહ ત્યજવો એ નથી, મુશ્કેલ કાંઈ જ્ઞાનીને. ૨૭

કદિ ડર ધરૂં એ છોડતાં હું, રહોય શું ચિરંજીવી?
આ દેહ કોની નવ રહીને, કો દિને રહેશે નહિં;
એ અલ્પ જીવી દેહ કાજે, ધર્મ ચુકું કેમ હું?
શા માટ કષ્ટ ન વેઠવું, જો કષ્ટ જાએ અન્યનું. ૨૮

અફસોસ થાયે સુજનને કે, દેહ તો ધન્ય ધન્ય થયો,
કિન્તુ બિચારો આત્મા આ, કોના ન કામે આવીઓ;
શબ્દો ઉચારી એટલા, ધ્યાનસ્થ ઋષિજી થયા,
સમાધિમાં બની લીન, નશ્વર દેહ આ છોડી ગયા. ૨૯

### અનુષ્ટુપ.

આકાશ ત્યહાં ગર્જી ઉઠ્યું, દેવોના જયનાદથી,
અને એ સ્વર્ગના લોકે, ભૂ ઢાંકી પુષ્પવૃષ્ટિથી. ૩૦
દધીચિના અસ્થિ કેરા; વજ્ર જેવા મારથી;
વૃત્રાસુર નાશ પામ્યો, ત્રણે લોક બન્યા સુખી. ૩૧

### વસંત તિલકા.

હો હિન્દમાં તમ સમા રૂષિજી બધાએ,
સાધુ ઇડા ગુણવતા પરઉપકરી;
હો હિન્દમાં તમસમા રૂષિજી સદાએ,
સાધુ ઇડા ગુણવતા અતિપુણ્યશાળી. ૩૨

અમદાવાદ. **સીતારામ જે. શર્મા.**

---

## अनभिज्ञ.

### શાર્દૂલ વિક્રીડત.

ફુટેલું પડધમ પડ્યું વનવિષે, જોયું શિયાળે અને,
વિચાર્યું મન સાથ આજ અહિં કૈં, ખાવાનું મળશે મને;
શા માટે કરૂં શોધ હું જઇ બીજે, મારૂં લઇ જાય કો,
બેસી ઉપર ફોડતાં, અરર! એ, પોલાણમાં જઈ પડ્યું.

રે! રે! ના કંઈ જાણતાં મન મહિં ભોળાં પતંગો અરે,
રૂપાળું તનુ ચકચકાટ કરતું, જાશે બળી દીપથી;
ને દરકાર નથી કંઈ દીપ કને, જેને હજારો બળે,
ફળતી ના કંઇ આશ રે! મનતણી, ખાલી બિચારાં બળે.

રે! રે! ચાતક માઘ માસ મહિં તું, આશા વૃથા રાખતું;
કે તુજને મળશે મીઠાં જળતણાં, આકાશથી બિન્દુડાં;
આશા તુજ જશે સૌ ધૂળ મહિં, લેઈ તને સાથમાં,
જ્યાં પડશે પત્થર સમા તુજ ડીલે, વરસાદના એ કરા.

वसन्तात्मज–वीसनगर.

---

### સ્વજ્ઞાતિ દાઝ.

( રાગ મ્હાડ )

અરે એ જ્ઞાતિ વીરાઓ, કુળના હિરાઓ;
તુર્ત થાઓ તૈયાર. ટેક.

રંક જ્ઞાતિની દાઝ તો ધારી, કરો કર્તવ્ય આવાર,
ભાવિની પ્રજા સુખી થવાને, બોર્ડીંગ સ્થાપો યારરે;
ઘણી નેકી નજરથી, દ્રવ્યના બળથી, સારી કદરથી,
તુર્ત થાઓ તૈયાર. અરે એ૦

તપજ ખરૂં ધન છે જેઓનું. એવા ઋષિના કુમાર,
તે અવિદ્યાએ અધમાવસ્થામાં, આવી પડયા આ વારરે;
કરો દીલ શાની, વીરાઓ જ્ઞાની, ફરજ છે આની;
તુર્ત થાઓ તૈયાર. અરે એ૦

જ્ઞાતિ બંધુઓ દ્રવ્ય ખરચીને, જ્ઞાતિમંગળ કરો કાર્ય,
અશણ ભ્રાતાની દયા લાવી, આપો કેળવણી સારરે;
જયજય વર્તાવો, દયા ઉર લાવો, કરી ખરો દાવો,
તૂર્ત થાઓ તૈયાર. અરે ઓ૦

અનાથ આપણા બંધુઓ ભટકે, ભિક્ષાર્થે દ્વારોદ્વાર,
તેને સુધારી આશિષ મેળવી, પામો કીર્તિ અપારરે;
હજુ ચેતો રાગી, સ્વાર્થને ત્યાગી, વેળા છે બાકી,
તૂર્ત થાઓ તૈયાર. અરે ઓ૦

સમર્થ છો દધીચિના સંતાનો, ધીરજ રાખોને વીર,
સદાશિવની પૂર્ણ કૃપાથી, ગયું આવશે હીરરે;
છે છેલ્લી વિનંતિ, પૂર્ણ પ્રીતિથી, કાર્ય વૃત્તિથી,
તુર્ત થાઓ તૈયાર. અરે ઓ૦

ઘહેજ (ચીખલી) જીવણરામ ગોવિંદરામ મહેતા.

---

ૐ.

## તપોધન બ્રાહ્મણ પ્રતિનિધિ સભાની ઉન્નતિ શી રીતે થાય ?

( ગતાંકથી ચાલુ. )

વિચારશીલ મહાશયો ! ગતાંકમાં મેં મારી મતિ મુજબ તપોધન બ્રાહ્મણ પ્રતિનિધિ સભાની ઉન્નતિ શી રીતે થાય તેના બે મુખ્ય અને પ્રાથમિક સાધનો દર્શાવ્યાં હતાં અને તે એ કે પ્ર. સભાએ પોતાના ઉદ્દેશોની પૂર્તિ અર્થ બે વા એક વિદ્વાન્ ઉપદેશક રાખી જ્ઞાતિમાં ઉત્સાહ ઉત્પન્ન કરવો અને બીજું સાધન એ જણાવ્યું હતું કે હાલમાં ચાલતું આ માસિક સભાએ પોતાને આધીન લઇ તેને સારા રૂપમાં મુકવું. આ કાર્યોને હું મુખ્ય અને પ્રાથમિક સમજું છું અને તે પ્રમાણે પ્રથમથી કરવામાં આવે તોજ આ સભા પોતાનો ઉત્કર્ષ કરી શકે એમ મારૂં માનવું છે. ઉપરોક્ત બે સાધનોને મુખ્ય અને પ્રાથમિક ગણવાનું કારણ એ છે કે પ્ર. સભા, જે જ્ઞાતિની સાંસારિક અને ધાર્મિક સ્થિતિ સુધારવા ધ્રુચ્છે છે, તે ત્યારેજ કરી શકશે.

હવે તપોધન બ્રાહ્મણ જ્ઞાતિની વસ્તી કેટલી છે." તેમની આર્થિક સ્થિતિ કેવી છે, તેમનામાં વિદ્યાપ્રાપ્તિનું પ્રમાણ કેટલું છે, તેમનામાં ધંધારોજગારના ક્યા ક્યા પ્રકાર છે એ જાણવાની પણ આવશ્યકતા છે. આ જરૂરીયાત સમજીનેજ પ્ર. સભાએ વસ્તીપત્રક બનાવવા માટે ઠરાવ કર્યો હતો અને તે કાર્ય કરવા મ. પ્રહલાદજીભાઇ અને મ. નથુશંકરને સોપ્યું છે. તેનું થોડું ઘણું કામ થયું પરંતુ કેટલાક ગામોના રીપોર્ટ નહિ મળવાથી તે અધુરૂં રહ્યું છે. આ કાર્યને પાર ઉતારવા માટે પણ મેં જેમ પ્રથમ જણાવ્યું છે તેમ ઉપદેશકોની

જરૂર છે અને તેઓ અમુક ગામ કે જ્યાંના ફોર્મો ભરાઇ આવ્યા ન હોય તે ભરાવી લાવવા પ્રયત્નો કરે. ઉપદેશકો વિષયમાં હમારી સૂચના, પ્ર. સભા હાલ અમલમાં લાવી શકતી ન હોય તો વસ્તીપત્રકના કાર્યની પૂર્તિ અર્થે તેમણે ત્રણ માસને માટે બે મનુષ્યો રૂ. ૧૫) ના પગારદાર રોકવા જોઇએ અને તેમણે તેટલી મુદતમાં તે કાર્ય એટલે સર્વ સ્થળેથી ફોર્મો ભરાવવાનું કામ પૂર્ણ કરવું અને શ્રીમાન્ મ. પ્રહ્લાદજીભાઇ અને મ. નથુશંકર ગોવિંદજીને તે ફોર્મો સોંપવા અને તેઓએ બે માસમાં પોતાના કાર્યપરિણામનો રીપોર્ટ પ્ર. સભાને કરવો. પ્ર. સભાની કાર્ય કરતી મંડળીને હમે વિનંતિ કરીયે છીયે કે તેમણે હવે આ બાબત સત્વર હાથમાં ધરવી જોઇએ; હમે વિશેષ ભાર દઇને કહ્યા સિવાય રહીશું નહિં કે સભાએ જે કામ હાથ ધર્યું હોય તેના ફૈસલાનો આધાર તેના આગેવાનોનાજ હાથમાં છે. તેઓને ધન સંબંધી મુશ્કેલી હોય તો લોકો પાસે ભિક્ષા માગીને પુરી કરવી જોઇએ પરંતુ કામોને ઢીલમાં નાખવા જોઇએ નહિં. પ્રસંગવશાત્ હમે એ પણ જણાવીશું કે વસ્તીપત્રકને માટેનું કામ જે મહાશયોને સોંપ્યું છે તે મહાશયો હજુ સુધી તે કામ શામાટે કરી શકયા નથી તેનું સંપૂર્ણ વૃત્તાન્ત તેમણે પ્ર. સભાને જણાવવું જોઇએ અને પ્ર. સભાએ તેમાં આવતી મુશ્કેલીઓ દૂર કરવી જોઇએ.

વસ્તીપત્રક સંપૂર્ણ થયા પછી જ્ઞાતિના આગેવાનોને પોતાની સામુદાયિક સ્થિતિનો વિચાર આવશે એટલે કે હાલની આ જ્ઞાતિની સ્થિતિ ઉપરથી તેની સુધારણા માટે તેના સામુદાયિક બળ ઉપરથી તેઓ શું કાર્ય હાથ ધરી શકે તે સમજી શકાશે. હમારા વિચાર પ્રમાણે વસ્તીપત્રકનું કાર્ય સમાપ્ત થયા બાદ પ્ર. સભાએ જ્ઞાતિના આચારવિચાર ઉપર લક્ષ આપવું પડશે. આચારવિચાર એ મુખ્ય વાત છે અને તેના ઉપર તે જ્ઞાતિના ગૌરવનો આધાર છે. સદાચાર એ ધર્મનું પ્રથમ લક્ષણ છે અને સદાચાર એ ઉન્નતિના શિખર પર જવા માટેનું મુખ્ય પગથીયું છે. કયા ભાગમાં કયો સડો છે, કયાં કેવી રીતે ધનનો વિના પ્રયોજને ઉપયોગ થાય છે તેનો વિચાર કરી સદ્વિચારો દ્વારા તેમનામાં સદાચાર પ્રવર્તાવવો જોઇએ. પ્રશ્ન એવો ઉભો થાય છે કે કોઇનામાં પણ આચારવિચાર દાખલ કરવો હોય ત્યારે પ્રથમ આપણે શું કરવું જોઇએ. એકતો જો કુમળુ ઝાડ હોય તો તેનાપર સંસ્કાર દ્વારા ઉચિત્ કરી શકાય અને જો ઝાડ પાકુ થઇ ગયું હોય તો તેની વારંવાર રક્ષા કરી તેમાં સડો લાગવા ન પામે અને જ્યાં જ્યાં સડો લાગ્યો હોય ત્યાં ત્યાંથી ખંતથી અને પ્રયત્નોથી તે દૂર કરવાની કોશેષ કરવી. આ દાખલા ઉપરથી એમ સમજવાનું કે હાલની ચતી પ્રજામાં સુસંસ્કારો પાડી તેમને સદાચારી બનાવવાની કોશેષ કરવી તે કુમળા ઝાડને સંસ્કારી બનાવવા જેવું છે. આ શી રીતે થઇ શકે તે પ્રશ્ન છે અને તેનો ઉત્તર અમલમાં લાવવો મુશ્કેલ છે. હા, હાલ તે મુશ્કેલ છે પરંતુ પ્રયત્ને તો સર્વ સરળ છે. શી રીતે મુશ્કેલ અને શી રીતે સરળ છે તે આપણે તપાસીશું. તપોધન બ્રાહ્મણ બાળકોને સુસંસ્કારી શી રીતે બનાવી શકાય જે આપણે પ્રથમ વિચારીશું. સારા સંસ્કારોનો આધાર જીવના પોતાની આજુબાજુના વાતાવરણ અને સમાગમ ઉપર છે. જેવી સંગતિ તેવા સંસ્કારો અને નાનપણમાં જેવા સંસ્કારો તેવો મોટપણમાં તેનો પાદુર્ભાવ. સારા સંસ્કારોમાં ઉછરેલો છોકરો સદાચારી અને વિદ્વાન્ બની પોતાના પિતા પ્રપિતામહના નામોને દીપાવે છે અને અનાચારી સંસ્કારથી રંગાયલો છોકરો અવિચારી બની પોતાના કુળમાં કુસાંગાર નીકળે છે

અને જ્યાં જોઇએ-ત્યાં તિરસ્કારનેજ પામે છે. આ પરથી એ સિદ્ધ થાય છે કે કુમળા બાળકોમાં પ્રથમથીજ સુસંસ્કારો નાખવાની વ્યવસ્થા થવી જોઇએ. તેને માટે આપણે શું કરવુ જોઇએ તે આપણે આગામી અંકમાં તપાસીશું. ( અપૂર્ણ. )

છગનલાલ જગન્નાથ
વ્યવસ્થાપક.

---

# सज्जनशतक,

( લેખક.—યતિ-ચૈતન્યમઠ, સુરત. )

[ ગતાંકથી ચાલુ. )

उपकारिषु य: साधुः साधुत्वेतस्यकोगुणः
अपकारिषु यः साधुः ससाधु सद्भिरुच्यते. ११

ભાવાર્થ-પોતાના ઉપર ઉપકાર કરનાર પર જે સાધુ-સારો રહે છે તેનામાં સાધુત્વનો ગુણ શુ ? જવાબ કાંઇ નહિ. એ વાત તો બહુજ સુલભ છે અને સર્વથી બની શકે તેવા પ્રકારની છે પરંતુ પોતાનો અપકાર કરનાર એટલે પોતાનું બગાડનાર પુરૂષ તરફ જે પોતાનું સાધુત્વ પ્રકટ કરે છે તે યથાર્થ સાધુ છે એમ સત્પુરૂષો કહે છે. કોઇ ગુર્જર કવિ કહે છે "જો સુખડ સળગાવીએ આપે સરસ સુવાસ" ચદન બાળનારને પણ સુવાસ આપે છે ! તેમ સાધુ પુરૂષો પોતાનું બુરૂં કરનારનું પણ ભલું કરે છે ! અહા ! કેટલી ઉદારતા ! ! કેટલું વિશાળ હૃદય ! ! ! સંસારના પદાર્થો નાશવંત છે એ નિશ્ચયમાં કેવી દ્રઢતા ! ! ! આ બધા ગુણ સાધુત્વનાજ ઘોતક છે. આવા ગુણ ધારણ કરનાર વ્યક્તિ આહારથી ગમે તેવા વેશમાં હોય તે ખરેખર સાધુજ છે. વેશ માત્રથી કદિ સાધુ કહેવાય નહિ. વેશ ધારણ કરી સાધુતા ન લાવે તેનો વેશ નાટકમાં ધારણ કરેલ સાધુના વેશ જેવો વૃથા વેશ છે. નાટકકાર પણ વેશ ધારણ કરી ભજવે છે. તો સાધુવેશ ધારણ કરનારે પોતાની સ્વેચ્છાથી અવશ્ય સાધુત્વ પ્રકાશમાં આવે તેવો પ્રકાર કરવોજ જોઇએ. મહાત્મા વસિષ્ઠ વિશ્વામિત્રની વાત સુપ્રસિદ્ધજ છે કે વસિષ્ઠે વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ યથાર્થ સાધુ—કહ્યા તે ઇચ્છા વિના કહેરાવવા ઇચ્છતા વિશ્વામિત્રે વસિષ્ઠનું હરકોઇ રીતે અપમાન થાય તેવી અનેક યોજનાઓ ઉત્પન્ન કરી એટલુંજ નહિ પણ તેમના સો પુત્રોનો વિશ્વામિત્રે નાશ કર્યો છતાં વસિષ્ઠના પોતાના મનમાં વિશ્વામિત્ર બ્રહ્મર્ષિ છે એવું નહોતુ સમજાયું ત્યાં સુધી મન અને વ્યભિચાર કરવા રૂપ વંચનામાં ન ઉતર્યા તે નજ ઉતર્યા. આથી જેનામાં પોતાનામાં જે ગુણ નથી છતાં તેવા ગુણવાળા ગણવાની જેમની ઇચ્છાવૃદ્ધિ પામી છે એવા વિશ્વામિત્રે અંતમાં વસિષ્ઠને મારી નાખવાનો નિશ્ચય કર્યો અને એક દિવસ રાત્રે હાથમાં ખડગ લઇ વસિષ્ઠની પર્ણકુટી પાછળ આવી ઉભા રહ્યા. તે સમયે વસિષ્ઠના પત્નિ અરૂંધતી પતિસેવાપરાયણ થઇ તેમનાં ચરણ તપાસતાં હતાં. આ વખતે ઉભય વાતો કરવા લાગ્યાં અને તેમાં અરૂંધતીએ આરંભ કર્યો કે પ્રભુ ! આજની ચાંદની કેવી ખીલી છે. મહાત્મા ખરેખર મહત્ આત્મા ! ! વસિષ્ઠ કહેવા લાગ્યા કે જાણે વિશ્વામિત્રના તપનો પ્રભાવ ! ! ! આ શબ્દો શ્રવણ કરતાંજ અરૂંધતી કહેવા

લાગ્યાં, અરે નાથ ! આપે એમને અત્યારે શા માટે યાદ કર્યા, તેમને તો મારા સો પુત્રોનો સંહાર કરી નાખ્યો છે. શું ! તપાચરણ કરનાર બીજાને મિથ્યા બોલાવવા સારૂ આવો અયોગ્ય આગ્રહ કરતા હશે કે ? વસિષ્ટ કહેવા લાગ્યા સતી ! વિચાર કરો તો વિશ્વામિત્ર સાક્ષાત્ તપનીજ મૂર્તિ છે. તેને તમારા પુત્રો માર્યા નથી તમારા પુત્રોનો આત્મા તો અમર ને અવિનાશી છે. એને કદિપણ કોઇ મારી નાખવા સમર્થ નથી અને નાશવંત શરીર ગમે તે રીતે નાશ થાય તેમાં નિમિત્ત ગમે તે હો અથવા અન્ય રીતે વિચાર કરો તો એકજ આત્મા સર્વત્ર વ્યાપક છે ત્યાં કોણ કોને મારે ! અગર કોણ કોના માતા પુત્ર ! આ બધી કલ્પનાજ છે. સ્વપ્ન છે. એને તજી આંતરર્દ્રષ્ટિથી અવલોકો તો સર્વ સ્પષ્ટ સમજાશે. આપણે એકલાજ આવ્યા છીએ કાંઇ સાથે લાવ્યા નથી ને લઇ પણ જવાના નથી વચમાંથીજ સંબંધ થાય તે વચમાંજ છૂટે તેનો હર્ષ શોક શો ? આ રીતે અરૂંધતીનું સમાધાન કરી વસિષ્ટ લઘુશંકાના નિમિત્તે બાહાર આવ્યા તે વખતે વિશ્વામિત્રના મનમાં પણ વિચાર આવ્યો કે અહો ! વસિષ્ટનું આટલું નુકશાન કર્યા છતાં તે તો પાછળ મારા ગુણનાજ વખાણ કરે છે. તે સાધુજ છે એ વિચાર તેમના મનમાં આવતાંજ હાથમાંનું હથિઆર ફેંકીદઇ તેમની પાસે જઇ વંદન કર્યું એટલે વસિષ્ટ કહેવા લાગ્યા કે આવો બ્રહ્મર્ષિ ! ! ! અપકાર કરનાર તરફ સાધુતા એજ સાધુનું ભૂષણ છે અસ્તુ.

દોહરો.

સાધુની શી સાધુતા, કરે દેખી ઉપકાર;<br>
સાધુતા શોભે ભલી, રાખે જ્યાં અપકાર.

---

स्वभावंनैव मुञ्चन्ति सन्तः संसर्गतोऽसताम्<br>
न त्यजंति रुतंमञ्जु काकसंपर्कतः पिका. १२

ભાવાર્થ—સંત અથવા સાધુ પુરૂષોને અસાધુનો સંગ થાય તો પણ સજ્જન પુરૂષો પોતાનો સ્વભાવ કદિપણ તજતા નથી. એજ નીતિ દ્રષ્ટાંતથી સિદ્ધ કરે છે કે જેમ કોયલ પોતાના ઇંડા સેવતી નથી પણ જ્યાં કાગડાનો માળો હોય છે ત્યાં જઇને મૂકી આવે છે. કાગ તે પોતાના ઈંડાં સમજી તેને સેવે છે અંતમાં તેમાંથી કોયલનું બચ્ચું જન્મ પામે છે. એ સમયની કોયલને ખબર પડતાંજ તે ઉડતું હોય છે તેની બાજુ આવી બોલે છે એટલે કોયલનું બચ્ચું તે પ્રમાણે બોલતું કોયલ સાથે ઉડી જાય છે. કાગના સંસર્ગમાં રહેતાં છતાં તેની મધુર બોલી બદલાતી નથી તેવીજ રીતે સજ્જનનું પણ સમજવાનું છે. આરબ્ધવશાત્ તેમને કદાપિ દુર્જનના સંસર્ગમાં આવવું પડે તો પણ પોતાની ભાષા ફેરવતા નથી અર્થાત્ સજ્જન પુરૂષના મુખમાંથી કદિપણ નઠારા શબ્દ નીકળતાજ નથી. સત્યપ્રિય ને હિતકારક વચનો વદે છે, કારણ કે તેમનો સ્વભાવજ કુદરતી રીતે એવો બંધાએલો હોય છે. અગ્નિનો સ્વભાવ જેમ ઉંચે ચડવાનો ને જળનો સ્વભાવ જેમ નીચે પડવાનો છે તેમ સજ્જન અગર સાધુ વા સંતનો સ્વભાવ પણ હમેશાં મધુરૂં બોલવાનોજ હોય છે પરંતુ એથી એવું નથી સમજવાનું કે તે મુખે મધુરૂં બોલે અને મનમાં કપટ રાખે. તેમનું હૃદય નિષ્કપટ અને પરમ શાન્ત હોય છે અને તેમ હોય તોજ યથાર્થ સંત કહેવાય. અસ્તુ.

દોહરો.

દુરીજનની સંગત થકી, સંત સ્વભાવ ન જાય;<br>
કોકિલ વાયસમાં રહી, કાગ રાગ નવ ગાય. ૧૨

---

અપૂર્ણ.

# વિચારવિવિધતા.

લેખક:—ડૉ. કેશવલાલ મોતીલાલ માંડવી-(સુરત.)

( અનુસંધાન પુ. ૫. અં. ૯. પૃષ્ઠ ૧૮૯ થી. )

હસવું—(Laughter) એ પ્રાણીમાત્રનું સ્વભાવિક લક્ષણ છે. મનુષ્ય માત્રના નિત્ય જીવનમાં, પ્રતિદિન એને હરેક વ્યવહારમાં એ ક્રિયા બને છે. છતાં પણ તે પરત્વેનું વિચારગાંભીર્ય સમજવાને-જાણવાનું-કુતુહુલ-ઘણાં થોડાનેજ થતું હશે ! જીવ માત્રને હસવું એ અતિ આવશ્યક વસ્તુ છે. હસવું એ દીલગીરીનં-ગમગીનીની-ખરી દવા છે; તિવ્ર, આધિ, વ્યાધિ, અને ઉપાધિના પરાણે પરાણે વિસ્મરણ કરાવવાવામાં, હસવું એ ઘણું મદદગાર થઇ પડે છે. રાગ, દ્વેષ, તેમજ વૈરાગ્યમાં પણ હસવું આવીજ જાય છે. શૃંગાર-કરુણા અને હાસ્ય, એ ત્રણેય રસમાં હાસ્યરસને સાહિત્ય ઉત્કૃષ્ટ સ્થાન અર્પે છે. હસમુખાં મનુષ્ય સર્વને સર્વત્ર, સર્વ કાળે પ્રિય થઇ પડે છે. હસમુખા સ્વભાવનાં માણસો ઘણે ભાગે અંગે ભરેલાં, દેખાવે રંગીલા અને ઘણુંકરીને 'બહુ બોલા' હોય છે. હસમુખા સ્વભાવનું મનુષ્ય તેની આંખમાં ચમકી રહેલા દિવ્યપ્રકાશથી આપો આપજ ઓળખાઇ આવે છે. શારિરીક વિકૃતિ વખતે હસવાથી સુખકારક અસર થાય છે. હસવાથી ફેફસાંને વ્યાયામ મળે છે. નબળાં ફેફસાં અને પાતળા અંગવાળા માણસોએ હમેશાં હસવાની ટેવ રાખવી ફાયદાકારક છે. હસવાથી ખાધેલું અન્ન હોજરીમાં ત્વરાથી હજમ થાય છે. હસવાથી રક્તાભિસરણની ઝડપમાં પણ વધારો થાય છે. ઘણું હસવાથી પરસ્વેદ પણ વળે છે. જમતાં જમતાં તેમજ જમી રહ્યા પછી, પેટ ભરીને હસવાથી અદ્ભુત અસર થાય છે. એટલા માટેજ બહુબોલા અને હસમુખા અતિથિને હમેશાં પંક્તિભોજનમાં બહુ આવકારદાયક લેખવામાં આવે છે. હસવાની રીત અને અવાજ ઉપરથી હસનારના ગુણ અવગુણની પરીક્ષા કરી શકાય છે. મધ્યમસર અને અમુક હદમાં રહીનેજ હસનારાઓ ઘણે અંશે દીર્ઘદર્શિ, ડહાપણવાળા, શાંતસ્વભાવના, અને ખુશ મીજાજના હોય છે. સ્મિતહાસ્યવાળાઓ ઘણુંકરીને ઉદાર વૃત્તિનાં અને સુલેહ શાંતિને ચાહનારાં હોય છે, હદ બહાર હસનાર ઘણે ભાગે મુર્ખ નહિં તો કમઅક્કલનાં હોય છે, હદબહાર હસવું એ શાણા અને સમજુ જનોને તિરસ્કાર-પાત્ર, તેમજ સમાજને પીડા સમાન થઇ પડે છે. ઘાંટો પાડીને હસનારા ઘણે ભાગે નિર્લજ હોય છે. હસતાં હસતાં હાંફી જઇને ઉધરસ ઉપડે, તેવું હસનારાઓ વખતે પાષાણ હૃદયના અને ઘાતકી સ્વભાવનાં ગણાય છે. મસ્તિકાવધાના અભ્યાસીઓ ( Phrenologists ) નું અનુમાન છે કે જેઓનું મોહોડું હમેશાં હસતું અને ઉઘાડું રહે, તેઓ ઘણે અંશે ડોળઘાલું, દાંભિક કપટી, હુજ્જતવાન, અને લબાડ પ્રકૃતિના હોય છે. જરા જરામાં હસી પડનારાઓ સ્વભાવે ભોળા, ઓછી સમજના, અને કમઅંદેશ હોય છે. ઘણું ઓછું હસનારા હદમાં રહીને તથા મોંઢો સાચવીને હસનારાઓ ઘણે ભાગે વિચારશીલ, વફાદાર અને ચંચળ સ્વભાવ દર્શાવે છે.

બગાસા—( Yawning ) એ અસાધારણ નજરે જોતાં બહુ નજીવી બાબદ

લાગે છે. તોપણ તેનાં કારણોની તપાસ નિરર્થક થઇ પડશે નહીજ. ઘણી વખત બગાસાંની લાગણી 'ઉડતા રોગ' માફક થઇ પડે છે. સમાજમાં એક જણને બગાસુ આવતાં જોઇને તેની સાથેનાઓને પણ બગાસાં આવવાની લાગણી થાય છે. ભૂખ, કે તરસ લાગી હોય ત્યારે પણ બગાસાંની લાગણી થાય છે. શરીરને થાક લાગ્યો હોય તોપણ બગાસાં આવે છે, નજીક આવતી નિદ્રાની નિશાની દાખલ પણ બગાસાં આવે છે. કંટાળો આવવા માંડે ત્યારે બગાસાં આવવાં શરૂ થાય છે માટે લક્ષમાં રાખવું ઠીક થઇ પડશે કે, જો કોઇ સાથે વાતચીત કરતાં, સામું સાંભળનાર બગાસાં ખાવા માંડે, તો સમજવું કે તે સાંભળનાર વાત કરનારથી કંટાળી ગયું છે, માટે લંબાવવાને બદલે ટુંકામાં પુરી કરવી. માંદુ માણસ સાધારણ રીતે બગાસુ ખાતું નથીજ. પરંતુ દરદીને બગાસાં આવવા લાગે, તો જાણવું કે તેના દરદમાં સુધારાની શરૂઆત થઇ ચુકી છે. કામાતુર કિંવા રજસ્વલા પ્રેરીત સ્ત્રીને પણ બગાસાં આવવા માંડે છે.

---

## "હૃદયોદ્‌ગાર" યાને "સુરતના તપોધન બ્રાહ્મણોને નમ્ર યાચના."

( લેખક—"નવલ-નવનીત"—નવસારી )

---

પ્રિય જ્ઞાતિબંધુઓ.

"નવલ-નવનીત" ની પ્રથમ કૃતિ આપના સુકોમળ હસ્તમાં પડતાં, સહસા વિચારો ઉદ્‌ભવશે. કે આ નવીન વ્યક્તિ કોણ ? કાળક્રમે અને કાર્યક્રમે સઘળું કુદરતી રીતેજ વિદિત થશે. હાલ તો મારી અલ્પ અને મંદબુદ્ધિથી લખાએલા લઘુલેખ તરફ નિહાળો, એટલે હું પોતાને કૃતાર્થ થયેલો માનીશ.

હાલ વીસમી સદીના સુધારાના પ્રવાહમાં જ્યાં ત્યાં સુધારોજ ચાલી રહ્યો છે. દરેક જનસમાજ પોતાની સમાજને ઉચ્ચ સ્થિતિએ ચડેલી જોવાને ઇચ્છે છે. દરેક જ્ઞાતિ ઉચ્ચે દરજ્જે ચડવાને પ્રયત્ન કરી રહી છે. જ્યાં જુઓ ત્યાં સમાજોના કોન્ફરન્સ, સુધારાની પરિષદો, જ્યાં ત્યાં જ્ઞાતિઓનું સંમેલન, એ બધુ સુધારાને અંગે કરીનેજ થાય છે. એમાં આશ્ચર્ય કંઇ નથી, કિંતુ એ કાર્ય સમયોચિત, હોઇ, સ્તુત્ય અને પ્રસંશનીયજ છે.

પ્રિય બંધુઓ! આ લેખમાં, આપણી જ્ઞાતિની તૃતીય પરિષદ્ વિષે કંઇક કહીશ, અને તે પહેલાંની બે પરિષદો વિષે પણ કિંચિત્ સાર આલેખીશ.

અસલના દધીચિ કુળમાં ઉત્પન્ન થએલા તપોધન બ્રાહ્મણો નિદ્રામાંજ હતાં. બ્રાહ્મણો ! તિરસ્કાર સહતા અને ગાડરીઆ પ્રવાહની માફક વહેતાં, વેદને તદ્દન વીસરી ગએલાં એવી સ્થિતિ આપણી તેમજ આપણા બાપદાદાઓની હતી, કિંતુ આપણા સદ્‌ભાગ્યે કરીને જ્ઞાતિમાં કંઇ સુધારાની દિલચશ થઇ, જ્ઞાતિ હિતચિંતકો પોતાનું શૌર્ય ( વિદ્યા ) પ્રદર્શિત કરવા લાગ્યા. લોકોમાં જ્ઞાતિ વિષે કંઈ અભિમાન આવ્યું. આપણું ઋષિ કુમારોનું ગૌરવ અદ્રશ્ય થઇ ગયુ છે એમ ભાન થયું. હવે નિદ્રાને તિલાંજલી આપવી જોઇએ, પુરુષાર્થને સાધીને કાર્ય આરંભવું જોઇએ એવાં વિચારો જ્ઞાતિમાં એક ઝરણાની માફક વહેવા લાગ્યા.

પ્રથમ મારા ધારવા પ્રમાણે તે વિચારોનું બીજ ખંભાતમાં રોપાયું. ત્યાંના આપણા બંધુઓએ વેદશાળા સ્થાપી અને બાળકોને સંધ્યાદિ નિત્ય કર્મો શીખવાડયા અને તેજ અરસામાં આપણા " બ્રાહ્મણ ધર્મ " નામક માસિકનો જન્મ થયો. અને તે દ્વારા પણ જ્ઞાતિને માટે ઘણું કાર્ય થવા લાગ્યું. તે વિચારો આગળ વધવા લાગ્યા, ત્યારે ખંભાત મુકામે મળેલી પ્રથમ પરિષદનું ફળ મળ્યું. ત્યાં આગળ એકત્ર થએલાં બંધુઓએ પોત પોતાનાં વિચારો પ્રદર્શિત કર્યા. દરેકે પોતાના સમુહમાં તેમનો અમલ કરવાને નિશ્ચય કર્યો. કેટલાક તેમાં ફળીભુત થયાં, ત્યારે ઘણા ખરા બંધુઓએ " હજુ વખત નથી " એમ કહી પાછું મુકયું. પણ આપણે જાણીએ છીએ કે જે કાર્ય આરંભવાનું છે તે સત્વરેજ આરંભવું.

તેજ પ્રથમ પરિષદના પ્રભાવથી અને જ્ઞાતિહિતચિંતક શ્રીમાન્ મહાશય રા. રા. ગિરિજાશંકર નિર્ભયરામના સતત યત્નથી મારી સુરતની તપોધન જ્ઞાતિએ કંઇ સુધારો ધારણ કર્યો.

વેદશાળા સ્થપાઇ, પ્રથમ પરિષદનો આ સુરત વિભાગમાં પ્રથમજ સુધારો છે, અને એજ પ્રમાણે અન્ય ગ્રામોનાં દધીચિ સંતાનોએ કાંઇક કાંઇક કાર્ય ઉપાડયું હતું. અને આજે તેનાં ફળોનો આ સ્વાદ શું મધુર નથી લાગતો ? જે તપોધનબ્રાહ્મણો પૂર્વકાળમાં વેદનાં મંત્રોચ્ચારથી, અગ્નિ-કુંડ અને યજ્ઞ કાર્યોમાં આહુતીઓ અર્પી, તે સ્થળોને ગજાવી મુકતા અને તેમનાં તે પ્રભાવથી તેમની મુખ કાંતિ કેવી ભવ્ય લાગતી ? તેનાજ વંશજોમાં કાળ ક્રમે કેટલો બધો ફેરફાર થયો, આ ફેરફાર શું પૂર્વજોની કીર્તિને કલંક રૂપ ન હતો ? પણ ઇશ્વરની કૃપા થઇ અને કાળ ફેરવાઇ ગયો. જ્ઞાતિહિતચિન્તક જાગ્રત થયા. તેમનાંમાં પૂર્વજોનું ગૌરવ ઉત્પન્ન થયું, અને તેમનાંજ પ્રયત્નથી આપણી જ્ઞાતિના બાળકોનાં મુખમાંથી વેદોચ્ચાર શ્રવણ કરતાં, આપણા હૃદયો શું પ્રેમથી ઉભરાતા નથી ?

દ્વિતીય પરિષદ સિદ્ધપુરમાં મળી. ત્યાં જ્ઞાતિ સેવકો, અને હિતચિન્તકો એકત્ર થયાં સંભાષણો થયાં. આપણી પૂર્વની સ્થિતિ સાથે આધુનિક સ્થિતિનું ચિત્ર દર્શાવ્યું. જ્ઞાતિ અભિમાનનું સ્ફુરણ થયું અને વધ્યું. અન્યોન્યમાં પ્રેમનાં બીજ રોપાયાં, હૃદયો એકત્ર થવા લાગ્યાં. જ્ઞાતિ ઉંચો દરજ્જો કેવી રીતે પ્રાપ્ત કરે, તે એક પૂર્વવત્ મહાન્ જ્ઞાતિ કેવી રીતે ગણાય, અને તેને માટે શું વિચારો યોજવા, ઇત્યાદિ ઠરાવો પસાર થયા. જ્ઞાતિમાં કેવા રીવાજો ચાલુ રાખવા અને કેવા રીવાજોનું પ્રતિબંધન કરવું તેને માટે પણ વિવાદ થયો. અમુક રીવાજો પસાર થયા. સભાના મુખ્ય કાર્યદક્ષ નેતાઓએ અનુમોદન આપ્યું. તે સ્થળે સુરતના તપોધન બંધુઓ પણ સારી સંખ્યામાં હતાં, તેમણે પણ ત્યાંના ભાષણો સાંભળ્યાં હશે. ઠરાવો વાંચ્યા હશે. હવે જ્ઞાતિનું વલણ કયે રસ્તે લેવું એવા વિચારો જ્ઞાતિના અગ્રગણ્ય પુરૂષોએ કર્યા હશે. હું નથી ધારતો કે સુરતના તપોધનોની આગળ " ભેંસ આગળ ભાગવત " જેવું થયું હોય, પણ અત્રે મારે એક વાત જણાવવાની રહી ગઇ છે કે તે વેળા સુરત વિભાગના અગ્રગણ્ય માણસો ઘઉંમાં કાંકરા જેટલાંજ હતા. હવે વિચાર કરો કે જ્ઞાતિના આગેવાનોની સંખ્યા થોડી હોય, તો તેઓ જ્ઞાતિમાં ઠરાવો કેવી રીતે પસાર કરી શકે. પરિષદ્‌માં નહિ પધારેલાં, મોટાઇમાં મઝા માનનારા, લક્ષ્મીથી મદાંધ થએલા સર્વ વિદ્યાથી અલંકૃત થએલાં, એવાં મગજોને તે ઠરાવો સમજાવી, તેને અમલમાં મુકાવવા, એ કાર્ય

પરિષદ્‌માં હાજર રહેલા બે ત્રણ આગેવાન પુરૂષોને માટે તો તે અસાધ્ય થઇ પડે એ સ્વભાવિકજ છે અને યુવકોનું કહ્યું તો વૃદ્ધ અગ્રેસરોને રૂચેજ નહિ, અને યુવકો ગાંડા દેખાય એટલે કોઇ એવા વિચારો પ્રદર્શિત કરવાને હામ બીડેજ નહીં.

હવે હું મુળ વિષય ઉપર આવતાં કહીશ કે દ્વિતીય પરિષદના જે ઠરાવો પસાર થએલાં, તેમાંનાં એક પણ ઠરાવનું બીજ મારી સુરતની જ્ઞાતિમાં રોપાયું નથી, તો તે બીજમાથી વૃક્ષ અને તેનાં મધુર ફળોનો સ્વાદ, હાલની વસ્તુસ્થિતિ જોતાં, માત્ર મરુ ભૂમિમાં જળ જેવોજ છે.

મારા બંધુઓ ! તમે જે વિચારો ત્યાં સાંભળ્યા તેનું પ્રયોજન શું ! જે ઠરાવો તમે હૃદયમાં અંકિત કર્યા અને ઠસાવ્યાં, તેને તમે અમલમાં નહિં મુકો, તેથી સિદ્ધિ શું થઇ ! તમે જેટલું શ્રવણ કરો, તેટલું તમારા વિભાગમાં લાવો, તમારી શકિત પ્રમાણે બોજો ઉપાડો અને જ્ઞાતિને માટે પરિષદ્ મેળવવાનો જે મહાન અને સ્તુત્ય ઉદ્દેશ છે, તેને સફળ કરો.

અથગન પરિષદથી તમને જ્ઞાતિનો કંઇક લાભ અને વિશેષતઃ દેશાટણનો લાભ મળે એમાં કંઇપણ સંદેહ નથી; કિંતુ જ્ઞાત્યોદયને માટે તમારા વિચારો દેશાટણનાં વિચારો કરતાં મગજ હોવાં જોઇએ; અને ત્યારેજ તમારો મુખ્ય ઉદ્દેશ પાર પડશે.

અતઃ તમે પાટણમાં તૃતીય પરિષદ્‌માં પણ ભાગ લીધો, ત્યાંનાં ઠરાવો પણ તમે જાણ્યા અને જ્ઞાનમાં વૃદ્ધિ કરનારા અનેક સંભાષણો સાંભળ્યાં. ભાષણોનો સાર સમજ્યા. કાંઇક મનમાં આવ્યું પણ ખરૂં કે અમારી જ્ઞાતિનાં બાળકો વેદોક્ત રીતે સંધ્યાવંદનાદિ, યજ્ઞાદિ કાર્યો કરી શકે છે. તેમના બોલવાનાં ઉચ્ચારમાં કંઇ શુદ્ધતા આવી છે. જ્ઞાતિમાં જે અંધકાર હતો તે અંધકાર કંઇક દીપકો પ્રદીપ્ત થવાથી, નાશ થવા લાગ્યો છે. હવે તો કવિશ્રી નર્મદાશંકરનાં શબ્દોનું સત્યપણું જણાવા લાગ્યું છે કે:—

"દીપે અરૂણું પ્રભાત
થશે સત્વરે મધ્યાન્હ

ધ્વજ પ્રકાસને ઝળાંઝળ કસુંબી પ્રેમ શૌર્ય અંકિત"

ઇત્યાદિ જે "ગુજરાત"ને માટે ગરબી જોડાયલી છે તેનોજ અમુક અંશ લઇને હું તે જ્ઞાતિ સાથે સરખાવીશ જ્ઞાતિ નિદ્રામાંથી જાગૃત થઇ છે. કાંઇક સુધારાની સરિતા વહેવા માંડી છે. કંઇક ઇશ્વરની કૃપા થઇ છે, કંઇક પ્રકાશ થયો છે. હજુ તો પ્રભાત છે. મધ્યાન્હ થતાં વખત પણ લાગશે, અને ત્યારે જ્ઞાતિનું જે શૌર્ય, તેનામાં રહેલી સભ્યતા, અને તેનામાં રહેલો જ્ઞાનનો પ્રકાશ બહાર પડશે અને ત્યારેજ એક મહાન અને સર્વોત્કૃષ્ટ જ્ઞાતિ ગણાશે અને ત્યારેજ આર્યાવર્તને પૂર્વગૌરવ પ્રાપ્ત થશે.

તો ઉક્ત વિષયોમાં કંઇ પણ સુધારા થયા નથી. જ્ઞાતિહિતચિંતકોને પોતાની જ્ઞાતિ માટે અભિમાન નથી ત્યાં સુધી જ્ઞાત્યોદયની આશા રાખવી એ સઘળું વ્યર્થજ છે. જ્યારે આગેવાન પુરૂષો તન, મન અને ધનથી મદદ કરશે, જ્ઞાતિમાંથી કુરીવાજો, અદેખાઇ વિગેરે નષ્ટ થશે, જ્ઞાતિ સંપીલી થશે, કેળવણીને ઉત્તેજન મળશે, પુરૂષો કેળવાયલા થશે, માતાઓ ગૃહિણી તરીકેનું કાર્ય સમજશે, ત્યારેજ જ્ઞાતિના પુર્ણોદય માટે આશા રાખવી. હાલ તો શુકલપક્ષનો ચંદ્ર છે. તે હજુ પૂર્ણ કળાને પ્રાપ્ત થયો નથી, તે તો પૂર્ણીમાને દિવસેજ પૂર્ણ થશે. તેજ પ્રમાણે ઉક્ત સુધારા જ્ઞાતિમાં દાખલ થશે, ત્યારે એ ચંદ્ર પણ પૂર્ણકળા પ્રાપ્ત કરશે અને મારી જ્ઞાતિ એક પૂર્ણીમાના ચંદ્રમાની માફક તેજસ્વી બની, તપના પ્રભાવથી ભવ્ય બની સર્વ જ્ઞાતિઓમા ઉત્કૃષ્ટ નીવડે, એમ હું ઇચ્છુ છું અને સર્વ કોઇ દધીચિ સંતાન ઇચ્છે, એ સ્વભાવિક છે.

બંધુઓ ! તમે જ્ઞાતિને માટે પ્રયત્ન કરો છો તે કરતા રહો પણ જે કરો તે અમલમાં મુકો, "કહેણી તેવી કરણી રાખો", નાના નાના કુરીવાજોનું પ્રતિબંધન થવું જોઇએ. જ્ઞાતિને લાભપ્રદ અને સર્વને સુગમ એવા ઠરાવો પસાર કરવા અને જ્ઞાતિની હાલની સ્થિતિ કેવી છે, તેનો પૂર્ણ વિચાર કરી, જે ઠરાવો પસાર કરો, તે ભાર જ્ઞાતિ વહન કરી શકશે કે નહિ, એવા એવા અગણિત વિચારો આગેવાન પુરૂષોએ કરવાના છે. પોતાના ઉપર લક્ષ્મીદેવીની પૂર્ણ કૃપા હોય, તેથી બીજાં બધાં લક્ષ્મીવાળાં છે, એમ કદી પણ ધારવું નહિ.

આ લેખથી કદાચ મારા સુરત વિભાગના બંધુઓને વિચાર થશે, કે આ વળી કોણ નીકળ્યો ? તેના ઉત્તરમાં હું એટલુંજ કહીશ કે આ લેખકે **"માગ્યા વિના પોતાની માતા પણ નહી પીરસે"** એ કહેવતને આધારે આ લેખ લખ્યો છે. **જ્ઞાતિ, એ મારી માતા** છે અને તેની પાસેથી સુધારા રૂપી મિષ્ટ ભોજનો માગુ છું કે જેથી જ્ઞાતિના મારા અન્ય બંધુઓ તેનો સ્વાદ લઇ સુખમય જીવન ગાળે એજ આ વિષયનો હેતુ છે. આક્ષેપ વા ટીકા જેવું કંઇજ નથી, કિંતુ મારી અલ્પમતિથી લખાએલ આ પ્રથમનાજ લેખમાં કદાચ એવા દોષો થયા હોય તો તે બંધુભાવે ક્ષમા કરશો એજ હૃદયની અંતિમ વિજ્ઞપ્તિ સહીત અત્રેજ વિરમવાને ઉચિત ધારૂં છું.

---

## છ ગામના તપોધન બ્રાહ્મણોને વિનંતિ.

---

પરમ પૂજ્ય વડીલો અને બંધુઓ,

આપના અમુલ્ય સમયમાં આડે આપી મારા કેટલાક કેળવાયલા તથા કેળવણીને ચાહનારા બંધુઓના આગ્રહથી એ શબ્દો વિદિત કરૂ છું તે ધ્યાનમાં લેવા કૃપા કરશો.

આપણો સંબો જે કેટલાક વખત ઉપર બીજા બંધુઓને ધડો લેવા યોગ્ય હતો, તેમાં હાલ પક્ષાપક્ષી તથા કુસંપ તથા આગેવાન ગ્રહસ્થોની નિષ્કાળજી ઇત્યાદિ કારણોને લીધે, હાલની બગડતી જતી સ્થિતિ જોતાં કોઈ પણ સ્વજ્ઞાતિ બંધુને અસંતોષ થયા વિના રહેશે નહિ

ગત કારતક શુદ ૯-૧૦ના દિવસોએ નડીઆદ મુકામે રા. પ્રભાશંકરભાઇને ત્યાં તેમના માતુશ્રીના ક્રિયા ખરચ ઉપર સમગ્ર ૭ ગામના બંધુઓને આમંત્રણ કરેલું, પરંતુ આ સંમેલનમાં ત્યાંના બંધુઓનો જેવો જોઇએ તેવો જમાવ થએલો જણાતો નહોતો.

જો કે આવા પ્રસંગો ખાસ અગત્યના અને ઘણા મહત્વના ધારી આપણા પૂજ્ય વડીલોએ નિર્માણ કરેલા છે કારણ કે સ્વજ્ઞાતિ બંધુઓ આવેજ પ્રસંગે ભેગા થઇ અરસપરસ એક-બીજા બંધુઓને મળી પ્રીતિમાં વધારો કરવા તથા આપણી સ્થિતિના સંબંધમાં ઘણી અગત્યની તજવીજો કરી શકે છે તથા આપણા કામમાં કયા કયા સુધારાની જરૂરીયાત છે અને તેમાં શું શું સાધનોની ખામી છે તેનો અરસપરસ મળી નિર્ણય કરવાનો અમુલ્યમાં અમુલ્ય કોઇ વખત હોય તો તે આ સિવાય બીજો હોતો નથી.

પૂજ્ય વડીલોના આવા સ્તુતિપાત્ર પ્રસંગોને બારીકીથી જોતાં તેમની વિદ્યા, કળા, ચાતુર્યનું ભાન કોઇ પણ બંધુને થયા વિના રહેશે નહિ કારણ કે આધુનિક સમયના યોગે તેમનાં ઝાંખાં પડી ગયેલાં કીરણોનો પ્રકાશ હજુ આપણી નજરે પડે છે તો તેમના નિર્ણય કરેલા પ્રસંગોને પૂજ્યદ્રષ્ટિએ જોઇ તેમને પગલે ચાલી દરેક બંધુએ લાભ લેવો એ તેમનું મુખ્ય કર્તવ્ય છે.

આધુનિક સમયના અમારા અગ્રગંતાઓ, ન્યાય ને નીરાળોરાખી, કુસંપ કેળવી, મિથ્યાવાદનું મનન કરી પક્ષાપક્ષીને પ્રાપ્ત કરી "અગ્રેસર" ની ઉત્તમ ડીગ્રી દીપાવવામાં પોતાની મહત્તા સમજે તો તે સ્તુતિપાત્ર છે કે કેમ તેને માટે વિચાર કરવાનું મારા વાંચકવર્ગને સોંપુ છું.

કદાપી અમારા અગ્રેસરોને કેટલીક અડચણોને લીધે અનુકુળતા ન આવી હોય તોપણ હવે પક્ષાપક્ષીને પાતાળે કહાડી કુસંપનું કાસળ કહાડી મિથ્યાવાદને તિલાંજલી આપી ફક્ત ન્યાય અને પોતાની ફરજ અદા કરવાની ખાતર પૂજ્ય વડીલોને પગલે ચાલી ઉછરતી ભાવી પ્રજાના લાભને માટે તેઓ કાંઇ પણ કાર્ય હાથ ધરશે એવી આશા છે.

આ સંમેલન પ્રસંગે સ્વજ્ઞાતિ વીરરત્ન રા. હરગોવનદાસ ન્હાનાભાઇ પેટલાદવાળા પોતાને કેટલીક અડચણો હોવા છતાં પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી સ્વજ્ઞાતિહિત સંબંધી તથા બાળકોને કેળવણી સંબંધી તથા કોન્ફરન્સો અને બોર્ડીંગ સંબંધી જરૂરીયાત જણાવવા તથા પોતાના ઉત્તમ વિચારો દર્શાવવા પધારેલા હતા તથા બીજા કેટલાક બંધુઓએ હાલમાં ચાલતા કુસંપ તથા પક્ષાપક્ષી અને કેળવણીને લગતા કેટલાક વિષયો તથા શીથીલ થઇ ગએલા જથ્થા ( ગોળ ) ના બંધારણ સબંધી અનેક પોકારો વિદિત કરેલા પણ અમારા આગેવાન વર્ગે આ સબંધી કંઇ સ્તુતિપાત્ર જાણવાજોગ નિર્ણય કર્યો હોય એમ જણાતું નથી. ઇશ્વરેચ્છા બલીયસી. અસ્તુ.

મારે જણાવવું જોઇએ કે જૂના વિચારના માણસો અને હાલના વિચારના કેળવાયલા અનુભવી માણસોના મનમતાન્તરમાં ઘણી જગોએ ફેરફાર માલમ પડે છે. આવા ઘણા દાખલાઓ આપણી પાસે મોજુદ છે. આવાજ કારણોને લીધે કદાચિત્ અમારા અગ્રેસરોની ધ્યાનમાં હાલના વિચારો નહી ઠસતા હોય, તોપણ મારા કેળવાયલા બંધુઓએ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે હાલના સમયને અનુસરી કેળવાયેલો વર્ગ કદાપી ઓઠા હશે અગર

કેળવણીને ચાહનારાઓની સંખ્યા જોઇતા પ્રમાણમાં નથી, એમ ધારી આગળ પગલાં ભરવા ઢીલ કરવી એ અમારા બંધુવર્ગને છાજતું નથી, પણ પરમકૃપાળુ* પરમાત્માની આપેલી કુદરતી બક્ષીસો વડે પુરૂષપ્રયત્નથી મનુષ્ય ધારે તે સ્થિતિને પ્રાપ્ત કરવા શક્તિમાન થાય છે.

ધારો કે ઘોડા કે બળદના સાધન વિના હજારો ગાઉની મુસાફરી, પાણીમાં પ્રયાણ, આકાશગમન સંગીતના સાહિત્યો, ફોનોગ્રાફ વીજળીક સાહિત્ય વિગેરે આધુનિક સમયમાં અનેક પ્રકારનાં સાધનો જોતાં મહાન્ બુદ્ધિશાળી પુરૂષોની વિદ્યાકળા—કૌશલ્યતાનું આપણને ભાન થયા વિના રહેશે નહીં, તો આપણે આપણી સ્થિતિ અનુસાર પ્રયાસથી કંઇપણ અંશે કંઇપણ કાર્ય કરી શકીશુંજ એવા દઢભાવને ધારણ કરવો જોઇએ.

॥ विद्या परम् दैवतं ॥

જો કે આ દુનિયામાં બળવાનમાં બળવાન કોઈ સાધન હોય તો તે ફક્ત વિદ્યાદેવી છે, અને એનાજ આશ્રીતો દશે દિશામાં ડંકો વગાડનાર છે તો પરમદૈવતરૂપ વિદ્યાદેવીનો પ્રચાર કરવા દરેક બંધુએ દઢતાપૂર્વક પ્રયાસ કરવોજ જોઇએ, અને આવા પ્રયાસ કરવાના પ્રસંગો સ્વજ્ઞાતિબંધુઓએ આપણને ઘણી વખતે પોતાના ખરી મહેનતના દ્રવ્યનો ભોગ આપી આપેલા પણ ઘણી દીલગીરીની વાત છે જે તેનો કંઇ લાભ હજુ સુધી આપણે લઇ શક્યા નથી. તેમજ પોતાના સુકોમળ બાળકોના હિતની ખાતર વડીલ કે અગ્રેસરની ફરજ અદા કરવાને વિમુખ રહેવાથી, પ્રસંગ આપનાર ગ્રહસ્થોનું દ્રવ્ય ઉગી નીકળ્યું નથી એ શોચનીય છે.

પણ આપણી જ્ઞાતિના નરરત્ન પ્રભાશંકર તથા ગિરિજાશંકરભાઇ વિગેરે ગ્રહસ્થોનાં વેરાયલાં બીના અંકુરો આવે પ્રસંગે પ્રકાશમાં આવ્યા વિના રહેતાં નથી, એ નિસ્સંદેહ છે.

મારા છ ગામના કેળવાએલા તથા કેળવણીને ચાહનારા બંધુઓને એટલીજ વિનતિ છે જે તેમણે કેળવણીને માટે પ્રયાસ કરવોજ જોઇએ અને કોઇ એક સંસ્થા ઉભી કરવી એ ખાસ અગત્યનું કામ છે અને તેનો લાભ જ્યારે આવા નેકનામદાર બ્રીટીશ સરકારની શીતલ છાયા નીચે તમારા બાળકોને ન મળે અગર તેને માટે હજુ સુધી તમો કંઇપણ તજવીજ કરવા ધ્યાનમાં ન લ્યો એ કેટલું દીલગીર થવા જેવું છે! હે બંધુઓ! હવે મુલત્વી રાખવાના માઠા ફળને તજી મારા દરેક બંધુને યોગ્ય છે કે વિદ્યાપ્રસાર માટે પરસ પરસ એકબીજાને પોતાના વિચાર દર્શાવી એક મંડળ સ્થાપવું જોઇએ અને તેમાં કેળવાયલા તથા કેળવણીને ચાહનારા દરેક બંધુએ દાખલ થઈ પોતાથી બનતો આશ્રય આપી પોતાની ફરજ અદા કરી કૃતાર્થ થવું જોઇએ, જેથી તમારાં બાળકો પરમ્ કૃપાળુ પરમાત્માની કૃપાપાત્ર બની વિદ્યારૂપી આભૂષણ ધારણ કરી આપણા પરમપૂજ્ય ઋષિમુનિઓની ઝાંખી થઈ ગએલી કીર્તિને ઝગઝગીત કરી દીપાવવા ભાગ્યશાળી થાય. इति.

ભોગીલાલ જગન્નાથ જોશી.

---

# વિદ્યાર્થીના ઉદ્ગારો.

લેખક,—( વિદ્યાર્થી-સુંદરલાલ મંગળદાસ. )

પ્રિય પાઠકગણુ આજ મને આપની સેવામાં પ્રથમ લેખ અર્પણ કરવાનો પ્રસંગ આવ્યો છે અને તેમાં મારા જેવા એક નાના બાળકની ભુલ થાય તો આપ વિદ્વાનો મને ક્ષમા બક્ષશો.

દુનિયામાં આવીને આપણી શી શી ફરજો છે તે આપણે જાણવું જોઈએ. પ્રથમ તો ભણવું, ભણાવવું, કમાવું, જ્ઞાતિની સેવા કરવી, દેશની સેવા કરવી, પરંતુ આજ હમારા ભાઈઓની અંદર જ્ઞાતિ સેવાનો ભાવ ઘણો થોડો છે. કારણુ એટલુંજ છે કે આપણે એમ માનીયે છીયે કે જ્ઞાતિ સેવાથી શું થવાનું છે? અને જ્ઞાતિ સેવા તે તો તેની ગુલામગીરી છે અને તે કોણ કરે

વડીલો યદિ આવો વિચાર અન્ય જ્ઞાતિ અને સમુદાયમાં હોત તો તેમની આટલી બધી ચઢતી દેખાત નહી તેમની ચઢતી તે ફક્ત તેમની જ્ઞાતિ સેવા અને સંપને લીધે છે સંપમાં એટલું બધુ સામર્થ્ય છે કે મનુષ્ય ધારે તે કરી શકે પણુ જ્યાં સુધી સંપ નથી ત્યાં સુધી કોઈ જ્ઞાતિ વા સમુદાયની કદાપિ ઉન્નતિ થવાની નથી "ઐક્ય કેમ થાય ઐક્ય કેમ થાય" એમ કરી નિરાશ થવાની જરૂર નથી પરંતુ પ્રયાસ કરવો એજ પ્રથમ કર્ત્તવ્ય છે. જો કદાપિ પ્રયાસ નિષ્ફળ થયો તો ફરીથી અને ફરીથી પ્રયાસ કરવાની ઉમેદ રાખવી જોઇએ તેમ કરવાથી સમયાન્તરે ઇષ્ટસિદ્ધિ થઇ શકશે મી જોસફે જ્યારે પાર્લામેન્ટમાં પ્રથમ ભાષણુ આપ્યું ત્યારે સર્વ મનુષ્યો તેના સામુ જોઇને હસતા હતા અને છેવટે પ્રમુખને તેમને બેસવાને વિજ્ઞપ્તિ કરવી પડી પરંતુ જોસફ બેસતાં બેસતાં પણુ બોલ્યા હતા કે આજ આપ મને ધીક્કારો છો પરંતુ માત્ર થોડા સમયના પ્રયાસથી આપ મારૂં ભાષણુ સાંભળવાને ઉપરા ઉપરી આવશો અહર્યો બન્યુ પણુ તેમજ. તેના બે ત્રણુ વખતના પ્રયાસથી તેનું ધારેલું કામ તે પાર પાડી શક્યા તો પછી આપણે આપણી જ્ઞાતિને માટે પ્રયાસ કરીયે તો શું ન કરી શકીએ હું કહીશ કે જ્ઞાતિ પ્રતિ પ્રેમ ઉપજાવી, યદિ આપણે ખંતથી કાંઇ પણુ કાર્ય કરવા ધારીયે તો કરી શકીયે. શ્રીમાન્ એડીસન સાહેબે પોતાના ખંતીલા સ્વભાવને લીધે અને આપણી બ્રીટીશ સરકારની ખંતીની પ્રજાએ પોતાના તેવા ગુણુને લીધે પોતાની કેવી ઉન્નતિ કરી છે તે આપણે જોઇ રહ્યા છીયે, અત ખંતીલા સ્વભાવથી આપણે આપણી જ્ઞાતિની ઉન્નતિ કરવી જોઇએ. મારા પૂજ્ય વડીલ શ્રી ગિરિજાશંકરજીએ પાટણુમાં થયલી કોન્ફરન્સ વખતે કહ્યુ હતું કે આ જ્ઞાતિને વાસ્તે કદાપિ જીવ જાય તો પણુ ભલે પણુ આ જ્ઞાતિની ઉન્નતિ માટે પ્રયત્ન કરતા રહેવું એજ આપણો હેતુ હોવો જોઇએ ધન્ય છે તેમને અને ધન્ય છે તેમના જીવનને, સજ્જન અહર્યો ! આપણે દ્વેષ પ્રમાદને છોડીને, હૃદયમા પ્રેમ ઉત્પન્ન કરવો જોઇએ મારા જેવા નાના નાના વિદ્યાર્થીઓમાં જ્ઞાતિની સેવા કરવાની લાગણીઓ ઉત્પન્ન કરવી જોઇએ વિદ્યાર્થીઓના અંતઃકરણુમાં વિશ્વામિત્ર વસિષ્ઠ કણાદકપિલ જેવા તપોધનોના ઉચ્ચ જીવનાદર્શની છાપ પાડવી જોઇએ કે જેથી મોટા થઇ તેઓ તપોધનોના નામને યશસ્વી બનાવે. તે પવિત્ર નામપર કોઇ પણુ

પ્રકારનું કલંક આવવા દે નહિ આ સર્વ આપણી જ્ઞાતિની બોર્ડીંગ સ્કુલ થાય તોજ થઇ શકે. પાટણની કોન્ફરન્સ સમયે બોર્ડીંગ સ્થાપન કરવાને માટે જે કમીટી નીયત કરી છે તે કમીટીના સભાસદ પૂજ્ય ગિરિજાશંકર નિર્ભયરાયનો બોર્ડીંગ સંબંધમાં શ્રાવણ માસના અંકમાં તે કમીટીના સેક્રેટરીપરનો પત્ર વાંચી મારા આત્માને આલ્હાદ થયો અને એમ મનમાં ભાવ ઉત્પન્ન થયો કે હે દયાળુ ભગવાન્ ! તેવી બોર્ડીંગ સ્કુલ તપોધન બ્રાહ્મણ સંતાનોને માટે શીઘ્ર ઉત્પન્ન કર જેથી મારા જેવા થતાં વિદ્યાર્થીઓમાં જ્ઞાતિના ઉદયની લાગણીઓ જાગ્રત થઇ તેઓ જ્ઞાતિના સપુત પુત્રો છે એમ સિદ્ધ કરે. વડીલો ! મારા જેવા નાના મગજમાંથી વધુ શું નીકળી શકે ? આટલુંજ બસ.

## પ્રેત-ભોજન છોડી દેવું જોઇએ.

( લેખકઃ—ઓઘડદાસ ઇશ્વરરામ રાવલ–ચોરવડોદ્રા. )

પ્રિય પાઠકગણ આજે હું કાંઇ પણ જે યથામતિ લખું છું, તે મોટા વિદ્વાનો અને મહાન્ વક્તાના આડંબરથી નથી, પણ મેં જે સાંભળ્યું છે તથા આપ જેવા વિદ્વાનો પાસે અનુભવ્યું છે તે આપ યોગ્ય સદ્‌ગૃહસ્થોની સમક્ષ બે બોલ કહેવા ઇચ્છા રાખું છું. આજનો મારો લેખ મરણ નિમિત્તે જમણવારનો છે કે જે વિષય દરેકને મનન કરવા યોગ્ય છે.

પ્રિય બંધુઓ ! આ ઉપયોગી વિષય એક નવીનરૂપે આપની સેવામાં રજુ કરૂં છું એમ નથી પણ આ વિષય ઉપર પૂર્વકાલથી આપણા ધર્મગુરૂઓ, મુનિવરો, મહર્ષિઓ અને વિદ્વાનો ચર્ચા કરતા આવ્યા છે, અને તેઓએ પોતાના ધાર્મિક અને વ્યવહારીક લખોમાં અયોગ્ય જમણવારને માટે એટલું બધું લખેલું છે કે તે કહેવાને હું સામર્થ્યવાન નથી પરંતુ આ એક ઉપયોગી વિષય મારી અલ્પ મત્યનુસાર આપ બુદ્ધિવાન્ ભ્રાતાઓની સમક્ષ રજુ કરૂં છું.

આ ભારતવર્ષ બલકે સકળ જગતનો સ્વાભાવિક નિયમ છે કે દરેક માણસ આનંદ યશ અને સમાગમની આશા રાખે છે અને તેના દરેક કાર્યમાં તેના દરેક સંબંધમાં અને તેના દરેક તરંગમાં દરેક મનુષ્યની એવી ઇચ્છા રહે છે કે મને ફલાણું કામ કરવાથી આનંદ મળે તો તે કામ કરવું, ફલાણું કામ કરવાથી યશ મળે છે, તો બીજા કામની દરકાર નહીં રાખતાં તે કામ મારે કરવું અને છેવટે પ્રતિષ્ઠિત માણસો સાથે સમાગમે થવાથી એ મને શોભા આપનારૂં છે તો તેમની સાથે સમાગમ કરવોજ—આટલા હેતુથીજ જમવા જમાડવાનો સંપ્રદાય ચાલુ થયો હોય એમ જણાય છે. આ સંપ્રદાય સંસાર વ્યવહારમાં આનંદ આપનારો છે, એમ તો સર્વ કબુલ કરશેજ પરંતુ આટલું પણ મારા ભ્રાતાઓના ધ્યાનમાં આવશે કે જમવું જમાડવું એ હર્ષની નિશાની છે, ન્યાતો જમાડવી એ લગ્ન અથવા તેના જેવા બીજા પ્રસંગે આનંદ આપનાર થઈ પડે છે, પરંતુ મરણ પ્રસંગે જે વખતે વ્હાલા સગાના અકાળ મૃત્યુથી આપણા હૃદયમાં કારી ઘા પડેલા હોય અને જે ઘાથી આપણે રીબાતા હોઇએ તે વખતે સગાંવ્હાલાને અને નાતના લોકોને મિષ્ટાન્ન જમાડવા એ કયા પ્રકારના આનંદનું કારણ છે ? એનો વિચાર મારા સુજ્ઞબંધુઓને સોંપું છું, કારણ કે મારાથી સમજી શકાતું નથી

મરણ એ કાંઇ નાની સુની વાત નથી–માણસ મરી ગયું અને લાકડાનો કકડો ભાંગી ગયો એ કાંઇ સરખું નથી, છતાં પણ મરણ પાછળ જમણવાર એટલો તો જરૂરનો થઇ પડયો છે કે બીજા શુભ પ્રસંગો ન સચવાય તેની હરકત નહીં, પણ મરણ પાછળ જમણવાર તો કરવોજ જોઇએ ? ? ?

મરનારના કુટુંબને મનુષ્ય રત્નની હાની થઇ છે એ તો જાણે બસ નથી ? પરંતુ ખરચ કરવાની શકિત ન હોય, ભવિષ્યમાં ભરણ પોષણ કરવાના પણ સાંસા પડતા હોય તો પણ મરનારનો દહાડો તો કરવોજ જોઇએ એ કર્યાનું શાણપણું ? એ ઠીક કહેવત છે કે–સ્ત્રીની અવરણી અને માવતરનું બારમું—એ કાંઇ ફરી ફરીને આવતું નથી તેથી એવો પ્રસંગ આવે ઘરબાર અગર ઘરાણાગાંઠા વેચીને પણ ન્યાતો જમાડવા તૈયાર થઇ જાય છે.

મરણ પાછળ જમણના નાતવરા કરવા એ એક નાતનો ધારોજ થઇ પડયો હોયની ? અરે સરકાર દરબારના કરમાંથી અરજ કરીને પણ છુટી શકાય છે, પરંતુ આવી વાતે તો એટલું બધું ઉંડું મુળ ઘાલ્યું છે કે તેમાંથી છુટી શકાતુંજ નથી. આ રીવાજના પાડનારે શું વિચાર કર્યો હશે ? તે તો તેઓજ જાણે પરંતુ તે રીવાજ હાનીકારક છે. એમ મારૂં માનવું છે.

ધણીના મરણ પાછળ રાંડી રાંડ પાસે તેનાં ઘરેણાં ગાંઠાં વેચાવીને દાડો કરાવરાવવો એ શું ઓછો અવિચાર છે ? મરનારના કુટુંબીઓની આંખોમાંથી ચોધારે લોહીની ધાર માફક આંસુ ચાલ્યાં જતાં હોય અને મોઢું પણ ઉંચું કરી શકતાં નહોય તે વખતે ન્યાતીલાઓ મિષ્ટાન્ન ઉડાવે–અરે–શ્લોક બોલી હર હર મહાદેવની ગર્જનાઓ કરી મૂકે અને અનેક પ્રકારનાં રંગબેરંગી મુકટા પહેરી શાલ દુશાલા ઓઢી અનેક પ્રકારના હર્ષની વાતો કરતાં અને રસોઈનાં વખાણ કરતા આચ્મન કરી ઊઠે અને કોઇ ઘરડું બુઢું નાના મરણાની શરમના લીધે નાતમાં જમવા આવ્યું ના હોય તો તેનું પીરસણ માગી લે, અહો ! આ શું ઓછું શરમાવા જેવું છે ? અને જે ઠેકાણે લોકો શોકમાં નિમગ્ન થયા હોય તે ઠેકાણે નાતીલાઓ હર્ષના ચિન્હો ધારણ કરે એ શું જમનારને ઓછું નામોશી ભરેલું છે ? પણ કેટલાક કહે છે કે " એમ કર્યા કહેવા જઇએ છીએ કે તમે દાડો કરો, દાડો નથી કરતા તેને કાંઇ નાત સજા કરતી નથી તેમજ દાડો કરવાની ફરજ પણ કોઇને પાડતા નથી ",—ખરૂં છે કે નાત વરા કરતા નથી તેને માટે ન્યાત શિક્ષા કરતી નથી પરંતુ નાતનો સમુદાય નાતના સદ્‌ગ્રહસ્થોનો બનેલો છે, અને જ્યારે નાતના જુદા જુદા લોકો–દાડો–નહી કરનારને મેણાં મારી જમીનદોસ્ત કરી નાંખે છે, ત્યારે તેના કરતાં બીજો કયો વધારે જુલમ ? નાતનાં મેંણાને અટકાવવા માટે શકિત નહી છતાં તણુઇને ગરીબ માણસોને નાતવરા કરવા પડે છે તેથી નાતના દરેક માણસોની ફરજ છે કે આવા નુકસાન ભરેલા રીવાજને બીલકુલ ઉત્તેજન આપવુંજ નહીં, એટલુજ નહીં પણ હરેક રીતે આ રૂઢીનો પગ સુદ્ધાંપણ પોતાના લાગતાવળગતામાં અગર કુટુંબમાં પેસવા દેવો નહીં. પેઠેલો હોય ત્યાંથી દૂર કરવો અને એ રીતે ગરીબ માણસોપર પડતા બોજાથી તેમને મુકત કરવા એ જ્ઞાતિના આગેવાનોની ફરજ છે.

મરણ પાછલ નાતવરાનો રીવાજ દૂર કરવો એ ખરેખર ગરીબ લોકોનું કામ નથી. નાતના આગેવાનોએ ભેગા થઇને ઠરાવ કરવો જોઇએ કે કોઇને ઘેર મરણ થાય તો તેની પાછળ બીલકુલ જમણવાર કરવોજ નહીં અને ઇચ્છા હોય તો તેને જે મળે તે ધર્માદા ફંડમાં નાંખવું.

...આની પહેલ પંચસાદારને ત્યાંથીજ થવી જોઇએ, ઘણીવાર એવું બને છે કે નાતના બાંધેલા ધારાનું કોઇ પણ ઉલ્લંઘન કરે તો તેને સજા પણ થતી નથી પણ આવી બાબતમાં આગેવાનોએ ધ્યાન આપવું જોઇએ કે ધારો તોડનાર તવંગર હોય યા ગરીબ હોય પણ તેને ઘટતે શાસને પહોંચાડી આ રીવાજ અટકાવવો જોઇએ.

નાતરામાં જમીને લ્હાવો લેનાર લોકો કદાચ આ રીવાજ બંધ કરવાથી બેચેન થશે પરંતુ તે કરવાનું કાંઇ કારણ નથી. જ્યારે તેઓ ઘણીવાર નાતોમાં જમીને કલેજાં ઠંડાં કરશે તો એક યા વધારેવાર તેમને પોતાને ઘેર પણ મરણનો પ્રસંગ આવે નાતો જમાડવી પડશે ત્યારે માલમ પડશે કે નાતો જમાડતાં આંખ્યો નીકળી જાય છે તેથી નાતીલાઓને સમજવું જોઇએ કે ગરીબ લોકો—ઘરે ઘીનો છાંટો પણ દેખે નહી, ખાવા પીવાનાં સાધન આજે હોય ને કાલે ફાં ફાં મારવાં પડે અને રાત દિવસ મહેનત કરી બે દાઢીઆ કમાઇ જેમ તેમ કુટુંબનું ગુજરાન ચલાવતાં હોય તેઓના ઘરમાં મરણ થવાથી નાતો જમાડવાની રૂઢીરૂપ બેડી પગમાં જડવાથી જે દુઃખ સહન કરવું પડે છે તે તો જમણવાર કરનારનુ મન જાણે અને ઇશ્વર જાણે—હર હર હર ???

તેથી મારી તપોધન જ્ઞાતિના તથા અન્ય કોમના આગેવાનોને મારી નમ્રતાપૂર્વક અરજ છે કે જો તેઓ પોતાની નાતને દુઃખદાયક સ્થિતિમાંથી બચાવવા માગતા હોય, જો તેમને તેમના ગરીબવર્ગને માટે જરા પણ દયાની લાગણી હોય, જો તેમનામાં સાધારણ મનુષ્ય તરીકે સામાન્ય પણ લાગણી હોય તો તેમણે મરણ પાછળ જમણવાર—શોકના સમયમાં હર્ષનું પ્રદર્શન—તરતજ અટકાવવા ઉપાયો લેવા જોઇએ જેથીકરી એમને (આગેવાનોને) હજારો ગરીબ ન્યાતીલાઓની આશિષ મળશે. અસ્તુ.

# જ્ઞાનદેવી.

## ( પ્રકરણ ૨ જું. )

### ઉન્માદ—ગાંડછા !

ગાંડછા ! તું મનના વિકારો અને ભાવોનો એક વરોળીયો છે, જેમાં વિપથગામિની સમજ શકિત ચકડોળે ચડે છે ! તું એક ભયાનક આપત્તિ છે, તારા ભોગીયાઓ—જેમાં તું વાસ કરે છે, તેમને એક ક્ષણમાં આનંદના સાતમા આસમાન પર લઇ તું ઉડે છે; જ્યારે બીજીજ ક્ષણે નિરાશા અને દુઃખના ઉંડા અંધારા નરક કુંડમાં તું દેને ગરક કરે છે ! જેમ કીડાઓ મૃત પાંચ ભૌતિક શરીરને કોતરી કોતરી છિન્ન વિછિન્ન કરી નાખે છે, તેમ તું આત્માને ઉન્નત બનાવનાર દરેક લક્ષણ-સદ્‌ગુણને ખાઇ જઈ આત્માને મહાન્ પતિત બનાવી દે છે. અહો ! ! સિતમગાર કુદરતનું આફત શસ્ત્ર ! તું પ્લેગ અને મહામારી જેવા ભયંકર રોગોથી પણ મહા ભારી-કારી છે.

શાણા માણસનું મગજ એક પ્રશાન્ત સમુદ્રવત્ છે. જેમ એક ચતુર ખલાસી શાન્ત સમુદ્ર પર પોતાનું વહાણ બરાબર હંકારી ઇષ્ટ સ્થળે લઈ જાય છે પરંતુ જ્યેષ્ઠ અષાઢના

તોફાની સમુદ્રમાં ઝોલા ખાય છે અને એ ડુબ્યું—એ ગયું ! થઇ જાય છે, તેવીજ વાત ગાંડા મનુષ્યના ધાંધળીયા—અચોક્કસ, ભ્રમિત મગજની છે. તે આત્મવંચન કરનારી—છેતરનારી છે. સત્ય સ્વરૂપને તે જોઇ શકતી નથી. તે દુખ વ્યથા, જાસ્તીના ઉપાયો અને આત્મઘાતની પણુ જનની છે. તેના પાશનાં ફસાનાર કદી તેની હસ્તીનો સ્વીકાર કરતુ નથી—તે તો જાણે તેનું નામ પણુ જાણતું ન હોય—ઉલટું તેથી વિરૂદ્ધ મહાશાણું પોતાને લેખે છે !

યશોદામાં આ ગાંડછા વંશ પરંપરાની—ઓઘે—ઉતરી આવેલી હતી. યશોદા એક ગ્રહસ્થ વૈશ્યની પુત્રી હતી. તેના બાપ ગોપાળદાસ કાઠીયાવાડના એક બીજા વર્ગના સ્ટેટના દિવાન પદ પર હતા, બ્રિટીશ રેસીડન્સીમાં તેમજ અન્ય કાઠીયાવાડના સ્ટેટોમાં તેમનો માન મરતબો સારો હતો. તેઓ રાજયકીય વિષયોમાં પ્રમાણભુત મનાતા હોવાથી તેમની સલાહ ઘણુ સ્ટેટો લેતા અને તેને માટે તેમનો દ્રવ્યાદિથી પણુ સારો સત્કાર થતો હતો. ઉપરાંત તેઓ હાલના વૈશ્યની માફક નિઃસત્વ—પેમલા ન હોઇ, શૌર્યવાન્ ઓજસ્વી હતા. મોટા મોટા બ્હારવટીઆઓ પણુ તેમના નામથી કાંપતા. વણિક્—નાગર પાર્ટીનો પવન કાઠીયાવાડમાં આવ્યો ત્યારે તેમણે ચાણાકયનીતિ વાપરી પોતાના સ્ટેટમાંથી નાગર માત્રને દૂર કરાવ્યા હતા એટલુંજ નહિ પણુ બીજા સ્ટેટોમાંથી પણુ નાગર પાર્ટીને નિર્બળ કરવા પ્રયત્નશીલ થયા હતા. આ ઝગડામાં તેમને પોતાનું મગજ ઘણું કસવું પડતું હતું, તથા રેસીડન્ટો, પોલીટીકલ એજન્ટો વિગેરેને મળવા કરવામાં પણુ શારીરિક શ્રમ ઘણો લેવો પડતો હતો જેનું એકંદર પરિણામ તેમની શારીરિક અવસ્થા બહુજ શિથિલ કરનારૂં નિવડયું. હજુ તેઓને માત્ર ૪૦ વર્ષજ થયાં હતાં, તેમ છતાં તેઓની ઉમર કોઇ ૫૫ વર્ષથી ઓછી આંકતુ નહિ. રાત્રીના કદી કદી તેઓ ઉંઘમાં ને ઉંઘમાં બંગલાની બહાર કેટલેક દૂર સુધી ચાલ્યા જતા હતા, અને વળી પાછા આવી સુઇ જતા પણુ સવારમાં પૂછતાં તેઓ આશ્ચર્યિત થઇ સાફ જણાવતા કે રાત્રીના તેઓ ઉઠયા પણુ નથી ! એક દિવસ તેઓ મળસ્કે ઉઠી બાગમાં ફરતા હતા તેવામાં પિસ્તોલનો અવાજ સાંભળી નોકર વર્ગ ત્યાં દોડી આવ્યો અને જુએ છે તો દિવાનજીને મરેલા જોઇ સૌ સ્તબ્ધ બની ગયા! પોલીસ અમલદારો અને ખુદ ઠાકોર સાહેબ પણુ ત્યાં આવી પહોંચ્યા, અને નાગરવણિક ઝગડાનું આ પરિણામ હોય એમ માની ખૂનીને શોધી કાઢવાની એકદમ પોલીસને તાકીદ થઇ. દિવાનજીનાં પત્નિ ઘણાં સમજુ હતાં, તેઓ દિવાનજીની માનસીક અવસ્થા જાણતાં હતાં અને તેથી તેમણે ખિન્ન મને ઠાકોર સાહેબને બોલાવી ખાનગીમાં બધું સમજાવી જણાવ્યું કે, એતો દિવાનજીનો આત્મઘાતજ હતો, તેમના મગજની સ્થિતિ કેટલાંક વર્ષોથી ઠીક નહોતી, વારંવાર તેઓ કહેતા હતા કે—જાણે કુવામાં પડું અગાશીએથી કુદી પડું. એવા વિચાર મારા મનમાં, મનને વાર્યા છતાં પણુ આવ્યા કરે છે. કદી કદી તેઓ ઉંડા નિઃશ્વાસ નાંખતા કલાકોના કલાકો જડવત્ બેસી રહેતા; કદી રોતા, કદી હસતા—પણુ ઠાકોર સાહેબને ગળે આ વાત કેમે કરી ઉતરેજ નહિ ! આવો બાહોશ—કાર્યદક્ષ મહાચતુર દિવાન તે વળી આમ હોય ? વાતજ ખોટી ! પોલીસ ફોજદારને તેમણે બોલાવી પોતાનો શક જાહેર કર્યો કે આમાં દિવાન પત્નિનો પણુ હાથ હોય, માટે બરાબર બારિકીથી તપાસ કરવી. ફોજદાર કહે કે પિસ્તોલ પણુ દિવાનજીની પોતાની છે અને તેથી તેમણેજ આત્મઘાત કર્યો હોય તે બનવાજોગ છે. ઠાકોર સાહેબે માથું ધુણાવી કહ્યું કે, કાં નહિ કોઇ નોકરજ નિમકહરામ બન્યો હોય અને વહેમ ન આવે 'માટે

દિવાનજીની પિસ્તોલ લઇ ખૂન કરી પિસ્તોલ પાસેજ નાખી નાશી ન ગયો હોય! વળી પણ દિવાનપત્નિએ જણાવ્યું કે "એ કુટુંબજ એમ આત્મઘાત કરી મરણ પામતું આવ્યું છે. દીવાનજીના કાકાએ 'હું જીવ નહિ શીવ છું' એમ કહી ફળીઆમાં નીકળેલા એક નાગને પકડી ગળામાં નાંખ્યો અને લોકોએ વાર્યા છતાં પોતાનો હાથ નાગના મ્હોંમાં આપી 'નીલકંઠ' તો શું પણ 'નીલ શરીર' થઈ ગયા હતા એમ કહેવાય છે, જ્યારે મારા સસરાનું મરણ તો મ્હેં જાતે જોયેલું–ભયંકર કારમી ચીસો પાડતા, મ્હોંમાં ફીણ, દરેક અવયવો ખેંચાઇ જતાં અને ખુદ ઇશ્વરને પણ અનેક અવાચ્ય ગાળો પ્રદાન કરતા મરતા મ્હેં જોયા છે. અરે! તેના વિચારથી પણ મને કંપારી છૂટે છે" આથી તો રાજાજીને ચોખ્ખી બનાવટ અને કાવતું લાગ્યું અને ત્હેમણે દિવાન પત્નિને પરહેજ કરવાનો ખુલ્લો હુકમ આપ્યો. પરંતુ આખરે દિવાનજીના ટેબલપર પડેલા એક કાગળના કકડાએ ભેદ ભાગ્યો! ઉતાવળા અક્ષરે તેમાં માત્ર એટલુંજ લખ્યું હતું કે—"વતનમાં જઈ રહેવું, જસુને કેળવી લાયક બનાવવી, કષ્ટકાળે ધીરજ ધરવી–ગોપાળ" અક્ષર તો દિવાનજીનાજ હતા! આમ દાર્શનિક પુરાવો સબળ હોવાથી ઠાકોર સાહેબ પણ શાન્ત થયા, વળી દિવાનપત્નિ પતિના વાવેલા કંટકબીજ સમજતી હતી. સત્તાના દોરમાં તેમણે કોઇને પણ મૂક્યા નહોતા! અગર જો કે તેમની બાહોશીથી તેમના વિરૂદ્ધ કોઇ ફાવી શકતું નહોતું, પરંતુ અંદર તો સર્વ કોઇ દાંત કચકચાવી રહ્યું હતું. હવે કદાચ વિરૂદ્ધ પાર્ટી જોરમાં આવી પ્રધાનજીનું મેળવેલું સર્વ કાંઇ ધૂળધાણી કરાવી પણ નાખે, તેમ તે કાઠીયાવાડના ઘણા દાખલાઓ ઉપરથી સમજતી થઇ હતી. વળી પતિની મરતી વખતની આજ્ઞાનું ગૂઢ રહસ્ય પણ કંઈક હશે એમ માની તેણે ઉપકાર સાથે ઠાકોર સાહેબની માગણીનો અસ્વીકાર કરી દેશપ્રતિ પ્રયાણ કરવાની આજ્ઞા માગી. ઠાકોર સાહેબે લાચારીથી સર્વ કાંઇ બંદોબસ્ત કરી આપ્યો તથા પોતાના બાહોશ પ્રધાને સ્ટેટને કરેલા લાભોને યાદ કરી એક લાખ રૂપિઆ સ્ટેટ તીજોરીમાંથી તેમને વતન પહોંચાડી આપ્યા.

દીવાનજીએ પ્રથમથીજ પોતાના મૂળવતન ખંભાત ખાતે ખેતર પસાયતાં ઘણાં ખરીદી રાખ્યાં હતા અને એકીશતે ત્રણસો ત્રણસો વીઘાં ઉત્તમ જમીનના લઇ તેમાં કપાસ, ઘઉં, કઠોળ, તંબાકુ આદિનો પાક કરાવતા. ઉત્તર હિંદુસ્તાનની પોતાની એક યાત્રા દર્મિયાન તેમને એક કાશ્મીરી સારસ્વત બ્રાહ્મણનો મેળાપ થયો હતો, જે પોતે કુલુની ખીણમાં કોઇ પેન્શનડ અંગ્રેજ કેપ્ટનનો ફળબાગનો મેનેજર હતો. દીવાનજીએ તેનો મ્હોટો પગાર ઠરાવી પોતાને વતન લઇ આવ્યા તથા ત્યાં અમેરીકન સુધરેલી પદ્ધતિ પ્રમાણે એન્જીન પંપ ઉત્તમ ઓજારો અને રાસાયણિક ખાતરાદિથી ખેતીનું કામ ધમધોકાર ચલાવ્યું. પાક ઘણોજ સારો ઉતરવા લાગ્યો અને પગાર ઉપરાંત મેનેજર–સૂર્યપ્રસાદને પણ મ્હોટી રકમ બક્ષીસ તરીકે પ્રતિવર્ષ મળવા લાગી. તેણે પોતાના ખાનગી નાણાંથી શહેરની પાસેજ એક ઉપવન બનાવ્યું હતું અને તેમાં ભીન્ન ભીન્ન પ્રકારના સુસ્વાદુ ફળો સુગંધીત મધુર પુષ્પો તથા અનેક પ્રકારની વનસ્પતિઓ ઉગાડયાં હતાં. ઉપવનની વચમાં એક ન્હાનો પણ સુંદર બંગલો હોજ ફુવારાયુક્ત બનાવી તેમાં પોતે રહેતો હતો. શહેરના લોકોને બંગલાના કમ્પાઉન્ડની બહાર ફરવાની છૂટ હતી, અને આ બગીચાથી ઉત્તમ બીજું ફરવાનું સ્થાન પણ શહેરમાં ન હોવાથી સાંજના લોકોની મેદની ઠીક જામતી હતી. ઉનાળાના દિવસોમાં

તો થોડો ગ્રીષ્મગૃહ તથા ઘાસની હરિયાળી ઠંડી જમીનમાં રાત્રિના મોડે સુધી અને ચાંદની રાતે તો છેક બાર બાર વાગ્યા સુધી અડંગા જમાવતા ! પંડિતજી ( કારણ તે ઉપનામથી લોક મેનેજર સૂર્યપ્રસાદને ઓળખતા ) લોક સાથે સદ્‌ભાવથી વર્તતા અને કદી કદી ગૃહસ્થોને ઉત્તમ ફુલો તથા બાળકો-વિદ્યાર્થીઓને ફળો પણ આપતા, છતાં કોઇપણ પ્રેક્ષક સ્વચ્છંદીપણે કોઇપણ વસ્તુને હાથ પણ ન લગાવે તે માટે તેઓ બહુ ચોકકસ રહેતા, કિંબહુના તેમણે બગીચાના દ્વારપરજ ચેતવણી લખી મૂકેલી કે "સૈર કરના-છૂના મત" અને કદાચ કોઇ ભૂલથી યા લોભથી ફૂલ ઝાડને અથવા કોઇ ફળને અડયું તો જોઇ લ્યો મઝા, કાશ્મીરી કૂતરા વળગ્યાજ છે ને ! (અપૂર્ણ).

સમીક્ષક.

---

## દેશ પરદેશ સમાચાર

---

**તપોધન બ્રા. જ્ઞાતિના આગેવાનો હવે નિદ્રા ત્યાગો**—રણાસણ વિભાગનો ખબરપત્રી જણાવે છે કે ત્યાં થોડા સમયમાં તપોધન બ્રા. જ્ઞાતિનો એક મોટો સમુહ ભેગો થવાનો છે અને તેમાં લ્હાણું અને ભોજનના માટે લગભગ રૂપીયા હજાર દોઢહજાર ખરચ થવાનો સંભવ છે. આ વાત સત્ય હોય તો હમે હમારા જ્ઞાતિ બાંધવોને અને ત્યાંના આગેવાનોને વિનતિ કરીશું કે આપણે ઘણા દિવસ સુધી ખાવા-પીવામાં આપણો સમય વ્યતીત કર્યો છે અને આ પવિત્ર જ્ઞાતિ છેક અધમાવસ્થામાં આવી ગઇ ત્યાં સુધી તેના તરફ દુર્લક્ષ્ય રહ્યા છીએ તો ઇશ્વરાજ્ઞા તરફ દ્રષ્ટિ નાખી, પોતાના કર્તવ્યોનો વિચાર કરી, આ જ્ઞાતિના બાળકોને કેળવણી આપવા અને જ્ઞાતિજનોની સુધારણા અર્થે મોટી મોટી સભાઓ કરી, તેમાં પધારેલા વિદ્વાનોના વચનામૃતનું પાન કરાવવા તે મોટી રકમનો વ્યય કરશે એવી આશા છે. આ જ્ઞાતિને કોન્ફરન્સો ભરવી છે અને બોર્ડીંગ સ્કુલ સ્થાપન કરવી છે, એવા વિચારો, દૂર કરી હજુ પણ નિદ્રામાં દિવસો કાઢવામાં આવે તો તે આપણા કમનશીબનીજ વાત કહેવાય. હમને એમ પણ જણાવવામાં આવ્યું છે કે, આપણી જ્ઞાતિના વિદ્વાન મહાશયોએ રણાસણ વિભાગના અગ્રગંતાઓને તેમણે એકત્ર કરેલા ધનનો સદ્વ્યય કરવા સુચનાપત્રો લખ્યા છે. આશા છે કે રણાસણ વિભાગના બંધુઓ તે પર લક્ષ આપ્યા વિના રહેશે નહિ.

**અદેખાઇમાં બ્રાહ્મણોએ સર્વસ્વ ખોયું**—કાઠિયાવાડથી ખબરપત્રી જણાવે છે કે લાખણકા મુકામે એક વિષ્ણુયાગ થવાનો છે, જેમાં યજમાન તરફથી તપોધન બ્રાહ્મણો અને ઇતર બ્રાહ્મણોને યજ્ઞાર્થ આમંત્રણ કરવામાં આવ્યું છે પરંતુ કેટલાક બ્રાહ્મણો, તપોધન બ્રાહ્મણો પ્રતિ ઇર્ષ્યાથી તેમને તેમાં ભાગ નહિ લેવા દેવા, લોકોને "તેમને અધિકાર નથી-અધિકાર નથી" એવાં વાકયોથી અવળે રસ્તે દોરવવા પ્રયત્નો કરે છે. આવી રીતની ઇર્ષ્યાથી બ્રાહ્મણોએ પોતાની એક વર્ણમાં અનેક વિભાગો કરી પોતાના બ્રહ્મત્વને છિન્ન ભિન્ન કરી નાખ્યું છે અને લોકોમાં ધૃણાને પાત્ર થયા છે. આવી સ્થિતિ ચાલુ રહેશે તો બ્રાહ્મણો કઇ સ્થિતિને પ્રાપ્ત થશે તેનો વિચાર કરતાં શોક થયા વિના રહેતો નથી. આવા સંજોગોમાં તપોધન બ્રાહ્મણોને હમે વિનંતિ કરીએ છીએ કે, તેમણે તેમના તરફ મમતા રાખી પોતાનું કર્તવ્ય કર્યાં જવું અને યજમાન મહાશયને અમે જણાવીશું કે તેમણે સમદ્રષ્ટિથી જોઇ, યોગ્યાયોગ્યનો વિચાર કરી તપોધન બ્રાહ્મણોનું અસલ ગૌરવ સાચવવા કાળજી રાખવી."

**ખજુરથી બનતી ખાંડ**—ખજુરીમાંથી ખાંડ બનાવવાનો ઉદ્યોગ કેટલાંક વર્ષો થયા પડી ભાગ્યો છે, તેને સજીવન કરવા માટે બંગાળ ઇલાકાના ખેતીવાડી ખાતાના રસાયણ શાસ્ત્રી મી. એસ્ટને પ્રયત્નો કરેલા છે અને તેમાં તેઓ કેટલે અંશે ફાવ્યા પણ છે.

**૧૧૮ વર્ષની વયે મરણ**—વનસ્પતિ આહાર ઉપર રહેનારા ફ્રાન્સીસ્કોના કેપ્ટન ગોઙર્ડ ઇ. ડાયામન્ડ ત્રણ અઠવાડીયાં બીમારી ભોગવીને તા. ૧૪ અગસ્ટ ૧૯૧૪ ના રોજ ગુજરવાના સમાચાર શ્રીજીવદયા જ્ઞાન પ્રસારક ફંડના ઓનરરી મેનેજર શેઠ લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરીને મળ્યા છે. તેઓ ૧૧૮ વર્ષની વયે પણ સાઇકલીંગ તેમજ પગે ચાલવાની અને કુસ્તી વિગેરે લડવાની કસરત કરી શકતા હતા અને તેમાં તેમને જરાપણ થાક લાગતો નહોતો. તેઓ છેલ્લાં ૬૭ વરસથી ચુસ્ત વનસ્પત્યાહારી હતા, અને યુવકોને " શારિરીક બળની સુધારણા " એ વિષય ઉપર તેઓ સો વર્ષની ઉમ્મરે પહોંચ્યા પછી ભાષણો આપતા હતા. કે જે વખતે સંપૂર્ણ તંદુરસ્તી તથા બળ મેળવવા માટે સર્વને વનસ્પતી ખોરાક ગ્રહણ કરવા માટે મજબુત ભલામણ કરતા હતા.

**ધાર્મિક કોન્ફરન્સ**—હરદ્વાર ખાતે આવતા માઘ માસના કુંભના મેળા વખતે આખા હિંદુસ્તાનમાં ચાલતા ધર્મોની એક ધાર્મિક કોન્ફરન્સ થવાની છે.

**ઝવેરાતનું ટાવર**—સેન્ફ્રાન્સીસ્કો ખાતે આવતી સાલ પનામા પેસીફીક એક્ઝીબીશન ખુલ્લું થનાર છે. તેમાં શિલ્પકળાનું અને ઘણુંજ ઉત્તમ ઝવેરાતનું બનાવેલું ટાવર છે, આ ટાવર ૪૩૫ ફીટ ઉંચું છે અને જ્યારે તે પુરતુ બંધાઇ રહેશે ત્યારે દિવસ અને રાતના ઘણોજ ઝળકાટ આપશે. ટાવરની ઉપર બધી જાતના ૧૫૦,૦૦ હાથના કાપેલાં અને પાલીસ કરેલાં ઝવેરાત લટકાવવામાં આવશે. જે પવનની ગતિના ફુંકારામાંથી ઘણો પ્રકાશ નાખશે. રાતના આ ઝવેરાત ઉપર સર્ચ-લાઈટ ફેંકાશે જેથી તેનો દેખાવ ઘણો દીલપસંદ લાગશે.

**એક નવી શોધ**—વિજળીના રાજા એડીસન સાહેબે એક એવા યંત્રની શોધ કરી છે કે જેથી એક સબમરીન તાજી હવા ભરવા માટે પાનીની સપાટી ઉપર આવ્યા વિના એક મહીના સુધી આ યંત્ર પાણીમાંથી ઓકસીજન હવા ખેંચી શકે છે. અને તે માછલીની ચુંઇના પ્રકારતુ બનાવેલું છે.

**ચિત્રાવળી મફત**—નડીઆદ હીંદુ અનાથાશ્રમના મંત્રીજી હમારા ઉપર લખી જણાવે છે કે જેઓ દશ ગ્રહસ્થોનાં સરનામાં લખી મોકલશે તેમને નડીઆદ હીંદુઅનાથાશ્રમની ચિત્રાવળી મફત મોકલવામાં આવશે.

ધહેજના મ. જીવણરામ ગોવીંદરામે પોતાના ભત્રીજા મ. નાનુભાઇના મૃત્યુ નિમિત્તે આ. ધર્મને સહાયતાર્થનું રૂ. ૦॥ દાન કર્યું છે તે સાભારે સ્વીકારવામાં આવે છે. મૃતક આત્માને પ્રભુ શાંતિ પ્રદાન કરે.

**એમ્બ્યુલન્સ પરીક્ષામાં તપોધન બ્રાહ્મણ જ્ઞાતિની મહિલા પાસ થયા**—સેન્ટ જોન એમ્બ્યુલન્સના બોમ્બે પ્રોવીન્સીઅલ સેન્ટર પૈકી સુરત ડીસ્ટ્રીકટ સેન્ટરના માંડવી સબ સેન્ટરમાં તા. ૫મી જુલાઇ ૧૯૧૪થી ઉઘાડવામાં આવેલા "અકસ્માતમાં પ્રાથમિક મદદ" ખંભાત સ્ટેટના માજી ચીફ મેડીકલ ઓફીસર ડા. જમીયતરામ વી. વ્યાસ એલ. એમ. એન્ડ. એસ એમણે તા. ૭ મી અક્ટોબર ૧૯૧૪ ના રોજ લીધેલી પરીક્ષામાં તાલુકાના મામલતદાર, અવ્વલ કારકુન, સબ રજીસ્ટ્રાર, અંગ્રેજી શાળાના હેડમા-

સ્તર તથા કચેરીના કારકુનો વિગેરેના પુરૂષ વર્ગની સાથેજ શીખતા સ્ત્રીવર્ગ પૈકી સૌ. ચંચળબાઇ, મ. ડા. કેશવલાલ મોતીલાલનાં ધર્મપત્નિ ક્રેડીટ સાથે પાસ થયાં છે, તે ખુશી થવા જેવું છે. એટલુંજ નહિ પરંતુ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના ગૌરવમાં વધારો કરનારૂં છે. ધન્ય છે.

**શુદ્ધિ**—ગત માસના માસિકમાં ૧૯૧૨–૧૩ ના ત. બ્રા. પ્ર. સભાના છપાયેલા સરવાયામાં રૂ. ૧–૧૧–૦ ની પોષ્ટ ટીકીટોના છપાયા છે ત્યાં આગળ રૂ. ૧–૧૧–૯ વાંચવી તથા રૂ. ૧૯૧૩–૧૪ના સરવાયામાં શીલીક રૂ. ૭૫–૯–૦ છપાઇ છે ત્યાં રૂ. ૮૫–૯–૦ વાંચવા.

## લવાજમની પહોંચ.

| | | | |
|---|---|---|---|
| મ. અંબાલાલ ભુલાભાઇ, | વડદલા. | મ. ગોપાળજી લાલભાઇ, | નરોલી. |
| મ. ભગવાનજી કલ્યાણજી, | દેશરા. | મ. અંબાલાલ શામળદાસ | ભરૂચ. |
| મ. રણછોડજી નરસીંહ, | વાંઝ. | મ. દલસુખરામ કુબેરજી, | ભરૂચ. |
| મ. દેવરામ જોઇતારામ, | કોઠા. | મ. ગીરધરલાલ લક્ષ્મીરામ રાવળ, | સાબલી. |
| મ. શીવલાલ ભુધરભાઇ, | ચોરંડા. | મ. વીઠ્ઠલદાસ મોહનલાલ, | કડા. |
| મ. હરીશંકર ખુશાલભાઇ, | પહાડા ટોરડા. | મ. નંદરામ ખુશાલભાઇ, | પહાડા ટોરડા. |

**માસિકને મળેલી ભેટ**—રૂ. ૧ મ. શંકરલાલ ગુલાબરાય રૂ. ૦॥ મ. કોદરલાલ અમથારામ, રૂ. ૦। મ. મુગટરામ જીવરામ, રૂ. ૦॥ મ. જીવણરામ ગોવીંદરામ તથા મ. ભોગીલાલ જગન્નાથે એક અને મ. શંકરલાલ ગુલાબરાયે ચાર ગ્રાહકો વધારી આપ્યાછે.

તેમને ધન્યવાદ આપતાં બીજા મહાશયો કે જેમની પાસે હમારા દીવાળી બહોણીના પોષ્ટકાર્ડો રહ્યાં છે તે આ મહાશયોનું અનુકરણ કરી પોતાની યથાશક્તિ જે કાંઇ સહાયતા મોકલી આપવી હોય તે મોકલી આપવા કૃપા કરશે.



ઇડરનો ખબરપત્રી જણાવે છે કેઃ—ઇડર તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના ભુષણ શ્રીમાન્ મહાશય પ્રભુજીભાઇ માણકેશ્વર કે જેમણે ઇડર ત. બ્રા. વે. પાંઠશાળાની સ્થાપના વખતે રૂ. ૨૦૦)ની આર્થિક મદદ કીધી હતી તેથી ગયા વરસનું બાર માસનું અધ્યાપકના પગાર વિગેરેનું ખર્ચ માથે લીધું હતું તેમને ત્યાં તા. ૧૪–૧૨–૧૪ ના રોજ નવા ગૃહોનું વાસ્તુ હોઇ સમગ્ર જ્ઞાતિના ત. બંધુઓ હવન સમયે એકત્ર થયા હતા. ઉક્ત મહાશયે તે દીવસે તેમ બીજે દીવસે સમગ્ર જ્ઞાતને બ્રહ્મભોજન આપ્યું હતું તેથી પાઠશાળાના ફંડમાં વૃદ્ધિ થાય તે માટે મદ્રાસના વેપારમાં અર્ધી આની પાઠશાળા ખાતે ધર્માદા કાઢવા નિ[illegible] કીધો છે તે માટે સમગ્ર જ્ઞાતિ તેમને સહસ્ત્રવાર ધન્યવાદ આપે છે અને પરમ કૃપાળુ [illegible]રમાત્મા પ્રત્યે પ્રાર્થના કરે છે કે ઉક્ત ધાર્મિક ને જ્ઞાતિહિતેચ્છુ પુરૂષને સો વરસનું આયુષ્ય અર્પી તેમની મનોકામના પરિપૂર્ણ કરે. તથાસ્તુ,

તપોધન બોર્ડીંગ સ્કુલ કમીટીના સેક્રેટરી લખી જણાવે છે કે બોર્ડીંગ ફંડ કલેકશન કમીટીના સભાસદોને ચાર વખ્ત રીમાઇન્ડર કરવા છતાં તેમની યોજનાઓ આવી નથી તો આગામી અંકમાં તે સત્વર મોકલી આપશે એવી આશા છે.

ધોળકાના

# સુપ્રસિદ્ધ વૈદ્ય શા. ગીરધરલાલ કહાનજી

# રામબાણ દવાઓ. ખાસ પરેજ નથી.

## તાવની રામબાણ દવા.

### રૂ. ૧૦૦) ઇનામ વાળી.

દાડો, એકાંતરીઓ, ચોથીઓ, ઉનો, ટાઢીઓ, અમારી દવાથી ના ઉતરે તો, લીધેલા પૈસા પાછા આપીશું. કોઇ મનુષ્ય એમ સાબીત કરી આપશે કે વૈદ્ય શા. ગીરધરલાલની દવાથી ચોથીઓ તાવ ના ગયો તો તેને રૂ. ૧) ઇનામ આપીશુ. ગોળી ૫૬ ની ડબ્બી ૧ ની કીમત રૂ. ૧—૦—૦

### શકિત સંજીવન.

શરીરના તમામ અવયવોને શકિત સંજીવન તાકાત લાવી મજબુત કરે છે. ગયેલુ પુરૂષત્વ પાછુ લાવી આપવામાં, સ્મરણશકિતનો અને આખા શરીરની કાંતિનો તેમજ બળનો વધારો કરવામાં શકિત સંજીવન રામબાણ છે. બરડાની ફાટ, કમરનો દુખાવો, પગનું કળતર, છાતીનો દુખાવો, તરત મટાડે છે. ગોળી ૧૦૦ ની ડબી ૧ ની કિંમત રૂ. ૨—૮—૦

### પરમીયાની રામબાણ દવા.

આ દવા તમામ જાતના પરમીયા મટાડે છે. થતી બળતરા અને ચાલતુ પરૂ (રસી) બંધ કરે છે. સોજો ઉતારે છે. ટીપે ટીપે આવતો પેસાબ સાફ આવે છે. કળતર અને પેડુનો દુખાવો મટાડે છે. ડબી ૧ ની કીંમત રૂ. ૨—૪—૦

### વૈદ્ય ગિરિધર.

વૈદ્ય ગિરિધર એ નામનું પુસ્તક માત્ર સાડાચાર આનાની ટીકીટ બીડવાથી તમામને બુક પોસ્ટથી મોકલવામાં આવે છે. તે પુસ્તક વાંચવાથી દરેક માણસ જાતે વૈદુ કરી શકે છે.

### ધાતુ વિકાર.

ધાતુ વિકાર નામનું પુસ્તક એક કાર્ડ લખનારને મફત મોકલવામાં આવે છે.

**વૈદ્ય શા. ગીરધરલાલ કહાનજી.**

ધોળકા. જીલ્લા—અમદાવાદ.

ધી "ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું—પાચકુવા—અમદાવાદ.

 REGISTERED NO. B 972.

ॐ

# ब्राह्मण धर्म.

# Brahmin Dharma.

मनुवाक्य. ( अ ११ )

यत्किञ्चिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्तिभिर्जनाः ।
तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २३१ ॥
तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ।
इज्याश्च प्रतिगृह्णन्ति कामान् संवर्धयन्ति च ॥ २३२ ॥

પુસ્તક ૫.] માઘ, સંવત ૧૯૭૧ [અંક ૧૧.

સંપાદક,

મ પ્રહલાદજી સેવકરામ. મુ સિદ્ધપુર.

વ્યવસ્થાપક,

છગનલાલ જગન્નાથ રાવળ. મુંબાઈ.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦ પોષ્ટેજ સહિત.

કાર્યાલય ( ઓફીસ )

સોપીગલીને નાકે, ઇબ્રાહીમ ફતાભાઇના માળામાં, મુંબાઇ નં. ૪

# श्रीमद्भगवद्गीता.

## ( શુદ્ધ ભાષાંતર ઉપરાંત તાત્વિક બોધ માટે પુષ્કળ વ્યાખ્યાન સહિત. )

આ એક ખરો સિદ્ધાંત છે કે ધર્મગ્રંથો તથા તત્વ વિવેચનનાં પ્રકરણોનો કેવળ પાઠ કરી જવા કરતાં અર્થ અને તાત્પર્ય સમજીને પાઠ કરવાથી વિશેષ ફળ છે. શ્રીમદ્ ભગવદ્ગીતા જેવા પુસ્તકને માટે તો તે બહુ જરૂરનુ છે અને તેથીજ અમે શ્રીશંકરાચાર્યવાળુ ભાષ્ય તથા શંકરાનંદ નીલકંઠ અને શ્રીધર વિગેરે પંડિતોનાં વ્યાખ્યાનોપર લક્ષ રાખી તત્વ વિષયનો એક પણું અંશ ન જવા દઇ આ સ્વતંત્ર વ્યાખ્યાનવાળું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. આત્મશ્લાઘાથી નહિ પણ સત્ય વાત પ્રસિદ્ધિમા મુકવાના આશયથી અમારે કહેવું પડે છે કે શાસ્ત્રીય વિષયોમા બંલકુલ નહિ ખેડાયેલી ગુજરાતી ભાષામા આજસુધી ગીતા શાસ્ત્રના ગૂઢ વિષયમાં પ્રવેશ એવું આ સિવાય બીજુ એક પણ ગીતાનુ પુસ્તક બહાર પડયુ નથી.

આ પુસ્તકમા પ્રત્યેક શ્લોકના અર્થની સાથે વ્યાખ્યાનમાં તે અર્થનું સ્પષ્ટીકરણ, તેમા આવતા આક્ષેપોનાં સરલ અને સચોટ સમાધાનો તથા ઉંડા ભાવાર્થો આપવામા આવેલ છે, જેમાં પ્રસંગોપાત યોગશાસ્ત્રની પદ્ધતિ તથા ન્યાયશાસ્ત્રના અનુમાનાદિ વિષયો પણ સમજાવેલા છે, એટલુંજ નહિ પણ જે જે શાસ્ત્રના વિષયો જ્યાં જ્યાં આવેલા છે ત્યાં ત્યાં તે ઉપયુક્ત અંશથી ગોઠવેલા છે. આટલુ છતાં તેની વાક્યરચના ઘણી સરલ છે ટૂંકામા દરેક અધિકારીએ આ પુસ્તક અવશ્ય મનન કરવા જેવુ છે કિંમત રૂ. ૪ ચાર. કદ ડેમી આઠ પેજી લગભગ ૮૦ ફાર્મ. પુઠું પાકું. આંતકનિગ્રહ ઔષધાલયમાંથી રૂ. ૬ ની દવા એક સામટી ખરીદનારને ભેટ.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

જામનગર-કાઠિયાવાડ.

# ब्राह्मण धर्म.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

ભાવાર્થ—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.

---

## ઇશ્વર પ્રાર્થના.

यो नः पिता जनिता यो विधाता धामानि वेद भुवनानि विश्वा ।
यो देवानां नामधा एक एव तं सम्प्रश्नं भुवना यन्त्यन्या ॥

ऋ० १० । ८२ । ३.

હે વિશ્વપાલક પરમાત્મા ! આપ હમારા પિતા, જન્મદાતા, અને વિધાતા છો, હે સર્વ વ્યાપક પ્રભુ ! જગતનું એવું કોઈ પણ સ્થાન નથી કે, જેમાં આપની ઉપસ્થિતિ ન હોય; સર્વ ભુવનો અને સર્વ સ્થાનો તમારા જ્ઞાનથી બહાર નથી. આપ સર્વ દેવોના પણ દેવ છો, અને સર્વ સંસારને ધારણ કરવાવાળા આપ એકજ મહાદેવ છો. આ સર્વ ભુવનો આપની ઐશ્વર્યવાન્ કીર્તિ પ્રકાશીત કરી રહ્યાં છે, આપના વિના કોઇની ગતિ નથી. આપના સિવાય સંસાર સર્વદા દુઃખદાયી છે. જગતના પ્રાકૃતિક અને ચૈતન્યવાન્ દેવો આપના પ્રસાદથીજ મુક્તિ પ્રાપ્ત કરી શકે છે, અત: તે નામને કૃતાર્થ કરનાર આપ એકજ છો. હે દયાળુ દેવ ! આપ હમને આપના આશ્રયમાં રાખી સુમતિ પ્રદાન કરો. ઇતિશમ્.

---

પુસ્તક ૫ મું. ] માઘ, સંવત ૧૯૭૧. [ અંક ૧૧ મો.

---

વિષયાનુક્રમણિકા.

## તેજ હુંમાં, તુંમાં, સકળ વિશ્વમાં રે લોલ !

રે ! બ્હેનાં ! ખીલી ખીલી શું ખરી પડે રે લોલ !
ખીલ્યા ફૂલડાં કાંઈ આપતાં સુવાસ;
તોય ખીલ્યાં ખીલ્યાં ને ખરી પડ્યાં રે લોલ !

રે ! બ્હેના ! કુસુમ સમોવડ ખીલતાં રે લોલ !
ખીલ્યાં આપણરે ! ખરી જશુંય તેમ;
વ્હાલી બ્હેનાં ! ખીલ્યાં તે ખરી પડ્યાં રે લોલ !

રે ! બ્હેનાં ! ઉગી ઉગીને શું આથમે રે લોલ !
ઉગી આદિત્ય આપતો ઉજાશ;
તોય ઉગ્યો ઉગ્યો ને આથમ્યો રે લોલ !

રે ! બ્હેના ! ઉગ્યું આદિત્ય સમ આપણું રે લોલ !
થાય અસ્ત એ યૌવન એમ;
વ્હાલી બ્હેનાં ! ઉગ્યું એજ આથમ્યું રે લોલ !

રે ! બ્હેનાં ! આવે આવે વળી શું જતાં રે લોલ !
જગત્ જીવન એ વાદળો કે'વાય;
તોય આવી આવીને જતાં રહ્યાં રે લોલ !

રે ! બ્હેનાં ! પરઉપકારી જગમાં ઘણાં રે લોલ !
આવ્યાં વાદળ સમ ગયાં તેય;
વ્હાલી બ્હેનાં ! આવેલ કદી ના રહ્યાં રે લોલ !

રે ! બ્હેનાં ! જન્મી જન્મી શું મરી જવું રે લોલ !
જન્મી જગમાં કો કરતાં સુકામ;
તોય જન્મી જન્મીને મરી ગયાં રે લોલ !

રે ! બ્હેનાં ! મારૂં મારૂં શું તે પરકું રે લોલ !
મારૂં માનું કુટુંબ નિજ દેહ;
તોય મારૂં મારૂં બધું પારકું રે લોલ !

રે ! બ્હેનાં ! છેવટ એ છે પહેલો હતો રે લોલ !

ક્યાંઈ વચમાં ભૂલ્યાં વ્હાલી બ્હેન !
તોય તે ના આપણુને ભૂલતો રે લોલ !
રે ! બ્હેનાં ! જે છે બીજાનો તેજ આપણો રે લોલ !
પિતા માતા બંધુ ઇષ્ટ તેજ;
**તેજ હુંમાં, તુંમાં, સકળ વિશ્વમાં રે લોલ !**

વસન્તાત્મજ—વીસનગર.

---

## સુધારકોને સૂચના.

---

( વારી જાઉંરે સાવરીયા તુંપે વારનારે......એ રાહ. )

હિંમત ન હારશોરે....હિંમત ન હારશોરે........સુખ મળશે.
ઋષિ સંતાન....હિંમત ન હારશોરે......(૨)
રહો ન બંધુ કદીએ [1]ન્યારા....મળી આદરો કર્મ સુખાળા (૨)
પ્રાપ્તિ રીતિથી કષ્ટ [2]હરો દીન જ્ઞાતિનાં રે....દિન જ્ઞાતિનાં રે.
સુખ મળશે. ૧

[3]હાલત આપણી [4]સોચો ભાઇઓ....એવી કોઇ [5]તજવીજ નીકાળો(૨)
જેથી થઇએ સત્વર કષ્ટ નિવારવા રે....કષ્ટ નિવારવા રે.
સુખ મળશે. ૨

સમરો આપણા શ્રેષ્ટ [6]મુનીવર...પરદુઃખભંજન ધર્મધુરંધર (૨)
તજી [7]ગફલત ભાઇઓ આખો જરા ઉઘાડજો રે....જરા ઉઘાડજો રે.
સુખ મળશે. ૩

જુઓ વેદ ઉપનિષદ્ દર્શન... લાખો રીતની તેમાં છે [8]ફન (૨)
શોધી મીત્રો યોજો કાર્ય સુખ કાજનાં રે....સુખ કાજનાં રે.
સુખ મળશે. ૪

બ્રહ્મ-વિદ્યામાં પણ પૂર્ણ...લૌકિક વિદ્યાનું છે ધન (૨)
આવો બંધુ પ્રતિ રીતિથી મળીએ ઉત્કર્ષ કારણે રે....ઉત્કર્ષ કારણે રે.
સુખ મળશે. ૫

શંકરલાલ ગુલાબરાય રાવળ. (ઇડર.)

---

૧ જુદાજુદા, ૨ દૂર કરો, ૩ અવસ્થા, ૪ વિચારો, ૫ ઉપાય, ૬ વડીલો (ઋષિમુનિઓ)
૭ પ્રમાદ, ૮ હુન્નર.

## જ્ઞાતિજનોને વિજ્ઞપ્તિ.

( નાથજી મોતીરામ ઉપાધ્યાય—કાલોલ
બ્રહ્મ તેજવર્ધક પરિષદના સેક્રેટરી. )

### પ્રભુ પ્રાર્થના.

( હરિગીત છંદ. )

પરબ્રહ્મ, પરમાનંદ, પ્રભુ, સર્વજ્ઞ, સંકટ હારી છો,
વળી ભીડભંજન, પાપમોચન, નિત્ય મંગળ કારી છો;
હે ભક્ત વત્સલ પતિત પાવન, પ્રાણ દાતા શ્રીહરિ,
દો હર્ષ જ્ઞાતિ માતને, ઉત્કર્ષ જ્ઞાતિનો કરી. ૧

ટાળો, કુચાલ, કુસંપ, કુમતિ ક્રોધ દ્વેશ કૃપા કરી,
આપો સહનતા સભ્યતા, ઔદાર્ય ને હિંમત ખરી;
તવ તનુજ પ્રાચિન આર્યજનને, મસ્તકે શુભ કર ધરી,
દો હર્ષ જ્ઞાતિ માતને, ઉત્કર્ષ જ્ઞાતિનો કરી. ૨

વળી નાશ કરી કુવિચારનો, નમ્રતા શાંતિ આપજો,
ભ્રાંતિ કપટ ને લોભ, મદ, માયા મહેશ્વર કાપજો;
પ્રસરાવજો વિદ્યાકળા, વ્યાપારની વૃદ્ધિ કરી,
દો હર્ષ જ્ઞાતિ માતને, ઉત્કર્ષ જ્ઞાતિનો કરી. ૩

આલસ્ય ઇર્ષા વ્હેમ, નિંદા કલેશને સૌ પરહરે,
નિજ સત્ય ધર્મ ગ્રહણ કરી, સહુ આર્ય જન સંપી રહે;
વળી ખંત ધીરજથી સદા, ઉદ્યોગ ઉમદા આદરે,
સત્કાર કરી વિદ્યા તણો, વિવેક વિત નિજ વાપરે. ૪

જ્ઞાત્યાભિમાન ધરે સદા, સહુ જ્ઞાતિજન મન હઠ ધરી,
ને જ્ઞાતિ હિતમહી કરે સુકાજ, આગ્રહ અતિ ધરી;
એવી સુમતિ નિત આપજો હે, જગન્નિયંતા શ્રીહરિ,
કલ્યાણ કરજો સર્વ જનનું, ત્રિવિધ તાપોને હરી. ૫

# सज्जनशतक.

( લેખકઃ—યતિ,-ચૈતન્યમઠ, સુરત. )

ગતાંકથી ચાલુ. ]

**स्वभावं न जहात्येव साधुरापद्गतोऽपिसन् ॥**
**कर्पूरः पावक स्पृष्टः सौरभं लभतेतराम् ॥ १३ ॥**

**ભાવાર્થઃ**—સંત અથવા સજ્જન પુરુષો કદિ આપત્તિમાં આવી પડે તોપણ પોતાનો જે સાધુસ્વભાવ છે તેનો પરિત્યાગ કરતા નથી. જેમ કપૂરને અગ્નિવડે, જ્યારે બાળવામાં આવે છે ત્યારે વિશેષ સુગંધિ પ્રાપ્ત થાય છે. સાચા સોનાને જેમ જેમ વધારે તાવે ને ટીપે તેમ તેમ તેનો પ્રકાશ સ્પષ્ટ થતો જાય છે અથવા અંધકાર હોય ત્યારે દીપકનો પ્રકાશ બરાબર અનુભવમાં આવે છે તેમ સજ્જન પુરુષોના ગુણો પણ તે જ્યારે કોઈ પ્રકારના સંકટ માં હોય છે ત્યારે વધારે પ્રકાશે છે !!' મહાત્મા **તુલસીદાસ** પણ કહે છે કે, "धीरज धर्म अरुनारी आफत काल परखीए चारी" ધૈર્યાદિ ગુણોની પરીક્ષા આપદામાં જ થાય છે. કોઈ પ્રકારનો પ્રસંગ માથાપર આવી પડ્યો ન હોય ત્યાં સુધી અગર બીજાને શીખામણ આપવી હોય ત્યારે પ્રાયઃ સર્વ મનુષ્યો પોતાનું પૂર્ણ ડહાપણ બતાવી શકે છે. સામાના મનનું સમાધાન કરવાને અનેક પ્રકારના દાખલા દલીલો આપે છે; પરંતુ તેવો જ પ્રસંગ અગર તેને મળતો કે હરકોઈ પ્રસંગ જે વખત તેના પોતાના માથા ઉપર આવી પડે છે તે સમય તેમની પંડિતાઈ પાણીમાં અને ચતુરાઈ ચુલામાં પેશી જાય છે. અંગત સ્વાર્થનો ભોગ આપી સહન કરવાનું જે બળ જોઈએ તેનો છાંટો સરખો પણ તેના મનમાં હોતો નથી એટલે ગભરાઈ જે છે, અકળાઈ જાય છે ને સૌની સાથે તણાવા લાગે છે. સજ્જન પુરુષો જેને કહેવામાં આવે છે તે આવા હોતા નથી. એતો દક્ષતાથી સ્વાર્થનો ભોગ આપી આવેલા સંકટને સહન કરી પોતાની સજ્જનતા સિદ્ધ કરે છે.

**દોહરો.**

સ્વભાવને તજતા નથી, સાધુ સંકટ માંય;
કપૂર પાવકમાં બળે, સુગંધ ત્યાં ફેલાય. ૧૩.

**वित्ते त्यागः क्षमा शक्तौ दुःखे दैन्य विहीनता ॥**
**निर्दम्भता सदाचारे स्वभावोऽयं महात्मनाम् ॥ १४ ॥**

**ભાવાર્થઃ**—દ્રવ્યમાં ત્યાગ, શક્તિમાં ક્ષમા, દુઃખમાં દીનતા, વિહીનતા અને સદાચરણમાં દંભરહિતપણું એ મહાત્માઓનો કુદરતી સ્વભાવ હોય છે. સજ્જન પુરુષો દ્રવ્યમાં ત્યાગયુક્ત હોય છે તેનો અર્થ એવો નથી કરવાનો કે તેના હાથમાં દ્રવ્ય આવે કે તુરત બહાર ફેંકી દે છે અગર દ્રવ્ય પ્રાપ્ત થવાનો સંજોગ મળે તો દ્રવ્યને ગ્રહણ પણ કરે છે. ત્યારે શંકા એ થશે કે દ્રવ્યનો ત્યાગ તે શું ? તેનું સમાધાન એ જ છે કે પ્રથમતઃ દ્રવ્યોપાર્જન કરવામાં તે નીતિ અને ધર્મનો પરિત્યાગ કરી પ્રપંચમાં પડતા નથી. લાખોનો નફો હોય, અગર કરોડ ની ખોટ હોય, છતાં પોતાનું વચન તેઓ ફેરવતાજ નથી. પોતાના નિયમથી ડગતાજ નથી. એ દ્રવ્યનો ત્યાગ છે અગર અન્ય પ્રકારે કહીએ તો જે દ્રવ્યનો તેની પાસે સંગ્રહ હોય છે

તેમાંથી પરોપકારના કાર્યમાં વાપરવાનો સમય આવતાં લોભવૃત્તિ તેના કર્તવ્યને અટકાવી શકતી નથી અર્થાત્ વાપરે જ છે આ પણ એક પ્રકારનો ત્યાગ છે અને એ ત્યાગ એ જ સજ્જનનું ભૂષણ છે.

ગમે તેવા પ્રકારનો અપરાધ કરવામાં આવ્યા છતાં અપરાધી શરણે આવે તો તે જ સમયે તેના અપરાધની ક્ષમા આપે છે એવી અલૌકિક શક્તિવાળા તેઓ હોય છે. કદિ કોઇ અપરાધીને શાપાદિની શિક્ષા કરે છે તોપણ અંતમાં તેના પર દયા લાવી અનુગ્રહ બહુ જ ઉત્તમ પ્રકારનો કરે છે જેમાં અપરાધીનું પરમ કલ્યાણ સમાયલું હોય છે. પછીથી ગુન્હો કરનાર ઉપર કોઈ પ્રકારનો તે રાગ દ્વેષ રાખતા નથી એટલે ક્ષમા કરવામાં પૂર્ણ શક્તિવાળા છે.

ગમે તેવા પ્રકારનું કષ્ટ માથા ઉપર આવી પડયા છતાં તે દુઃખથી દબાઈ દીનતાનો સ્વીકાર કરી કોઈ પણ મનુષ્યની મદદ લેવામાટે આજીજી અગર કાલાવાલા કરતા નથી, મહા પરમાત્માનો આશ્રય કરી જે દુઃખ પ્રાપ્ત થયું છે તે પર દ્વેષ કર્યાવિના– અગર કોઇએ દુઃખ આપ્યું હોય તો તેનોપણ દ્વેષ કર્યાવિના, ધૈર્યથી તેને વેઠે છે અને પોતાનો સાત્વિક સ્વભાવ અખંડ જાળવી રાખે છે એ જ સંતની શોભામાં વૃદ્ધિ કરનાર છે. અસ્તુ.

સાધુ પુરૂષો જે સદાચારનું પાલન કરે છે તેમાં કોઇપણ પ્રકારના દંભનો લેશમાત્ર પણ આવવા દેતા નથી. લોકોના દેખતાં અનેક પ્રકારના આચાર પાળવા અને એકાન્તમાં ગમેતેમ વર્તવું એવી સુરદાસના જેવી પ્રવૃત્તિ કરતા નથી. સુરદાસની હકીકત એવી છે કે કોઈ સુરદાસ એક મોટા મણિકાની માળા રાખતા અને તેને ફેરવતા વચ્ચે વચ્ચે કાન દઈને સાંભળતા કે માણસોનો સમૂહ વધારે છે વા ઓછો. જો મનુષ્યો વધારે છે એવું જાણવામાં આવે તો માળા ઉતાવળે ફેરવતા ને થોડાં સમજાય તો ધીમી ફેરવતા, આ ચર્ચાનું નીરિક્ષણ કરનાર કોઈ ચતુરે સુરદાસને પ્રશ્ન કર્યો કે "સુરદાસ! માળા કેવી ફરે છે" સુરદાસ પણ વિચિક્ષણ હતા તેથી સમજી ગયા કે પ્રચ્છક વિલક્ષણ છે તેથી સમજીને ઉત્તર આપ્યો કે "**જેવો માણસનો ભરાવો!!!**" દાના પુરૂષો વા સાધુ પુરૂષો આવો દંભ રાખી પોતે સદાચારી છે એવું બીજાની દષ્ટિમાં લાવવા સારૂ કોઇપણ જાતનો પ્રયત્ન કરતા નથી. પોતે જે રીતનો સદાચાર પાળતા હોય તે સર્વ હોય તોય પાળે છે અને કોઈ ન હોય તો પણ પાળે જ છે. એ જ યથાર્થ સદાચાર સજ્જનની સુજનતાને પ્રકાશનાર છે. ને સંતપુરૂષોનાં લક્ષણ વા સ્વભાવને પણ સમજાવનાર છે.

દોહરો.

વિત્ત ત્યાગ મનમાં ક્ષમા, દુઃખે દીન નવ થાય;<br>
સદાચારમાં દંભ ના, સંત સ્વભાવ ગણાય. ૧૪.

---

ૐ

## તપોધન શબ્દ વિષયમાં સંવાદ.

(લેખકઃ ગિરિજાશંકર નિર્ભયરામ.)

**વિદ્યાશંકર—કેમ મિત્ર! બુદ્ધિશંકર! આનંદમાં છો! આપ આજ કયા ગ્રંથનું અવલોકન કરી રહ્યા છો કે જેથી આપના સમીપમાં આવતા મનુષ્ય તરફ પણ આપની નજર જતી નથી.**

**બુદ્ધિશંકર**—પધારો ભાઈ પધારો—હું ઈશ્વર કૃપાથી ખુશીમાં છું અને આપને પણ તેવીજ સ્થિતિમાં ઇચ્છું છું. મહાભારતના આદિપર્વ અને સભાપર્વને વાંચું છું અને તેમાં આપણા બ્રાહ્મણોની અને ઋષિમુનિઓની તથા આપણા પ્રાચીન ભારતવર્ષની સ્થિતિ નીહાળીને આનંદ પામુછું અને કોઈ કોઇ વખતે શોકગ્રસ્ત પણ થઇ જાઉ છું. એવી સ્થિતિમાં આપના તરફ દ્રષ્ટિ ન ફેરવી શક્યો તેને માટે આપની ક્ષમા માંગુછું. કહો, શું આજ્ઞા છે?

**વિદ્યાશંકર**—ધન્ય ધન્ય ભાઈ બુદ્ધિશંકર ! આપે ઘણા સારા ગ્રંથનું અવલોકન કરવા માંડયુ છે. મહાભારતના સમયમાં આપણો દેશ અને આપણા પૂર્વજ ઋષિમુનિઓ સંપૂર્ણ પ્રકારની જાહોજલાલી ભોગવી રહ્યા હતા અને તે સમયે આ પવિત્ર દેશ સર્વ પ્રકારની આબાદાની ભોગવતો હતો, પરંતુ દ્વેષ અને વૈરભાવના બીજ તે સમયમાં રોપાઇ ગયા હતા અને તેને લીધે મહાભારતનું યુદ્ધ થયું, તેમાં ઋષિ અને મુનિઓ ખપી ગયા અને આ દેશની પડતીની શરૂઆત થઈ, પડતીની શરૂઆત થઈ તેનો સારાંશ કાઢીને તમે શોકગ્રસ્ત થયા હશો એવું હું અનુમાન કરૂંછું, શું તે સત્ય છે ?

**બુદ્ધિશંકર**—ભાઈ ! તમારૂં અનુમાન સર્વથા સત્ય છે ! તમે અનુમાન કરવામાં પ્રવીણ જણાઓ છો.

**વિદ્યાશંકર**—ભાઈ ! ત્યારે તે પુસ્તકમાંથી આપે વિશેષ જાણવાજેવું શું શોધી કાઢ્યું છે તે જાણવાની મને ઇચ્છા છે.

**બુદ્ધિશંકર**—ભાઈ વિદ્યાશંકર ! આપ વિદ્યાના અધિપતિ શંકર છો જેથી આવા વિદ્વતાયુક્ત પુસ્તકોમાંથી વિશેષ જાણવાજોગ વાત આપ જેવા સમર્થ વિદ્વાનજ કાઢી શકે તેમ છે. મારા જેવાનું શું ગજું !

**વિદ્યાશંકર**—ભાઈ બુદ્ધિશંકર તમે તો બુદ્ધિના અધિપતિ શંકર છો જેથી વિદ્વાનોની વાતો ઉપર બુદ્ધિ વાપરવા લોકોપયોગી જાણવાજેવી બાબતો વિશેષ સ્હેલાઇથી શોધી શકો તેમ છો.

**બુદ્ધિશંકર**—હશે ! આપ વિદ્યાના અધિપતિ જેથી વિનયી અને ઉદાર દીલના હોઇ મારા જેવા અલ્પ સામર્થ્યવાનની પ્રશંસા કરો તે આપની સજ્જનતા જ છે. ખેર પરંતુ આ મહાભારતમાં **તપોધન** શબ્દ અને ત્યાં તેના અર્થો વાંચી અતિ આનંદ થયો અને આજ એ જાણ્યું કે લોકોએ તપોધન શબ્દનો અનર્થ કરી લોકોમાં ઉલટો ખ્યાલ ઉત્પન્ન કર્યો છે. ભાઇ વિદ્યાશંકર ? એટલુંજ આજ મેં મારી બુદ્ધિદ્વારા વિશેષ જાણ્યું અને આપ તો ક્યારનાએ જાણતા જ હશો કારણકે મારી પૂર્વે આપે તે ગ્રંથનું અવલોકન કર્યું હશે.

**વિદ્યાશંકર**—ના, ભાઈ, ના. અમને તેની ક્યાં પડી છે. કહો તમે તપોધનોને માટે તે ગ્રંથમાંથી શું શોધી કાઢ્યું ?

**બુદ્ધિશંકર**—મહાભારતના ઉપર જણાવેલા બે પર્વોમાં નીચે જણાવેલે ઠેકાણે તપોધન શબ્દ આવેલો છે અને ત્યાં તેનો અર્થ યુક્તિયુક્ત અને બુદ્ધિપૂર્વક કર્યો છે.

**कथां त्वनघ चित्रार्थां कथयस्व तपोधन । अ. २. श्लो. २ ॥**

**ભાવાર્થ:**—હે તપોધન ! હવે આપ આ વિચિત્ર કથાને કહો ! જન્મેજય, વ્યાસજીને તપોધન કહીને તેમને મહાભારતની કથા વિસ્તારપૂર્વક કહેવાને વિનતિ કરે છે.

**एतदाचक्ष्व मे सर्वं यथावृत्तं तपोधन । अ. २. श्लो. १० ॥**

ભાવાર્થ:—હે તપોધન ! જે કાંઈ વૃત્તાન્ત બન્યુ છે તે સર્વ મને કહો. જન્મેજય વ્યાસજીને કહે છે.

मुनिं विरजसं द्रष्टुं गमिष्यामि तपोधनम् अ. २ श्लो. ४८

महर्षिं काश्यपं द्रष्टुमथ कण्वं तपोधनम् ॥ अ. २ श्लो. ४६.

ભાવાર્થ:—દુષ્યન્તરાજા કહે છે કે તપોધન મુનિ કણ્વના દર્શનાર્થે હું જાઉં છું. રાજા દુષ્યન્ત, મહર્ષિ તપોધન કાશ્યપ કણ્વના દર્શન કરવાને ઉત્સુક થયા.

स काश्यपस्यायतनं महाव्रतैर्वृतं समन्तादृषिभिस्तपोधनैः ॥ श्लो ५९

ભાવાર્થ:—ત્યારે રાજા કાશ્યપના મનોહર આશ્રમ કે જેની ચારે બાજુએ વ્રતધારી તપોધન ઋષિઓ નિવાસ કરતા હતા.

नान्धः कुरूणां नृपतिरनुरूपस्तपोधन ॥ अ. ८ श्लो. ९ ॥

ભાવાર્થ:—સત્યવતી વ્યાસજીને કહે છે કે હે તપોધન વ્યાસજી ! અન્ધપુત્ર કુરુવંશીયોનો રાજા થવા યોગ્ય નથી.

मान्यानन्यानमात्यांश्च ब्राह्मणांश्च तपोधनान् ॥ अ. २३ श्लो. १० ॥

ભાવાર્થ:—તે સમયે યુધિષ્ઠીર મહારાજે, દીન બની જઇને માનનીય અમાત્યો અને તપોધન બ્રાહ્મણોને કહ્યું

एवं संप्राप्य राज्यं तदिन्द्रप्रस्थं तपोधन ॥५९-१॥

श्रोतुमिच्छाम्यहं सर्वं विस्तरेण तपोधन ॥ ५९-३ ॥

ભાવાર્થ—જન્મેજય બોલ્યા કે, "હે તપોધન વૈશમ્પાયન ! મહાત્મા પાંડવોએ આવી રીતે ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય મેળવી તે પછી શું કર્યું ! ઇત્યાદિ હે તપોધન વ્યાસજી ! વિસ્તારપૂર્વક હું સાંભળવા ઇચ્છું છું

ग्राहाः मञ्चवसन्त्येषु हरन्ति च तपोधनान ।

तत एतानि वर्ज्यन्ते तीर्थानि कुरुनन्दन ॥ ६१-१६ ॥

ભાવાર્થ:—ભરત કુલદીપક અર્જુન દક્ષિણ દિશામાં સમુદ્રનાસમીપ તપસ્વિયોથી ભરપૂર પવિત્ર સુંદર તીર્થોપર ગયા અને ત્યાંના તપસ્વિઓને પૂછ્યું કે આ તીર્થમાં જવાથી હમને તમે કેમ રોકો છો ત્યારે તે તપસ્વિઓએ કહ્યું કે આ પાંચે તીર્થોમાં પાંચ મગર છે તે તપોધનોને ક્લેશ આપે છે

तेषां श्रुत्वा महाबाहुर्वार्यमाणस्तपोधनैः ॥ ६१-१७ ॥

ભાવાર્થ:—મહાબાહુ નાસુરતાપભારી અર્જુન તપોધનોની વાત સાંભળી ઇત્યાદિ

બાઈ વિચારક આ પરથી આપ જોઈ શકયા હશો કે વ્યાસ અને અન્ય તપસ્વિ બ્રાહ્મણોને માટે તપોધન શબ્દ ઘણાં ગૌરવથી વાપરવામાં આવ્યો છે, જ્યારે આધુનિક સમયમાં તે શબ્દને નીચો પાડી નાંખવામાં આવ્યો છે અને કેટલેક ઠેકાણે જ્યાં શુદ્રને વિશાવગીરી આપવામાં આવી છે ત્યાં તો તે શબ્દ ત્રાસદાયક નીવડયો છે. મહાભારતના સમયમાં તપોધનોની પ્રતિષ્ઠા સર્વ કરનાં વિશેષતા ભોગવતી હતી ત્યારે આ સમયમાં તે પર લોકોને હસવા લાયક થઇ પડ્યું છે.

**વિદ્યાશંકર**—ભાઇ બુદ્ધિશંકર ! તેમ થવાનું કારણ શું હશે વારૂ !

**બુદ્ધિશંકર**—મિત્ર ! મહાભારતના યુદ્ધ પછી જેમ જેમ સર્વ સંસારમાં શ્રેષ્ટતા ભોગવનાર આ દેશ અધોગતિમાં આવતો ગયો તેમ તેમ સર્વ વર્ણોમાં શ્રેષ્ટતા ભોગવતી આ તપોધન બ્રાહ્મણ કોમ પણ પતિતાવસ્થામાં આવતી ગઈ અને આજ તેની આ દશા છે. કેમ ભાઇ ! હું આ કહું છું તેમાં આપને સત્યતા ભાસે છે ને ?

**વિદ્યાશંકર**—ભાઇ, આપ તો બુદ્ધિમાન્ છો અને વળી પોતે તપોધન બ્રાહ્મણ છો એટલે તેના વિષયમાં પ્રયત્ન કરી જે સારૂં હશે તેજ શોધી કાઢ્યું હશે પરંતુ મને તો લાગે છે કે પૂર્વકાળમાં તપસ્વિ ઋષિઓને તપોધન ઋષિ કહેવામાં આવતા હતા પરંતુ તેમાં બ્રાહ્મણોને તપોધન બ્રાહ્મણ કહેવામાં આવતા હતા એવું ક્યાં જણાવવામાં આવ્યું છે ?

**બુદ્ધિશંકર**—ભાઈ મેં જે આગળ પ્રમાણો આપ્યા તે પર તમારૂં લક્ષ નહોતું એમ લાગે છે કારણ કે મેં એક એવું પણ પ્રમાણ આપ્યું હતું કે જેમાં તપોધન બ્રાહ્મણો એવા શબ્દો છે. જુઓ ફરીથી કહુંછુ.

**मान्यानन्यानमात्यांश्च ब्राह्मणांश्च तपोधनान्** જે બ્રાહ્મણો બ્રાહ્મણો હોઇને પણ તપસ્વિ વૃત્તિ ધારણ કરતા હતા તેમને તપોધન બ્રાહ્મણ કહેવામાં આવતા હતા એવી પૂર્વકાળની પ્રથા હતી.

**વિદ્યાશંકર**—પરંતુ ભાઇ હાલતો એવી પ્રથા છે કે દેવાલયમાં પૂજા કરનારને તપોધન બ્રાહ્મણ કહેવામાં આવે છે અને તેઓ દેવદ્રવ્ય ગ્રહણ કરે છે અને તેનાપર આજીવિકા ચલાવે છે માટે તેમને પતિત બ્રાહ્મણ સમજવામાં આવે છે.

**બુદ્ધિશંકર**—પ્રિય બંધુ ? હાલની પ્રથા તે પૂર્વકાળની એટલે ઋષિમુનિઓના સમયની પ્રથા હતી એમ માનવાનું કાંઇ કારણ નથી. પૂર્વકાળમાં કન્યાવિક્રય કરવો તે મહાન્ પાપ હતું અને તેના કરનારને ચાંડાલ અને મહાપાતકી સમજવામાં આવતો હતો એવું મનુસ્મૃતિ આદિ ધર્મગ્રંથોપરથી માલમ પડે છે પરંતુ આજ કન્યાવિક્રય કરવાનો સારા સારા બ્રાહ્મણોમાં પણ રીવાજ ચાલે છે જેથી શું એમ માનવાને કારણ રહે છે કે કન્યા વિક્રય એ ઇષ્ટ રીવાજ છે. ખેર આટલું છતાં પણ એમ માની લેવામાં આવે છે કે દેવાલયમાં પૂજા કરનાર તે તપોધન બ્રાહ્મણ, તો દેવાલયમાં પૂજા કરવી એ મહાપાતક નથી જેથી તપોધન બ્રાહ્મણને પતિત સમજવામાં આવે અને દેવદ્રવ્યપર આ જીવિકા કરવી તે પણ મહા પાતક ગણવામાં આવવું જોઇએ નહિં કારણ કે દેવોનુ દ્રવ્ય ખોટે માર્ગેથી આવેલું દ્રવ્ય નથી કે જેથી તે બ્રાહ્મણોને પતિત બનાવી નાખે. આધુનિક સમયના દેવાલયોને દેવસ્થાન ગણવામાં આવે અને તેમાં મુકવામાં આવતા દ્રવ્યને દેવદ્રવ્ય કહેવામાં આવે તો દેવનાપર દ્રવ્ય મુકવું તે પણ મહાન્ પાપ છે કારણ કે તે લેનારને પાતકી બનાવે છે. આ સમયમાં શાસ્ત્રો તરફ બુદ્ધિની દૃષ્ટિથી જોવામાં આવતું નથી જેથી દીન પ્રતિદીન શાસ્ત્રો તરફ લોકોનો અભાવ થતો જાય છે. દેવાલયની પૂજા કરનાર તપોધન બ્રાહ્મણોને જ્યારથી પતિત કરવામાં આવ્યા ત્યારથી સર્વ પ્રકારની પતિતાવસ્થા ભારતવર્ષમાં આવી છે.

**વિદ્યાશંકર**—ભાઇ ! તમારા કથનાનુસાર અને મહાભારતના પ્રમાણોથી તપ એ જેનું ધન છે તેમને તપોધન કહેવામાં આવતા ત્યારે કાળે કરી તપોધનોનો તેવો મહત્વસૂચક અર્થ બદલાઇને આવો અનર્થ ક્યાંથી નીકળ્યો અને તે કેમ નીકળ્યો તે જરા સમજાવશો.

**બુદ્ધિશંકર**—આ વિષયમાં મારી મતિ ચાલે છે તે પ્રમાણે આપને ઉત્તર આપીશ.

પૂર્વકાળમાં જે જે મહાન્ ધર્મવીર અને સંસારને વંદનીય પુરૂષો ઉત્પન્ન થતા તેના સ્મરણાર્થ સ્થાનો બંધાવવામાં આવતા અને ત્યાં તે પ્રાતઃસ્મરણીય પુરૂષોની મૂર્તિ બેસાડવામાં આવતી, આ સ્થાનો ગામની પવિત્ર અને એકાંત જગામાં રાખવામાં આવતા, ત્યાં વિદ્વાનો અને સત્સમાગમના અભિલાષી દૈવના પુરૂષો એકત્ર થતા હતા અને પરા અને અપરાવિદ્યાની વાતોપર વિચાર કરતા હતા. આ સ્થાનોને દેવાલય કહેવામાં આવતા હતા. ત્યાં જે દેવ અર્થાત્ વિદ્વાનો શંકાઓ લઇને આવતા તેમનો તપોધન ઋષિઓ વા બ્રાહ્મણો જે આવા એકાંત અને પવિત્ર સ્થાનમાં રહી પોતાના તપવ્રતને પુરાં કરતા હતા તેઓ તેનું સત્વર સમાધાન કરતા હતા અને પોતાના જ્ઞાનથી તેમનું સાંત્વન કરતા હતા. આને દેવપૂજા કહેવામાં આવતી હતી. આવી રીતે તપોધન બ્રાહ્મણો દેવપૂજન કરતા હતા અને ત્યાં પધારતા સંસારી દેવતાઓ પોતા તરફથી આ તપોધન બ્રાહ્મણોને માટે દ્રવ્ય મુકતા જતા હતા જે દ્રવ્યથી તપોધન બ્રાહ્મણો પોતાની આજીવિકા કરતા હતા અને શેષ ધન પરમાર્થમાં વાપરતા હતા. જેમ જમાનો બદલાયો તેમ દેવપૂજા બદલાઇ અને તેની સાથે દેવદ્રવ્ય લેવાની રીત બદલાઇ જેથી તપોધન બ્રાહ્મણોના વિષયમાં હાલ જેમ મનાય છે તેમ મનાયુ એવો ખ્યાલ સુક્ષ્મ વિચાર કરવાથી ઉત્પન્ન થઇ શકે છે. પૂર્વકાળમાં ઉપર પ્રમાણેની રીતે તપોધન બ્રાહ્મણોજ કેવળ દેવદ્રવ્યના ભોક્તા હતા, પરંતુ તેમની શ્રેષ્ટતાનો દ્વેષ થવા લાગ્યો, તપોધન બ્રાહ્મણોમાં પ્રમાદ વધ્યો અને તેમના કામમાં અન્ય બ્રાહ્મણોએ હિસ્સો નાંખ્યો અને આજ દેવદ્રવ્યના ભોક્તા અન્ય બ્રાહ્મણો પણ બન્યા.

વિદ્યાશંકર—પૂર્વકાળમાં તપોધનો એકાંત પવિત્ર સ્થાનમાં રહેતા હતા. અને તેમને તપોધન કહેવામાં આવતા હતા એમ માનવાને કાંઇ પ્રમાણ છે?

બુદ્ધિશંકર—ભાઇ હા. આ મહાભારત ગ્રંથજ પ્રમાણ છે. સાંભળો, મહાભારતના આદિ પર્વના ૬૧ મા અધ્યાયમાં વર્ણન આવે છે કે

ततः समुद्रे तीर्थानि दक्षिणे भरतर्षभः ।
अभ्यगच्छत् सुपुण्यानि शोभितानि तपस्विभिः ॥ १३
वर्जयन्ति स्मतीर्थानि तत्रपञ्चस्म तापसः
अवकीर्णानि यान्यासन पुरस्ता तपस्विभिः ॥ १४ ॥

ભાવાર્થ—ત્યારે ભરતકુલ શ્રેષ્ટ અર્જુન દક્ષિણ દિશામાં સમુદ્રની સમીપ જે પવિત્ર સુંદર તીર્થ તપસ્વિઓથી પૂર્ણ અને શોભિત હતાં તે તપસ્વિ લોકો પાંચ તીર્થો પર જવાને સર્વ કોઇને મના કરતા હતા. આ પાંચ તીર્થો પૂર્વકાળમાં તપસ્વિઓથી વસેલાં હતાં.

વિદ્યાશંકર—તપસ્વિઓ અને તાપસ તીર્થો અને એકાન્ત પ્રદેશમાં રહેતા હતા તેમાં તપોધનોને શું?

બુદ્ધિશંકર—એ પ્રશ્ન પણ સ્થાને છે પરંતુ શું તપસ્વિઓ, તાપસ અને તપોધનો એકાર્થવાચી શબ્દો છે એમ તમે નથી માનતા!

વિદ્યાશંકર—આપ તેની ખાત્રી કરી આપશો તો મનાશે.

બુદ્ધિશંકર—સાંભળો ત્યારે ઉપર જેમને તપસ્વિ અને તાપસ કહ્યા છે તેજ તપસ્વિઓને આગળ ચાલીને ૧૭ મા શ્લોકમાં તપોધનો કહ્યા છે.

तेषां श्रुत्वा महाबाहुर्वार्यमाणस्तपोधनैः ॥ १७ ॥

ભાવાર્થ—તે મહાબાહુ તીર્થમાનું અર્જુને તે તપોધનો (તપસ્વિઓ) ની વાત

સાંભળીને ઇત્યાદિ. આ ઉપરથી આપ સારી પેરે સમજી શકશો કે તપસ્વિઓ, તાપસો અને તપોધનો તે એક અને તેઓ પૂર્વકાળમાં પોતાના વ્રતની પૂર્તિ અર્થે પવિત્ર તીર્થો જે'જે દેવાલયો કહેવામાં આવતા ત્યાં રહેતા હતા.

**વિદ્યાશંકર**—પૂર્વકાળમાં જે હતું તે હતું અને તમારા આપવામાં આવેલા પ્રમાણોથી એવી તો ખાત્રી થાય છે કે પૂર્વકાળમાં તપોધન બ્રાહ્મણોની શ્રેષ્ટતા સર્વમાન્ય હતી પરંતુ શિવપુરાણના કાળમાં તમારા પૂર્વજે એક જબરજસ્ત ગુન્હો કર્યો કે શિવરાત્રીને સમયે સ્ત્રીસંગ કરી સ્નાન કર્યા સિવાય શિવપૂજા કરવા ગયા જેથી તમને લોકો તપોધન માનવા છતાં પણ પતિત સમજે તેમાં તેઓ કાંઇ ખોટું કરતા નથી એમ તો તમારે પણ માનવું પડશે.

**બુદ્ધિશંકર**—ભાઇ વિદ્યાશંકર! પુરાણનો સમય અજ્ઞાનાન્ધકાર અને આપણા હિંદુઓમાં આપસ આપસમાં દ્વેષ વૈરભાવનો સમય હતો જેથી તે પુસ્તકોને પ્રમાણ ગણી કોઈ પ્રતિષ્ઠિત કોમને હલકી પાડવાની કોશેષ કરવામાં આવે તે ન્યાયપૂર્વક ગણાય નહિ. આમ હોવા છતાં પણ તમારૂં કહેવું છે તે માની લઇયે તો હું આપને કહીશ કે અન્ય બ્રાહ્મણોએ હમારા પૂર્વજ કરતાં વિશેષ ભયંકર ગુન્હાઓ કર્યા છે એવું પુરાણકારો કહે છે તે છતાં તેમને પતિત માનવામાં નથી આવતા એ હડહડતો અન્યાય છે અને તેજ કારણને લીધે ભારતવર્ષ આવી અધોગતિમાં આવી પડયું.

**વિદ્યાશંકર**—અન્ય બ્રાહ્મણોના પૂર્વજોએ તમારા પૂર્વજ કરતાં વિશેષ શિક્ષા યોગ્ય અપરાધ કર્યા છે એવા પ્રમાણો ન આપો ત્યાં સુધી અન્ય બ્રાહ્મણોને, આપ આપની કોમની માફક દ્વેષભાવને લીધે કલંકિત કરવા માગો છો એમ સિદ્ધ થાય છે અને આવ ભાઇ હરખા આપણે બન્ને સરખા એવી કહેવતને ચરિતાર્થ કરવા માંગો છો તે મનેતો ઠીક લાગતું નથી.

**બુદ્ધિશંકર**—ગુસ્સે શા માટે થાઓ છો! પ્રમાણ સિવાય તો હું કાંઇ વાતજ કરતો નથી. પરંતુ અન્ય બ્રાહ્મણો કે જેમાં તમે આવી જાઓ છો તેમના વિષયમાં જરા કાંઇ કહેવામાં આવે છે કે તમને તરત માઠું લાગે છે ત્યારે પૂર્વકાળમાં જાહોજલાલી ભોગવતી તપોધન બ્રાહ્મણ કોમને પતિત જાતિ કહેવામાં આવે તો તેને તેમ લાગતું નહિં હોય! પરંતુ મધ્યમ કાળના હમારા પૂર્વજો પ્રમાદ અને અવિદ્યાના કેફમાં ઘેરી ગયા તેના ફળમાં અમારે સહન કરવું જ જોઇએ. ખેર ત્યારે તમે તો ગુગલી બ્રાહ્મણ છો. તમારા પૂર્વજે શું ગુન્હો કર્યો છે તે તમે જાણો છો?

**વિદ્યાશંકર**—હમે તો વેદાધિકારી ઉચ્ચ બ્રાહ્મણ મનાઇયે છીએ એટલે પૂર્વજોનો કાંઇ ગુન્હો હોયજ નહિ એમ મારૂં માનવું છે.

**બુદ્ધિશંકર**—ત્યારે હું તમને એ પૂછવા માગું છું કે એક મનુષ્યે જો કાંઇ ગુન્હો કર્યો હોય અને ન્યાયાધીશ તેને ગુન્હેગાર ના માને તો તેને ન્યાયાધીશ કહી શકાય કે?

**વિદ્યાશંકર**—કોઇ દિવસ નહિં. ગુન્હેગારને ગુન્હેગાર નહિ માનનાર ન્યાયી ન કહેવાય તે વાતતો બેને બે ચાર જેવી સ્પષ્ટ છે.

**બુદ્ધિશંકર**—ઠીક ત્યારે તમારી હકીકત કહું છું તે સાંભળો. બ્રાહ્મણોત્પત્તિમાર્તંડ નામક પુસ્તક જેમાં સર્વ બ્રાહ્મણોની ઉત્પત્તિ લખવામાં આવી છે તેમાં પાના ૧૯૧ થી ૧૯૬ સુધીમાં કથા આવે છે. જેમાં શિવજી કહે છે કે હું સ્ત્રીના વિયોગથી દુઃખી છું. તેના ઉત્તરમાં બ્રહ્માદિક દેવતાઓ કહે છે કે આપની સતી નામની જે સ્ત્રી છે તે પુનઃ હિમાલયના ઘરમાં પ્રકટ થઇ છે તેમની સાથે તમારો વિવાહ કરાવીશું. ત્યાંથી સર્વ દેવના જઇને પાર્વ-

તીને હિમાલય સાથે લઇ આવ્યા અને બ્રહ્માએ શિવપાર્વતીનો વિવાહ કરાવ્યો. તે સમયે બ્રહ્મા પાર્વતીને જોઇને મોહીત થયા. ઉપરોક્ત પુસ્તકના સંસ્કૃત વાક્યો નીચે પ્રમાણે છે—

गृह्यमाणे करे तस्याः शंकरेण महात्मना ।
गौर्याकृतिं समालोक्य ब्रह्मा मोहमुपागतः ॥ ३४ ॥
अनयाच्छादितं वस्त्रमुत्तरीयेण लज्जया ।
पश्याम्यस्याः कथं रुपं मुखं तु परिवेष्टितम् ॥ ३५ ॥
एवं संचितयन् वेधाः स्त्रीमिलापोऽवलोकने ।
कमुपायं करिष्यामि मुखं द्रष्टुं मनोरमम् ॥ ३६ ॥

ભાવાર્થ—શિવે જે વખતે પાર્વતીજીનુ પાણિગ્રહણ કર્યું તે વખતે બ્રહ્મા પાર્વતીજીની આકૃતિ જોઇને મોહિત થઇ વિચાર કરવા લાગ્યા કે પાર્વતીજીનુ મુખ શી રીતે જોવાઇ શકાશે. તેમણે તો લજ્જાથી વસ્ત્ર દ્વારે મુખ ઢાંકી લીધુ છે અતઃ મુખ જોવાને માટે શુ ઉપાય કરવો જોઇએ. વિચાર કરીને બ્રહ્માએ ઉપાય શોધી કાઢયો કે—

यदावेदीं पणेष्यामि दंपती वह्नि संनिधौ ।
वस्त्रं विलोकयेऽस्यास्तदेत्यग्निं मधानयत् ॥ ३७ ॥
वालुका कोमलार्थं च वेदिकायां तथानयत् ।
दंपतीद्युपवेश्याथ तेजनीयकटे विधिः ॥ ३८ ॥
कामतस्तु कृतो धूमश्चतुर्दिक्षु तदाभवत् ॥
तदोच्छ्रिते वृहद्धूमे दंपती व्याकुले क्षणौ ॥ ३९ ॥
तदानि मीलितेनेत्रे धूमने सहशंभुना ।
एकतो वस्त्रमाकृष्य मुखं द्रष्टुं विहिचिना ॥ ४० ॥
पूर्णेन्दुवदनं दृष्ट्वा वीर्यच्युतिरजायत ।
तद्रेतश्छादयामास सिकताभिः पुनः पुनः ॥

ભાવાર્થ—જે સમયે હોમશાળામા સ્ત્રી પુરૂષ આવશે તે સમયે પાર્વતીજીનું મુખારવિંદ જોઇશ એવો નિશ્ચય કરીને બ્રહ્માએ અગ્નિ મગાવ્યો અને કોમલતાને માટે વિવાહ વેદી ઉપર રેતી પાથરી. સ્ત્રીપુરૂષને બેસાડી મુખ જોવાને માટે બ્રહ્માએ બુદ્ધિપૂર્વક અગ્નિ પ્રકટ કરી ધુમાડો કર્યો અને તે ધુમાડો આખા મંડપમાં ભરાઇ ગયો જેથી શિવપાર્વતીના નેત્રો વ્યાકુલ થયા ત્યારે શિવજીએ ધુમાડાને લીધે આંખો મીચી દીધી એટલામાં બ્રહ્માએ એક તરફથી પાર્વતીનું વસ્ત્ર ખેંચી મુખ જોઇ લીધુ. પૂર્ણ ચંદ્ર સમાન મુખ જોઇને બ્રહ્માના વીર્યનો પાત થયો ત્યારે બ્રહ્માએ વીર્યને વારંવાર રેતીમાં છુપાવવા માંડયુ. ત્યારે શિવજી પોતાના એક નેત્રથી બ્રહ્માનું આવું આચરણ જોઇ હસીને કહેવા લાગ્યા કે આ શું? બ્રહ્માએ લજ્જાથી કહ્યુ કે દૈવયોગની પ્રેરણા ઇચ્છાએ પાર્વતીજીનુ મુખ જોયુ તેથી વીર્યપાત થયો એ વાત સત્ય છે. શીવજીએ કહ્યું કે હે બ્રહ્મન્ ! મારી સન્મુખ તમે સત્ય કહ્યું એટલા માટે રેતીના જેટલા કણ તમારા વીર્યથી ભીના થયાં છે એટલા ઋષિઓ તમારા તેજથી ઉત્પન્ન થશે. મારી શિવની કૃપાથી—

**अष्टाशीते सहस्राणि द्व्याविंशच्छताधिका:**

**અર્થ**—એવા ૮૮૧૨૮ ઋષિઓ થયા. આ ૮૮૧૨૮ ઋષિ છે તેમાંથી ૬૦૦૦૦ વાલખિલ્ય સૂર્યની ઉપાસના કરવાને માટે સૂર્યલોકમાં ગયા. ૪૪૫ ગંગા યમુનાની વચ્ચે તપ કરવાને ગયા તે અંતર્વેદી બ્રાહ્મણ થયા. નવ હજાર જંબુવતીના તટ ઉપર તપ કરવા બેઠા માટે જંબુ બ્રાહ્મણ થયા અને—

**ततः पंचशतान्येव पंचयुक्तानि वै द्विजाः ।**
**द्वारकायां गतास्ते वै रक्षार्थे स्थापिता हरेः ॥**

અને પાંચસો પાંચ બ્રાહ્મણ દ્વારકામાં ગયા **તે ગુગ્ગુલી બ્રાહ્મણ થયા.** આગળ ચાલીને કહે છે કે અઢાર હજાર એકસોને અઠ્ઠાવીસ ત્યાં આશ્રમ કરીને રહ્યા એટલા માટે ઝારોલા બ્રાહ્મણ થયા.

પ્રિયબંધુ ! આપ જોઇ શકશો કે ગુગ્ગલી, અંતર્વેદી, ઝારોલા અને જાંબુ બ્રાહ્મણના પૂર્વજ શ્રીમાન્ બ્રહ્માજીએ કેવો મહાન્ અપરાધ કર્યો છે. આ અપરાધ અને શિવપુરાણમાં બતાવેલા તપોધન બ્રાહ્મણના કહેવાતા પૂર્વજ સુદર્શનના અપરાધની તુલના કરવામાં આવે તો નિષ્પક્ષપાતી મનુષ્ય અવશ્યમેવ કહેશે કે તપોધન બ્રાહ્મણના પૂર્વજનો ગુન્હો બ્રહ્માજીના ગૂન્હા કરતાં ઘણો કમ છે. જો એમ સિદ્ધ થાય તો તપોધન બ્રાહ્મણોને પતિત કહેવા કરતાં ઉપરોક્ત બ્રાહ્મણોને તેમ કહેવામાં આવે તો ખોટું કહેવાશે કે !

**વિદ્યાશંકર**—ભાઇ ખરેખર, કોઇ પણ રીતે ખોટુ કહેવાય નહિં તપોધન બ્રાહ્મણોને નાહક પતિત ગણી કાઢવામાં આવ્યા છે એમ માનવાને હવે મને સંશય રહેતો નથી. મને લાગે છે કે પુરાણ કાળમાં મનુષ્યોએ પોતાના મનમાં આવે તેવી કલ્પના કરી અને પુસ્તકો લખી નાંખ્યા છે. અન્યથા શિવજીના પત્નિ પાર્વતી તરફ બ્રહ્માજીનું આવું વર્તન નીતિની રીતે સંભવીત માની શકાયજ નહિં. કેમ ભાઈ બુદ્ધિશંકર તમારૂં શું માનવું છે !

**બુદ્ધિશંકર**—ભાઇ તમારૂં માનવું સર્વથા સત્ય છે. પુરાણ વિષયમાં હું તમારા તે મત સાથે મળતો થાઉંછું.

**વિદ્યાશંકર**—ભાઇ બુદ્ધિશંકર ! તમારી સાથેના શાસ્ત્ર વિનોદથી હું ઘણો ખુશી થયો છું. તમારા જેવાજ તપોધન બ્રાહ્મણો થાય તો તેઓ પોતાની અસલ કીર્તિ મેળવ્યા સિવાય રહે નહિં એવું મારૂં માનવું છે. હવે હું રજા લઉં છું.

**બુદ્ધિશંકર**—ઇશ્વરેચ્છા હશે તો તપોધનો હવે ચેતીને પોતાનું પૂર્વ સ્વરૂપ મેળવશે. ભલે પધારો વળી ફરીથી મળીશું. અવિવેક થયો હોય તો ક્ષમા કરશો.

---

## વિચારવિવિધતા.

( લેખકઃ—ડા. કેશવલાલ મોતીલાલ, માંડવી–સુરત. )

ગતાંકથી ચાલુ.

**હવાઃ—( Air ):**

જગન્નિયંતાની વિશ્વવ્યવસ્થા, વિચાર કરતાં, અતિ અદ્ભુત અને ઘણી ગહન ભાસેછે. હીરા માણિક્ય અને સુવર્ણ આદિ, આપણા નિત્ય જીવનને અનાવશ્યક, પરંતુ કેવળ વૈભવ માટેની વસ્તુઓની અછત રાખી છે. તેની સરખામણીમાં, જીવન આધારને અતિ આવશ્યક વસ્તુઓ, અન્ન, જળ, અને હવા વીગેરે સસ્તી, અતિ સસ્તી, અને વિના મુલ્યે, મળે એમ

યોજ્યું છે. અનાજ ખાવા વગર દીવસોના-દીવસો-જીવી શકાય છે. તેનાં ઉદાહરણ, યોગિઓનો સમાધિ સમય, જૈનધર્મીઓનાં પર્યુસન ( પચુસણ ) વૃત્ત અને આર્ય સંસારનાં ચાંદ્રાયણ, એકાદશી આદિ વ્રત છે, એટલાજ માટે અનાજની થોડી ઘણી કિંમત આપવાની રાખી છે. પાણી વિના પણ કલાકોના કલાકો ટકી શકાય છે. તેનુ ઉદાહરણ, નિર્જળા એકાદશી આદિ વ્રત, અને સહરા જેવા જળહિન અરણ્યમાં મુસાફરીનાં વૃત્તાંત છે એવા પાણીની પણ કિંમત, મોટા શહેરો અગર એડન જેવા સમુદ્ર તટપરના સ્થળોએ આપવી પડે છે. પરંતુ હવા જેવી અમુલ્ય વસ્તુ પરમાત્માએ કેવળ મફતજ બનાવી રાખી છે. કારણ તે વિના જીવનની હયાતીજ થોડીક ઘડી-પળોમાં નષ્ટ થવા સંભવ છે. તેનાં ઉદાહરણ ગળાફાંસો, અગર જળમાં ડુબવું. આવી અતિ આવશ્યક અને ઘણી ઉપયોગી વસ્તુ વિષે આપણે જેટલી સાવચેતી રાખવી જરૂરની છે, તે વિષયમાં યોગ્ય વિચાર-વર્તન ઘણાં થોડાંક જનોજ કરતાં હશે. પરિણામમાં, કુદરતના એકપણ કાયદાનું ઉલ્લંઘન થતાં, ઘણું ખમવું પડે છે. અને ઘણા હોંશિઆર દાક્તરો અગર ચીકીત્સામાં પ્રવીણ વૈદો પણ સારામાં સારી ઔષધિનો ઉપયોગ-પ્રયોગ કરી છુટવા છતાં, આરામ ન થાય એવા દરદીને હવા ફેર કરવાની સલાહ આપે છે. અને આપણે જોઇએ તથા જાણીએ છીએ કે તેમ કરવાથી એકાએક અદભૂત ફેરફાર પણ થઈ આવીને પ્રકૃતિ આરોગ્ય પ્રાપ્ત કરે છેજ; આવી ઉપયોગી હવા એ ઓકિસજન, નાઇટ્રોજન, કારબન ડાયોકસાઇડ, કેટલાંક નકર રજકણો, અને જરાક પાણીનો ભેજ આદીની બનેલી છે. તેમાંથી ઓકિસજન એટલે પ્રાણવાયુ, એ જીવન દોરીને અતિ આવશ્યક તત્ત્વ છે. અને કારબન ડાયોકસાઇડ એ પ્રાણ ઘાતક તત્ત્વ છે એટલું લક્ષમાં રાખવું બસ થશે.

હિંદુસ્તાનમાં ઘણે ભાગે નિર્ધનતાને લીધે પુરતી સ્વચ્છ હવાના આવ જાવના અભાવવાળા નાના ઓરડામાં અગર ઝુંપડામાં જોઇએ તેથી વધુ માણસો બારીબારણાં બંધ કરીને સાધારણ રીતે સુવે છે. તેનું પરિણામ એ આવે છે કેઃ-પ્રાણવાયુનો (ક્ષય) વ્યય થતો જાય છે. પરંતુ નવાનો ઉમેરો થતો નથી; તેનીજ સાથે સાથે પ્રાણઘાતક તત્ત્વનો ક્ષય થવાને બદલે તેમાં ઉમેરોજ થયા કરે છે. સાધારણ રીતે રાંધવાના એક ચૂલામાં જો લાકડાં ઉપરા ઉપરી ખડકવામાં આવે, કે તેમાં તાજી હવા પ્રવેશ પામી શકે નહીં તો તે લાકડાં ધુંધવાયાં કરશે અને સળગશે નહીં. તેમાં તાજી હવા દાખલ કરવાથીજ ભડકો સળગશે. એક સામાન્ય દીવા ઉપર એકાદ વાસણ ઉંધુ પાડીએ તો, તે વાસણમાંની હવામાંનો ઓકિસજન પહોચશે ત્યાં સુધી દીવો બળીને પછી ઝાંખો પડતાં પડતાં ઓલવાઇ જશે. જે પ્રાણવાયુ વિના અગ્નિ જેવી નિર્જીવ વસ્તુનો પણ નાશ થાય છે, તો પછી મનુષ્ય જીવનનો વ્યાપાર બંધ પડે તેમાં શી નવાઈ ? આ ઉપરથી સિદ્ધ થાય છે કે, બંધ બારીબારણાંવાળા નાના ઓરડામાં ઘણાં માણસોએ સુવું, એ આરોગ્યને હરકત કર્તા છે. તેમાં પણ વળી તેજ ઓરડામાં ગાય, ભેંસ, બળદ, આદી ખેતીને ઉપયોગી પ્રાણીઓને રાખવાં એ હરકતમાં ઉમેરો કરવા જેવું છે. અને તે ઉપરાંત એક બે દીવા સળગતા રાખવા અગર ચુલો અથવા સગડી બળતી રાખવી એ વિશેષ નુકસાનકારક છે કારણ કે એ બધી વસ્તુઓ સાથે સાથેજ પ્રાણવાયુનો વ્યય કરે છે, અને પ્રાણઘાતક તત્ત્વમાં ઉમેરો કરે છે એ કહેવાની જરૂર નથીજ. ઘરમાં અગર ઘરના આંગણામાં કહોવાતા બાફપાલાથી પણ હવાના બીગાડમાં વધારો થાય છે. એ સેનીટેશનના વિષય પરત્વે જુદો લેખ લખવાનું યોજ્યું છે. આશા છે કે બ્રાહ્મણ ધર્મના વાચકવૃંદને આ વાંચન બદલામાં કાંઈક પણ લાભ અગર જ્ઞાનવૃદ્ધિમાં ઉમેરો કરવામાં સહાયભૂત થઇ પડશેજ.
ઇતિશમ્.

---

## સત્સંગ.

को लाभो गुणी संगमः किमसुखम् प्राज्ञेतरैः संगतिः
का हानिः समयच्युतिर्निपुणता का धर्मतत्वे रतिः।
कः शुरो विजितेन्द्रियः प्रियतमा काऽनुव्रता किंधनं
विद्याकिं सुखमप्रवासगमनं राज्यंकिमाज्ञाफलम् ॥

વાંચક બંધુઓ અને મારી આર્ય ભગિનીઓ,

પ્રાચીનકાળમાં સતી સ્ત્રીઓ પોતાના ધર્મમાં ચુસ્ત રહેવાને ખાતર મહાન્ સતીઓના સત્સંગમાં આવીને પોતાના હૃદયને દૃઢ બનાવતી, જ્યારે આજકાલ મોજશોખમાં ધર્મ-ચુસ્તપણું માને છે. આગલા વખતમાં સ્ત્રીધર્મનું પ્રતિપાદન કરનારી સ્ત્રીઓ ઋષિપત્નિઓના સત્સંગમાં રહી દરેક સતીમંડળની સ્ત્રીઓ ધર્મચર્ચા ચલાવી કાળ નિર્ગમન કરતી, અને હાલ તેથી ઉલટુંજ જોવામાં આવે છે. એ સમયની સતીઓમાં આ પ્રમાણે લક્ષણ જોવામાં આવતાં હતાં. તે પોતાની મનસ્વી શક્તિ અને ઇંદ્રિઓના વિકારો વશ રાખી શકે છે. તેઓમાં દક્ષતાનો મોટો ગુણ હોય છે. એ સ્ત્રીઓ સદા પતિ સેવામાંજ પોતાની મહત્તા સમજે છે. પુરૂષોના મંડળમાં ભેળાતી છતાં તે સર્વમાં નમ્ર અને સામાન્ય દૃષ્ટિ ફેલાવી શકે છે. સાસરવાસમાં કંકાસ ન કરતાં સર્વ પ્રત્યે સ્નેહ બનાવીને સદા સુખી રહે છે અને તે પતિપ્રેમમાં ચુસ્ત રહી સેવા બજાવે છે. તે ઉડાઉ ખર્ચ કરતી નથી. પતિવિયોગમાં તે બ્રહ્મચર્યાવસ્થા પાળે છે. દેવદર્શનના ખોટા આડંબર છોડીને તેણી પતિભક્તિમાંજ આનંદ માને છે. દેવ, ગાંધર્વ કે મનુષ્ય ગમે તેવા સ્વરૂપવાળા, વિદ્વાન કે દ્રવ્યવાનપર મોહવા બદલે શુદ્ધ દૃષ્ટિ રાખી શકે છે. શરીરનાં વસ્ત્રોનું આચ્છાદન શુદ્ધ બુદ્ધિથી સરસ રીતે કરી શકે છે. અલંકાર કે વસ્ત્રોથી પોતાના સૌંદર્યની શોભા માનતી નથી. તે પતિપ્રેમ એજ ખરૂં સ્વરૂપ સમજે છે; તે સૌભાગ્યવતીજ રહે છે કેમકે તે પતિ સાથેજ સતી થઇ જાય છે અને એવા સતકર્મોથી એવી સ્ત્રીઓ લોકમાં પૂજ્ય છે.

पतिव्रता पतिप्राणा सानारी धर्मभागिनी
शश्रुषा परिचर्यां च करोत्य विमनासदा।

આપણા દેશમાં ઇંગ્રેજી રાજ્ય આવ્યાથી નવો જમાનો આવ્યો છે. એક બાજુથી નવા સંસ્કારો આપણા ઉપર પડે છે અને બીજી પાસથી વ્યવહારની સ્થિતિમાં પણ ઘણોજ મ્હોટો ભેદ થયો છે આથી બીજી મહાન ભાવનાઓની માફક સત્સંગની ભાવનાને પણ નવી રીતે ચર્ચવાની તથા લોકોના [illegible]માં ઉતારવાની ઘણી જરૂર છે. આ દિશામાં કંઇક પ્રયત્ન કરવાના હેતુથી આ લઘુ લેખ લખવામાં આવ્યો છે.

સત્સંગથી થતા લાભ વિષે કંઇ કહેતાં પહેલાં સત્સંગ એ શબ્દ જે અર્થમાં હું સમજુ છું તે સ્પષ્ટ કરવો જોઇએ. સત્સંગ એ શબ્દ બે સંસ્કૃત શબ્દોનો બનેલો છે. સત્ અને સંગ. સત્ એટલે વિદ્વાન અને સદ્‌ગુણી મનુષ્ય, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ. અને સંગ એટલે સંબંધ. આ ઉપરથી કોઇ વિદ્વાન અને સદ્‌ગુણી મનુષ્યનો સંબંધ એ સત્સંગનો અર્થ થાય છે. કોઇ વિદ્યાર્થી પોતાના ગુરૂની સેવા કરે અને શાસ્ત્રાદિ ગ્રંથો તેની પાસેથી

શીખે તો તે સત્સંગ કરે છે એમ કહેવું છે જે મનુષ્યો શાસ્ત્રી અથવા પુરાણીઓની કથા સાંભળવા જાય તેઓ પણ સત્સંગ કરે છે જે અવધુત બાવાઓના અથવા સન્યાસીઓનાં દર્શન કરવા તથા તેમનો ઉપદેશ સાંભળવા જાય તે પણ સત્સંગજ કરે છે વળી જેઓ ભજન કીર્તનનું શ્રવણ કરે, હરદાસની કથાઓ સાભળે તે પણ સત્સંગીજ કહેવાય છે આટલા દાખલા ઉપરથી જણાય છે કે કોઇપણ પ્રકારના ધર્મગુરૂના ધાર્મિક ઉપદેશોનું શ્રવણ કરવું, તેમની પાસે ધર્મના પ્રશ્નો ઉપર વાતચીત કરવી, એ અર્થમાં પણ સત્સંગ શબ્દ જ વપરાય છે. સામાન્ય રીતે આપણા આધુનિક ધર્મગુરૂઓ તથા શ્રદ્ધાળુ લોકો સત્સંગનો આટલો જ અર્થ કરે છે. મ્હને આ અર્થ ઘણો સાંકડો લાગે છે. વખતે સર્વ પ્રકારની ઉચ્ચ વિદ્યા તથા યોગ્ય હશે પરન્તુ હવે એ વિચાર બદલાય છે. "ધર્મ" શબ્દનો ઉપયોગ ઈશ્વર સબંધી વિદ્યા તથા આચરણના અર્થમા વપરાય છે માટે સત્સંગ શબ્દ હવે આપણ ઉપર વર્ણવેલા મૂળ વિશાળ અર્થમા સમજવો જોઇએ કોઈ વિદ્વાન વક્તાનું સામાજીક કે નૈતિક વિષય ઉપરનું ઉચ્ચ ભાવનાઓવાળું ભાષણ સાભળવું એ પણ સત્સંગ જ છે એમ આપણે માનવું જોઇએ. હાલ ઘણા શ્રદ્ધાળુ અને સદાચરણી સ્ત્રીપુરૂષો આવા ભાષણો સાભળવા નથી આવતા અને જે વ્યાખ્યાનમા ઈશ્વર વિષે કંઈ કથા હોય તે જ સાભળવામા સત્સંગ સમજે છે. આ ખરેખર ઘણું શોચનીય છે. વાંચક બ્હેનો આપણા પ્રાચીન ધર્મનું રક્ષણ કરવાનો ધર્મ આપણે શિર છે પરતુ એ સિવાય આપણે બીજા ઘણા કાર્યો કરવાના છે આપણા લોકોની નીતિ સુધારવાને તથા ત્હેને યોગ્ય માર્ગે દોરવાને સ્થયે સ્થયે તે સબધી વિષયોઉપર ભાષણો કરવાની, પુસ્તકો લખવાની તથા સસ્થાઓ સ્થાપનાની જરૂર છે બાળલગ્ન, વિધવાઓની સ્થિતિ, ગરીબોની સ્થિતિ, વગેરે મ્હોટા પ્રશ્નો આપણી સ્હામે ઉભા છે અને તે દરેકનું કઇપણ અંશે નિરાકરણ કરવાને માટે પણ ભાષણો તથા પુસ્તકો દ્વારા લોકમતની જાગ્રતિ કરવાની જરૂર છે. આ વગેરે ઘણા ઉપયોગી વિષયો ઉપર જે સારા ભાષણો કરવામા આવે છે તે આપણે સાભળવા એ પણ સત્સંગ છે. (અપૂર્ણ.)

કમળાલક્ષ્મી—સિધ્ધપુર.

## "વિદ્યાવૃદ્ધિ શી રીતે થઈ શકે?"

સુજ્ઞ જ્ઞાતિબંધુઓ! આપણી તપોધન બ્રાહ્મણોની પવિત્ર જ્ઞાતિમા ઘણો ભાગ સમૃદ્ધિવાન (પૈસાદાર) ન હોવાથી, બાળકોને તેમનાથી ઉંચી કેળવણી આપી શકાતી નથી આપણે પ્રત્યક્ષ જોઇએ છીયે કે, પૈસાદાર લોકોના છોકરાઓ ભણી શકતા નથી અને ગરીબના છોકરાઓને પુરતા સાધનો ભણવા માટેનાં હોતા નથી બ઼ધા આ બે જ કારણોને લઇને આપણી જ્ઞાતિ કેળવણીની બાબતમા બહુ જ પાછળ પડતી જણાય છે. ઘણું કરીને આપણી આર્થિક સ્થિતિ સારી ન હોવાથી બાળકોને અભ્યાસ પૂરો કરાવી શકતા નથી, તેમજ પુરતા સાધનો નહિ મળવાથી પણ અભ્યાસ છોડવો પડે છે તેથીજ આવી અધમ સ્થિતિને અગીકૃત કરી બેસી રહ્યા છીયે, હવે ક્યા માર્ગે વિચરવાથી આપણી કેળવણીની બાબતમાં ઉચ્ચ સ્થિતિ ઉપર જઈ શકાય! ધારો કે આને માટે એક વિદ્યાવૃદ્ધિ ફંડ ઉભું કરવામા આવેતો, હું ધારૂં છું કે, કોઈપણ રીતે લાભ થયા સિવાય રહે નહિ આ ફંડમાં કોઈ હજાર બે હજાર કે પાચ

હજારની રકમ ભરાય, એટલે આપણે ધારેલી મુરાદ પાર પાડી શકીયે એમતો નથીજ. પરંતુ આ ફંડમાં ઓછામાં ઓછા રૂપિયા ૧૫૦૦૦ પંદર હજારની રકમ ભેગી થાય તો ધીમેથી પગથીયું માંડી શકાય; આ કાર્ય અપંગને પહાડ ઓલંઘવા જેવું છે એમ દરેકના મનમાં આવશે. વળી એવી પણ શંકા ઉપસ્થિત થશે કે, આવું મોટું ભંડોળ ભેગું કરવું એ કેવળ આકાશ પુષ્પ જેવું જ છે. ધૈર્ય ધરો તમારૂં ધારવું વ્યાજબી છે, તો પણ જો આપ ખંતથી કાર્ય પાછળ મંડયા રહેશો, તો સ્હેજમાં બનવા જેવું છે, કારણ આવા કાર્યને માટે એક વ્યક્તિને માટે એવું ધારવું કેવળ ખરૂં જ છે. તોપણ સમસ્ત વ્યક્તિઓ મળી કરવા ધારે તો કાર્ય સફળતાને પામે, અને વધારે સરળતાભરેલું થઈ પડે. પ્રારબ્ધ પુરૂષાર્થ વિના લુલું છે. તે પુરૂષાર્થ અને ખંતથી કાર્ય કરવામાં ગમે તેવું કઠણ કાર્ય પણ સ્હેલાઈથી થઈ શકે છે, આ કાર્ય માટે એક ચોધરી તપોધન બ્રાહ્મણ વિદ્યોત્તેજક મંડળ ઉભું કરવાની ખાસ અગત્યતા છે. આ મંડળમાં જેઓ કેળવાયેલા બુદ્ધિશાળી, વેપારી લાઇનના, તેમજ સદ્‌ગૃહસ્થોએ જોડાવું જોઇએ, તેના નિયમો ઘડવા માટે છ માસે વા એક વરસે ભેગા મળી ધન કેવી રીતે ઉપાર્જીત કરી શકાય, તેમજ તેની વ્યવસ્થા કેવી રીતે કરવાથી વ્યાજ ઉત્પન્ન થઈ શકે. વધારામાં જેઓ આ મંડળમાં મેમ્બર તરીકે દાખલ થાય તેમની ફી માસિક અથવા વાર્ષિક કેટલી લેવી; આ મંડળ ભેગું કરવા માટે ચોક્કસ ચોક્કસ જગ્યા અને દિવસો નિર્માણ કરવા જોઇએ. તેમ જ તે ટાઇમે ઉપર મહાશય ગિરિજાશંકર વિગેરે વ્યાખ્યાનો આપનારને આમંત્રણ કરવું જોઇએ. કે એ મંડળ ઉપર આ કાર્ય માટે સજ્જડ છાપ પડી શકે.

મારા ધારવા પ્રમાણે પૈસા ફંડની બુકો બહાર પાડવી, તેમ જ મુઠી ફંડ ઉભું કરવું, જેઓ કેળવણી ખાતામાં અગર વેપારી લાઇનમાં ગમે ત્યાં નોકરી કરતા હોય, તેમણે પોતાના પગારમાંથી આ ફંડમાં રકમ આપવી, એવો દૃઢ સંકલ્પ કરવામાં આવે તો આ કાર્ય લાંબી મુદતે થવા ધાર્યું હોય તો જલ્દી થઈ શકે, આ ફંડમાં ગૃહસ્થોએ તેમને ત્યાંના શુભ વા અશુભ પ્રસંગે એક રૂપિઓ વા આઠ આના આપે તો, તેમને ઘટ લાગતી નથી, અને ફંડમાં મોટી રકમ થવા સંભવ રહે છે.

પૈસા ફંડ બુકનો ઉપયોગ પૈસા વસુલ કેમ કરવા દરેક ગામના કેળવાયલા માણસો ઉપર બે ચાર પ્રતો મોકલવી તેમાં ચાર પ્રત મળી એક હજાર પાના થવા જાય છે. ત્યારે ગમે તે જ્ઞાતિના હોય તો પણ તેમને બતાવી વાત કરવી, તેઓ જેટલા પૈસા આપે તેટલાં પાનાં ફાડી આપવા.

મુઠી ફંડ માટે દરેક આપણી જ્ઞાતિના ઘરોઘર માટલાં મુકવામાં આવે, તેમાં દરરોજ એક મુઠી અનાજ નાખવું, કે આપણે ત્યાં જાણે એક અભ્યાગતજ આવ્યો હતો, તેમને મુઠી અનાજ આપીયે છીએ, એ અનાજ મહિને મહિને ગામમાં કોઇ અગ્રેસર હોય તેમણે ઉઘરાવી, તેનો વિક્રય કરી પૈસા ઉપલા ફંડમાં મોકલવા. કોઇ ગામમાં એકજ ઘર હોય તો તેમણે પોતાએજ વિક્રય કરી મોકલવા અગર પાસે રાખવા.

આકાર્યો કર્યાથી કાંઇક લાભ મેળવી શકાશે, એમ મારૂં માનવું છે; આ ફંડ ભેગું થયા પછી એક સારા શહેરમાં કે જ્યાં આર્ટસ, સાયન્સ, એન્જીનીયરીંગ, મેડીકલ, અગ્રેજી ગુજરાતી, વગેરેની સ્કુલો હોય તેમાં એક બોર્ડીંગ સ્થાપવા માટે વાપરવામાં આવે.

આપણે ઘણી જ્ઞાતિઓમાં બોર્ડીંગ જોઇએ છીએ જૈન, લોહાણા, પાટીદાર આ અનાવળા વગેરેમાં બોર્ડીંગો ચાલે છે વળી વધારે આનંદની સાથે જણાવવું જોઇએ કે આપણી કોમ માટે પણ બોર્ડીંગ માટે ગત કોન્ફરન્સમાં પાટણ મુકામે એ બાબત ચર્ચાઈ હતી અને તેને માટે ફંડ પણ ચાલુ થઈ ચુક્યુ છે ધન્યવાદ છે એમના કાર્યવાહકો, કે જે પોતાનાથી બનતા પ્રમાણે ફંડ આગળ વધારતાજ જાય છે આપણે એવા મહાશયોનું અનુકરણ કરવું જોઇએ તેમજ તેમના નેતાઓનો ઉપકાર માનવો જોઇએ, એઓએજ આપણને ભરનિદ્રામાંથી જાગ્રત કર્યા છે આ બોર્ડીંગ અમદાવાદ અગર વડોદરા એ બેમાંથી એક શહેરમાં થશે વડનગરા નાગર મુકામે જ્યાં આપણી વસ્તીનું પ્રમાણ વધારે છે ત્યાં જઇ મેં એ બાબતની ચર્ચા કરી હતી ત્યારે ઘણાઓનું કહેવું એવું થયું કે આપણા જથામાંથી અગર દૂર સુધી કોઇ પણ પોતાના બાળકને મોકલે એમ હમારૂ ધારવું નથી તે છતાં આપણા સભા (જથા) માં જો કોઇ એવું સાધન થાય તો હમારાથી બનતી મદદ આપવા તૈયાર છીએ આ સાદસ માટે મારા જ્ઞાતિ બંધુઓ આ પુષ્પાન્જલી સહર્ષ વધાવી લેવા ચુકશો નહિ જેથી વિદ્યા દાન મેળવનાર બાળકોનો આશીર્વાદ મેળવતા રહેશો સર્વ પ્રત્યે મારી એજ નમ્ર વિનંતિ છે કે જ્ઞાતિહિત માટે કમર કસી યાહોમ કરી કુદી પડવું જોઇએ તેમજ આ કાર્યમાં ધનવાનોએ ધનથી, જ્ઞાનવાનોએ જ્ઞાનથી તથા અન્યોએ આત્મ ભોગોથી પણ મદદ આપવા તૈયાર થવું જોઇએ—મારા બંધુઓ ઉઠો જાગ્રત થાઓ અને ઉન્નતિના માર્ગને મ્હાળો કરો

જેમને આ મંડળમાં ભળવા વિચાર હોય તેમણે પત્ર લખવો તેમાં વાર્ષિક વા માસિક રકમ મારાથી આટલીજ ચોક્કસ બનશે એવું લખવું જે રકમ પત્ર દ્વારા તમોએ ભરી છે તે ક્યારે લેવી તેને માટે એવો વિચાર રાખ્યો છે કે જેઓના પત્રો રકમ દર્શાવેલ સાથેના હોય તેઓ બધાને આમંત્રણ પત્રીકા મોકલી અમુક જગ્યાએ સભા કરી તેમાં ઉપર બનાવેલા મંડળની એક બેઠક કરી સર્વાનુમતે આગળ વધીશું અને ત્યાંજ પૈસા સબંધીનો નિર્ણય થશે

ઉપરની બાબતો ઉપર ધ્યાન દઇ માર્ચ અંકમાં સહાયતા આપનાર મહાશયોનો આભાર ભુલાય એમ નથી જે મહાશયોએ વાર્ષિક રકમો આપવા માટે કબુલ કર્યું છે તેમનો પણ આભાર ભુલવો જોઇતો નથી

જુઓ જગન્નાથપુરીમાં સમામાઇનો ખીચડો રંધાય છે અને તે લાખો યાત્રાળુ લોકોના મુખમાં જાય છે તેમજ પુન્યક્ષેત્ર કાશીમાં ગ્રહણ સમયે ઘણી ગાયોના દાન અપાય છે વળી પ્રયાગમાં સંક્રાતિના સમયે દાન કરે છે એવા અનેક દાનો કરતાં વિદ્યાદાન સર્વોપરી શ્રેષ્ઠ છે એમ શાસ્ત્રોનો મત સુચવે છે માટેજ તન મન અને ધનનું સ્વાર્પણ કરવા આવો અમુલ્ય ટાઇમ ગુમાવશો નહિ ઉઠો બંધુઓ જાગ્રત થાઓ, તપ જેનું ધન છે એ સુત્રને દીપાવો જ્ઞાતિને ઉદ્ધારવા કમર કસો, તમો ઉત્તમ રૂષિ સંતાન છો તે સ્મરણમાં રાખો અને પરોપકારપરાયણ થાઓ

જે ગ્રહસ્થોને પત્રવહેવાર કરવો હોય તો તેમને સુચના કરવામાં આવે છે કે તેમણે નવસારીમાં પ્રાણશંકર ઘેલાભાઇ અગર દેવશંકર નીઠાભાઇ ઘેરગામ સ્ટેશન ડુંગરી તે સરનામે કરવો બીજા મેમ્બરોના નામ આપવાના છે, પરંતુ તેમનો દૃઢ પ્રતિજ્ઞાપત્ર આવેથી થશે

નવસારી. } લી૦ જ્ઞાતિસેવક,
વ્યાસ વિનાયક સુન્દરરામ.

"સત્યંવદ"

# सत्य.

સત્ય વચન અરૂ દીનતા, પરસ્ત્રી માત સમાન
ઇનકું વૈકુંઠ ના મીલે, તુલસીદાસ જમાન.

અહો ! સત્યનો પ્રભાવ કેટલો બધો છે. આવા મહત્વના વિષય ઉપર લખવાને મારૂં મન સંકોચ પામે છે તથાપિ કાંઇક લખવાની પ્રબળ ઇચ્છા ઉભરી આવી છે.

સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાની કથા પ્રસિદ્ધ છે. શ્રીરામચંદ્રજી મહારાજે પીતાશ્રીનું વચન પાળવા વનવાસ કર્યો હતો. ભીષ્મપીતામહે જન્મભર બ્રહ્મચર્યવ્રત પાળ્યું હતું.

બળીરાજાએ ગુરૂએ વાર્યા છતાં ત્રિવીક્રમને ત્રણ ડગલાં પૃથ્વીમાં આખું રાજ્ય આપ્યુ હતું.

જુના દસ્તાવેજોની ઓડીઆ દસ્કતના સાદા કાગળ ઉપર લખેલા શ્રીજગદાસની શાખ, બાપના બોલ સહીત પાળવુ, ચાંદા સુરજની શાખે આપ્યું છે, એવો સાદો વહીવટ ચાલતો હતો. હવે સ્ટાંપ, મતુ, સાક્ષીઓ, લખીતંગ તેમાં કાંઇપણ ખામી હોય તો અપૂર્ણ દસ્તાવેજ ગણાય છે; નોંધણી ન થઈ હોય તો તે દસ્તાવેજ પુરાવામાં ગ્રાહ્ય થતો નથી કારણ કે જુઠું બોલવાનો પ્રચાર વધતો જાય છે તેથી સરકારને એવા કાયદાઓ કરવાની જરૂર પડી છે.

પોતાના હાથ દસ્કતની સહીઓ ના કબુલ જાય છે, કોર્ટ રીતસર સોગંદ આપે છે છતાં જુઠી સાક્ષીઓ પુરવાને અચકાતા નથી. ખોટા દસ્તાવેજો બનાવે છે, ખોટી સહીઓ કરે છે, ખોટી સાહેદીઓ આપે છે તે બદલ કેટલાકને સજાઓ થાય છે છતાં એમ કરવાને બીનાઓ લલચાય છે.

શું સત્યની કીંમત ઘટી ગઇ છે ? ના, માણસોની કૃતિ બદલાતી ચાલી છે, તેથી સત્ય શોધી કહાડવા ન્યાયાધીશોને માથે મોટી ફરજ આવી પડે છે. ઘણાં કામોમાં સામો પક્ષ વધારે લાભ મેળવી જાય છે અને પુરતા પુરાવાની ગેરહાજરીથી આરોપીયો છુટી જાય છે.

જુઠ પ્રપંચનું પરિણામ વટવ્યવહાર કમી થઇ ગયા, ધંધો રોજગાર મંદ પડી ગયો, ત્યારે કેટલાક નિરૂદ્યમી લોકો સટ્ટા જુગારના ખરાબ રસ્તે ચડી જાય છે.

આ સત્યના લીધે દગાઇ, વીશ્વાસઘાતના ગુન્હાઓ બને છે. સગાંસ્નેહીઓમાં પણ અવિશ્વાસ પેદા થાય છે.

વ્યાપારી લોકો મોઢાના બોલ (વચન)થી હજારો રૂપીઆના સોદા કરે છે, બેટા બેટી પરણે છે એજ વચનભંગ કરવાથી બોલનારનો બોલ કીંમત વગરનો થઇ જાય છે. અપ્રમાણિક ગણાય છે કે જેના બોલવા ઉપર ફરી કોઈ વિશ્વાસ રાખતું નથી.

"સત્ય" નામના માસીકના મથાળે શ્લોકઃ—

सुविज्ञानं चिकितुषे जनाय
सच्चासच्च वचसोप स्पृधाते
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदि
त्सा सोऽपति हन्त्यसत    ऋग्वेद ७-१०४-२

અર્થાત્—સત્યનું જ પરમાત્મા રક્ષણ કરે છે. અસત્યનું હનન કરે છે.

"મહાપુરૂષોનો પ્રસાદ" નામની ચોપડીમાંથી નીતિ તથા સાચ વીષે થોડાં વચનો અત્રે ટાંકવામાં આવે છે."

સતીઆ સત ના છાડીયે, સત છાડે પત જાય
સતકી બાંધી લક્ષ્મી ફીર મીલેગી આય.
સાહેબકે દરબારમેં, સાચેકું સીરપાવ
જુઠા તમાચા ખાયગા, ક્યા રંક ક્યા રાય.
સાંઇ આગે સાચહે, સાંઇ સાચ સુહાય
ભાવે લંબે કેસવુર, ભાવે મુંડ મુંડાય.
જપ માલા છાપા તિલક, સરે ન એકે કામ,
મન કાચે નાચે વૃથા, સાચે રાચે રામ.
કહેતે સો કરતે નહીં, મુખકે બડે લબાડ,
કાલા મુખ લે જાયગા, સાહેબકે દરબાર.

"પાદશાહી રાજનીતિ" નામની ચોપડી મુળ ઉપરથી ગુજરાતીમાં રણછોડભાઈ ઉદયરામે નિર્ણયસાગર છાપખાનામાં પ્રસિદ્ધ કરી છે તેના પાને ૮૭ માં વચન પાળવા વીષે લખ્યુ છે. વચન ન ચુકે તેનેજ પ્રમાણિક અને ધર્મશીલ કહ્યો છે, પાનુ ૯૨ સત્યતા વીષે છે.

દુહા.

પ્રભુદ્વારના ન્યાયમાં, સત્યવાદી જે હોય,
માન પામી મુક્તજ બને, નામ ન દેશે કોય:
પવિત્ર એવી જીભ જો, જુઠ કચરે ખરડાય,
પાત્ર થાય ધીક્કારને, જગમાં અપજશ થાય.
જુઠો જન કદી જુઠમાં, અતિશય કુશળ ગણાય,
છેવટ સાચા જન તણો, તેજ દાસ થઇ જાય.

"માનવ ધર્મ માળા ( મનુષ્ય કર્તવ્ય )" યોજક શાસ્ત્રી પ્રાણજીવન હરિહર મુ૦ આર ગુજરાતી પ્રીન્ટીગ પ્રેસ પાન ૪૨. "સત"

सत्यान्न प्रमदितव्यम्

તૈતિરીયમ્ ઉપનિષદ અનુ. ૧૧.

તારે સત્ય બોલવામાં પ્રમાદ કરવો નહી.

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान् ब्रूयात्सत्यम प्रियम्
प्रियंचनानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥

મનુ. અ. ૪ ૧૩૮

સત્ય બોલવું, પ્રીય બોલવું; પરંતુ સત્ય હોય છતાં પ્રિય ન હોય, તેવું ન બોલવું અને પ્રિય લાગે તેવું હોવા છતાં પણ જો અસત્ય ન હોય તો તેવું પણ બોલવું એ સનાતન ધર્મ છે.

वाच्यर्था नियताः सर्वे
वाङ्मूलावाग्वि निःसृताः ।
तां तु यः स्तेनयेद्वाचं
स सर्वस्तेयकृन्नरः ॥ મનુ. અ. ૪—૨૫૬

( અપૂર્ણ. )

ભીખારામ ગોવીંદરામ.

૩૦

## ( પતિવૃતનો પ્રતાપ )

श्वश्रुश्वसुरयोः पादा तोपयन्ती गुणान्वित ।
मातृपितृपरानित्यं या नारीसा तपोधना ॥ महाभारत अ० पर्व

**ભવાર્થ**—જે ગુણ સંપન્ન નારી સાસુ સસરાની સેવા કરે છે અને માબાપની નિત્ય ભક્તિ કરે છે તે નારી તપોધના કહેવાય છે.

પતિવ્રતા અમુક દેશ જ્ઞાતિ, કે કુટુંબમાંજ થાય છે, એવો કાંઇ નિયમ નથી. એતો ગમે તે દેશ, ગમે તે જ્ઞાતિ અને ગમે તે કુટુંબમાં ઉત્પન્ન થઇ શકે છે. પતિવ્રતાના ઉત્પન્ન થવાથી તે દેશ તે જ્ઞાતિ અને તે કુટુંબ ગમે તો નાનાં હોય, અગર દુર્દશામાં હો તો પણ વધે છે; અને ઉત્તમતાને પામે છે. એવી સ્ત્રીઓથી દેશ, જ્ઞાતિ અને કુળ શોભે છે અને તેજ આ સંસારમાં આધાર રૂપ થઈ પડે છે. પતિવ્રતા સ્ત્રીથી ઘર વ્યવહાર દીપી નીકળે છે, પ્રજા ધાર્મિક, નીતિવાન, શુદ્ધ અંતઃકરણવાળી શૌર્યવાન, પરાક્રમી, ધીરવીર, તેજસ્વી અને વિદ્વાન વગેરે સદ્‌ગુણોવાળી થાય છે. સદ્‌ગુણી માતાના સદ્‌ગુણોની છાપ બાળકોના કોમળ અંતઃકરણમાં એવીતો સજ્જડ અને ઉંડી પડે છે, કે તે જીંદગી પર્યંત જતી નથી. મહેનતથી કંટાળેલો પુરૂષ પતિવ્રતાના સુસ્વભાવ વડે આનંદથી વિશ્રાંતિ પામે છે. છોકરાં પૈસો, ઇત્યાદી અનેક પ્રકારની સમૃદ્ધિ હોય પણ સદ્‌ગુણી અને સુસ્વભાવવાળી સ્ત્રી ઘરમાં ન હોય, તો તેનો સંસાર સુખશુન્ય જ છે. જેનાં અહોભાગ્ય હોય છે તેને આવી સુશીલ સ્ત્રી પ્રાપ્ત થાય છે. પતિવ્રત એ સ્ત્રીનું પરમ દૈવત, રૂપ,, તેજ અને અલૌકિક શક્તિ છે. એ શક્તિ વડે તે પતિને પરમ સ્વર્ગીય સુખ આપે છે, સર્વ પાપમાંથી મુક્ત કરે છે અને પોતાની સાથે સ્વર્ગનાં અખંડ અનંત સુખની પ્રાપ્તિ કરાવે છે. તેના સામી કુદ્રષ્ટિ કરનારનો નાશ થાય છે. સતી સ્ત્રીની જનની અને પિતા પવિત્ર ગણાઇ ધન્યવાદને પામે છે. જેમ તારાના જથામાં ચંદ્ર શોભી રહે છે, તેમ સર્વ સ્ત્રીઓમાં સતી સ્ત્રી પતિના કઠોર હૃદયને કોમળ કરે છે: તેના તિક્ષણ ગુસ્સાને તથા શોકને શાંત કરે છે. પતિવ્રતાની પ્રેમ ભરેલી રીત, મધુરતા, નમ્રતા, સ્નેહાળ ને ધૈર્યતાના વચનામૃતો મંદવાડમાં ઔષધની ગરજ સારે છે. સારી સમજ, તત્પરતા, માયાળુતા, ઉદ્યોગ અને સાવધાનતાથી આવતાં વિઘ્નો દૂર કરી કાર્ય પાર પાડે છે. પતિ અને કુટુંબની શોભામાં વધારો કરે છે, બાળકો સારૂં શિક્ષણ લઇને દુનીઆમાં માનવંતો પેદા થાય છે. તેથીજ આવી સાધ્વી સ્ત્રીઓ "રત્નગર્ભા" કહેવાય છે; ખરેખર આવી રત્નગર્ભા સ્ત્રીઓજ દેશોદય થવામાં સાધન રૂપ છે. આવીજ માતાઓથી ગૌતમ, વસિષ્ઠ, વ્યાસ, પરશુરામ, રામ, કૃષ્ણ, યુધિષ્ઠિર, અર્જુન, ભીમ, કર્ણ, પૃથુ, હરિશ્ચંદ્ર, હનુમાન, નેપોલીયન, ભોજ, વિક્રમ અને શાલીવાહન વગેરે મહાપુરૂષો તથા પાર્વતીજી. સીતાજી, લક્ષ્મીજી, સરસ્વતી, ગાર્ગી, મદાલસા, તારા, દ્રૌપદી, દમયંતી વગેરે જગપ્રસિદ્ધ સાધ્વી સ્ત્રીઓ પેદા થઇ છે. અહા ! પતિવ્રતા સાધ્વી સ્ત્રીઓનો પ્રતાપજ અલૌકિક છે. સાધ્વી સ્ત્રીઓના પ્રતાપથી શું કાંઇ થઇ શકતું નથી? બેશક બધુંજ થઇ શકે છે. તેના સતીત્વ પ્રતાપ આગળ દેવ સરખા પણ આધીન થઇ રહેછે, તો મનુષ્ય શી વિશાતમાં? સાધ્વીનાજ પ્રતાપથી રામ અને સીતાનો જન્મ થયો, ધર્મરાજ ધર્મ પામ્યા, રાવણના કુળનો નાશ થયો, ઇંદ્ર દુઃખી થયો, કૌરવોનો નાશ થયો વગેરે સાધ્વી સ્ત્રીઓએ પોતાના પ્રબળ નિર્મળ તેજના પ્રતાપથી મહાન્ કાર્યો કર્યા છે. તે કરવાને પુરૂષપણ શક્તિમાન ન થાય એ આર્ય સ્ત્રીઓનું

વંશપરંપરાથી મનાતું આવેલુ મહાત્મ્ય અને ગૌરવ છે. બળ, બુદ્ધિ અને મતિ વગેરે કૃતિમાં આર્ય મહીલાઓએ ઘણીવાર પુરુષો સાથે સ્પર્ધા કરેલી છે. એના અનેક દ્રષ્ટાંતો પુરાણો અને ઇતિહાસોમાં નોંધાયલા છે. એ કોનું અજાણ્યુ છે ? હતભાગ્ય ! આર્યાવર્તની આર્યતરૂણીઓનુ કે આજે એ મહાત્મ્ય અને ગૌરવ ઓછુ થઇ ગયુ છે. તેથી એવા દાખલાઓ ક્વચિતજ બને છે. એવી સાધ્વી સ્ત્રીઓ થવી એ શિક્ષણ સંગત અને ઉપદેશ પર આધાર રાખે છે. પરંતુ અફસોસની વાત એ છે કે હાલની સ્ત્રીઓને પ્રાચીન પદ્ધતિ પ્રમાણે ધર્મ અને નીતિવાળુ શિક્ષણ મળતું નથી, સતશાસ્ત્ર અને સદ્ગુણીસ્ત્રીની સોબત થતી નથી, સ્ત્રીધર્મનો ઉપદેશ થતો નથી અને તેમના કોમળ હૃદયમાં સતી ચરીત્રોની સજ્જડ છાપ પાડવામાં આવતી નથી જ્યાં આવી આવી નઠારી રીતો છે ત્યા આવી સાધ્વી સ્ત્રીઓ થવાની કાંઇક આશા રખાય ? ત્યાં સ્ત્રીઓ પોતાનો ખરો ધર્મ યથાર્થ રીતે સમજે ક્યાંથી ? સજ્જન ગૃહસ્થો તમે તમારી બાળકીઓને શ્રેષ્ઠ અને સાધ્વીઓ કરવા માંગતા હો, તો તેમને બાળપણથીજ પ્રાચીન પદ્ધતિ પ્રમાણે શિક્ષણ, સંગત અને ઉપદેશ અને સતીચરિત્રો વગેરેથી તેમના અંતઃકરણ રંગીન કરો જ્યારે આવી રીતે વર્તવામા આવશે ત્યારેજ તેને અસતી સ્ત્રીના આચરણ દેખી ધિક્કાર છુટશે, ત્યારે જેમ સર્પને દેખીને આપણે દૂર ખસીએ છીએ તેમ દુરાચરણથી દૂર ખસીશું, ત્યારેજ તે પવિત્ર પતિવ્રત પાળતાં શીખશે. ત્યારેજ તે સામી દ્રષ્ટિ કરશે નહિ. માટે તેને પૂર્ણ રીતે સગવડતા કરી આપો, કે જ્યા આગળ પતિવ્રતા ઉત્કૃષ્ટપદ ધારણ કરી પોતાનો ધર્મ યથાર્થ રીતે બજાવવા તત્પર થાય. ૐ શમ્ **વિદ્યાર્થી–ચીમનલાલ ચુનીલાલ.** (સુરત)

## દેશપરદેશ સમાચાર.

**તપોધન બ્રાહ્મણ સંતાનોની વિદ્યાવૃદ્ધિ**—અમદાવાદના ખબરપત્રી જણાવે છે કે તા. ૧-૧-૨૫ ને શુક્રવારના બપોરના ત્રણ વાગે મંડળની ઓફીસમાં શ્રીયુત્ મહાશય પ્રભાશંકર હરનારાયણ રાવળ, બા. એ. ધંધુકા મામલતદારના પ્રમુખપણા નીચે મહાશય અંબાપ્રસાદ છોટાલાલ ગરબી કે જેઓ ઇન્ટરમીડીયેટની પરીક્ષા પાસ કરી મુંબાઇ અભ્યાસાર્થે ઉપડી જનાર હતા તેઓને, શ્રી અમદાવાદ તપોધન બ્રાહ્મણ હિતચિન્તક મંડળ તરફથી અભિનંદન આપવાને એક સભા ભરવામાં આવી હતી તેમાં શ્રીયુત્ મહાશય છોટાલાલભાઇ ઘોઘા મહાલકારી, તથા રા રા છગનલાલભાઈ ગુરૂકુળ મેનેજર તથા અમદાવાદ મ્યુનિસીપલ માજીસ્ટ્રેટ ગ. રા ચુનીલાલ વસ્તારામ ભટ્ટ તેમજ જ્ઞાતિના નરગૃહસ્થ નારણલાલ નનુભાઇ તથા મંડળના મેમ્બરો હાજર હતા. પ્રસંગને અનુસરી યોગ્ય વિવેચન થયા બાદ મહાશય પ્રભાશંકરભાઇના કોમળ હસ્તે અંબાપ્રસાદભાઇને પુષ્પહાર આરોપી મંડળે તેઓ યશસ્વી થઇ જ્ઞાતિને દિપાવે તેવી પ્રભુપ્રત્યે પ્રાર્થના કરી હતી. આ પ્રસંગે મહાશય છોટાલાલ દયાશંકરભાઇએ મહેરું મંડળને રૂ. ૨) અંકે બે વિદ્યાવૃદ્ધિ ફંડમાં ભેટ આપ્યા હતા. તથા ઉક્ત જ્ઞાતિના અને મહેરબ મંડળના મેમ્બરો શ્રીયુત્ મહાશય નાનાલાલ ગિરધરલાલ ભટ્ટે ગુજરાત ટ્રેનિંગ કૉલેજની ત્રીજા વર્ષની તેમજ મહાશય મોહનલાલ મુળશંકર ભટ્ટે રેવન્યુ ડીપાર્ટમેન્ટની પરીક્ષા પાસ કરી છે. આવી રીતે આપણી જ્ઞાતિમાંથી દરસાલ આથી ઉત્તમ પરીક્ષાઓ અસંખ્ય વિદ્યાર્થીઓ પસાર કરે અને પ્રાચીન ગૌરવમાં અભિવૃદ્ધિ કરી જ્ઞાતિને દિપાવે એવી પ્રભુપ્રતિ પ્રાર્થના છે.

**આર્યધર્મપરિષદ્**—સુરત મુકામે તા. ૨૫-૨૬-૨૭-૨૮ મી ડીસેમ્બર ૧૯૧૪ ના દિવસોમાં ઘણી ધામધુમથી ઉજવવામાં આવી હતી. તેમાં ઉત્તર હિંદુસ્તાન અને આ પ્રદેશના ઉત્તરોત્તર વિદ્વાન્ પંડિતોએ ધાર્મિક વિષયોમાં બોધદાયક વ્યાખ્યાનો આપ્યાં હતાં. તેમાં તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના હિતચિંતક મ. પ્રહ્લાદજીભાઇ સેવકરામના વ્યાખ્યાને શ્રોતાજનો ઉપર સારી અસર કરી હતી. તે ભાષણ છપાઇને બહાર પડ્યું છે. આ પરિષદમાં જનોપસ્થિતિ ચારથી પાંચ હજાર મનુષ્યોની થતી હતી. તેમાં એક હજાર સ્ત્રીયો પણ ભાગ લેતી હતી. તપોધન બ્રાહ્મણોની પણ આવી ગંજાવર પરિષદ્ થાય એવો સમય પરમાત્મા સત્વર દેખાડે.

**સુરતના તપોધન બ્રાહ્મણોએ મ. પ્રહ્લાદજીભાઇ સેવકરામને આપેલો આવકાર**—મ. પ્રહ્લાદજીભાઇ સિદ્ધપુરથી સુરત સ્ટેશને તા. ૨૬-૧૨-૧૪ ની સવારમાં ઉતર્યા હતા. જે પ્રસંગે સુરત તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના લગભગ પચીશેક મહાશયો સ્ટેશનપર તેમને આવકાર આપવા પધાર્યા હતા. તે પછી તા. ૨૮-૧૨-૧૪ ની રાત્રીએ એક સભા ભરવામાં આવી હતી જેમાં સો એક મનુષ્યોની ઉપસ્થિતિ હતી. આ સભામાં શ્રીમાન્ ડા. કેશવલાલ મોતીલાલે મ. ગંગાશંકર ટી. શર્મા અને મ. પ્રહ્લાદજીભાઇએ આ જ્ઞાતની ઉન્નતિ શી રીતે થાય તે વિષયપર વિચારશીલ વિવેચનો કર્યાં હતા. આનો પ્રભાવ સાંની જ્ઞાતિપર સારો પડ્યો હતો. આ જ્ઞાતિના બધુંઓ પોતાના હિતચિન્તકોને માટે માનની લાગણીથી જોતા થયા છે તે એ જ્ઞાતિની ઉન્નતિના શુભ ચિન્હ છે. ઇશ્વર તેમના ઉત્સાહમાં વૃદ્ધિ કરે.

**મી. એડીસનની નવી શોધ**—વીજળીનો અમેરીકન જાદુગર મી. એડીસન ૬૭ વર્ષની ઉમરનો થયો છે છતાં તેની શોધક બુદ્ધિતો જુવાન જેવીજ છે દરીયાની હેઠળ છુપાઇને ચાલતી સબમરીન બોટો હાલમાં ૨૪ કલાકથી વધારે સપાટી હેઠળ રહી શકતી નથી. મી. એડીસને કરેલી શોધથી તેઓ એક દિવસ નહીં પણ એક મહીનો સપાટી હેઠળ રહી શકશે. એ સબ મરીનમાં એવાં યંત્ર ગોઠવવામાં આવ્યાં છે કે, જે દરીયાનાં પાણીમાંથીજ (બહારની ઉપરની હવાને બદલે) પોતાના ખપતું ઓક્સિજન મેળવશે, માછલા છિદ્રોવડે પાણીમાં રહેતાં હવા મેળવે છે તેના જેવી આ યોજના છે. એડીસન જેવો થંડા મગજનો માણસજ આવી શોધો કરી શકે. તેનું કારખાનું આગથી ભસ્મ થયું તેની ચિંતા ન કરતાં તેણે એ આગની સીનેમેટોગ્રાફ ફીલ્મ લેવડાવી!

**બંદુકની ગોળીઓના ચમત્કારો તથા વિશેષતાઓ**—હાલની ગોળીઓ શું કરશે અને ક્યાં વેર જશે અને એ એક માત્ર ઢળીયા જેવડો દાણો કેટલા વીરો કે વિદ્વાનોને રામ કરી દેશે તે કહી શકાતું નથી (૧) ઓદર માન(સુદાન)ની લડાઇમાં એક માંદા અમલદારને રણક્ષેત્રમાં ગોળી લાગી શકે એવી જગ્યાથી ૩-૩॥ માઇલ દૂર આશ્રમને સ્થળે લઇ જવામાં આવ્યો હતો, તે છતાં તે તરફ એક ગોળી આવી ને તે માંદા અમલદારના માથામાં પેઠી અને તેના તત્કાળ રામ રમી ગયા (૨) એજ સુદાનની લડાઇમાં બનેલા ગોળી બ્હારનો બીજો બનાવ ઉપરનાથી પણ વધારે ચમત્કારીક છે. જનરલ સર આર્ચીબોલ્ડ હંટર, કર્નલ હેકેટથોપસન તથા એક ત્રીજો અમલદાર એક પડેલા ઘરની દિવાલમાંના નાનાં બાકોરામાંથી અવલોકન કરતા હતા. છિદ્ર એટલું સુક્ષ્મ હતું કે બે જણ તેમાંથી સામટું જોઇ શકતા નહીં તેથી તેઓ એક બીજાની પાછળ ઉભા હતા. પેલો નનામો અમલદાર તે છિદ્રમાંથી 'બાઇ નોકયુલર્સ' (હાથ દુર્બિન) આંખે માંડીને જોતા હતો. ને

ધોળકાના

# સુપ્રસિદ્ધ વૈદ્ય શા. ગીરધરલાલ કહાનજી

## રામબાણ દવાઓ. ખાસ પરેજ નથી.

### તાવની રામબાણ દવા

રૂ. ૧૦૦) ઇનામ વાળી.

દાડરો, એકાંતરીઓ, ચોથીઓ, ઉનો, ટાઢીઓ, અમારી દવાથી ના ઉતરે તો, લીધેલા પૈસા પાછા આપીશુ. કોઇ મનુષ્ય એમ સાબીત કરી આપશે કે વૈદ્ય શા ગીરધરલાલની દવાથી ચોથીઓ તાવ ના ગયો તો તેને રૂ. ૧) ઇનામ આપીશું. ગોળી ૫૬ ની ડબ્બી ૧ ની કીમત રૂ. ૧–૦–૦

### શકિત સંજીવન.

શરીરના તમામ અવયવોને શક્તિ સંજીવન તાકાત લાવી મજબુત કરે છે. ગયેલું પુરૂષત્વ પાછું લાવી આપવામાં, સ્મરણશક્તિનો અને આખા શરીરની કાંતિનો તેમજ બળનો વધારો કરવામાં શક્તિ સંજીવન રામબાણ છે. ખરડાની ફાટ, કમરનો દુખાવો, પગનું કળતર, છાતીનો દુખાવો, તરત મટાડે છે. ગોળી ૧૦૦ ની ડબી ૧ ની કિંમત રૂ. ૨–૮–૦

### પરમીયાની રામબાણ દવા.

આ દવા તમામ જાતના પરમીયા મટાડે છે. થતી બળતરા અને ગાળતુ પરૂ (ચરી) બંધ કરે છે. સોજો ઉતારે છે. ટીપે ટીપે આવતો પેસાબ સાફ આવે છે. કળતર અને પેડુનો દુખાવો મટાડે છે. ડબી ૧ ની કીમત રૂ. ?–૪–૦

### વૈદ્ય ગિરિધર.

વૈદ્ય ગિરિધર એ નામનું પુસ્તક માત્ર સાડાચાર આનાની ટીકીટ બીડવાથી તમામને બુક પોસ્ટથી મોકલવામાં આવે છે. તે પુસ્તક વાંચવાથી દરેક માણસ જાતે વૈદ્ય કરી શકે છે.

### ધાતુ વિકાર.

ધાતુ વિકાર નામનું પુસ્તક એક કાર્ડ લખનારને મફત મોકલવામાં આવે છે

વૈદ્ય શા. ગીરધરલાલ કહાનજી

ધોળકા. જીલ્લા–અમદાવાદ.

ધી "ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. મોતીલાલ મંગળદાસે છાપ્યું–પાંચકુવા–અમદાવાદ

 REGISTERED NO. B. 972

ॐ

# ब्राह्मण धर्म.

# Brahmin Dharma.

मनुवाक्य. ( अ. ११ )

यत्किञ्चिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्तिभिर्जनाः ।
तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २४१ ॥
तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ।
इज्याश्च प्रतिगृह्णन्ति कामान् संवर्धयन्ति च ॥ २४२ ॥

પુસ્તક ૫. ] ફાલ્ગુન, સંવત ૧૯૭૨. [ અંક ૧૨.

સંપાદક,
મ. પ્રહ્લાદજી સેવકરામ. મુ. સિદ્ધપુર.

વ્યવસ્થાપક,
છગનલાલ જગન્નાથ રાવળ. મુંબાઈ.

વાર્ષિક લવાજમ રૂ. ૧-૦-૦ પોસ્ટેજ સહિત.

કાર્યાલય ( ઓફીસ )

સીપીમલીને નાકે, ઇબ્રાહીમ ફતાભાઇના માળામાં, મુંબાઇ નં. ૪

આ માસિકની પ્રત ૪૦૦

# ब्राह्मण धर्म.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥

ભાવાર્થ—જે મનુષ્ય રોજ અધ્યયન કરે છે તથા બીજાને કરાવે છે, યજ્ઞ કરે છે તથા કરાવે છે અને દાન લે છે તથા આપે છે, તે મનુષ્યને બ્રાહ્મણ કહેવામાં આવે છે.

---

## ઈશ્વર પ્રાર્થના.

---

वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् ।
तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥

यजु. अ. ३१. मं. १८.

ભાવાર્થ:—હે દયાનિધિ ભગવાન્! સંસારમાં વિવિધ પ્રકારની વસ્તુઓ છે, તેમાં વિચિત્ર પ્રકારના પ્રાણીઓ છે, તેમાં અનેક પ્રકારનાં પદાર્થો છે તે સર્વને જાણવા તરફ આ આપણું મન જાય છે, તેને જાણે છે—જુએ છે પરંતુ તેને સંતોષ અને સુખ પ્રાપ્ત થતું નથી. તેને અવિનાશી આનંદ મળતો નથી. તપાસ કરતાં, વિચારાધીન થતાં એમ જ પ્રતીત થાય છે કે આપના જેવા મહાન્ જ્યોતિર્મય પરમપુરુષને જાણ્યા સિવાય અમે મૃત્યુ ઉલ્લંઘન કરી શકતા નથી. અને આ સંસાર સાગરમાંથી પાર ઉતરવા માટે આપને જાણી આપના આશ્રયમાં આવ્યા સિવાયનો કોઈ માર્ગ જ નથી. હે ભગવાન્! હમારા આત્માને નિત્યપ્રતિ તારામાં જ તલ્લીન થવાની શક્તિ પ્રદાન કર. ॐ शम्.

---

પુસ્તક ૫ મું. ] ફાલ્ગુન, સંવત ૧૯૭૧. [ અંક ૧૨ મો.

---

વિષયાનુક્રમણિકા.

## ગુરુડમ્.*
( હરિગીત. )

હિંમત કરી લડતા ભલે;        રા સંગ્રામમાં,
વાગે નગારૂં વિજયનું, તલ્લીન તેના તાનમાં;
શિખરે ચડેલા સૈનિકો. પાછા પડે પાતાળમાં,
ડમ્ ડમ્ થતું એ ડાકલું, 'ગુરુડમ્' તણું ત્યાં વાગતાં.

કુટુંબમાં સૌ સ્નેહ સાથે, સંપનાં સુખ ભોગવે,
પરનાં અને પોતા તણાં, ઇર્ષ્યા વિના કૃત્યો કરે;
પણ તેજ થાયે વેરવી, વરી બીજાને ભાળતાં,
ડમ્ ડમ્ થતું એ ડાકલું, 'ગુરુડમ્' તણું ત્યાં વાગતાં.

ભંડોળ સારો મેળવી, વ્હેપાર પણ ખ્હોળો કરે,
ડીલને દઈ મ્હેનત કઇ, તે લાભ સારો મેળવે;
પણ એક દી જાહેરમાં લીલામ થાયે માલ હા!
ડમ્ ડમ્ એ ડાકલું, 'ગુરુડમ્' તણું ત્યાં વાગતાં.

જે વ્યક્તિઓ સુધારણા, કરતી અતિ આલમ મહીં,
ને એકતાના અંકુરો, દશ દીશમાં રૌપી રહી;
થાતાં પ્રલય પળ એકમાં, ઉદ્દેશ પથ માપતા,
ડમ્ ડમ્ થતું એ ડાકલું, 'ગુરુડમ્' તણું ત્યાં વાગતાં.

જ્યાં નમ્રતા ને વિનય છે, કીર્તિ તણો કઇ લોભ ના,
રહેવું અને ચ્હાવું સદા, કર્ત્તવ્ય પારાયણ થતાં;
ત્યાં શાર્ય, આશા, બળ નીતિ, ઇચ્છિત સૌ પામી શકે,
ત્યાં ડાકલું 'ગુરુડમ્' તણું, ડમ્ ડમ્ નહિ વાગી શકે.

वसन्तात्मज–वीसनगर.

---

## તપોધન બ્રાહ્મણોનું પ્રાચિન અર્વાચિન દશ્ય.

( મન માયાના કરનારા રે..........એ રાગ )

આવો આવો ઋષીબાળ આવોરે ચક્ષુ ખોલી જરી શુદ્ધ લાવો,
જુઓ કેવી દશા તે નિહાળોરે, વિણ વિદ્યા પાતક્કા ગુમ વો.   ટેક.

---

*હુંપણું—મિથ્યાભિમાન—ખોટા ફાંકો.

ભણવું ભણાવવું ભૂલી ગયા થયા ભ્રામણ[1] આંટા ખાઓ,
બ્રાહ્મણ પદી મટી ગઇ થયે કર્મહીણ તોય શું ફુલાઓરે. ચક્ષુ૦
ગુરૂજી મટી થયા ગરજી તમે વળી મરજી, બની દાસ ઉહાવો,
બ્રહ્મ તજી બની નાગર નગર વિષય વેલીમાં તણાઓરે. ચક્ષુ૦
દ્રવ્યને લોભે ધર્મ વિસાર્યો વિરોધ વાવટો ચઢાવ્યો,
વિદ્યા વિના કળા શોધ લોધ ભૂલ્યા ભૂલ્યા અંતરના રહાઓરે. ચક્ષુ૦
જ્ઞાનનું ધ્યાન પરવારી બેઠા ધને ગૃહણ ગુણ ગાઓ,
કાતો મુંડો, લૂટો, ધુતો ભલાને નર્ક તણા તંતમા તણાઓરે. ચક્ષુ૦
વિના મગજ ખોઇ માન ભાન માત્ર રહ્યા અન્ય વર્ણ કેરા કુલારો,
ખોતાં ગુરૂ પદ બ્રહ્મ બંધુએ પલટો સમયનો કરાવ્યોરે. ચક્ષુ૦
વળી ઉદ્યમ તજી થયા અભાગી મિથ્યાભિમાનમાં ફુલાઓ,
ભીખને માર્ગે પ્રજાને ભોળવી વિપ્રતા ગુમાન વ્યર્થ લાવોરે. ચક્ષુ૦
બની પતીત વિત્ત લીધુ કુકર્મે, ગર્વે સૌ ફોકટ ફુલાઓ.
ઉંહા તુંસીમાં તણાઇ મરો છો બ્રહ્મ તેજ સમૂળુ બુહાવોરે. ચક્ષુ૦
શ્રેષ્ઠ સૌવર્ણમાં જન્મ લીધો જગહીતને સારૂ બતાવો,
નિજહીત જગહીત આપે હસ્યું થયા શ્રેષ્ઠ નાનેઇ શરમાવોરે. ચક્ષુ૦
જગનાયક બળદાયક શંભુ દીઓ ઉદય તણા ભાવો,
સિચી ધીવારી, ભૂલ્યા તપોધન બંધુને માર્ગે બતાવોરે. ચક્ષુ૦

બટુક—અમદાવાદ.

---

## વસંતનો સંદેશો
### યાને
## જ્ઞાતિના કાર્યદક્ષ નેતાઓને અભ્યર્થના

વસંત–તિલકા

આવી અરે ઋતુ વસંત સૌંદર્ય-મૂર્તિ,
વસ્ત્રો સજ્યાં રૂડાં અભિનવ પલ્લવેથી;
રેડયું વળી નવીન અમૃત આમ્ર વૃક્ષે,
એવી વસંત હૃદયે પ્રિય કાં ન લાગે? ૧.
વે'તાં વસંત–ઝરણાં મુજ જ્ઞાતિમાં જો,
પ્રકટી નવીન જ્યોતિ મુજ બંધુઓમાં;
એવા અધિક ઉપકાર તળે દબાયા,
લાગેજ પ્રિય વળી તેથી વસંત રૂડાં.— ૨.

---

૧ ભ્રમણ કરનારા–ભટકનારા.

પ્રિય વાચકો

આ લેખકને આપની સમક્ષ દ્વિતીય લેખ અર્પવાને દ્વિતીય પ્રસંગ મળ્યો છે આ લેખ વસંતાપાન નિવડો, એવી આત્મશ્લાધાને મારા હૃદયમા સ્થાન આપતો નથી, કિંતુ એટલુ તો નિસ્સદેહ છે કે જ્ઞાત્યોદય યાને જ્ઞાત્યોત્કર્ષને માટે આવા લેખો લખાવા આવશ્યક છે. બંધુઓ ! આપને સુવિદિત તો હશે કે વસંતઋતુના આગમનને થોડા દિવસ જ થયા છે, અને તેથી વૃક્ષોને નવુ જીવન મળ્યુ છે વૃક્ષો અભિનવ પલ્લવિત થઈ, પુષ્પોથી આચ્છાદિત થયા છે. તે સાથે પક્ષીઓના જીવનમા નવીન અમૃત રેડાયુ છે નવીન જ્યોતિ પ્રકટી છે એ બધુ વસંતઋતુના આગમનથી જ થયુ વસંતઋતુમા સૃષ્ટિ–સૌંદર્ય આહ્લાદજનક નથી લાગતુ ? સર્વકોઈને લાગે જ અને વિશેષ તો વસંત–વિનોદી યાને વસંત–વિલાસીને જ પ્રિયકર થઈ પડશે

આ ઋતુઓમા પક્ષિઓનો મધુર કલરવ પણ શુ પ્રિય નથી લાગતો ? વસંતમા વિહાર કરતી, આમ્રગોજે બેઠેલી કોકિલાનો ટહુકાર શુ આપણને આલ્હાદ નથી આપતો ? અને તે સાથે નવીન ઉત્સાહ નથી પ્રેરાતો ? એ કોકિલાનો ટહુકાર એ એનુ દૂતત્વ છે તે ઉદ્યાનના માલીકને પોતાના ટહુકારવી જણાવે છે કે હવે આમ્રવૃક્ષે મોર આવ્યો છે, પછી ફળો થશે અને પરિપક્વ થઈ ખાવા માટે તૈયાર થશે માટે હવે પૂર્ણ સભાળ રાખજો પ્રિય વાચકો, મારી સાથે તમેપણ વસંત–વિનોદી થયા અને આપના અમૂલ્ય કાળનો ભોગ આપી મારી સાથે વસંતનુ સૌંદર્ય નિહાળવાને પ્રવૃત્ત થયા, પણ તેમાથીએ કઇ મળી આવશે બધુઓ, **આપણી જ્ઞાતિ એ વાડી છે. ઉત્સાહભર્યા નવિન યુવકો એ વૃક્ષો છે. જ્ઞાતિના સુધારા એ વસંતને સ્થાન છે. જ્ઞાતિના કાર્યદક્ષ નેતાઓ તે આ વાડીના માલીક યાને રક્ષક છે. " બ્રાહ્મણ ધર્મ " એ કોકિલા તરીકે દૂતત્વ કરે છે.** આપણને જેમ વસંત પ્રિય લાગે છે તેમ જ્ઞાતિના સુધારાપણ પ્રિય લાગશે જેમ વૃક્ષો પરિપક્વ ફળો આપે છે, તેમ સુધારામાથી પણ આપણને ઘણા મિષ્ટફળો મળશે, પણ વૃક્ષોને પોષવાને માટે વાડીના માલિકોને ઘણી ફરજો બજાવવાની છે વૃક્ષમા જળ સિંચન કરી, તેની પૂર્ણ રક્ષા કરી, વૃક્ષની જેમ બને તેમ વૃદ્ધિમાટે યત્નશાલી થવુ જોઇએ ત્યારે જ તે વૃક્ષોના ફળો સુભક્ષ્ય નિવડશે

અંત આપણે જ્ઞાતિના કાર્યદક્ષ નેતાઓને જ્ઞાતિના લાભાર્થે કઇ અભ્યર્થના કરીશુ અને તે વડીલશ્રીઓ પોતાનો ધર્મ જાણીને યોગ્ય લાગશે તો સ્વીકારશે અને જ્ઞાતિમા સુધારાના નવા ઝરણા રેલાવશે જ્ઞાતિના કાર્યદક્ષ નેતાઓએ જ્ઞાતિની આધુનિક સ્થિતિનો વિચાર કરવો જોઇએ પૂર્વકાળનુ જે ગૌરવ, તેનુ અસ્તિત્વ છે કે નહિ, અને નહિ હોય તો પુનઃ આ પ્રયાસો યોજવાથી પ્રાપ્ત થઈ શકે આવા આવા અનેક વિચારો જ્ઞાત્યોદયને માટે સર્વ ભાઈ હિતચિંતકોએ કરવાના છે તેમા નડતી આપત્તિ, વિપત્તિઓ વેઠી, પોતાના કાર્યમા અને ધર્મમા ચ્યુત ન થતા, ઇપ્સિત કાર્યમા સિદ્ધિ પ્રાપ્ત કરવી એ જ પ્રાજ્ઞજનોનુ સમયોચિત કર્તવ્ય છે, અને વિશેષત આપણી જ્ઞાતિને માટે આવા પ્રયાસો હોય તો અવશ્ય તે ઘણાજ લાભપ્રદ છે અને જ્ઞાતિને માટે પ્રયાસો કરવા એ જ આપણુ પ્રથમ કર્તવ્ય છે, અને તેનેજ લગતા શ્રીમાન્ મહાશય ગિરિજાશંકરના શબ્દોમા કહીશ **" કે આ જ્ઞાતિનેવાસ્તે કદાપિ જીવ જાય તોપણ ભલે પણ આ જ્ઞાતિની ઉન્નતિમાટે પ્રયત્ન કરતાં રહેવુ એજ આપણો હેતુ હોવો જોઇએ. "**

અતઃ જ્ઞાતિની પૂર્વવત્ સ્થિતિ પ્રાપ્ત કરવાને "કેળવણી" એ મુખ્ય પાયો છે. કેળવણી જ્ઞાતિમાં કેમ વધે એવા વિચારો પણ જ્ઞાતિના નેતાઓએ કરવાના છે. કેળવણીના ઉત્તેજનાર્થે પણ ફંડો ઉઘાડવાની આવશ્યકતા છે. જ્ઞાતિના જે પૈસા હોય, તેનો પણ સુમાર્ગે જ વ્યય કરવો, અને જેમ બને તેમ જ્ઞાતિના બાળકો વિદ્યાથી અલંકૃત થાય, એવા વિચારો હિતચિંતકોએ કરવા જોઇએ. એક પિતા, પોતાની સંતતિનું શ્રેય કેવી રીતે થાય, તે સારી પેઠે જાણે છે; અને પોતાના પુત્રોને સારે રસ્તે દોરવી, તેમને સુખનો માર્ગ દેખાડે છે. તેવી જ રીતે જ્ઞાતિના એક કાર્યદક્ષ નેતાનેપણ એવી ઉમદા ફરજો બજાવવાની છે. અને ત્યારે જ પોતાનું અને પોતાની જ્ઞાતિનું શ્રેય થાય છે. ત્યારે જ અવનતિને બદલે ઉન્નતિ થશે, ત્યારે જ જ્ઞાતિનો પૂર્ણોદય થશે, અને ત્યારે જ જ્ઞાતિબંધુઓ સુખમય જીવન ગાળી, અને સુખના માર્ગેજ વિચરશે.

જ્ઞાતિના ગરિબ વિદ્યાર્થીઓ હોય, તેમને તન મન અને ધનથી મદદ કરી, તેઓ પોતાના વિદ્યાભ્યાસમાં આગળ વધે એવા પ્રયત્નો કરવા જોઇએ. **"દ્રવ્ય અસ્થિર છે, કીર્તિ સ્થિર છે, વિદ્યા દાન સર્વથી શ્રેષ્ઠ છે."** એ પણ આપણા જીવનના મહાનત્રો હોવા જોઇએ.

જ્ઞાતિના જે પૈસા શિલ્લકે હોય, તેનોપણ સર્વ જ્ઞાતિબંધુઓની સમ્મતિ લઇ, સારે માર્ગે વ્યય કરવો એ જ ઉચિત્ કાર્ય છે. **જ્ઞાતિના બાળકો ભણે, અને જ્ઞાતિની ખરાબ સ્થિતિનું પરિવર્તન થઈ, જ્ઞાતિ પૂર્વ ગૌરવાન્વિત થાય."** એ જ આ લેખનનાં હૃદયોદ્‌ગાર છે. તપોધન જ્ઞાતિના પ્રત્યેક સમુહમાં જ્ઞાતિના પૈસા તો હશે જ. અને હોય તો તે દરેક સમુહનાં નેતાઓએ વિચાર કરવો જોઇએ કે આ પૈસાનો સારે માર્ગે વ્યય કરવો, નહિ કે **"જ્ઞાતિભોજનમાં."** બંધુઓ! પ્રત્યેક સમહનાં તપોધનો પોતાના પૈસાનો વ્યય આવા માર્ગે વ્યય કરે છે કે કેમ તે હું જાણતો નથી પરંતુ સુરત વિભાગનાં તપોધનોનો તો આ સંપ્રદાય થઇ પડ્યો છે. જુની પ્રણાલિકા કેમ છોડાય એમ એ લોકોનું માનવું છે. વસ્તુતઃ એ માન્યતા ખોટી છે, એમ સજ્જન હૃદય સાક્ષી પુરે છે. આ માન્યતા ખોટી છે, એ સાબીત કરવાને ઘણાં કારણો છે. જ્ઞાતિની આધુનિક આર્થિક સ્થિતિ ઉપરથી એવું દૃષ્ટિગોચર થાય છે કે જ્ઞાતિ ઘણી જ ગરીબ સ્થિતિ ગુજારે છે. તો બંધુઓ, જ્યારે આવી સ્થિતિ છે તો આવે માર્ગે પૈસાનો વ્યય એ અસ્થાને હોઈ, અનુચિત્ કર્તવ્ય છે. હું નથી ધારતો કે સુરતના તપોધનોમાં હજુ બાળ-વૃત્તિ રહેલી છે બાળ-વૃત્તિ કેવી હોય, તેનો એક પ્રસંગ અત્રે વાંચકોની સમક્ષ નિવેદન કરૂં તો તે અસ્થાને નહિ જ ગણાય.

"એક વેળા મારો નાનો ભાઈ બહુ રડવા લાગ્યો, અને કેમે કરી છાનો રહ્યો નહિ પછી મેં એક યુક્તિ શોધી કાઢી અને કહ્યું કે "ભાઈ, આજે તો તને મારૂં મારૂં ખાવાનું મળશે." આ સાંભળીને તરત જ તે શાંત થઈ ગયો. વાંચકો, આ બાળકોની બાળ-વૃત્તિ. જ્ઞાતિના કેટલાંક માણસો આવું અનપેક્ષિત ભોજન જમવાને ઘણાં જ આતુર હોય છે. અને તેને માટે તો કોઈ વૃદ્ધ ડોસા કે ડોસી ક્યારે સ્વધામ પધારે, તેની રાહ જોતાં બેસી રહે છે. અને એવું ભોજન પ્રાપ્ત થાય છે ત્યારે મેં કેટલાંકને એમ પણ કહેતા સાંભળ્યું છે કે **"આજે અબોટીઆંનાં ગાંઠ છુટયાં."** કહેવાનું તાત્પર્ય એ કે આવુ

# सज्जन शतक.

( લેખક—યતિ-ચૈતન્યમઠ, સુરત. )

[ ગતાંકથી ચાલુ. ]

**संपदि यस्य न हर्षो विपदि विषादो रणेच धीरत्वम्**
**तं भुवनत्रय तिलकं जनयति जननी सुतविरलम् ॥ १५ ॥**

**ભાવાર્થ**—જેના અંતઃકરણમાં સંપત્તિ આવી મળતાં હર્ષ ઉત્પન્ન થતો નથી અને દુઃખમાં જેનું દીલ ગભરાતું નથી તથા રણસંગ્રામમાં જે ધૈર્યવાન્ છે એવો ત્રણે ભુવન ( ભર્લોક, ભુવર્લોક ને સ્વર્લોક ) ની શોભા રૂપ કોઈ વીરલ પુત્રજ જનુની જણે છે. અર્થાત્ જેમ સર્વ ખાણોમાં હીરા પાકતા નથી તેમ સજ્જન પણ સર્વત્ર સુલભ નથીજ નથી. તેમ સજ્જનોનો કેવલ અભાવ તેવું પણ નથી. સજ્જન થવું એ કાર્ય દુર્લભ છે. સંસારમાં જન્મ ધારણ કરી અનેક પ્રકારના સંસર્ગમાં આવે છે. તે સર્વ રંગોની પરીક્ષા કરી પોતાના મનને દૃઢ રાખી કોઈ પણ રંગમાં પડવા ન દેતાં લાભે હાની છતાં હર્ષ વિષાદથી રહીત રહેવું એ કામ સાધારણ નથી. જેણે મનનો સંયમ કરી દૃઢતા મેળવી હોય તેજ પુરૂષ સમ ઉપર રહી શકે છે. ઉત્તમ વિચારયુક્ત ઉચ્ચ વિચારની માતાજ આવા પુરૂષનો જન્મ આપનારી છે એટલે સજ્જનતા પણ માતા પિતા તરફથી જ પ્રાપ્ત થાય છે. બાદ બહારનો સંગ તેનું પોષણ કરે છે તેથી દૃઢ થનાર પુરૂષજ ત્રિભુવનના તિલકરૂપ થાય છે. અસ્તુ

**દોહરો.**

ચડતી પડતીમાં સમ રહે ધરે વિપતમાં ધીર,
ત્રણ ભુવનના તિલક રૂપ જનુની જણે કો વીર. ૧૫

**दुर्जन वचनाङ्गारैर्दग्धोऽपि न विप्रियं वदत्यार्य**
**अगुरुरपि दह्यमानः स्वभावगन्धं परित्यजति किंतु ॥ १६ ॥**

**ભાવાર્થ**—દુર્જનના વચનરૂપ અંગારા વડે બળે તો પણ જે આર્ય અથવા સજ્જન છે તે અનિષ્ટ—અયોગ્ય વચન કદિ પણ ઉચ્ચારતાજ નથી. એજ વાત દૃષ્ટાંતથી દૃઢ કરે છે કે અગુરૂને બાળીએ છતાં પોતાનો સુગંધ યુક્ત જે સ્વભાવ છે તે શું તે છોડી દે છે? કદિ પણ નહિ. નઠારા પુરૂષોના વચનને અંગારાની ઉપમા આપે છે તે યથાર્થ છે કારણ કે અંગારો એક વખત ચપાઈ જાય તો પછી તે દાહ કર્યાજ કરે છે તદ્વત્ નઠારા પુરૂષોનાં વચન પણ એક વખત અંતઃકરણને સ્પર્શ કરી જાય તો દાહ (બળતરા) ઉત્પન્ન કરે છે. અંગારાથી દાઝેલો પુરૂષ શીતોપચાર કરે છે એટલે અગ્નિની દાહ શાન્ત થાય છે. પરંતુ નઠારા પુરૂષ—દુર્જનના વચનની બળતરા કેમે શાન્ત થતી નથી. છતાં સજ્જનો કાંઇ તે દાહથી પોતાનું સજ્જનત્વ ભૂલી જતા નથી એ પણ એક આશ્ચર્યજનકજ વાર્તા છે. દુર્જનના વચનરૂપ અંગારાથી બળતા છતાં અકળાયા વિનાજ તેમને જો બોલવાનો પ્રસંગ આવે તો હિતને પ્રિય તથા સત્યજ વચનો ઉચ્ચારે છે. આમ થવામાં અન્ય કાંઇ કારણ નથી. તેનું અંતઃકરણજ તેવા પ્રકારના સુશબ્દોથી પરિપૂર્ણ હોય છે. જેમ ગુલાબના પુષ્પમાંથી સુગંધજ નીકળ્યા કરે

છે તેમ સાધુ પુરૂષના મુખમાંથી પણ ઉત્તમ વચનોજ-નીકળ્યા કરે છે અથવા ફોનોગ્રાફની એક થાળી શાન્તિ પ્રબોધક પદથી ભરીને રાખી મૂકી હોય પછી જ્યારે જ્યારે તેને ચઢાવવામાં આવે ત્યારે તેજ પદથી સર્વ (વખાણનાર ને વખોડનાર) ને એક સરખી શાન્તિ આપે છે તેમ સજ્જનનું પણ સમજવું. તેનાં વચનોમાંજ મધુરતા હોય છે તેથી શ્રવણ કરનાર સર્વને આનંદજ આપે છે. સુખડ સળગાવ્યા છતાં સુગંધી ફેલાવે છે તેમ. અસ્તુ.

દોહરો.

ફરી જન કેરા ગ્રમથી બળે સુજ્જનનું ચિત્ત,
તો પણ વચન ઉચ્ચારતા સત્ય પ્રિયને હિત;
કુવેણથી બળતા છતાં દુઃખકર વદે ન બોલ,
ચંદનને સળગાવીએ દે સુગંધી અતોલ. ૧૬

दुर्जनवदनविनिर्गतिं वचनभुजंगेन सज्जनोदष्टः
तद्विषनाशनिमित्तं साधुः संतोषमौषधं पिबति । १७

ભાવાર્થ—નઠારા મનુષ્યના મુખરૂપ રાફડામાંથી નીકળનાર નઠારાં વચન રૂપ સર્પ સજ્જન પુરૂષને જ્યારે ડંશ કરે છે, તેનાથી ચડનારૂં જે વિષ તેનો નાશ કરવાસારૂ સાધુઓ, સજ્જનો સંતોષ રૂપ ઔષધનું પાન કરે છે. સર્પ જે ડંશ કરે છે તેનું વિષ લોહી સાથે મળતાં પ્રાણ હરવાની તૈયારી કરે છે. આ સર્પમાં તો એથી પણ વિલક્ષણતાઓ જોવામાં આવે છે કે બચકું ભર્યા વિનાજ કર્ણમાંનીજ પેશી હૃદયમાંથીજ રૂધીર સાથે મળી સર્વ અંગમાં વ્યાપી જાય છે. સર્પનું વિષ વ્યાપી જતાં પ્રાણ હરણ કરે છે. આ વિષની તો એ અલૌકીકતા છે કે પ્રાણને હરણ કરતું નથી પણ અંતરને દગ્ધ કર્યા કરે છે એટલે આ વિષની અસર બહુ લાંબો કાળ પહોંચે છે. એ માટે એક એવું દૃષ્ટાંત છે કે, કોઇ શ્રીમાન્ પુરૂષ પોતાને ઘેર એક વાઘનું બચ્ચું લાવ્યો. તેને ત્યાં તેનો મિત્ર એક બ્રાહ્મણ અચાનક મળવા આવ્યો, તેને વાઘના સ્વરૂપની ખબર ન હોવાથી તે બોલી ગયો કે આ કુતરાનું બચ્ચું ક્યાંથી લાવ્યા? આ શબ્દ શ્રવણ ગોચર થતાંજ વાઘ છેડાઇ ગયો પરંતુ પોતાનો પાલક પાસે હોવાથી તથા પોતે બંધન નિરોધ હોવાથી કાંઇ કરી શક્યો નહિ પછી યુક્તિથી તેણે પોતાના માલીકને એવું સમજાવ્યું કે એક કુહાડો લાવી મારા કપાળમાં મારી મને જંગલમાં છુટો મૂકી દ્યો. માલીકે તે પ્રમાણે કર્યું. કેટલાએક સમય ગયા પછી એક વખત પ્રસંગ એવો બન્યો કે જંગલમાં ફરતો વાઘ ને માલીક ઉભય વનમાંજ એકઠા થયા. તે વખત વાઘ મલકવા લાગ્યો કે જુએ: આ કપાળમાં મારેલ કુહાડાનો ઘા રૂઝાઇ ગયો પરંતુ તમારા મિત્રે મને જે શ્વાનનું બચ્ચું કહેલ છે તે ઘા અદ્યાવધિ રૂઝાયો નથી. વચનનો ઘા આ પ્રમાણે બળવાન્ હોય છે. તેના વિષથી બચવા સારૂ સજ્જન પુરૂષો હમેશાં સંતોષ રૂપ ઔષધનું પાન કરે છે અને દુર્જનના વચનનું વિષ લાગે નહિ માટે તેનાથી દૂર પણ વસે છે.

દોહરો.

દુર્જન મુખથી નીકળી ડસે કુવચન ભુજંગ.
સાધુ સંતોષી રહે વિષ નહિ વ્યાપે અંગ. ૧૭

# તપોધન બ્રાહ્મણોનું વસ્તીપત્રક.

## ખુશ ખબર અને વિજ્ઞપ્તિ.

બ્રાહ્મણધર્મના વાચક સર્વ બ્રાતાઓને વિદિત છે કે ભારતવર્ષમા વસ્તી આપણી સમસ્ત તપોધન બ્રાહ્મણ જ્ઞાતિનુ એક સર્વ દેશી વસ્તીપત્રક બનાવવાનુ આપણી શ્રીમતી તપોધન બ્રાહ્મણ પ્રતિનિધિ સભાએ ઉચિત ધાર્યું છે, અને તેની સેવા કરવાનુ મને ગને માન્યવર મહાશય પ્રહ્લાદભાઇ સેવકરામજીને સોપાયુ છે

તે પ્રમાણે આગળ બ્રાહ્મણધર્મમા લેખો લખ્યાપરથી કેટનાક ગૃહસ્થોએ પોતપોતાના ગામો માટે વસ્તીપત્રકના છાપેના ફાર્મો અમાર તરફથી મગાવી તે ભરી મોકલ્યા છે અને જે ગામોના આવ્યા છે તેનુ એકદરીનુ કામ ચાલે છે પણ હજી ઘણા ગામોના વસ્તી પત્રો ભરાઇ આવ્યા નથી આપણી તણ મેન્સસ્ફરન્સોની પરિચય પછી પણ એવા ઘણા ગામો માલમનામા આવે છે કે જ્યા આપણી જ્ઞાતિબન્ધુઓની સારી વસ્તી છે પણ તે ગામોના અગ્રગણ્ય પુરૂષોના નામ ઠામ જાણવામા ન હોવાથી તેમને પત્રોદ્વારા તે સબધમા લખી શકાય એમ નથી

અત બ્રાહ્મણધર્મના સર્વ વાચક બ્રાતાઓને વિનતિ કરવામા આવે છે કે આજ સુધી નીચે બતાવ્યા પ્રમાણે ગામોના વસ્તીપત્ર ભરાઇ આવ્યા છે તે લીસ્ટ વાચી જે ગામોના પત્રકો ભરાઇ આવવાના બાકી છે એમ જેમને લાગે તે ગામોના વસ્તીપત્રક ભર્ર મોક્લવાના ફાર્મો મારા તરફથી નીચેના સરનામેથી મગાવી લઇને તાબડતોબ ભરી મોકલવા કૃપા કરશે એ સિવાય ક્યા ક્યા ગામોના વસ્તીપત્રને ભરી મોકલવા, એને કોને લખવાથી તે કામ જલદી અને સારૂ થશે એવા કેટલાક ગૃહસ્થોના નામ ઠામ પણ પોત પોતાની જાણ મુજબ લખી મોકલવા કૃપા કરશે, જેથી તેવા ગૃહસ્થો સાથે પત્રવ્યવહાર કરી તે સબધી તજવીજ થઇ શકે

આજ સુધીમા નીચે બતાવેલા ગામોના વસ્તી પત્રકો ભરાઇને આવી ગયા છે તે ગામોના જીલ્લાવાર આકડા પણ આ સાથે આપન આગળ મુકુ છુ,

**૧ રેવાકાંઠો**—કરનાળી, છઓર, નાદોદ ૩૮, ચાણોદ, બરકાલ, શીનોર, મોરલ, શુક્લતીર્થ, ભરૂચ તેનતલાવ, ડભોઇ, મઢાળા, વડોદરા, લીમધરી (વન્ણામા) આટલા ગામોની વસ્તી ૧૮૮ માણસોની છે

**૨ ઇડર વડાળી**—માકણોલ, અમનગર, હીમતનગર, માધેપર, વસ્તી ૧૮૨ માણસોની

**૩ પાટણવાડો**—(બાગામ) પાટણ સિદ્ધપુર, વાલમ બામોસણા, મોઢેરા, દેણપ વૈગેર સડેર માણદ, બાલીસણા, વિસનગર, વડનગર, વસ્તી ૧૪૩૬ માણસોની,

**૪ છોતેર**—ગેરીતા, વિજાપુર, ગવાડા, ઉદ્ધાઇ, પુધરા, ઉંણાદ, માલોસણ સાપોર ક્ષોદરા, મ્ણાસણ ભાન્ડુ લરભ, ખેરાળુ, બગાદ, વીગડા, મઢાળી, ઉપેરા, વસ્તી ૧૨૮૮

**૫ સુરત વિભાગ**—સુરત, કુલપાલ બડુવાન, મોતા, અકલેશ્વર, હાસોટ, અમરોલી વસ્તી ૨૭૭ માણસોની

**૬ કાઠીઆવાડ**—નીગાળા, જીજાવદર, લાખણકા, ગોરડકા, ગઢાળી, પીપળ, અણીડા સુરપણીઆ, ચાવડ, કાચરડી ખાગ, લાઠી, બાબરા, દરેડ, હાસા, ગઢડ, ભાવનગર, પીપળીયા

જતકા, નાવીદડ, સાલીગપુર, ટાગ્ય, નાગનપુર, તાજપુર, હોલાયા, રાજપરા, સુરકા મેઘન-
ડીઆ ફળીઆદ, વનાગી મરચા વસ્તી ૮૪૮ માણસોની

**૭ પ્રાંતીજ જીલ્લો**—પ્રાંતીજ, ઓજના, માયદ, પીલુદરા, વસ્તી ૧૨૭ માણસોની

**૮ ધાંધાર**—કપાલ, ઐમદપુર, જશોના, ગેળા, વડગામ, વગદા, દાતીવાડું, માલણ
પાનણપુર વસ્તી ૪૨૫ માણસોની

**૯ ખંભાત**—ખંભાત, વસ્તી ૩૨૭ માણસોની છે

**૧૦ ચુંવાળ**—નીરતા, વસ્તી ૫૯ માણસોની છે

ઉપર પ્રમાણે ગામોના વસ્તી પત્રક આવેલા છે ને તે પ્રમાણે જે તે જીલ્લા ( ગોળ )
વસ્તી જ તેનો કુલ સરવાળો ૫૧૮૬ નો થાય છે

મને આશા છે કે તપોધન બ્રાહ્મણ સતાનોની આટલા જુજ ગામોની વસ્તી પણ
૫૧૮૬ માણસોની છે એ ખુશ ખબર વાચી વસ્તીપત્રકના આ એક અતી ઉપયોગી કાર્ય
તરફ દરેક બધુ અવશ્ય પ્રેરાશે અને દરેક ગામના વસ્તીપત્રક તુર્ત મોકલાવવા પોતપોતા
નાથી બનતુ કરશે સમસ્ત ભારતવર્ષના ગામોની એકદરી તૈયાર થયે વિગતવાર આંકડા
ની પ્રતિનિધિ સભા પ્રસિદ્ધ કરશે ત્યારે મને ખાત્રી છે કે આપણો મોટો સમુહ અને
તેની સવિસ્તર હકીકત જોઇ દરેકને હર્ષ થયા વિના રહેશે નહિ છાપેલા ફાર્મો મારી
પાસથી જેણે તેણે મગાવી લેવા અગર કોના તરફ મોકલવા તે જણાવવા દરેક બધુને મારી
નમ્ર વિજ્ઞપ્તિ છે આ કામ જેટલુ જરૂરનુ છે તેટલુજ તે તાબડતોબ પુરુ થવાની પણ જરૂર
છે એ બદલ હવે વિશેષ લખવાની જરૂર લાગતી નથી હાલ એજ

મારુ સરનામુ ગાડા જોશીનો મહોલ્લો | જ્ઞાતિ સેવક

**મુ નવસારી.** | **નથુશંકર ગોવિંદરામ રાવળ.**

## વિચાર વિવિધતા.

( લે ડા કેશવલાલ મોતીલાલ માંડવી (સુરત)

Flower and Fragrance —

**પુષ્પ અને પુષ્પપરાગ**—પ્રાણી માત્રને પ્રિય પદાર્થ પુષ્પ છે દેવ, દાનવ, મનુષ્ય
જાનવર, અને જીવજતુ, સર્વને પુષ્પ પ્રત્યે પ્રેમ રહે છે દેવતાઓ અને મહાત્માઓ,
તેમજ નહદજનો અને મહંતોને સતોષવા માટે ' પુષ્પ નહી તો પુષ્પની પાંખડી ' એમ
કથનુ એ સાધારણ લોકોક્તિ થઇ પડી જ સાક્ષરોના સમેલન સમયે, સ્નેહીઓના સન્મા-
નાર્થે પ્રણયી જનોના યોગ અને વિયોગ વખતે, મનુષ્ય માત્રના જન્મ, લગ્ન, અને મરણ
પ્રસગે દેવ યાચના, રાજ્ય ભક્તિ અને સમાજસેવા નિમિત્તે સત્કાર કરવામા પુષ્પ પ્રાધાન્ય
પદ પામે છે મજનુ અને કામન જેવા, ઇશ્કીજનોના કોટની કક્ષા ( બટન હોલ ) માં
તેમજ લલના અને રતિરૂપ કામિનિઓના કુચદ્વય, કમરબંધ, અને વેણિઓમા વીરાજી
રહેના પુષ્પવર્ગને સહસ્ત્રાવધિ અભિનદન અને અભિવદન પ્રાપ્ત થાય છે એસનુ તો દેવાલી

અને રાજવંશીઓના શિરપર, કંઠપ્રિય થઇને નહીતો વનમાં સુકાઇને કરમાઇ જવું, પરંતુ અવમાન—અવજ્ઞા—પામી કોઇના પગતળે કચરાઇને છુંદાઇ મરવું નહી, આવી ઉત્કૃષ્ટ સદ્દભાવનાપ્રિયપુષ્પ, સર્વમાન્ય, સમગ્ર જગદ્દવંધવસ્તુ હોવા છતાં, પુષ્પ અને પુષ્પ-પરાગ વિષે, ફુલ અને ફુલમાં સમાયેલી ખુશબોના ખરા ભેદ વિષે વિચાર કરવાનું પ્રમથન કોઇ વિરલજનોજ, ભાગ્યેજ, કરતા હશે! પુષ્પના હાર અને ગજરા, ફુલોના તુરા અને બટન હોલમાં રાખવાની કડીઓ, તેમની પરાગ-ખુશબોને લીધેજ વહાલાં લાગે છે. તેની મ્હેંકાટ ભરી સુવાસ શોખીનજનો અતિ ઉલટભેર સુંઘીને પોતાના દીલને આરામ આપે છે, તે પરાગ તે સુગંધ, તે ખુશબો એ સુવાસ છે. ફુલોની સ્વરૂપતામાં વધારો કરનાર પણ એજ જનનેંદ્રિઓ છે, એમ પુષ્પવિદ્યાના અભ્યાસીઓનું અવલોકન છે. મનુષ્ય કોટી અને પાશવયોનિ પેઠેજ વનસ્પતિ વર્ગમાં અને ફુલોમાં નર માદાના સંમેલનની આવશ્યકતા સ્વીકારાય છે. પુષ્પપ્રણાલીમાંથી કેટલાકમાં તો નરમાદાનું જોડું એકજ ફુલમાં હોય છે અને તેની વૃદ્ધિ થાય છે પરંતુ ફુલમાં કેટલાંક એવી જાતનાં પણ ફુલો હોય છે કે એક છોડવા ઉપર સર્વ 'માદા-ફુલોજ' થાય છે, અને 'નર-ફુલો' બીજાજ પ્રકારના છોડવા ઉપર થાય છે. આવી જાતનાં ફુલો પણ વાંઝીઆં રહેતાં નથીજ, એ કુદરતની એક અદ્દભૂત વ્યવસ્થા છે. વનસ્પતિ વેત્તાઓનાં બારીક અવલોકનથી સિદ્ધ થયુ છે કે, ઘણીક વખતે, પવનની 'હેરી (સપાટા) સાથે 'નર-ફુલો'નો પરાગ (Pollen) ઉડી આવીને 'માદા-ફુલો'માં પડે છે અને તે 'માદા-ફુલો' તેથી કરીને ગર્ભવંત થાય છે. આ ઉપરાંત રંગબેરંગી પતંગીઆઓ, નાના તરેહનાં પંખીઓ અને મધુમક્ષિકાઓ, 'નર-ફુલો' ના રંગથી ભ્રમિત થઇને, ભમતી ભમતી તે ઉપર જઇ બેસે છે. ત્યાં તે જંતુઓ 'નર-ફુલો' ની પરાગ, (Pollen) લેઇને ઉડે છે. ત્યાંથી, ઉડતાં ઉડતાં 'માદા-ફુલો' ઉપર જઇ બેસે છે, અને આમ પણ 'માદા-ફુલો' ગર્ભવંત બને છે. ફુલના રોપાઓ અને પુષ્પવૃક્ષોના જન્મક્રિયાનો આ ઇતિહાસ જેટલો ભેદ ભરેલો લાગે છે, તેટલોજ તે ખરો છે. આથી એ સિદ્ધ થાય છે કે ચઢતી પંક્તિના જાનવરોમાં, તેમજ મનુષ્ય જાતમાં, નર અને નારીની જનેંદ્રિઓ, જેમ નવજીવને જન્મ આપવા માટે કુદ્રતે સરજેલાં છે તેનેજ મળતાં અવયવો વનસ્પતિવર્ગને પણ કુદ્રતે સરજેલાં છે. આપણો ખેડુતવર્ગ ખાત્રીપૂર્વક માને છે કે, સજીવ-ચેતન પ્રાણીઓની પેઠે, વનસ્પતિવર્ગને પણ ખોરાક (ખાતર) અને પાણીની આવશ્યકતા છે. પ્રોફેસર બોઝ પ્રયોગપૂર્વક પ્રસિદ્ધ કરે છે કે પ્રાણીવર્ગની પેઠેજ વનસ્પતિવર્ગ ઉપર પણ ટાઢ અને ઉષ્માની અસર થાય છે. આપણામાંથી ઘણાંએકને એવો અનુભવ પણ હશેજ કે એક જાતનો-લાજ લજામણી (Sensative Plaint)નામનો છોડ આપણા સ્પર્શથીજ સંકોચાવા લાગે છે. આધુનિક વિજ્ઞાન અને સુક્ષ્મદર્શક કાચ દુનીઆમાં શું શું કરી રહ્યાં છે! પરંતુ, એવા સૂક્ષ્મદર્શક કાચ-અગર દુર્બીન આદિની સહાયતા સિવાય પણ આપણા પ્રાચીન ઋષિમુનીઓએ, વૃક્ષમાં જીવ જોયો છે, અને ચૈતન્ય માન્યું છે. તેમની બુદ્ધિમત્તાને સહસ્ત્રાવધિ ધન્યવાદ હો!! કે જે ઋષિમુનીઓના ગૌરવને ગર્વપૂર્વક સ્મરણ કરવામાં, સેંકડો ભારત-સંતાનો, હજી પણ પોતાને અહોભાગી માને છે.

## સત્ય.

( લેખક—ભીખારામ ગોવિંદરામ—પાટણ. )

સર્વ વિષયો, વાણીથી સમજાય છે, કારણ કે વાણીમાં તેઓનુ મૂળ રહેલું છે, અને તે વાણીમાંથી બહાર નીકળે છે, માટે જુઠીવાણી બોલનારો સર્વ વસ્તુને જુઠી પાડે છે.

सत्ये कृत्वा प्रतिष्ठान्तु प्रवर्त्तन्ते प्रवृत्तयः ।
सत्यमेव गरीयस्तु शिष्टाचार निषेवितं ॥

महाभारत वन अ. ३१-७४

સત્યને આધારે જગતના સર્વ વ્યવહારો ચાલે છે. શિષ્ટાચાર સંયુક્ત સત્ય અતિ ઉત્તમ ગણાય છે.

सत्यंब्रह्म तपः सत्यं सत्यं विसृजते प्रजाः ।
सत्येन धार्य्यते लोकः स्वर्गं सत्येन गच्छति ॥

महाभारत शांति. अ. १९०

સત્ય બ્રહ્મ છે સત્ય તપ છે, અને સત્ય પ્રજાને સર્જે છે, આ લોક સત્યને આધારે રહેલો છે તથા સત્યદ્વારા લોકો સ્વર્ગમાં જાય છે

अनृतं तमसो रूपं तमसा नीयते ह्यधः ।
तमो ग्रस्ता न पश्यन्ति प्रकाशं तमसावृताः ॥

महाभारत शांति. अ. १९०

અસત્ય એ અંધકાર સ્વરૂપ છે. એ અંધકારના પ્રભાવથી લોકોનો અધ:પાત થાય છે. અંધકારથી ઢંકાયલા લોકો અજ્ઞાનથી ગ્રસ્ત થએલા હોવાથી પ્રકાશને દેખતા નથી

नास्ति सत्यसमो धर्म्मो न सत्याद्विद्यतेपरं ।
नहि तिव्रतरं किंचिदनृतादिह विद्यते ॥

महाभारत शांति. अ. १९०

સત્યના સમાન બીજો ધર્મ નથી. જેમ સત્ય કરતાં બીજી કોઈ પણ વસ્તુ ઉત્કૃષ્ટ નથી તેમજ આ લોકમાં અસત્યથી વધારે તીવ્ર પણ બીજી કોઈ વસ્તુ નથી.

"નીતિ–શિક્ષણ" નામની ચોપડી પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ એમ એ. એલ એલ. બી. એ તૈયાર કરેલી છે તેના પાન ૫૦ મા "જુઠ સમુ નહી પાપ," પછી સાચો છોકરો, ત્યાર બાદ વસુરાજાનો પક્ષપાતી રાજા સિંહાસન ઉપરથી ઉથલી પડયો. એવા પાઠ છે.

મહાભારતની વાત "નરો વા કુંજરો વા" સત્યવાદીનુ ધર્મ સંકટ, દ્રોણાચાર્યનુ યુદ્ધ જીવ બચાવવા ખાતર શ્રી કૃષ્ણે યુધિષ્ઠિરને કહેવાથી "અશ્વત્થામા મરાયો" એમ યુધિષ્ઠિર જયની ઇચ્છાથી ઘણા સંકોચથી બોલ્યા, આચાર્યે અસ્ત્ર ફેંકી દીધા પણ અત્યાર સુધી યુધિષ્ઠિરનો રથ પૃથ્વિથી ચાર આંગળ અદ્ધર ચાલતો હતો તે પૃથ્વીને અડયો. છેવટે એમને નરકનો ભોગ ભોગવવો પડયો ( જુઓ પાંડવોનુ સ્વર્ગારોહણ ), બોલ્યુ પાળવું (પાન ૬૧)

સાચું બોલવાની હિમ્મત હિરણ્યકશ્યપુ અને પ્રહલાદનું આખ્યાન માચને આંચ નથી પાન ૭૬ વચનામૃતે પાન ૭૭

૧ પૃથ્વી સત્યથી રહી છે. આકાશ સત્યથી ટકયું છે. વેદ.

૨ સત્ય શ્રેષ્ટ છે. સત્યથીજ સ્વર્ગે જવાય છે. જે સત્ય છે તે ધર્મ છે. જુઠ છે તે અધર્મ છે વિગેરે, " મહાભારત "

૩ જુઠથી સર્વ કલ્યાણનો નાશ થાય છે. સત્ય એ જ્ઞાનનો પાયો છે ઇત્યાદિ. હેમચન્દ્રાચાર્ય.

૪ અસત્ય બોલે છે તે દુશ્મન છે. વચન આપીને તોડે છે તે વીશ્વાસઘાત કરે છે, પાક જ ાન ( સાચીવાણી ). હજરત મહમદ

૫ જુઠી વાત ચલાવીશ નહી. જુઠી સાક્ષી પુરીને પાપીને મદદ કરીશ નહિ —બાઇબિલ.

૬ સત્ય સમાન સુધર્મ નહિ. દલપતરામ

" મહાભારત " વિદુષી એનીબીસેન્ટે બનારસ હીંદુ સેન્ટ્રલ કોલેજના વિદ્યાર્થીઓ પાસે આપેલા વાખ્યાનોનું ભાષાંતર નિર્ણયસાગર છાપખાનામાં છાપ્યું છે, તેના ઉપોદ્ઘાતમાં લખ્યું છે કે મહાભારત એ નીતિશાસ્ત્રનો વડો ગુરૂ છે. તે બોધ આપે છે કે તે સત્ય અસત્ય વિષે ઘણી વાર્તાઓ તેના પરિણામો કરી બતાવે છે. સદાચારના નિયમ શીખીએ છીયે.

ઇન્દ્ર બ્રાહ્મણ થઇને પ્રલ્હાદ પાસે ગયો અને તેનો શિષ્ય થઇને સેવા કરી જેથી પ્રલ્હાદે પ્રસન્ન થઇ વર માગવા કહ્યું ત્યારે ઇન્દ્રે કહ્યું કે " હુ તમારી સદ્‌નીતિ ઇચ્છું છું " ત્યારે તેના પરિણામના માટે ડર ખાઇને વચન પ્રમાણે પ્રલ્હાદે વર આપ્યો તેથી પ્રલ્હાદના શરીર માંથી સદ્‌નીતિ, ધર્મ, સત્યવ્રત, બળ, લક્ષ્મી ચાલ્યાં ગયાં.

ઉશી નરરાજાએ કપોત પક્ષી પોતાના શરણ આવવાથી તેને પાછુ ન આપતાં તેના બદલે પોતાના શરીરનું માંસ આપવા કબુલ કર્યુ અને આપ્યું. દેવતાઓએ દર્શન દઈને આશિર્વાદ આપ્યો.

બીજા પ્રકરણમાં ભીલના રાજા નીસાદસનો એક લવ્ય નામે પુત્ર તેની પાસે ગુરૂ દ્રોણાચાર્યે ગુરૂ દક્ષિણા માગી. એકલવ્યે તેની પાસે જે હતું તેમાંથી જે જોઇએ .તે આપવાનું કહ્યું. ગુરૂએ તેના જમણા હાથનો અંગુઠો કાપી આપવા કહ્યું. તે દારૂણ વચન સાંભળીને એકલવ્ય જે સત્યને વળગી રહેનારો હતો તેણે ખેદ પામ્યા વગર અંગુઠો કાપી આપ્યો.

દ્રૌપદીને પાંચ પતિ. તેઓએ એવો નિયમ કર્યો કે જ્યારે દ્રૌપદી સાથે આપણામાંનો કોઇ પણ એકાન્તમાં બેઠો હોય ને બન્નેને આપણામાંથી જે કોઇ જુએ તે બાર વર્ષ વનમાં રહે. હવે એક સમયે બ્રાહ્મણની ગાયો ચોરોએ હરણ કરી તેથી તે પાંડવો પાસે રડતો આવ્યો જે ઘરમાં દ્રૌપદી અને યુધિષ્ટિર બેઠાં હતાં તે ઘરમાં અર્જુનનાં હથિયાર હતાં. અર્જુને ધાર્યું કે બ્રાહ્મણનું રક્ષણ ન કરૂં તો રાજા દોષીત ઠરશે. શસ્ત્ર લેવા ઘરમાં જઊં તો મને વનવાસ મળે; પણ વનવાસ ઠીક છે. શરીર કરતાં ધર્મ શ્રેષ્ટ છે, ઓરડામાં ગયો. ધનુષ્ય લેઇ ચોરો પાસેથી ગાયો પાછી લાવી બ્રાહ્મણને આપી. વનવાસ જવા રજા માગી. યુધિષ્ટિર રાજાએ ના કહી. પણ અર્જુને કહ્યું કે હું સત્યથી ડગીશ નહી. સત્ય એજ મહારૂં આયુધ છે.

પાંડવો વનમાં ફરતાં બારમુ વર્ષ ચાલતું હતું. શ્રી કૃષ્ણે યુધિષ્ટિરને પરીક્ષા કરવા કહ્યું

કે મ્હારા ભાઇ બલરામ સાથે તમારૂં સૈન્ય લડાઇ કરવા મોકલો. યુધિષ્ઠિરે દઢતાથી જવાબ આપ્યો કે બાર વર્ષ વનમાં પુરાં કરીશુ ને એક વર્ષ ગુપ્ત રહીશું પછી મદદ લેવા આવીશુ. પાંડુ ‍ ના પુત્રો કદી સત્યનો ત્યાગ કરશે નહી.

શ્રીકૃષ્ણ ભીષ્મ સામે ધસ્યા ત્યારે અર્જુને કહ્યુ કે તમે અનૃત કરવા યોગ્ય નથી. તમે પુર્વે કહેલુ છે કે હું યુદ્ધ નહી કરૂં ને આ વખતે તમે તેમ કરશો તો લોકો તમને મીથ્યાવાદી કહેશે. ક્રોધાવીષ્ટ ભગવાને ભીષ્મને જાતે મારવાનું અને કરેલી પ્રતિજ્ઞા તોડવાનું કર્યુ પણ સત્યવાદી યુધિષ્ઠીરે ભગવાનને પોતાની પ્રતિજ્ઞા નહી તોડવાનું કહ્યું.

પાંડવો વાસુદેવ સહીત શસ્ત્ર તથા કવચ મુકી હાલના જમાનાને આશ્ચર્ય લાગે એવું ભીષ્મને તેના મોતનું કારણ પુછવા તેની પાસે ગયા. ભીષ્મે કહ્યું કે શીખંડી પુર્વે સ્ત્રી હતો. તેની સામે હુ લડીશ નહી. અર્જુન શીખંડીને આગળ કરી મને બાણ મારે (ભીષ્મ પર્વ અધ્યાય ૧૦૭) એજ પ્રમાણે ધર્મ રાજાયે દ્રોણાચાર્ય પાસે જઇ એમના વધનો ઉપાય પુછયો તેમણે કહ્યુ કે સત્ય વચન બોલનારથી મારૂં અપ્રિયવચન સાંભળી સંગ્રામમાં હું શસ્ત્ર ત્યાગ કરૂં (ભીષ્મ પર્વ અધ્યાય ૪૩) તાત્પર્ય પોતાના મૃત્યુ વીષે પણ સત્ય ભાષણ કરનારા મહાન શુરવીરો હતા.

ભીષ્મપીતામહે યુધિષ્ઠિર રાજાને ધર્મ વીવેચન કર્યું છે તેમાં રાજાઓએ સત્યમાં આસકત રેહેવું. સત્યનું રક્ષણ કરવું.

તપ યજ્ઞથી પણ ઉત્તમ છે એવી વેદની શ્રુતી છે તે તપ કહુ છુ. અહિંસા, સત્યવચન વીગેરે. સત્યને સર્વદા નમસ્કાર કરવો. સત્ય એ પરમ ગતિ છે. સત્ય એજ ધર્મ છે, સત્ય એજ પરમ યજ્ઞ છે. સર્વે કોઈ સત્યને વીષેજ રહેલુ છે સમાન બુદ્ધિ, ઇન્દ્રિયદમન, ક્ષમા, લજ્જા, સહનશીલતા, દયા, ભલમનસાઇ, અનુસયતા, ધ્યાન, આર્યપણુ, ધૃતિ, અહિંસા એ સત્યના પ્રકાર છે. ખરેખર ધર્મનું મુળ સત્ય છે.

સત્યના માટે આથી વધારે પ્રમાણો આપવાની જરૂર નથી. મહારા વહાલા આર્ય બંધુઓ સત્યથીજ કીર્તી અને યશ પ્રાપ્ત થાય છે. કલ્યાણનો માર્ગ પણ એજ છે. તેથી સત્ય માર્ગે ચાલવા હુ વિનતિ કરૂં છુ.

દધીચિ ૠષિએ ઇન્દ્ર રાજાને વજ્ર માટે પોતાના શરીરનાં હાડકા માગ્યાથી આપ્યા હતાં. એવા સત્ય સંકલ્પ વાળા પરોપકારી મહાત્માને વંદન કરી આ લેખ પુર્ણ કરૂં છુ. તેમાં ભુલ ચુકની ક્ષમા યાચું છુ.

## સમાજસેવામાં સ્ત્રીઓનું સ્થાન.

(પ્રવચક—સૌ. ચંચળબાઈ કેશવલાલ મોતીલાલ.)
માંડવી—(સુરત.)

સુરત જીલ્લાના માંડવી કસ્બાતી પારસી ધર્મશાળાના ભવ્ય મકાનમાં, તા. ૨૯-૧-૩૫ ને રોજે, સુરત જીલ્લાના કલેકટર મિ. એફ. જી. આર, આઈ. સી. એસ. ના પ્રમુખપણા નીચે ભરવામાં આવેલી સભામાં, સેન્ટ જ્હોન એમ્બ્યુલન્સ એસોશીએશનના માંડવી ક્લાસ સેન્ટરમાં અકસ્માતમ્ 'પ્રાથમીક મદદ'ની પરીક્ષામાં ઉત્તીર્ણ થએલા'તાલુકાના સરકારી

અમલદારો આદિ પુરૂષ તેમ જ સ્ત્રી અભ્યાસીઓને, સર્ટીફીકેટો વ્હેંચી આપતી વખતે, તેવું સર્ટીફીકેટ મેળવનાર સૌ. ચંચળબાઇ કેશવલાલ મોતીલાલે, તે સભામાં, કરેલા ભાષણનો સંક્ષિપ્ત સાર એવા હેતુથી અત્ર, આપવામાં આવે છે કે, તેનું વાંચન તપોધન બ્રાહ્મણ જ્ઞાતિની મહીલાઓને છેક નિરર્થક લાગશે નહિંજ.

શ્રીમાન પ્રમુખ સાહેબ અને સજ્જનો !—

વિલાયતમાં, દયાની બ્હેનો જે રીતે પરગજુઈની વૃષ્ટિ વરસાવી રહી છે !—મુંબઇમાં સેવા સદન જે રીતે સમાજ સેવા ઉઠાવી રહ્યું છે !—સુરતમાં, વનિતાવિશ્રામ જે રીતે વિદ્યાદાન વ્હેંચી રહ્યું છે !—આફ્રીકામાં, સૌ. કસ્તુરબાઈ મોહનલાલ કરમચંદ ગાંધી, જે રીતે સત્યાગ્રહનાં અસહ્ય સંકટ સહન કરીને એક વીરાંગના તરીકે વખણાઈ રહ્યાં છે ! અને ગંગાસ્વરૂપ જમનાબાઈ નગીનદાસ સક્કઈ દુકાળ જેવા પ્રસંગોએ, જે રીત પરોપકારી કાર્યો કર્યા જાય છે !—તે તે વૃત્તાંતોથી વાકેફગાર આપ સજ્જનોને જણાવવાની જરૂર ભાગ્યે જ રહે છે કે એક બહુશ્રુત પુરૂષોની આ સભામાં મારા જેવી એક અલ્પજ્ઞ અબળાએ, શામાટે અહીં બોલવું જોઈએ ?

સાક્ષર સજ્જનો !—આજની આ સભાનો મુખ્ય ઉદ્દેશ એજ છે કે, “ અકસ્માતમાં પ્રાથમિક મદદ ” જ્ઞાનનું લોક સમાજમાં, જેમ બને તેમ વધારે વિસ્તરવું; તથા તેને યથા શક્તિ ઉત્તેજન આપવું ! ! એ જ્ઞાન આબાળ વૃદ્ધ અને સ્ત્રીપુરૂષોને, એક સરખું ઉપયોગી છે, અરે ! હું તો કહીશકે, પુરૂષો કરતાં, અમો સ્ત્રીઓને, એ જ્ઞાનની વિશેષ જરૂર છે ! ! કારણ કે, અમારાં કુટુંબનાં વૃદ્ધ વડીલ જનોની સેવા ચાકરી કરવાનું કામ અમો સ્ત્રીઓનું છે ! અમારા કુટુંબની બાળ પ્રજા ઉછેરવાનું કામ અમો સ્ત્રીઓનું છે ! અને કુટુંબમાંના અન્ય અપંગ તથા આશ્રિતજનોનાં નિભાવ કરવાનું કામ અમો સ્ત્રીઓનું છે ! અમારાં અશક્ત વૃદ્ધ વડીલોને હાલતાં ચાલતાં ! અમારાં બાળકોને નિર્દોષ રમત ગમતમાં ! અને અમારાં અનેક ગૃહકાર્યમાં ડગલે અને પગલે નાના મોટા અકસ્માત થવાનો સંભવ ક્ષણે અને પ્રતિક્ષણે રહે છે ! ! અકસ્માત ઇજા કોને અને ક્યારે નહી થાય ! તે કોણ કહી શકશે ? થનાર વસ્તુ કાંઇ કહીને થતી નથીજ ! આપણે ગમે તેટલી સાવચેતી રાખીયે તોપણ વ્હેલો કે મોડો અકસ્માત તો થવાનોજ ! એટલા માટેજ એ આફતનું શસ્ત્રપૂર્વકનું જ્ઞાન અતિઆવશ્યક અને ઉપયોગી છે ! ! એ જ્ઞાનનો થોડો ઘણો લાભ આપની સાથે હું પણ લેવાને ભાગ્યશાળી થઈ છું અને તેથીજ આજની આ સભામાં આવવાની હું હીમત ધરૂં છું ! !

સુજ્ઞ શ્રોતા જનો !—એક સમય એવો હતો કે, આપણો આર્યાવર્ત, અનેક સતીઓ અને મહા સતીઓથી ઉભરાઇ જતો હતો !—એક સમય એવો હતો કે આપણી આર્ય સ્ત્રીઓ, મહાન્ ઋષિમુનિઓ તથા ધર્માચાર્યોની મોટી મોટી સભાઓમાં હોંશપૂર્વક ભાગ લેતી હતી ? અને એક સમય એવો હતો કે શ્રીમતી સાધ્વિ ‘કૈકેયી’દેવી’એ, પ્રતાપી ‘દશરથ’ રાજાને, યુદ્ધ ક્ષેત્રમાં લડતાં લડતાં રથ ભાગી જવાથી, પોતાનો સુકોમળ હસ્ત અર્પીને એકદમ ‘પ્રાથમિક મદદ’ કરી હતી. શાબાશ છે એવી સાધ્વી સ્ત્રીઓને ! અને સહસ્રાવધિ ધન્યવાદ છે એવી અનેક સાધ્વી સ્ત્રીઓ ધરાવનાર આ પવિત્ર ભારતભૂમીને ! ! પરંતુ, !

અફસોસ !! આજે, અમો સ્ત્રીઓની દશા કેવી છે. ? આપણા એક સાક્ષર ગુર્જર કવિએ સત્ય કહ્યું છે કે:—

"ભાઈ તો ભૂગોળ ને ખગોળમાં રમે છે; !"
"પણ પેલીનું તો ચિત્ત ચુ'લામાંય." !!

આજકાલ, પાઠશાળાની મોટી મોટી પદ્વીઓ પ્રાપ્ત કરનારાની ધર્મ પત્નિઓની સર્વ ચતુરાઈ, કેવળ ભઠીઆરા પણામાંજ ભરાઇ રહે છે ! આજકાલ, અમો સ્ત્રીઓની સભાઓ અને ભાષણો, જુઓ તો, મરણ પાછળ, હોંશપૂર્વક, રડવા કૂટવામાંજ, અગર લગ્ન પ્રસંગે અમર્યાદ ફટાણા ગાવામાંજ, સમાઇ જાય છે ! આજકાલ, અમારી ઘણીખરી બ્હેનોને રૂપીઆના પૈ, પૈસા ગણતાં પણ આવડતું નથીજ ! આજકાલ, ઘરનાં માણસોમાં માંદગી આવતાં, તેની યોગ્ય માવજત કરવાના જ્ઞાનને અભાવે, કલ્પીત દેવદેવીઓની બાધાઓ અને માનતાઓ માનવા અમો બેસી જઇએ છીએ !—અને આજકાલ અમારી બાલપ્રજાને—નાની મોટી અકસ્માત ઇજા થઇ આવતાં, કાંતો અમે હાથ જોડીને બેસી રહીએ છીએ અને રડવા લાગીએ છીએ, અગર તો, લોહી નીકળતી જગાએ, ચપટી ભરીને ધુળ ભભરાવીને, કિંવા, ભીંતેથી કરોળીઆનાં મલીન જાળાં જખમમાં ભરીને, 'ધનુર્વાત' જેવા પ્રાણઘાતક વ્યાધી વ્હોરી લઇએ છીએ !!

વિવેકી ભ્રાતાઓ !—આવાં આવાં અક્ષમ્ય અજ્ઞાન દૂર કરવાને માટેજ,'—આવાં આવાં અનિષ્ટ પરિણામ અટકાવવાને માટેજ, ! આ એમ્બ્યુલન્સ સંસ્થાઓ સ્થપાઇ છે ! ! તે પરોપકારી એમ્બ્યુલન્સ સંસ્થાના અતિ પુન્યપ્રદ શિક્ષણનો લાભ, સર્વ સ્ત્રીપુરૂષો લે,! અને દુ:ખી દરદીને સહાય થતાં શીખે ! એવી સન્મતિ સર્વના હૃદયમાં પ્રકટે ! એટલી પ્રભુપ્રાર્થના કરીને, બેસી જવાની રજા લેવા પૂર્વે સ્ત્રીશિક્ષણની પ્રગતિ, અને સમાજસેવાના ઉત્તેજનાર્થે, નામદાર પ્રાટ સાહેબે જે પ્રશંસાના શબ્દો કહ્યા છે, તે બદલ તેમનો હું અંત:કરણપૂર્વક આભાર માનું છું. ૐ ! શાંતિઃ !! શાંતિઃ !! શાંતિઃ !!

## જ્ઞાનદેવી.

### ( પ્રકરણ ૨ જું—ચાલુ. )

આ વાર્તાના ચાલુ પ્રસંગે પંડિત—સૂર્યપ્રસાદજી હયાત નથી, તેમના દેહાંતને આજ દશ વર્ષ થઇ ગયાં છે. તેઓ જ્ઞાનદેવી નામની એક પાંચ વર્ષની પુત્રી તથા પોતાની કરકસરથી સંગ્રહ કરેલી સર્વ મીલકત વાડી—બંગલા અને ખેતરો મોટાશેઠ—મદનલાલને સોંપી ગયેલા હતા. મદનલાલ ખંભાત સ્ટેટમાં વકીલાતનો ધંધો કરતા હતા જાતે ખંતીલા અને બહુ મહેનતુ હતા. તેઓ જો કે કાયદા ભણીને પાસ થયેલા વકીલ નહોતા પરંતુ સ્ટેટમાં ખાસ બાંધેલા કાયદા પણ થોડાજ હતા, જેથી વાચાળ માણસ ફાવી જતા. અસલના કાઝીસાહેબ જેઓ જડજ તરીકે ચુકાદા આપતા—તેમના છોકરા સાથે મદનલાલ ફારસી શીખવા જતા. એક વખત કાઝીસાહેબને ઘેર તે ગયેલા અને કોઈ ગુંચવાડાના કેસ સંબંધમાં મદનલાલે

બનાવટી માક્ષીઓને એકજ સવાલથી જૂઠા પૂરનાર કરાઈ શકાય એવો મુદ્દો બતાવ્યાથી કાઝીસાહેબે ચોક્સ ન્યાય કર્યો અને તેથી શહેરમા તેમની વાહવાહ થઇ ગઇ ! આના ફળરૂપે કાઝીસાહેબે મદનલાલને વકીલાતની સનદ આપેલી કાઝીસાહેબની મહેરબાનીનો પૂરેપૂરો લાભ મદનલાલ લેતા. "અરે આમ કરાવી આપુ !" વિગેરે વાતોથી મોટી રકમો અસીલ પાસેથી તેઓ પડાવતા અને વખતે સામા પક્ષવાળાની પણ દક્ષિણા સ્વીકારી લેતા ! સૂર્યપ્રસાદ જો કે વિદ્વાન્ હતા પરન્તુ અતિ વિશ્વાસુ હોવાથી ધૂર્તલોક તેમને ફસાવી જતા એક વખત દીવાનજીને માટે ખરીદેલી વાટાની જમીનનો વાધો નીકળ્યો અને ઘણી મોટી જમીન, આપેલા પૈસા પાછા ન મળતા હાથમાથી જવાની સંભાવના હતી આ વખતે દીવાન પત્નિ ગંગાબાઇ સાજા રહેતા હતા અને તેઓ સૂર્યપ્રસાદની સહાયથી અને ઘણી જમીન તેના હાથમા જો ઇને એમ માનવા લાગ્યા કે તેણે દીવાનજીની જ ઘણીખરી પચાવી લીધી હશે. આ વાત સૂર્યપ્રસાદને કાને પડવાથી તે ગમે તે ભોગે પણ પોતાપરનો વહેમ દૂર કરવા ઇચ્છતા હતા અને તેથી મદનલાલને તેમણે એક ચીઠ્ઠીમા એવી મતલબનુ લખ્યુ હતુ કે 'મારી સર્વ મિલકત ખર્ચાઇ જાય ત્યાસુધી પણ હુ લડીને દીવાનજીની જમીન બચાવવા ઇચ્છુછુ તમે મોકલેલા ખતપત્રાદિ જોઇને અભિપ્રાય આપશો '

મદનલાલે ઘણો પરિશ્રમ લઇને પડિતજીને છોડાવી આપ્યા અને ત્યારથી સૂર્યપ્રસાદ તેના ઉપર ઘણા પ્રસન્ન રહેતા હતા ગંગાબાઇનો વિશ્વાસ પણ પડિતજી ઉપર વધવા માડયો હતો અને પોતે તેમની સલાહ સિવાય કાઇપણ કામ કરતા નહિ યશોદાની કેળવણીનો ભાર પડિતજીએ પોતે લીધો હતો કારણકે ત્યા કોઈ કન્યાશાળા હતી નહિ. એટલુજ નહિ પણ પુત્રીઓને ભણાવવાનુ પણ પાપ મનાતુ હતું ! યશોદાની અગીઆર વર્ષની ઉમરે ન્યાત વાળાના માગા આવવા માડયા, ગંગાબાઈ પોતે સસ્કારી હતા અને તેમા વળી પડિતજીની સંમતિ નહિ હોવાથી ન્યાતવાળાની માગણીઓનો અસ્વિકાર થતો જોવી તેના બે ચાર પેટ બળતા લોકોએ ખટપટ કરી ગંગાબાઇને ન્યાત બહાર મૂકી દીધા ! આમા દીવાનજીના દૂરના પિત્રાઇનો જબરો હાથ હતો અરે ! હમારા કૂળમાં આવુ કટક બાઇ કદી નીવડયુ નથી–તે તો ચૌદ પેઢી નરકમા નાખશે ' આમ તે કહેતો ફરતો હતો. ગંગાબાઇને માટે અનેક અ વાચ્ય વાતો ન્યાતની સ્ત્રીઓ કરવા લાગી તે ઘરની બહાર નીકળતી તો રસ્તામાં તેની તરફ આગળીઓ થવા લાગતી હાય હાયરે બા ! એ રાડ શખણીનો હાથ ઘણીને મારવામાં કેમ ઉપડયો હશે ? 'જોને મોઢા ઉપરથી કોઇ એમ માને પણ ખરૂ ? જાણે બિચારી ગરીબ ગાય !' 'ના ના કાકીજી ! એતો મોઢું દહીંજ દાત પાડે કની ?' 'રાંડ મોટો ચોટો કરી બૂટ પહેરાની કાઇ જાગવાને આપશે કે શુ ?' આવી આવી અનેક ટીકાઓ થતી હતી. ગંગાબાઇને કાને પણ કોઈ કોઈ વાતો પડતી પરન્તુ વાહ ! શી તેમની સહનશીલતા, લોકો ગંગાના પવિત્ર જળમા મળમૂત્રાદિની ગામની ગટરો નાખે છતાં કયા કદી ગંગાએ તે ગામોમા જળ પ્રલય કર્યો છે ! દુઃખ કેવળ તેને એજ થતું હતુ કે આવી અજ્ઞાનાન્ધકારમા અથડતી સ્ત્રીઓની ભલાઇ કરવાને તે ખીચારીને કોઇ પણ તક મળતી નહિ, એક રાત્રે સૂર્યપ્રસાદ યશોદાને ગીતા શીખવતા હતા તેમા ગંગાના કાને એટના શબ્દો પડયા કે "તપ આદિ યોગ સાધનોથી જેણે પોતાનો આત્મા નિર્મળ કર્યો છે, તપસેવનથી જેણે સર્વ અંગોને

વશ કર્યા છે એવા જીતેંદ્રિય, મર્વ પ્રાણીઓમા યોગબળ–ઐશ્વર્ય તથા તેજ પ્રતાપથી જેનુ સ્વરૂપ પ્રકાશિત છે, તે મનુષ્ય અન્ય પ્રાણિઓને સુખ પહોચાડતો કર્મથી લિપ્ત થતો નથી." આથી ગંગાબાઇએ વિચાર કર્યો કે યદિ મારે સ્ત્રીઓમાં જ્ઞાનપ્રકાશ કરવો હોય તો મારે પોતે પ્રથમ તપ કરી જ્ઞાન પ્રાપ્તિ કરવી અને બાદ યત્ન કરેથી સફળ થઇશ. બસ એજ નિશ્ચય.

મવારમાં પંડિતજી ઉઠે છે તો તેમને પત્નિ તરફથી કેટલાંક કાગળીઆ અને એક પત્ર મળે છે જે વાંચી પંડિતજી એકદમ આશ્ચર્યંત થઇને 'ધન્ય છે ધન્ય છે' કહેવા મંડી ગયા!

'અરે પણ મશ્કરી શા માટે કરો છો! મને તો માળીએ આપને આપવાને હમણાંજ આપ્યા તેથી હું આપુ છુ તેમાં મારી હાંસી કેમ કરો છો! છે શું?' પંડિતાણીએ દીનવદને પૂછ્યું.

'કાંઈ નહિ. દેવી! તમારી હાંસી નથી કરતો. પરંતુ ગંગાબાઇના આત્મત્યાગને માટે હું ધન્ય ધન્ય કરુ છું જૂઓ વાંચો' પંડિતજીએ શાંતિથી પત્ર આપતાં કહ્યું. પંડિતપત્નિ રમાબાઇ પત્ર વાંચી સ્તબ્ધ ઉભાં રહ્યાં. 'કેમ બોલતાં નથી રમાજી? ફરજ આવી પડી તેથી બ્હીઓ છો શુ?' 'ના, નાથ! તે પવિત્ર ફરજને હું ચાહુ છુ. ગંગાબાઇના કામ માટે પણ મને માન છે પણ આ ઉપરવર થયેલી યશોદાનુ શું કરશું? તેની ન્યાતવાળા તો તેને લેશે પણ નહિ' 'તેનો મ્હેં વિચાર કરી રાખ્યો છે અને લગભગ નક્કી પણ કર્યું છે!'

'હાં હાં. ક્યાં? કહોની!'"

મદનલાલ વકીલ જુના વિચારના અને રૂઢી રક્ષકમાંના અગ્રેસર હતા, છતાં પોતાની ન્યાતમાં કન્યાની અછત અને તેમનાજ વિચારના લોક ફળ જોનાર હોવાથી તેમનો કોઈ ઘડો કરતું નહિ. એક દિવસે મર્યપ્રસાદ ગામડેથી ખેતર જોઇને પોતાની ગાડીમાં ઘેર આવતા હતા ત્યાં રસ્તામાં મદનલાલ મળ્યા, તેઓ મવારમાં ફરીને પાછા વળતા હતા. બન્ને જણા ગાડીમાં બેઠા. પંડિતજીએ પૂછ્યુ કે તમારી ઉમર કેટલી થઇ હશે. મદનલાલે સતાવીસ વર્ષની જણાવી. 'વાહવાહ આટલી નાની ઉમરમાં તમે ઠીક કીર્તિ પ્રાપ્ત કરી છે! ત્યારે હવે લગ્ન કેમ કરતા નથી?' પંડિતજી! સાણુ આપડા વિચાર ઉંચા અને લાયકની કોઇ કન્યા નહિ મળે, તો તમે નહિ ભાષણમાં કહો છો કે એક પૈડુ લાકડાનું અને બીજું કીચડ માટીનું તે ગાડુ ચાલે કેમ? તેવી રીતનુ હોવાથી આપણે એમજ માની બેઠા છે કે ભણેલી સુશીલ મળે તો ઠીક નહિ તો ઘરમાં તમો કહો છો તેમ દેવાસુર સંગ્રામ કરવા કરતાં એકલાં ભગવત્ ભજન કરશુ તો ક્યાં કલ્યાણ નહિ થાય?" "ત્યારે વકીલ સાહેબ તમો એક નાના ખાબોચીઆમાં જેમાં નવું જળ ન આવે, ન જાય તેમાંથી શુદ્ધ પાણી મેળવવાની કેવી આશા રાખો છો? મૂળે તમારી નાત તો નહાની છે અને તેમાં આખા શહેરમાંજ કેળવણીનો અભાવ ત્યાં પછી તેજ ખાબોચીઆ રૂપ નાની ન્યાતમાંથી વળી મનગમતી કોઇ મળવાની હતી જે?" "પંડિતજી અમારી ન્યાતમાં અછતને લઇને કોઇપણ ભાણે ખપતી વાણીઆની કન્યા લાવવાની છૂટ તો છે પરંતુ બીજી ન્યાતવાળા આપે ત્યારે ની. અને સાળુ ધંધા આગળ તે વિચાર કરવાની પણ ફુરસદ ક્યાં છે? મારી માતા તથા એક વિધવા બ્હેન છે તેથી ઘરનુ ગાડુ તો ચાલેજ છે, નહિ હોય તો રસોઇઆથી ચલાવી લઇશું પણ તમારા ભા-

પણથી આપણે તો એટલું તો શીખ્યા છે કે મારા વિચારની ભણેલી ગણેલી વિદ્વત્તાવાળી મળે નહિ તો આપણે કરવું પણ નથી."

"હમારા દિવાનજીને તમો એકજ ન્યાતના ને?" "પંડિતજી તમારા હિંદુસ્તાનમાં ઠીક હશે. હમારે તો ન્યાતોની પેટા ન્યાતો અને તેમાં વળી તડ! હમે મોઢ તો બન્ને ગણાઇએ પણ હમો દશા અને દીવાનજી વીસા એટલોજ માત્ર ફેર." 'ઠીક ત્યારે દીવાનજીની પુત્રી માટે તમારો શો મત?'

'અરે પંડિતજી તમારા જેવા શાણા માણસ પણ આવી મજા કરતા હશે કે? ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગોતેલી'? 'ઠીક છે મશ્કરી કે સાચું તે પછી જણાશે હાલ તો તમને વાંધો નથી એમ હું માનું છું. લ્યો હવે હું જાઉં છું ગાડીમાં તમો ઘેર જઈ ગાડી પાછી મોકલી આપશો.

ઉપલી વાત થવાને ફક્ત એકાદ અઠવાડીઉં થયું હતું તેટલામાં ગંગાદેવી સમસ્ત મીલકત તથા છોકરીના વિવાહનો ભાર પંડિતજીપર મુકી નર્મદા તટે તપ કરવા ચાલ્યાં ગયાં. અને રમાબાઇને આ વાતના જોરથી પંડિતજીએ કહેલું કે 'તેનો વિચાર મ્હેં કરી રાખ્યો છે' ગામમાં ઘણો કોલાહલ થયો છતાં લગ્ન બહુ ધામધુમથી થયાં અને મદનલાલ એક સુશીલ પત્નિ સાથે અઢળક ધન પણ પામ્યા. હવે મદનલાલ શેઠ ગણાવા લાગ્યા. પૈસો મળવાથી પોતાનો ધીકતો ધંધો છોડી પોતાના બનેવી જે પણ ખટપટમાં પુરા હતા તેમને સોંપ્યો કદી કદી કોઇ મોટા ફળને સીસામાં ઉતારવાનું હોય તોજ મદનલાલ મદદ કરતા બાકી તો પોતે સસરાના આવેલા ખેતરાદિ સાચવી નિવૃત્તિપરાયણ થઇ સાર્વજનિક કામોમાં પડયા હતા!

પંડિતજી પોતે યશોદાને માટે આવા લાયક વરને શોધી પોતાને કૃતકૃત્ય માનતા પરંતુ સાસરે ગયા પછીથીજ યશોદાએ માનેલો હીરો તે સ્ફટીક યા કાચનો કટકો નીવડયો, એકાંત પ્રીય અને સુશીલ બાળાએ જે કાંઇ સ્થીતિમાં મૂકાઇ તે મૂગે મોંઢે સહન કર્યું અને પંડિતજીને તેની ગંધ સુદ્ધાં પણ આવી નહિ. યશોદાની સાસુ છોકરાને એમ જણાવતી કે "બઇરાં માણસને તે વળી આવાં પાનાં પોથાંની ઉપાંદ શી? એમાં તો ભાયડાનો આવરદા ઓછો થઇ જાય તું મંદિરનો કારભારી ને વહુ તો દર્શને કદી આવે નહિ તે લોકમાં ખોટું દેખાય છે કે મા જેવીજ છોકરી છે. બાવાની સેવામાં ઘડી જાય તો શું ખોટું?" વિગેરે વાતોથી મદનલાલનું મન એવું ભંભેરાતું કે તેણે યશોદાને એવો સખ્ત હુકમ કર્યો હતો કે તેણે 'ગીતા પાઠ બાઠનું ધતીંગ ન કરવું અને માની સાથે મંદિરે જઇ ઠાકોરસેવામાં કામ કરવું!' આ હુકમથી યશોદાની મનોવ્યથા શરૂ થઇ, તે નાનપીપારુ સાધ્વી સ્ત્રીને જબરીથી મંદિરની ધાંધલ ધમાલમાં અને વહુજીની પધરામણી કરાવવા વિગેરે કામમાં એક અનુચારીકા–નોકરડી તરીકે રખડપટ્ટી કરવી પડતી હતી. તે સર્વ શ્રમના બદલા યશોદાને એ મળ્યો કે એક આચાર્યનું લક્ષ તેની પ્રતિ વધુને વધુ આકર્ષાતું ગયું અને અંતે તે દિવાનની પુત્રી 'દીવાની' તરીકે સંસારમાં મનાતી હાલ તો કારાગૃહવત એક એકાંત ગૃહમાં વાસો કરે છે, તે સર્વ હકીકત આપણે યશોદાના મુખેજ સાંભળીશું કારણ તેના શીવાય સત્ય હકીકત આપણને જાણવાનું બીજું કાંઇપણ સાધન નથી! અરે! ગાંડજી' તારા નામની દુહાઇ ફેરવતાં સાચાને શુળી અને હરામીને મેવા–પૂરી મળે છે!!

સમીક્ષક.

# અસ્તોદય અને આદર્શજીવન.

દુહા

' કાલ સમય બલવાન હે નહીં પુરૂષ બલવાન,
કાબે અર્જુન લૂટીઓ, એહિ અર્જુન એહિ બાન '

પ્રિય પતિતગણ ! પૂર્ણિમાને દિવસ જે ચંદ્ર પૂર્ણ કળાથી પ્રકાશે છે, તેજ અમાવાસ્યાને દિને શુન્યમાં મળી ચોતરફ અંધકાર પ્રસરાવે છે જે સૂર્ય સવારે ઉગી, ખરા બપોરે પોતાના પૂર્ણ તેજોમય કિરણો ચોતરફ ફેંકે છે, તે સાંજે ખગહિન થઇ જાય છે ને દ્રષ્ટિગોચર થતોનથી

ફ્રાન્સના નેપોલિયન બોનાપાર્ટ વિષે કોણે ન સાંભળ્યું હોય ? આખો યુરોપ ખંડ તેની ધાકતીમાં હતો તે વીરપુરૂષનું ચીરત્વ નષ્ટ થતાં સેંટ હેલીનામાં એક બંધવા તરીકે જીંદગીનો અવશેષ ગાળવો પડયો પાનખર ઋતુમાં વૃક્ષોના પાંદડાં ખરી જઇ, વસંત ઋતુમાં પુન નવિન પ્રાપ્ત થાય છે

સમુદ્ર વિષે ભરતી ઓટ થયા કરે છે મહા પરાક્રમી ચાવડા કુળદિપક વનરાજે સ્થાપિત કરેલું રાજ્યવૃક્ષને મહાન વિજયી સિદ્ધરાજ જયસિંહના વખતમાં ફાલીફુલી પ્રૌઢ વૃક્ષ બનવા પામ્યું તે કાળે કરીને છેલ્લા વાઘેલા રાજા કરણના રાજ્યામનમાં જડમૂળથી ઉખડી ગયું એવાં એનાં સંખ્યાબંધ દૃષ્ટાંત ઐતિહાસિક દૃષ્ટે મળી આવે છે

ઉપના સમર્થનથી સિદ્ધ થાય છે કે હસ્તકૃત પદાર્થો, કુદરતી પદાર્થો સજીવ-નિર્જીવ દરેકે દરેકમાં—અસ્તોદય વા ચડતી પડતી થયા કરે છે એ કુદરતનો દૃઢ નિયમ છે અને એને માન આપ્યા સિવાય મનુજગણ અન્ય કાંઇપણ કરી શકેજ નહી એ માટે એ મત છેજ નહીં કાર્ય કરતા અનિષ્ટ પરિણામ આવે કે તે કુદરતનેજ સોંપવાનો રિવાજ હસ્તી ધરાવે છે જેથી ભાગ્યેજ કોઇ અજ્ઞાત હશે

અસ્તુ, એ નિયમાનુસાર આપણી તપોધનનામક જ્ઞાતિ કે જે પૂર્વે અત્યંત માનનીય ગણાતી હતી, જેના માનનીય પૂર્વજ દધિચિની સહાયમાં દેવાધિદેવ ઇંદ્ર તણાતા હતા જેણે આર્જવપૂર્વક તેમની પાસે પરોપકારાર્થે તેમના અસ્થિની માગણી કરી હતી જે સર્વ સુજ્ઞ બંધુઓને સુવિદિત હશે એવા મહર્ષિના સંતાનો અવ નરાસમ અવસ્થામાં સબડે છે ? ડાલન મહત્વ નથી માન પગકાંડે ઉદર નિર્વાહ કરી પંચતત્વને પામે છે ( આખા જ્ઞાન સમૂહમાંથી માન આંગળીના વેઢા ઉપરજ ગણી શકાય એટલા જ્ઞાતિબંધુઓનો ઉદય-સંપ, વિદ્યા, ધનાદિ વગેરેમાં દૃષ્ટિએ પડતો હોય તેથી સંતોષ માનવાને કાંઇ કારણ નથી )

આવો પ્રવાહ ચાલે છે, તેને આપણે અસ્તોદય નિયમાનુસાર માન આપો, ભલે ચાલવા દો થવા દો પણ સાથે સાથે અસ્તોદય શબ્દપર તિક્ષ્ણ દૃષ્ટિથી જોશો તો કાંઇક બીજો રહસ્ય પૂર્ણ મર્મ તમારા હૃદયમાં સ્ફુરશે, કે અસ્તોદયમાંના અસ્ત શબ્દ પ્રમાણે તો બન્યું પણ ઉદય નામક પાછલાનો અમલ થયો નથી પરંતુ અસ્ત સાથે ઉદય તો છેજ એ નક્કી છે માટે ઉદય તો થવાનોજ હવે આવા વિચાર માન્ય કરી વિરમી જઇએ, તેથી કાંઇ ભાગ્ય પાકે એમ નથી વિચાર લાંબા લાંબા-મોટા મોટા કરીએ તેથી શું ? એતો એક પ્રકારની ઘેલછા પરંતુ વિચાર કરી તે અમલમાં મુકવા એ પ્રથમ કાર્ય છે એટલુંજ નહીં પરંતુ તેમાં દરેક બંધુએ ઉતરતેભેર ભાગ લઇ ઉત્સાહિક બનવાની જરૂર છે પુન અસ્તોદયપર દૃષ્ટિપાત કરો. કુદરતપર આપણે માનસિક બુદ્ધિવડે આક્ષેપ મુકીએ છીએ છતાં લગાર બારીકીથી વિચાર કરીશું તો માલુમ પડશે કે આગ નગમાં કર્મને રીતે અસ્તોદય વા ચડતી પડતીનું ચક્ર

મનુષ્યને માથે આવી પડે છે. તો મનુષ્ય ફરજ છે કે સત્કર્મો કરી પડતીને અટકાવવી; અને કદાચ પડતી પ્રાપ્ત થઇ તો ન ગભરાતાં હિમ્મતથી ચડતી માટે પુનઃ પ્રયાસ આદરવો.

મહાભારતમાં કહ્યું છે કે—

**सुखं वा यदि वा दुःखं, प्रियं वा यदि वाऽप्रियम् ॥**
**प्राप्तं प्राप्त मनुभवेत्, हृदये ना पराजितः ॥**

તાત્પર્યકે–સુખ વા દુઃખ, પ્રિય વા અપ્રિય, જે પ્રાપ્ત થાય તે મનમાં ગભરાયા વિના અનુભવવું. હવે ઉદય તરફ દૃષ્ટિપાત કરતાં જણાશે કે ઉદયમાં ઉપરોક્ત વિવેચન પ્રમાણે દરેક બંધુએ પોતાનો હિસ્સો અર્પણ કરવાની અગત્ય છે.

મહાન ઉપદેશકો ઉપદેશતા આવ્યા છે કેઃ—

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શુરઃ
નહીં તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

ઇશ્વરી સંદેશ રૂપ ઉપદેશ સંક્ષિપ્ત રૂપમાં હોવા છતાં કેટલો રહસ્ય પૂર્ણ છે. ભક્તિ, દાતાપણું અને વીરત્વ એમાંના દરેક ગુણનું સ્વરૂપ અવલોકતાં, તેના પેટામાં અને પરંપરામાં અનેકાનેક સદ્‌ગુણોનો સમાવેશ થાય છે. અર્થાત દૈવી આંતર સંપત્તિનો સમાવેશ થતો જણાશે.

તપોધન નામક જ્ઞાતિમાં ઉપરોક્ત અંતર સંપત્તિની ન્યુનતા થતાંજ અનેકવિધ દુર્દશાનો પ્રવેશ થયેલો છે. અને તેનો એકનો એક તથા સત્યમાં સત્ય ઉપાય પણ " એ સંપત્તિની ખીલવણી કરવી " એજ છે. આંતર સંપત્તિ ખીલવતાં પહેલાં તમે પોતે " યોગ્ય થાઓ " અર્થાત્ તમારા અંતઃકરણ વિષે વાસ કરી વસેલા અને સમયે–પ્રસંગે ડંખના જેવા કે–અજ્ઞાન, કુસંપ, અદેખાઈ, કલેશ, અનુદારતા, સ્વાર્થ વૃત્તિ, અબ્રહ્મચર્ય ઉડાઉપણું, લોભ, ખારીલાપણું, સારા ધંધા અને સત્કર્મ તરફ બેપરવાઇ, આત્મ વિચાર કર્યા સિવાય માન્ય, અન્યના દોષોજ જોવાની દૃષ્ટિ, બાળલગ્ન, અને કન્યાવિક્રય ત્યજવાથી એ દોષોથી પ્રાપ્ત થતી શારીરિક અને માનસિક નબળાઇથી તમે સહજ બચશો. અને એમ થતાં હૃદય કમળમાં દૈવી સંપત્તિરૂપ સદ્‌ગુણો જેવા કે—સાત્વિકતા, સત્કર્મ, જ્ઞાન ભક્તિ, નિષ્કામતા, દાનવૃત્તિ, સ્વાર્થ ત્યાગ, દીનવત્સલતા, કાર્યકુશળતા, સહાય, વીર્ય શૌર્ય, ઐક્ય ઇત્યાદિ સદ્‌ગુણો સ્ફુરશે, અને વખત જતે સ્થાયી થશે.

આ સદ્‌ગુણોનો સંચય અને વ્યવહારમાં તેનો યથેચ્છ વ્યય એજ આદર્શરૂપ જીવન છે. આદર્શરૂપ જીવન વ્યતિત કરેલા નરરત્નો–સ્ત્રીરત્નો જેવાં કે રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકર સ્વામી, શિવાજી, હરિશ્ચંદ્ર, સત્યવાદી રેગ્યુલસ, ગાંધી, ગોખલે, પારેખ, દાદાભાઇ, સીતા, તારામતી, દમયંતી, .. [illegible] વગેરેને હમેશાં સ્મરણમાં રાખી યથાશક્તિ તે પ્રવાહે વહન કરવાની અગત્ય છે. ઉતાવળ ન કરતાં ક્રમે ક્રમે ઉપરોક્ત ગુણોનો પ્રવેશ થશે.

મારા યુવક પતિત ગણ ! આપણો પુનરોદ્ધાર તમો જ્યાંસુધી બાહ્ય આડંબર, માત્ર વાતોથીજ વિરમવાપણું, અને ઉપરના નાટકી દેખાવો કર્યા કરશો, અને અંતરમાં પોતાના તન, મન ધનને માત્ર અધિકાધિક લોભ પાછળ, કે સ્વાર્થ સાધવામાં ચોજી રાખશો ત્યાંસુધી થવાનો નથીજ પણ પ્રાણી માત્ર પ્રત્યે કુટુંબપ્રીતિ તથા સાદાઇ ધારણ કરીને પ્રાપ્ત ધન, મનની યથાશક્તિ આહુતી માનવ સેવાના–જ્ઞાતિસેવાના મહાયજ્ઞમાં હર્ષપૂર્વક અર્પણ કરશો ત્યારેજ થઇ શકશે.

એકાદ બિચારો શું કરી શકે આ સ્તોત્ર વારવાર કર્ણગોચર થાય છે. પરંતુ બિચારો કોઇજ નથી. પ્રત્યેકને શરીરરૂપ અમુલ્ય વસ્તુ અને મનરૂપ ચિંતામણી પ્રાપ્તજ છે. તે વડે સઘળું સાધ્યજ છે. અસાધ્ય એવું કાંઇજ નથી. જેમ એક બીજ નષ્ટ થતાં અનેકાનેક બીજો તેમાથી ઉદ્ભવે છે. તેમ આદર્શરૂપ સ્વજીવન બીજનું લોકસેવારૂપી રસાળ ક્ષેત્રોમાં વાવેતર કરીને–એ જીવનના તન મન ધનરૂપી સ્વરૂપનો એ ભૂમિમાંજ વિનાશ થવા દઇને, તે વડે એવાં બીજાં અસંખ્ય આદર્શરૂપ જીવનો બનાવવાની કુદરતને તક આપવી જોઇએ. આ પ્રમાણે જે અસંખ્ય બીજો–આદર્શરૂપ જીવનો ઉત્પન્ન થશે તેમાંનું દરેકે દરેક પાછું એકમાંથી અનેક બનાવવા તેટલીજ અમાપ શક્તિવાળુંજ થશે.

હે વ્યાપક પરમાત્મદેવ ! આ સત્ય સમજણ અને તેના મહત્ પરિણામોની કલ્પના અમારા મોહવશ તપોધન બન્ધુઓમાં ઉદ્ભવો. લી. જ્ઞાત્યભ્યુદયચિંતક,

**મણિશંકર દાદાભાઈ મહેતા.**

---

## દેશપરદેશ સમાચાર

**તપોધન બ્રાહ્મણ વેદશાળાની સ્થાપના**—સંવત ૧૯૭૧ ના મહા સુદ ૫ ને બુધવારે ઇડર સ્ટેટમા આવેલા વડાલી ગામ કે જ્યાં લગભગ ૩૦૦ ઘરની વસ્તી છે. ત્યાંના જ્ઞાતિહિતચિંતકોએ વેદ પાઠશાળાની સ્થાપના કીધી છે. સ્થાપના કરતી વખતે ઇડરથી મ. શંકરલાલ ગુલાબરાય રાવળ તેમ ઇડર વેદશાળાના અધ્યાપક ઉગ્રેશ્વર મહારાજને આમત્રણ કરવામાં આવ્યું હતું. સ્થાપના કીધા પછી સાંજે જૈન આચાર્ય બુદ્ધિસાગરજીના અધ્યક્ષપણા નીચે જ્ઞાતિના સાર્વજનિક મકાનમા સભા બોલાવવામાં આવી હતી તે વખતે સુપ્રસિદ્ધ શેઠ લલ્લુભાઇ ગુલાબચંદ તથા અન્ય મહાજન મંડળ એકત્ર થયુ હતું. તપોધન જ્ઞાતિમાંથી પણ યુવાનો, વૃદ્ધો અને બાળકોની સારી સંખ્યા હતી. પ્રથમ મ. શંકરલાલે આચાર્ય મહારાજ બુદ્ધિસાગરજીના ગુણોનું ગાન કરી તેમને અધ્યક્ષપણું સ્વીકારવાને દરખાસ્ત મુકી તેને અનુમોદન મળતાની સાથે આચાર્ય મહારાજે પોતાનુ શરૂઆતનુ વિવેચન કરી તેમની સાથે આવેલા સંસ્કૃત અધ્યાપકજીને વિદ્યા વિષે બોલતા સુચના કરી. શાસ્ત્રીજીએ વિદ્યાથી થતા ફાયદાનુ સારી પેઠે દિગ્દર્શન કરાવી શ્રોતાઓનાં મન રંજન કીધાં. ત્યારબાદ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિના ૭ વર્ષના વિદ્યાર્થી શિવશંકર નેમશંકરે સંપ, કેળવણી અને સદાચાર ઉપર સારૂ ભાષણ વાંચી સંભળાવ્યું. તત્પશ્ચાત્ આચાર્ય મહારાજે જણાવ્યું કે આજ માંગલિક સમજે જ્ઞાતિના અગ્રગણ્ય પુરૂષોએ મને અત્રે બોલાવી જે કાર્ય આરંભ્યુ છે તે ખરેખર સ્તુતિ પાત્ર છે. જ્યારે દ્વિજ નામથી ઉતરતી કોમોએ પોતપોતાની જ્ઞાતિના ઉદ્ધારાર્થે બોર્ડીંગો શાળાઓ આદિ કાઢી ઉન્નતિસુચક માર્ગ લીધેલો છે તો પછી આ તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ કે જે પ્રાચીન સમયમા ઉચ્ચ સ્થાને હતી. અને જેની ઉચ્ચતા **તપોધન** શબ્દઉપરથી સ્વત: સિદ્ધ થાય છે તે જ્ઞાતિએ હવે જેમ બને તેમ સત્વર પોતાની અસલ હાલત પ્રાપ્ત કરવી જોઇએ. મને આશા છે કે જો કે આ જ્ઞાતિમા કેળવણીનો પ્રચાર બહુ થોડો છે છતા જ્ઞાતિજનો વધારે ઉમંગી હોવાથી દિનપ્રતિદિન ઉન્નતિ થશે. પછી જ્ઞાતિનો ઘણોખરો ભાગ બહારગામ રહેતો હોવાથી ફંડની પણ વૃદ્ધિ અવશ્ય થશે. માટે આવા શુભ કાર્યને ટકાવી રાખી દરેક મનુષ્યે પોતાના બાળકોને સંસ્કૃત કેળવણી આપવામા તન મન અને ધનથી યોગ્ય મદદ કરવી જોઇએ. ત્યારપછી ઇડરનિવાસી મહાશય શંકરલાલ ગુલાબરાયે જણાવ્યું કે, જ્ઞાતિજનો ! મનુ

ષ્યનું મનુષ્યત્વ ત્યારે જ સફળ થયું કહેવાય. જ્યારે મનુષ્ય પોતાના મનુષ્યત્વનો ઉપયોગ કરે નહી તો માણસ અને પ્રાણીમાં શો તફાવત ગણાય? યદિ આપણે, તપોધન પદ ધારણ કરીને પોતાના કર્મથી વિમુખ બની જઇએ. (અર્થાત્ બ્રાહ્મણનાં કર્મો, વેદ ભણવો, ભણાવવો, દાન આપવું, લેવું. અને યજ્ઞ કરવો, કરાવવો વિગેરે) નો આપણે સૌ કરતાં વધારે નિકૃષ્ટ ગણાવા પાત્ર થઇશું. બંધુઓ, આપણી પ્રાચીન સમયની હાલત ઉપર વિચાર કરો કે ક્યાં તપરૂપી ધન ધારણ કરી જનમંડળ હિતાર્થે બોધ કરતા આપણા પૂર્વ વડિલો, અને ક્યં આજકાલના ભિક્ષાર્થે ગલી ગલી, દ્વાર દ્વાર, શેહેરે શેહેર ભ્રમણ કરતા તપોધન બ્રાહ્મણો ? આપણી ઉન્નતિનો આધાર આપણા ભાવિ બાળકોઉપર રહેલો છે, તો તેમને સરસ્વતિ દેવીના આશ્રમમાં મુકી અજ્ઞાનરૂપી અંધકારમાં અથડાતી જ્ઞાતિને ઉન્નતિ રૂપી કિનારે લાવવા પ્રયત્નશીલ થાઓ. તત્પશ્ચાત્ શાળાના નિભાવ અર્થે ફંડ એકત્ર કરવામાં આવ્યું હતું જેમાં તે જ ક્ષણે આશરે રૂ. ૩૦૦) એકત્ર થયા હતા. તત્પશ્ચાત્ આચાર્ય મહારાજનો ઉપકાર માન્યા પછી સભા વિસર્જન કરવામાં આવી હતી ઇત્યાદિ.

ઉક્ત પાઠશાળાના કાર્યકર્તા તરીકે લીખીત મહાશયોનો નીમ કરવામાં આવ્યો છે;—

પ્રમુખ રાવળ મનસુખરામ રામચંદ્ર. સેક્રેટરીઓ રા. રા. માધવરામ જીવરામ અને રા. રા. ચુનીલાલ લીલાચંદ. કોષાધ્યક્ષ— રા. ક્ષેમરામ જેઠીરામ. હીસાબ રાખનાર—રા. શિવરામ ખુશાલભાઇ. સલાહકાર—રા. વસ્તારામ ક્ષેમરામ. રા. જીવરામ જેઠીરામ. રા. નેમશંકર વહાલજી. રા. મોહનલાલ ઉગ્રેશ્વર. રા. મુલચંદ માણકેશ્વર. રા. દલસુખરામ જોઇતારામ. રા૦ ઉગ્રેશ્વર જેઠીરામ. રા. અમથારામ પીતાંબર. રા. ઉગ્રેશ્વર શિવરામ. રા. માધવરામ સેવકરામ અને ગણપતરામ પુંજીરામ.

**વાયુ મંડળમાંથી વિજળીની પ્રાપ્તિ**—વિદ્યુત્ એ એક અદ્ભુત પ્રાકૃતિક પદાર્થ છે. એમાં અનંત શક્તિઓ રહેલી છે. એનું જ્ઞાન વધારે ને વધારે મેળવવા આધુનિક વૈજ્ઞાનિકો ખાઇ પીને લાગી રહ્યા છે. વિજળીની મદદથી ખેતીના ઘણાં કામ આજકાલ થાય છે. એથી ખેતીની શક્તિ વધે છે. તાર ચાલે છે એ આદિ ઘણાં કામો થાય છે, પણ તેમાં ઘણો ખર્ચ થાય છે. કારણકે એ બધું પ્રાપ્ત કરવાને મોટાં મોટાં યંત્રો લગાડવાં પડે છે પણ આધુનિક સમયમાં એક નવી જ બીજી શોધ થઇ છે. સ્પેન દેશનિવાસી બ્લેકો નામના એક વિજ્ઞાન વેત્તાએ વાયુમંડળમાંથી સાદા યંત્રોની મદદથી ઉપરોક્ત વિદ્વાન પુરૂષે યથેચ્છ વિજળી પ્રાપ્ત કરવાની અને એથી મનમાન્યાં અનેક કામો કરવાની પ્રક્રિયા થોડા વખત ઉપર ઘણાં માણસોને વ્યક્ત કરી દેખાડી આપી છે. આથી સંભવ છે કે થોડા સમયમાં વિજળીનાં કારખાનાંઓ બંધ થશે! અને એને બદલે સેનર બ્લેકોના યત્રની મદદથી વિજળી પ્રાપ્ત કરીને લોકો એ વડે વિવિધ મહાન્ કાર્યો કરશે!

**ગુજરાતમાં પેનના પથ્થરની ઉત્પત્તિ**—ધરમપુર સંસ્થાનના ડુંગરોમાંથી ઔરંગા નામની નદી વહે છે. ચોમાસામાં વર્ષાદ થાય છે ત્યારે એમાં બહુ ભારે રેલ આવે છે. અને એ રેલમાં લક્કડ તથા કાળી ઝીણી રેતી (કે જે હજુ પણ ઘણે ઠેકાણે બ્લોટીંગ પેપરની જગોએ વપરાય છે.) બહુ મોટા પ્રમાણમાં ઘસડાઇ આવે છે. જ્યાં દરિયો પાસે છે ત્યાં નદીમાં કેટલાક માઇલ સુધી જુવાળ ચડેછે, અને જ્યારે જુવાળના પાણી ઉતરી જાયછે ત્યારે તેમાંથી ન્હાના ન્હાના પથ્થરના કકડાઓ જડે છે. એ કકડાઓ સફેદ પડના ભૂરા રંગના હોય છે. અને આવા પથ્થરો છેક ભદેલી ગામથી દરિયાકિનારાસુધી પથરાયલાછે. આ પથ્થરને

સ્લેટઉપર પેનની જગોએ વાપરતાં, લીસોટા રહેતા નથી, એટલે પેનની પેઠે લખીને ભુસતા સાફ થઈ જાયછે. ગરીબ છોકરાઓ ત્હેનો પેનની જગોએ છૂટથી ઉપયોગ કરેછે. છોકરાઓ નદીમાંથી તેવા પથ્થરાઓ વીણી લાવી ચપ્પુવતી ઘસીને ત્હેની ઝીણી ભૂકી કરેછે; આ ભૂકી ને પાણીમાં પલાળતાં ભૂરા રંગનો ગારો થાય છે. તે ગારાને ઘઉંના લોટની કણકનીપેઠે ખૂબ મસળે છે; અને ત્યારપછી ત્હેનો પેનના જેવો ગોળ ઘાટ બનાવે છે; અને ત્યારપછી સૂકવેછે. જ્યારે તે સૂકાઈ રહે ત્યારે ત્હેને અગ્નિમાં પકવે છે અને પછી ત્હેને લખવાના કામમાં લે છે. આ પેનને " દુધીઆ પથ્થરપેન "ના નામથી ઓળખે છે.

શોકઃ—વણસોલના ત. ઘા. મ. લલ્લુભાઇ ભવાનીશંકર માઘ સુ. ૧૦ ને સોમવારે દેવલોક પામ્યા છે. ને નિમિતે રૂ. ૧) આ પ્ર. માસિકને દાન કરવામાં આવ્યો છે પરમાત્મા મૃત આત્માને શાંન્તિપ્રદાન કરે !

શોક—આપણી જ્ઞાતિના મહોત્સાહી નીગાળા (કાઠીઆવાડ)ના મ. ગોવિંદજી ત્રીકમજી વૈધના ભાણેજ મ૦ વેણીશંકર જેશંકર જેઓ મુંબાઇમાં નોકરી કરતા હતા તથા જેમની ઉંમર ૨૨ વર્ષની હતી. તેઓને અકસ્માત પ્લેગ થવાથી દેવલોક પામ્યા છે. પરમાત્મા તેમના આત્માને શાંન્તિ આપે અને તેમના કુટુંબના માણસોને ધૈર્ય પ્રદાન કરે !

---

## લવાજમની પહોંચ.

| | | | |
|---|---|---|---|
| મ. જીવરામ ખુશાલભાઇ | નીરોડા | મ. તુલજારામ ગમશંકર | સુરત. |
| મ. કાળીદાસ વલ્લભરામ | ફુલપાડા. | મ. અંબારામ ભાણાભાઈ | ફુલપાડા |
| મ. અબારામ ગોરધન | અમરેલી. | મ. ફકીરચંદ ખુશાલ | ફુલપાડા |
| મ. ન્હાનાભાઇ ફીકાભાઇ | સુરત. | મ ફકીરચંદ નરભેરામ | સુરત. |
| મ. રામચંદ્ર મગનલાલ | ભરુચ. | | |

---

## ચૈત્ર માસનો, આ માસિકનો ખાસ અંક.

સુજ્ઞ બંધુઓ, આ માસની આખરે આપણા માસિકનું પાંચમુ વર્ષ સમાપ્ત થાયછે અને આગામી ચૈત્ર માસથી નવું છઠું વર્ષ શરૂ થશે. આ અંક હમારા વાંચકોને વિશેષ ઉપયોગી થાય અને હમારા વાંચકોને સાહિત્યરૂપ થઈ પડે એવા હેતુથી ખાસ મોટો અંક કાઢવાની વ્યવસ્થા કરવામાં આવી છે. જેમાં સારા વિદ્વાન્ પુરૂષો અને વિદુષી સ્ત્રીઓના લેખો દાખલ કરવામાં આવશે. આ અંકમાં પાંચમા વર્ષના આશ્રયદાતાનો ફોટો આપવાનો પણ વિચાર છે. આ માસિકની આર્થિક સ્થિતિ આ ખરચને પહોંચી વળવા જેવી નહિં હોવા છતાં પણ હમે આ સાહસ કરવા પ્રયત્ન કરીએ છીએ પરંતુ હમને ઇશ્વરના ઉપર ભરૂસો છે કે પરાર્થવૃત્તિથી કરવામાં આવતા કાર્યને યેનકેનપ્રકારથી મદદ મળ્યાજ કરશે. હમારા કદરદાન ગ્રાહકોનું કામ છે કે હમારા આ કામની પૂર્તિ અર્થે નવા વર્ષથી દરેક ગ્રાહક હમને એક એક નવો ગ્રાહક બનાવી આપશે. જે મહાશયો નવા વર્ષથી ગ્રાહક થશે તેમને આ ખાસ અંકનો લાભ મળશે. માટે આ ઉત્તમ તક ન ગુમાવતા વિદ્યાપ્રિય મહાશયો આ માસિકના ગ્રાહકો બની તેના કામને ઉત્તેજન આપશે.

લી૦ સેવક

છગનલાલ જગન્નાથ

વ્યવસ્થાપક.